· પ્રકાશક અને પ્રાપ્તિસ્થાન ·

યશોભારતી જૈન પ્રકાશન સમિતિ

ઠે. ઇન્ડસ્ટ્રીઅલ ઇન્ડસ્ટ્રીઝ

૪૫, એપોલો સ્ટ્રીટ, મુંબઈ – ૧



卐

પ્રથમ આવૃત્તિ

卐

પ્રત ૫૦૦

卐

વિ. સં. ૨૦૨૨ ]  વીરસંવત્ ૨૪૯૨  [ ઇ. સ. ૧૯૬૬

卐

· મુદ્રક ·

નવપ્રભાત પ્રેસ, અમદાવાદ, ૧ ફોર્મ;

આનંદસાગર પ્રિન્ટિંગ પ્રેસ, નવસારી, ૨॥ ફોર્મ; અને બાકીના ફોર્મ

જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર

સૂરત સિટી પ્રિન્ટિંગ પ્રેસ, મોટા મંદિર સામે, સૂરત–૧.

---

Yas'obharati Jaina Prakas'ana Samiti : Puspa 2

# YAS'ODOHANA

## [ LIFE & WORKS

## OF

NYAYAVIS'ARADA NYAYACARYA

## Mahopadhyaya S'ri Yas'ovijayjigani ]

( With an exhaustive introduction & five appendices )

BY

**Prof. HIRALAL RASIKDAS KAPADIA** M. A.
Formerly Lecturer in Mathematics & subsequently Professor of Ardhamagadhi & University Teacher for Ph. D. in Ardhamagadhi ( Bom. Univ. ).

EDITED BY

MUNI S'RI YAS'OVIJAYJI

Vira Samvat 2492 ] [ A. D. 1966

Vikrama Samvat 2022

PRICE : Rs. 7-00

— **Published By** —

Chandulal Vardhman SHAH

For S'ri Yas'obhāratī Jaina Prakās'ana Samiti

C/o Industrial Engineering Co.

45, Apolo Street, Bombay—1

FIRST EDITION

COPIES 500

— **Printed By** —

Navbharat Press, Ahmedabad;
Anandsagar Press, Navsari &

Jashvantsinh Gulabsinh Thakore
Surat City Printing Press,
Opp. Mota Mandir, SURAT - 1

# વિષયાનુક્રમ

| વિષય | પૃષ્ઠાંક |
| --- | --- |



# પ્રકાશકીય નિવેદન

પૂજ્યપાદ પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્યપાદ પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ અને પરમપૂજ્ય મુનિરાજ શ્રીયશોવિજયજી મહારાજશ્રીની પ્રેરણાથી સ્થપાયેલ, શ્રી યશોભારતી જૈન પ્રકાશન સમિતિના દ્વિતીય પુષ્પ તરીકે 'યશોદોહન' નામના ગ્રન્થનું પ્રકાશન કરતાં અમો આનંદની લાગણી અનુભવીએ છીએ.

આ ગ્રન્થના લેખક સુરતના જાણીતા વિદ્વાન પ્રોફેસર શ્રી હીરાલાલ રસિકદાસ કાપડિયા છે. એમણે ખૂબ જ પરિશ્રમ લઈને સ્વ. પૂજ્ય ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજશ્રીના ગ્રન્થોનો પરિચય કરાવ્યો છે. એ માટે અમે એઓના હાર્દિક આભારી છીએ.

ઉપાધ્યાયજી ભગવતના મુદ્રિત-અમુદ્રિત ગ્રન્થોનો પદ્ધતિસર પરિચય આપતું આ જાતનું પુસ્તક અમારી સમજ પ્રમાણે પહેલું જ છે. આ ગ્રન્થના વાંચનથી વાચકોને ઉપાધ્યાયજી ભગવંતની સર્વતોમુખી પ્રતિભા, આધ્યાત્મિકતા અને વિદ્વત્તાનો ખ્યાલ મળશે અને તેઓશ્રીના ગ્રન્થના અધ્યયન પ્રતિ ઉત્કંઠા જાગશે તો આ ગ્રન્થના પ્રકાશનનો શ્રમ સાર્થક લેખાશે.

આ ગ્રન્થનું સંપાદન પરમપૂજ્ય મુનિપ્રવર શ્રીમદ્ યશોવિજયજી મહારાજે કર્યું છે તે માટે તેઓશ્રીના ઋણી છીએ. આ પ્રકાશનમાં જે કંઈ ક્ષતિઓ રહી ગઈ હોય તે માટે ક્ષમા માગી, તે જણાવવા અથવા સુધારીને વાંચવા નમ્ર વિનંતી છે.

તા. ૧૬-૨-'૬૬<br>
૪૫, એપોલો સ્ટ્રીટ, કોટ,<br>
મુંબઈ



**ચંદુલાલ વર્ધમાન શાહ**<br>
યશોભારતી જૈન પ્રકાશન સમિતિના<br>
મંત્રી

## હવે પછી પ્રકાશિત થનારા ગ્રન્થોની યાદી

| | | |
|---|---|---|
| ૧. | આર્ષભીયચરિત્ર | ( મહાકાવ્ય ) |
| ૨. | તિઙન્વયોક્તિ | ( વ્યાકરણ ) |
| ૩. | આત્મખ્યાતિ | ( ન્યાય ) |
| ૪. | પ્રમેયમાલા | ( ,, ) |
| ૫. | વાદમાલા | ( ,, ) |
| ૬. | વાદમાલા | ( ,, ) |
| ૭. | વિષયતાવાદ | ( ,, ) |
| ૮. | વીતરાગસ્તોત્ર અષ્ટમ પ્રકાશની ટીકાઓ | ( ,, ) |
| ૯. | ન્યાયસિદ્ધાન્તમંજરીટીકા | ( ,, ) |
| ૧૦. | કાવ્યપ્રકાશટીકા | ( અલંકાર ) |
| ૧૧. | વૈરાગ્યરતિ* | ( ઉપદેશ ) |
| ૧૨. | વિજયપ્રભસૂરિ ઉપર પત્ર | ( પત્ર ) |
| ૧૩. | સિદ્ધસહસ્રનામકોશ | ( કોશ ) |

આ ઉપરાંત ઉપાધ્યાયજીની કેટલીક ગુજરાતી ગદ્ય–પદ્ય કૃતિઓ તથા ઐન્દ્રસ્તુતિ, સ્તોત્રોના અનુવાદો, તેઓશ્રીના ગ્રન્થના આદિ અંતના ભાગો અનુવાદ સાથે વગેરે વગેરે સામગ્રી પ્રગટ થનાર છે.

---

* આ કૃતિ છપાય છે.

# સંપાદકીય નિવેદન

વિક્રમની સત્તરમી સદીમાં જન્મેલા, જૈન ધર્મના પરમ પ્રભાવક, જૈન દર્શનના મહાન દાર્શનિક, જૈન તર્કના મહાન તાર્કિક, ષડ્દર્શનવેત્તા અને ગુજરાતના મહાન જ્યોતિર્ધર, **શ્રીમદ્ યશોવિજયજી મહારાજ**—જેઓ એક જૈન મુનિવર હતા. યોગ્ય સમયે અમદાવાદના જૈન શ્રીસંઘે સમર્પિત કરેલા, ઉપાધ્યાય પદના બિરુદથી 'ઉપાધ્યાયજી' બન્યા હતા. સામાન્ય રીતે વ્યક્તિ 'વિશેષ' નામથી જ ઓળખાય છે. પણ આમના માટે થોડીક નવાઈની વાત એ હતી કે જૈન સંઘમાં તેઓશ્રી વિશેષ્યથી નહિ પણ 'વિશેષણ'થી સવિશેષ ઓળખાતા હતા. "ઉપાધ્યાયજી આમ કહે છે, આ તો ઉપાધ્યાયજીનું વચન છે" આમ 'ઉપાધ્યાયજી'થી શ્રીમદ્ યશોવિજયજીનું જ ગ્રહણ થતું હતું. વિશેષ્ય પણ વિશેષણનો પર્યાયવાચક બની ગયું હતું. આવી ઘટનાઓ વિરલ વ્યક્તિઓ માટે બનતી હોય છે. એઓશ્રી માટે તો આ બાબત ખરેખર ગૌરવાસ્પદ હતી.

વળી એઓશ્રીનાં વચનો માટે પણ એને મળતી બીજી એક વિશિષ્ટ અને વિરલ બાબત છે. એમની વાણી, વચનો કે વિચારો 'ટંકશાલી' એવા વિશેષણથી ઓળખાય છે. વળી ઉપાધ્યાયજીની શાખ એટલે 'આગમશાખ' અર્થાત્ શાસ્ત્રવચન. એવી પણ પ્રસિદ્ધિ છે. વર્તમાનના એક વિદ્વાન આચાર્યે એમને 'વર્તમાનના મહાવીર' તરીકે પણ ઓળખાવ્યા હતા.

આજે પણ શ્રીસંઘમાં કોઈ પણ બાબતમાં વિવાદ જન્મે ત્યારે ઉપાધ્યાયજી વિરચિત શાસ્ત્ર કે ટીકાની 'શહાદત'ને અન્તિમ પ્રમાણ

ગણવામાં આવે છે. ઉપાધ્યાયજીનો ચૂકાદો એટલે જાણે સર્વજ્ઞનો ચૂકાદો. એટલે જ એમના સમકાલિક મુનિવરોએ તેઓશ્રીને 'શ્રુતકેવલી' વિશેષણથી નવાજ્યા છે એટલે કે 'શાસ્ત્રોના સર્વજ્ઞ' અર્થાત્ શ્રુતના બળે કેવલી. એનો અર્થ એ કે સર્વજ્ઞ જેવું પદાર્થનું સ્વરૂપ વર્ણવી શકનારા.

આવા ઉપાધ્યાયજી ભગવાને બાલ્યવયમાં (આઠેક વર્ષની આસપાસ) દીક્ષિત બનીને વિદ્યા પ્રાપ્ત કરવા માટે ગુજરાતમાં ઉચ્ચ કોટિના વિદ્વાનોના અભાવે કે ગમે તે કારણે ગુજરાત છોડીને દૂર – સુદૂર પોતાના ગુરુદેવ સાથે કાશીના વિદ્યાધામમાં જવું પડ્યુ હતું અને ત્યાં છયે દર્શનનો તેમજ વિદ્યા-જ્ઞાનની વિવિધ શાખા-પ્રશાખાઓનો આમૂલચૂલ અભ્યાસ કર્યો. અને તેના ઉપર તેઓશ્રીએ અદ્ભુત પ્રભુત્વ મેળવ્યું હતું. અને વિદ્વાનોમાં 'ષડ્દર્શનવેત્તા' તરીકે પંકાયા હતા.

કાશીની રાજસભામાં એક મહાસમર્થ દિગ્ગજ વિદ્વાન–જે અજૈન હતો–તેની જોડે અનેક વિદ્વાનો અને અધિકારી આદિ સમક્ષ શાસ્ત્રાર્થ કરી વિજયની વરમાળા પહેરી હતી. તેઓશ્રીના અગાધ પાણ્ડિત્યથી મુગ્ધ થઈને કાશીનરેશે તેઓશ્રીને 'ન્યાયવિશારદ' બિરુદથી અલંકૃત કર્યા હતા. તે વખતે જૈન સંસ્કૃતિના એક જ્યોતિર્ધરે – જૈન પ્રજાના એક સપૂતે-જૈન ધર્મનો અને ગુજરાતની પુણ્યભૂમિનો જયજયકાર વર્તાવ્યો હતો અને જૈન શાસનની શાન બઢાવી હતી.

વિવિધ વાઙ્મયના પારંગત વિદ્વાન જોતાં આજની દૃષ્ટિએ કહીએ તો તેઓશ્રીને બે ચાર નહિ પણ સંખ્યાબન્ધ વિષયોના પી.એચ. ડી. કહીએ તો તે યથાર્થ જ છે.

ભાષાની દૃષ્ટિએ જોઈએ તો ઉપાધ્યાયજીએ અલ્પજ્ઞ કે વિશેષજ્ઞ, બાળ કે પંડિત, સાક્ષર કે નિરક્ષર, સાધુ કે સંસારી વ્યક્તિના જ્ઞાનાર્જનની

સુલભતા માટે, જૈન ધર્મની મૂલભૂત પ્રાકૃત ભાષામાં, એ વખતની રાષ્ટ્રીય જેવી ગણાતી સંસ્કૃત ભાષામાં તેમજ હિન્દી ગુજરાતી ભાષાભાષી પ્રાન્તોની સામાન્ય પ્રજા માટે હિન્દી ગુજરાતીમાં વિપુલ સાહિત્યનું સર્જન કર્યું છે. (જુઓ પરિશિષ્ટ ૨). એઓશ્રીની વાણી સર્વનયસંમત ગણાય છે.

વિષયની દૃષ્ટિએ જોઈએ તો એમને આગમ, તર્ક, ન્યાય, અનેકાંતવાદ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, અલંકાર, છંદ, યોગ, અધ્યાત્મ, આચાર, ચારિત્ર, ઉપદેશ આદિ અનેક વિષયો ઉપર માર્મિક અને મહત્ત્વપૂર્ણ રીતે લખ્યું છે.

સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો એમની કૃતિઓની સંખ્યા 'અનેક' શબ્દથી નહિ પણ 'સેંકડો' શબ્દોથી જણાવી શકાય તેવી છે. આ કૃતિઓ બહુધા આગમિક અને તાર્કિક બંને પ્રકારની છે. એમાં કેટલીક પૂર્ણ, અપૂર્ણ બને જાતની છે અને અનેક કૃતિઓ અનુપલબ્ધ છે. પોતે શ્વેતામ્બર પરંપરાના હોવા છતાં દિગમ્બરાચાર્યકૃત ગ્રન્થ ઉપર ટીકા રચી છે. જૈન મુનિરાજ હોવા છતાં અજૈન ગ્રન્થો ઉપર ટીકા રચી શક્યા છે. આ એમના સર્વગ્રાહી પાણ્ડિત્યનો પ્રખર પુરાવો છે. શૈલીની દૃષ્ટિએ જોઈએ તો એમની કૃતિઓ ખણ્ડનાત્મક, પ્રતિપાદનાત્મક અને સમન્વયાત્મક છે. ઉપાધ્યાયજીની ઉપલબ્ધ કૃતિઓનું પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરીને, પૂરા પરિશ્રમથી અધ્યયન કરવામાં આવે તો, જૈન આગમ કે જૈન તર્કનો લગભગ સંપૂર્ણ જ્ઞાતા બની શકે. અનેકવિધ વિષયો ઉપર મૂલ્યવાન, અતિમહત્વપૂર્ણ સેંકડો કૃતિઓના સર્જકો આ દેશમાં ગણ્યાગાંઠ્યા પાક્યા છે, તેમાં ઉપાધ્યાયજીનો નિઃશંક સમાવેશ થાય છે. આવી વિરલ શક્તિ અને પુણ્યાઇ કોઈના જ લલાટે લખાએલી હોય છે. આ શક્તિ ખરેખર ! સદ્ગુરુકૃપા, જન્માન્તરનો તેજસ્વી જ્ઞાનસંસ્કાર અને સરસ્વતીનું સાક્ષાત્ મેળવેલું વરદાન, આ ત્રિવેણીસંગમને આભારી હતી.

તેઓશ્રી 'અવધાન'કાર ( એટલે બુદ્ધિની ધારણાશક્તિના ચમત્કારો ) પણ હતા. અમદાવાદના શ્રીસંઘ વચ્ચે અને બીજી વાર અમદાવાદના મુસલમાન સુબાની રાજસભામાં આ અવધાનના પ્રયોગો કરી બતાવ્યા હતા. તે જોઈને સહુ આશ્ચર્યમુગ્ધ બન્યા હતા. માનવીની બુદ્ધિ-શક્તિનો અદ્ભુત પરચો બતાવી જૈન ધર્મ અને જૈન સાધુનું અસાધારણ ગૌરવ વધાર્યું હતું. તેઓશ્રીની શિષ્યસમ્પત્તિ અલ્પસંખ્યક હતી. અનેક વિષયોના તલસ્પર્શી વિદ્વાન છતાં 'નવ્ય ન્યાય' ને એવો આત્મસાત્ કર્યો હતો કે, નવ્ય ન્યાયના 'અવતાર' લેખાયા હતા. આ કારણથી તેઓ 'તાર્કિકશિરોમણિ' તરીકે વિખ્યાત થયા હતા. જૈન સંઘમાં નવ્યન્યાયના આ આદ્ય વિદ્વાન હતા. જૈન સિદ્ધાન્તો અને તેના ત્યાગ વૈરાગ્યપ્રધાન આચારોને નવ્ય ન્યાયના માધ્યમ દ્વારા તર્કબદ્ધ કરનાર માત્ર, અદ્વિતીય ઉપાધ્યાયજી જ હતા. એમનું અન્તિમ અવસાન ગુજરાતના વડોદરા શહેરથી ૧૯ માઈલ દૂર આવેલા પ્રાચીન દર્ભાવતી, વર્તમાનમાં 'ડભોઈ' શહેરમાં વિ. સ. ૧૭૪૩માં થયુ હતુ. આજે એમની દેહાન્તભૂમિ ઉપર એક ભવ્ય સ્મારક ઊભું કરવામાં આવ્યું છે. જ્યાં એમની વિ. સં. ૧૭૪૫ માં પ્રતિષ્ઠા કરેલી પાદુકા પધરાવવામા આવી છે. ડભોઈ એ રીતે બડભાગી બન્યુ છે.

ઉપાધ્યાયજીના જીવનની અને તેઓશ્રીને સ્પર્શતી બાબતોની અલ્પ ઝાંખી કરી. હવે પ્રસ્તુત પુસ્તક અંગે 'કંઈક' કહુ.

### પ્રસ્તુત પુસ્તક અંગે—

આવા એક અનોખા મહાપુરુષની શ્રુત કે સારસ્વત સેવા કે તેની સાધના કેવી ઊંડી અને વિશાળ હતી? તેઓશ્રીની જન્મદત્ત નૈસર્ગિક પ્રતિભા કેવી હતી? નાનીશી માનવ જિંદગી, ત્યાગી જીવન, અનેક ફરજો અને જવાબદારીઓથી સકુલ જીવન છતા, એવી એક જ વ્યક્તિ પોતાની

સર્વતોમુખી પ્રતિભા અને અગાધ વિદ્વત્તાના વિરલ યોગે, સ્વ-પર કલ્યાણાર્થે વિવિધલક્ષી સાહિત્યનું અભિનવ સર્જન, પ્રાચીન વિચારોનું સંવર્ધન અને પ્રમાર્જન વગેરે દ્વારા સાહિત્યરાશિનો કેવો ઉમદા અને સમૃદ્ધ વારસો શ્રીસંઘને સોંપતા ગયા છે: એ બધી બાબતોનો સામાન્ય ખ્યાલ જૈન-અજૈન વિદ્વાનને આવે તો સારૂં! એ માટે પ્રસિદ્ધ થયેલી 'હેમસમીક્ષા'ની જેમ ઉપાધ્યાયજીના ગ્રન્થોની પણ પરિચય સાથે 'સમીક્ષા' પ્રગટ થાય તેવું કાર્ય કરવું. એવું સ્વપ્નું લાંબા કાળથી સેવ્યું હતું. સેવેલું સ્વપ્નું સાકાર બનશે કે કેમ ! એ મારા જેવા કમનસીબ અને પ્રમાદી માટે અનિશ્ચિત હતુ, એટલે વિચાર્યું કે ઉપાધ્યાયજીના વિપુલ સાહિત્યની સર્વાંગીણ સમીક્ષા તેના વિવિધ અભ્યાસીઓ દ્વારા વિવિધ રીતે થાય તો શું ખોટું છે ? ઉલટું સવિશેષ લાભપ્રદ જ છે. કારણકે દરેકની બૌદ્ધિકશક્તિ, વિચારધોરણ, રજૂઆતની કુશલતા અને સમીક્ષાની લઢણ સહુની નોખી નોખી હોય છે. એટલે આ સમીક્ષાનું કાર્ય માહિતીના સંગ્રહ માટે દેવી 'અન્નપૂર્ણા' જેવા ગણાતા સુરત નિવાસી જાણીતા વિદ્વાન પ્રો. શ્રી **હીરાલાલ** રસિકદાસ કાપડિયાને સોંપવામાં આવ્યું. અને 'સમીક્ષા'ના અનુકરણ રૂપે કરવાનું હોવાથી લેખકની ઇચ્છાનુસાર **'યશોદોહન'** એવું અભિધાન રાખ્યું. પણ તૈયાર થયેલું લખાણ જોયા બાદ લાગ્યું કે તેઓએ તેમાં 'સમીક્ષા'ને બદલે પ્રધાનતયા 'ગ્રન્થપરિચય' આપવાનું કાર્ય કર્યું છે. આથી સંભવ છે કે પ્રસ્તુત નામ તેના પૂર્ણાર્થમાં બંધબેસતુ ન લાગે! એમ છતાં તેઓએ પરિશિષ્ટાદિ વિવિધ અંગોને જોડવા પૂર્વક જે કાર્ય કર્યું છે તે પણ અતિ ઉપયોગી જ થયું છે. અને આ કાર્ય સારી રીતે પાર પડ્યું છે. એમ સાનંદ નોંધવુ જોઈએ અને એથી લેખક મહાશય ધન્યવાદના અધિકારી બને તે પણ સ્વભાવિક જ છે.

પ્રસ્તુત ગ્રન્થના બે ખંડ પાડવામાં આવ્યા છે. પુનઃ બીજા ખંડના ચાર ઉપખંડ પાડવામાં આવ્યા છે જેને દસ પેટાપ્રકરણો

વડે શોભાવ્યા છે. પ્રથમ ખંડમાં ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજીનું જીવનચરિત્ર અને તેને લગતી માહિતીઓ આપવામાં આવી છે. અને બીજા ખંડમાં તેનું કવન એટલે કે તેમને વિવિધ ભાષામાં જે કંઈ કહ્યું-લખ્યું તેનો પરિચય આપવામાં આવ્યો છે. આ બંને ખંડો ક્રાઉન ૧૬ પેજીના ૨૨ાા ફોર્મ એટલે ૩૬૦ પૃષ્ઠમાં મુદ્રિત થયા છે. ૨૩ મા ફોર્મથી પાચ પરિશિષ્ટો શરૂ કરવામાં આવ્યા છે. જે લગભગ ૧૦ ફોર્મ એટલે કે ૩૬૧ થી ૫૧૫ એટલે ૧૫૫ પૃષ્ઠમાં પૂર્ણ થયાં છે. અન્તમાં જરૂરી શુદ્ધિપત્રક પણ આપવામાં આવ્યું છે. ગ્રન્થના પ્રારંભમાં અનેક-વિધ માહિતી આપતો વિસ્તૃત ઉપોદ્ઘાત અને વિસ્તત વિષયસૂચી વગેરે જોડવામાં આવ્યાં છે. આ રીતે આ ગ્રન્થને આધુનિક રૂપ આપી ઉપયોગી બનાવવામાં આવ્યો છે. આથી શ્રદ્ધા છે કે ઉપાધ્યાયજીની સાહિત્યસેવાની વિવિધતા અને વિશાળતા જાણવા માટે આ ગ્રન્થ વિવિધ રીતે ઉપયોગી થઈ પડશે અને ઉપાધ્યાયજી પ્રત્યેના આદરમાનમાં વૃદ્ધિ કરાવશે અને એક વિરલ અને તેજસ્વી બુદ્ધિપ્રતિભાસંપન્ન વ્યક્તિ, અપ્રમત્ત ભાવના રાખી જ્ઞાનોપાસનાનો પ્રચણ્ડ પુરુષાર્થ કરે, સાથે સાથે સામાજિક કે દુન્યવી વહેવારોના આકર્ષક પ્રલોભનોની દૂર રહે તો શું સિદ્ધિ મેળવી શકે છે? તે અંગેની જ્વલન્ત પ્રેરણા પણ આપણને સહુને આ ગ્રન્થ આપી જશે. આ ગ્રન્થના વાચન દ્વારા વાચકો તેઓશ્રીના ઉત્તમ સાહિત્યના સેવન, સર્જન અને વિવર્ધનના કાર્યમાં ન્યૂનાધિકપણે પણ પ્રગતિ કરશે તો, આ ગ્રન્થપ્રકાશનની વિશેષ સાર્થકતા લેખાશે. બાકી તો જૈન શ્રીસંઘના સહકારથી ઉપાધ્યાયજી ભગવતે કરેલા અગણ્ય મહાન ઉપકારોનું ઋણ સેંકડો વર્ષ બાદ પણ અંશે અદા કરવાનું કાર્ય આવા ગ્રન્થો દ્વારા થઈ રહ્યું છે. એ જ જૈન શ્રીસઘ કે આ સંસ્થા માટે એક મોટી સંતોષાત્મક બાબત અને ગૌરવાસ્પદ ઘટના છે.

આ પ્રકાશન પણ સંજોગવશ 'દ્રુતવિલમ્બિતવૃત્ત'ની જેમ થોડું વિલંબે પ્રકાશિત થયું છે. પણ 'થયુ' છે એ જ આનંદજનક છે.

આ ગ્રન્થની કોઈ કોઈ હકીકતો, વધુ સંશોધન, વધુ વિચારણાઓ માગે તેવી પણ છે. પણ આવા પ્રયત્નો ચાલુ રહેશે તો, નવી–સુઝ, હકીકતો અને પુરાવાઓ મળતાં તેમાં સુધારા વધારા થતા રહેશે. પરિણામે સંપૂર્ણ સત્ય કાં તો સત્યની વધુ નજીક પહોંચવાનું થતું રહેશે.

વાચકો, વિદ્વાનો આ પુસ્તક જરૂર જોઈ જાય અને વાંચ્યા બાદ જે કંઈ જણાવવા જેવું લાગે તે સૂચિત કરે.

પ્રાચીન વિશેષનામોના અંતમાં બહુમાનાર્થે 'શ્રી' શબ્દનો ઉમેરો મેં સ્વેચ્છાથી કર્યો છે.

અન્તમા સપાદન કરતાં જે કંઈ ક્ષતિઓ મારાથી–કે અન્યથી પણ રહી ગઈ હોય તો ક્ષમાર્થી છું અને ઉપાધ્યાયજી ભગવતના શ્રુતની સેવા કરવાના સાનુકૂળ સંયોગો શીઘ્ર પ્રાપ્ત થાય તેવી શાસનદેવને પ્રાર્થના કરું છું.

• સ્થળ •<br>
મુંબઈ<br>
નમિનાથ જૈન ઉપાશ્રય,<br>
પાયધુની<br>
સં. ૨૦૨૨

મુનિ યશોવિજય

---

# ઉ પો દ્ ઘા ત

**પ્રસ્તાવ**— તા. ૫-૮-'૫૨ને રોજ મારે [1]પ્રસંગોપાત્ત વડોદરા જવાનું થયું. રાત્રે કોઠીપોળના ઉપાશ્રયે હું ગયો તો ત્યાં જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી અને એમના શિષ્યસમુદાય સમક્ષ **જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ** તૈયાર કરવાની વાત નીકળી. એનો વિશેષ વિચાર કરવાનું કામ બીજા દિવસની સવાર ઉપર રખાયુ. એ મુજબ હું મુનિશ્રી યશોવિજયજીને—શ્રીવિજયધર્મસૂરિજીના શિષ્યવર્યને મળ્યો એ વેળા એમણે કહ્યું : રાતની વાત આગળ ચલાવીએ તે પૂર્વે મારી એ ઉત્કટ ભાવના છે કે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી યશો-વિજયજીગણિનાં જીવન અને કવનનો સામાન્ય જનતાને બોધ થાય તેવું પુસ્તક તમારે તૈયાર કરવુ. મેં હા પાડી અને એનું પ્રકાશન ડભોઇની એક સંસ્થા કરે એવો પ્રબંધ લગભગ કરાયો પણ ખરો પરંતુ એ વાત સક્રિય બની ન શકી. કાલાન્તરે ઇ. સ. ૧૯૫૬ના માર્ચમાં મારે પ્રાશ્નિક અને પરીક્ષક તરીકે અમદાવાદ જવાનું અને ઉપર્યુકત મુનિશ્રીને મળવાનું થયુ. એમની વિદાય લેતી વેળા એમણે મને કહ્યું : તમને કામ સોંપવાનું છે, કરશો ? મેં તરત જ હા પાડી. એ સમયે મને ખબર ન હતી કે એઓ મને પ્રસ્તુત પુસ્તક તૈયાર કરવાનું સૂચવે છે. હુ અહીં (સુરત) પાછો આવ્યો ત્યાર બાદ એમણે આ બાબતની મારી સાથેની વાટાઘાટ એમના ગુરુદેવ વિજયધર્મસૂરિજી દ્વારા ચલાવી. એ સૂરિજી ચાતુર્માસાર્થે જેઠ સુદ દસમે તા. ૧૮-૬-'૫૬ના રોજ અહીં પધાર્યા. એ જ દિવસે એમણે મને વધામણી આપી કે યશોવિજયજીએ તમને કામ સોંપાવવાનું નક્કી કર્યું છે.

---

૧ આકાશવાણી (All India Radio) ના વડોદરા કેન્દ્ર ઉપરથી "રક્ષાબંધનનું પર્વ" નામનું મારુ વક્તવ્ય મારે રજૂ કરવાનું હોઈ હુ ત્યાં ગયો હતો.

**યોગ્યતા**—'ન્યાયાચાર્ય' યશોવિજયગણિ જેવા ધુરંધર સાક્ષરની અને તેમાં ય નવ્ય ન્યાયથી જટિલ બનેલી કૃતિઓનું પણ તલસ્પર્શી પરિશીલન કરવાનું કાર્ય મહાદુષ્કર છે એમ જાણવા છતાં મેં એ તૈયાર કરવા હામ ભીડી કેમકે આ દિશામાં મે થોડુંક પણ કાર્ય કર્યું હતું.

**યોજના**—મારે કઈ પદ્ધતિએ આ પુસ્તક તૈયાર કરવું તેની ગડમથલ મારા મનમાં તા. ૭-૭-'૫૬ને રોજ કરાર થયા બાદ થવા લાગી. મને નીચે મુજબનો પ્રશ્ન સ્ફુર્યો :—

ન્યાયાચાર્યે સંસ્કૃત, પાઇય (પ્રાકૃત), ગુજરાતી (કેટલીક વાર મારવાડીની છાંટવાળી) અને [1]હિન્દી એમ ચચ્ચાર ભાષામા વિવિધ વિષયની કૃતિઓ રચી છે તો શું મારે એમની કૃતિઓના ભાષાદીઠ ચાર વર્ગ પાડવા કે ભાષાની બાબતને ગૌણ ગણી વિષયદીઠ કૃતિઓનો સળંગ પરિચય આપવો ?

બીજો વિકલ્પ સ્વીકારુ તો એ પ્રશ્ન ઉદ્ભવ્યો કે ભાષાઓ માટે કયો ક્રમ રાખવો ? શું સંસ્કૃત કૃતિઓને સ્થાન આપ્યા બાદ પાઇય, ગુજરાતી અને હિન્દી એ ક્રમે કૃતિઓ વિચારવી ?

વિષયો માટે કયો ક્રમ રાખવો એ પ્રશ્ન પણ ઉપસ્થિત થયો. સાર્વજનીન અર્થાત્ અસાંપ્રદાયિક યાને લાક્ષણિક સાહિત્યને પ્રથમ સ્થાન આપવું કે ધાર્મિક સાહિત્યને ?

---

૧ આ ભાષાનો ઉલ્લેખ ન કરતાં "બનારસીદાસને ઉત્તર આપતા વ્રજભાષા"મા તેમ કર્યું હોવાનું પં. શ્રીધુરંધરવિજયગણિએ પોતાના લેખ (પૃ. ૨૯)માં કહ્યું છે અને પૃ ૨૯-૩૦મા એવો નિર્દેશ કર્યો છે કે "પદ્યમાં સ્થળે સ્થળે 'રાજસ્થાની' ભાષાની ઝલક આવે છે". એમનો ઉપર્યુક્ત લેખ ન્યા. ય. સ્મૃ.માં "પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી યશોવિજયજી મહારાજના ગ્રન્થોનું અધ્યયન"ના નામથી છપાયો છે.

આ બધા પ્રશ્નોનો તોડ મેં એવો કાઢ્યો કે ભાષાની બાબતને ગૌણ ગણી લાક્ષણિક સાહિત્યને પ્રથમ સ્થાન આપી સંસ્કૃત, પાઇય, ગુજરાતી અને હિન્દી એમ ભાષાના ક્રમે મારે આ પુસ્તક તૈયાર કરવું.[1]

ધાર્મિક સાહિત્યને મેં ત્રણ વર્ગમાં વિભક્ત કર્યું છે: (૧) લલિત સાહિત્ય, (૨) દાર્શનિક સાહિત્ય અને (૩) પ્રકીર્ણક કિંવા અવશિષ્ટ સાહિત્ય. લલિત સાહિત્યમાં દાર્શનિક સાહિત્યની અપેક્ષાએ સાંપ્રદાયિકતાની માત્રા ઓછી હોવાથી મેં એ સાહિત્યને પ્રથમ સ્થાન આપ્યું છે અને એ જ વિવક્ષા અનુસાર મેં આ લલિત સાહિત્યમાં સ્તુતિ-સ્તોત્રાદિરૂપ ભક્તિ-સાહિત્યને સૌથી અગ્ર સ્થાન આપી ત્યાર બાદ એ લલિત સાહિત્યના બાકીના નિમ્નલિખિત બે પેટાવર્ગની વાત હાથ ધરી છે:—

(૧) ચરિત્રો.

(૨) ઔપદેશિક સાહિત્ય.

દાર્શનિક સાહિત્યનાં મેં [2]છ વર્ગ પાડ્યા છે. કોઈ પણ માનવી તો શું પણ કોઇ પણ જીવ—અધમમાં અધમ કોટિનો જીવ સુદ્ધાં જ્ઞાનથી સર્વથા રહિત નથી. પછી ભલેને એ જ્ઞાન મિથ્યાજ્ઞાન હોય—સમ્યગ્જ્ઞાન ન હોય. આ પ્રકારના જૈન મંતવ્યને લક્ષ્યમાં રાખી મેં જ્ઞાનમીમાંસાથી દાર્શનિક સાહિત્યની શરૂઆત કરી છે. જ્ઞાનીમાં વિવેક-બુદ્ધિ હોવી ઘટે એટલે કે એને ન્યાયપુરસ્સર વિચારણા કરવી ઘટે. આ માટે એને પ્રમાણાદિરૂપ ન્યાયનો બોધ આવશ્યક છે એટલે મેં

---

૧. આ બાબત મેં જૈનાચાર્ય શ્રીવિજયપ્રતાપસૂરિજી આગળ રજૂ કરી એમનો મત પૂછ્યો તો મેં કરેલા નિર્ણય સાથે એઓ સંમત થતા જણાયા અને એથી મને આનંદ થયો.

૨. (૧) જ્ઞાનમીમાંસા, (૨) ન્યાય, (૩) પદાર્થપરામર્શ (તત્ત્વજ્ઞાન), (૪) પરમતસમીક્ષા, (૫) અધ્યાત્મ અને (૬) જીવનશોધન.

બીજા વર્ગ તરીકે ન્યાયનો પરિચય આપ્યો છે. ન્યાયનો ઉપયોગ તત્ત્વજ્ઞાન માટે કરાય એ સ્વાભાવિક છે એટલે ન્યાય પછી મેં તત્ત્વજ્ઞાનનો વિચાર કર્યો છે. તત્ત્વજ્ઞાનનું ફળ પરમતસમીક્ષા છે એટલે એની ચોથા વર્ગ તરીકે મેં રજૂઆત કરી છે. વાદવિવાદની જાળમાં સપડાઈ રહેતાં ક્રોધાદિ કષાયના નિવારણાર્થે અધ્યાત્મની– યોગની દિશા ગ્રહણ કરવી ઘટે. એના બોધથી—યથાર્થ પાલનથી જીવનશોધન માટે અવકાશ મળે. આથી મેં આ ક્રમે આ અધ્યાત્મ અને જીવનશોધન એ બે વર્ગની યોજના કરી છે.

લલિત સાહિત્યના ત્રણ પેટાવર્ગમાંના અને દાર્શનિક સાહિત્યના ૭ પેટાવર્ગમાંના ગ્રન્થોને કયા ક્રમે રજૂ કરવા એ પણ એક પ્રશ્ન નિમ્નલિખિત કારણોને લઈને ઉપસ્થિત થયો હતો :—

( ૧ ) યશોવિજયગણિએ રચેલા તમામ ગ્રન્થો મળતા નથી એટલુ જ નહિ, પરન્તુ જે મળે છે તેમાં પણ કેટલાક અપૂર્ણ છે. આમ એમના ગ્રન્થોના ત્રણ પ્રકાર પડે છે : ( ૧ ) સર્વાંશે ઉપલબ્ધ, ( ૨ ) અશતઃ ઉપલબ્ધ અને ( ૩ ) સર્વાંશે અનુપલબ્ધ.

( ૨ ) કેટલાક ગ્રન્થોનો વિષય સર્વસાધારણ છે તો કેટલાકનો એના કરતા ઓછો વ્યાપક અને એટલે અશે વિશિષ્ટ છે.

( ૩ ) સસ્કૃત અને પાઇયમાં ગ્રન્થો રચાયા બાદ ઘણાખરા ગુજરાતી ગ્રન્થો રચાયા હોય એમ લાગે છે.

આ પરિસ્થિતિમાં મેં નિમ્નલિખિત નિયમો યોજી આ પ્રશ્નનો ઉકેલ કર્યો છે :—

( ૧ ) ઉપલબ્ધ ગ્રન્થોને સર્વાંશે અનુપલબ્ધ કરતાં પ્રથમ સ્થાન આપવુ.

( ૨ ) સંપૂર્ણ ઉપલબ્ધ ગ્રન્થોને અંશત: ઉપલબ્ધ ગ્રન્થો કરતાં પહેલું સ્થાન આપવું.

( ૩ ) સર્વસાધારણ વિષયને લગતા ગ્રન્થોને વિશિષ્ટ વિષયના અર્થાત્ વ્યાપકતાની દૃષ્ટિએ ઉતરતી કોટિના ગ્રન્થો કરતાં અગ્ર સ્થાન આપવુ.

( ૪ ) સંસ્કૃત અને પાઇયમા રચાયેલા ગ્રન્થોને સ્થાન આપ્યા બાદ ગુજરાતી અને હિન્દી ગ્રન્થોનો પરિચય આપવો.

ન્યાયાચાર્યના ગ્રન્થોનું વિષયદીઠ વર્ગીકરણ કરતી વેળા કોઈ કોઈ ગ્રન્થનો વિષય શો ગણવો એ બાબત અંતિમ નિર્ણય કરવાનું કાર્ય મુઝવણભર્યું થઈ પડ્યુ હોવાથી એની મેં કામચલાઉ વ્યવસ્થા કરી છે. વિષયનો તો નિર્ણય થયો હોય પરંતુ એક જ વિષયના વિવિધ ગ્રન્થોને કયા ક્રમે રજૂ કરવા એ પણ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. ખાસ કરીને ન્યાયવિષયક ગ્રન્થો માટે આ વિચારણા કરવી પડી છે. દા. ત. અનેકાન્તવ્યવસ્થાને **સપ્તભંગીનયપ્રદીપ**ની પૂર્વે સ્થાન આપવુ કે **સપ્તભંગી-તરંગિણી** પછી ?

**વિભાજન**—મેં સમગ્ર પુસ્તકને બે ખંડમાં વિભકત કર્યું છે. પ્રથમ ખંડમાં મે ન્યાયાચાર્યનુ બાહ્ય—સ્થૂળ જીવન આલેખ્યું છે અને તેમ કરવા માટે મે એ ગણિના પોતાના ઉલ્લેખો તેમ જ **સુજસવેલિ** અને **ઐતિહાસિક વસ્ત્રપટ** જેવા સાધનોનો ઉપયોગ કર્યો છે. દ્વિતીય ખંડમાં મે આ ગણિવર્યના આંતરિક—સૂક્ષ્મ જીવનને—એમની સાહિત્યિક પ્રવૃત્તિને સ્થાન આપ્યું છે અને એ જ વિષય આ પુસ્તકનો મહત્ત્વનો અને મુખ્ય અંશ હોઈ એનો મોટો ભાગ રોકે છે.

આ ઉપરથી મેં પ્રથમ ખંડનું નામ "બાહ્ય જીવનની રૂપરેખા" અને દ્વિતીય ખંડનુ નામ "યશઃકવન" રાખ્યું છે વિશેષમા મેં દ્વિતીય ખંડને નીચે મુજબના ચાર ઉપખંડોમા વિભક્ત કર્યો છે :—

(૧) સાર્વજનીન યાને લાક્ષણિક સાહિત્ય.

(૨) લલિત સાહિત્ય.

(૩) દાર્શનિક સાહિત્ય.

(૪) પ્રકીર્ણક કિંવા અવશિષ્ટ સાહિત્ય.

આ પૈકી પ્રથમના અને ચતુર્થ ઉપખંડ અખંડ છે જ્યારે એ સિવાયના બાકીના બેના ત્રણ પ્રકરણો અને સાત પ્રકરણો એમ અનુક્રમે અવાંતર વિભાગો છે.

**પાંચ પરિશિષ્ટો**—પ્રસ્તુત પુસ્તક જોવા માટે એમાં નોંધાયેલાં વિશેષ-નામોના ગ્રન્થકાર, ગ્રન્થ અને પ્રકીર્ણક એમ ત્રણ વર્ગ પાડી ત્રણ પરિશિષ્ટો અપાય એ સામાન્ય ઘટનાને તેમ જ ભાષાને ગૌણ ગણી આ પુસ્તક રચાયુ હોવાથી ઉપાધ્યાયજીએ કઈ ભાષામાં કેટલી અને કઈ કઈ કૃતિ રચી છે તે તારવવાનું બાકી રહેતું હોવાથી એ બાબત મેં એક સ્વતંત્ર પરિશિષ્ટ દ્વારા રજૂ કરી છે. આમ આ પુસ્તકના અંતમાં ચાર પરિશિષ્ટો છે. એ ઉપરાંત ન્યાયાચાર્યના સમગ્ર કૃતિકલાપની મહત્ત્વની વિગતો તેમ જ કેટલાક વર્ગીકરણ સહિત એક સૂચી આપી છે. એને પ્રથમ પરિશિષ્ટ તરીકે મેં અહીં સ્થાન આપ્યુ છે.

આ પાંચ પરિશિષ્ટ ઉપરાંત મુખ્ય મુખ્ય વિષયોમાંના પેટા-વિષયોની—મુદ્દાઓની એક સૂચીરૂપ પરિશિષ્ટ યોજી શકાય તેમ હોવા છતાં પુસ્તકનાં પૃષ્ઠોની મર્યાદાનું ઉલ્લંઘન ન થાય તે માટે મેં એ વાત જતી કરી છે.

પરિચય—"યશોદોહન" એટલે યશોવિજયગણિની કૃતિઓનો નિષ્કર્ષ અને એ દ્વારા એનું મૂલ્યાંકન. આ કાર્ય થઈ શકે તે માટે એમની મૌલિક તેમ જ વિવરણાત્મક કૃતિઓનાં બાહ્ય તેમ જ આંતરિક સ્વરૂપનો પરિચય આવશ્યક હોઈ મેં એ યથામતિ આપ્યો છે. ગ્રન્થ સમજવામાં ગ્રન્થકારનો પરિચય સહાયક થઈ પડે તેમ હોવાથી મેં આ યશોવિજયગણિનો મૂળ લેખક તેમ જ વિવરણકાર એમ ઉભય સ્વરૂપે પરિચય આપ્યો છે, જો કે એ એમની કૃતિઓના પરિચયની અપેક્ષાએ ગૌણ વસ્તુ છે. આ બે પ્રકારના પરિચય ઉપરાંત યશોવિજયગણિની કૃતિઓ ઉપર એમના સિવાય જે અન્ય મહાનુભાવોએ સંસ્કૃતમાં વિવરણ રચ્યું છે તેમનો પરિચય તેમ જ એ યશોવિજયગણિની કૃતિઓનું જે અન્ય જનોએ ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષામાં ભાષાન્તર કે વિવેચન કર્યું છે તેમનો પરિચય આપવાનું કાર્ય મેં કર્યું નથી; બાકી મેં એમનો નામોલ્લેખ તો કર્યો છે. એનાં કારણો નીચે મુજબ છે :—

(૧) ન્યાયાચાર્યના ગ્રન્થોના વિવરણકારો, ભાષાંતરકર્તાઓ અને વિવેચકોનો પરિચય એ કંઈ આ પુસ્તકનું મુખ્ય-મહત્ત્વનું અંગ નથી.

(૨) પ્રસ્તુત પુસ્તક માટે નક્કી કરાયેલા પરિમાણને વળગી રહી, વિવરણકાર, ભાષાંતરકર્તા અને વિવેચકનો પરિચય આપવાનું મારે માટે શક્ય ન હતું.

(૩) સંસ્કૃતમાં વિવરણ રચનાર વિષે મેં એક યા બીજા સ્વરૂપે કેટલીક બાબતોનો ઉલ્લેખ **જૈન સંસ્કૃત સાહિત્યનો** ઇતિહાસ નામના મારા પુસ્તકમાં કર્યો છે એટલે એનું પુનરાવર્તન જરૂરી ન ગણાય. એ પુસ્તકમાં મેં યશોવિજયગણિની અન્યાન્ય સંસ્કૃત કૃતિઓની રૂપરેખા આલેખી છે.

## મૂલ્યાંકન

**પ્રણયનના હેતુઓ**—કોઈ પણ કાર્ય કોઇ ને કોઈ કારણને આભારી હોય છે. ગ્રન્થના પ્રણયનરૂપ કાર્યને પણ આ નિયમ લાગુ પડે છે. આમ હોઈ ન્યાયાચાર્યની કૃતિઓ આ દૃષ્ટિએ તપાસતાં એના પ્રણયનના વિવિધ હેતુઓ જણાય છે :—

( ૧ ) **આત્માર્થીનું હિત**—આ હેતુ **ગુરુતત્ત્વવિણિચ્છયના** આદ્ય પદ્યમાં દર્શાવાયો છે. પ્રસ્તુત પદ્ય નીચે મુજબ છે :—

"**पणमिय पासजिणं(णिं)दं संखेसरसंठियं महाभागं ।**
**अत्तट्ठाण हिअट्ठा गुरुतत्तविणिच्छयं वुच्छं ॥ १ ॥**"

( ૨ ) **પરોપકાર**—આ હેતુથી **નયરહસ્યની** રચના કરાઈ છે એમ એનો પ્રારંભિક ભાગ જોતાં જણાય છે. પ્રસ્તુત ઉલ્લેખ નીચે પ્રમાણે છે :—

"**ऐन्द्रश्रेणिनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।**
**परोपकृतये ब्रूमो रहस्यं नयगोचरम् ॥ १ ॥**"

આત્માર્થી ઉપર ઉપકાર કરવા માટે **દ્રવ્ય-અનુયોગ-વિચાર** રચાયો છે એમ એના નીચે મુજબના આદ્ય પદ્યગત ઉલ્લેખ ઉપરથી જણાય છે :-

"શ્રીગુરુ જીતવિજય મન ધરી, શ્રીનયવિજય સુગુરુ આદરી
આતમઅરથી નઇં ઉપકાર કરું દ્રવ્ય-અનુયોગ-વિચાર—૧"

( ૩ ) **વિનોદ— નયોપદેશ** આ હેતુથી રચાયો છે એમ એનું નિમ્નલિખિત પદ્ય જોતાં જણાય છે :—

"ऐन्द्रधाम हृदि स्मृत्वा नत्वा गुरुपदाम्बुजम् ।
नयोपदेशः सुधियां विनोदाय विधीयते ॥ १ ॥"

તિઙન્વયોક્તિની રચના એના આદ્ય પદ્યમાં સુચવાયા મુજબ નૈયાયિકોના અને શાબ્દિકોના મનને વિનોદ મળે એ ઇરાદે કરાઇ છે. આ પદ્ય નીચે પ્રમાણે છે :—

"ऐन्द्रव्रजाभ्यर्चितपादपद्मं
सुमेरुधीरं प्रणिपत्य वीरम् ।
वदामि नैयायिक-शाब्दिकानां
मनोविनोदाय तिङन्वयोक्तिम् ॥ १ ॥"

( ૪ ) **કૌતુક—વાહણ-સમુદ્ર-સંવાદ** નામની કૃતિ કૌતુકાર્થે રચ્યાનું કર્તાએ કહ્યું છે. આના સમર્થનાર્થે હું આ કૃતિનું આદ્ય પદ્ય અત્ર રજૂ કરું છું :—

"શ્રીનવખંડ અખંડ ગુણ નમી પાસ ભગવંત
કરસ્યું કૌતુકકારણે વાહણ-સમુદ્ર-વૃત્તાન્ત.—૧"

( ૫ ) **અભ્યર્થના**—ગ્રન્થ રચવાનો એક હેતુ શિષ્ય જેવાની અમુક વિષયની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે તેની તરફથી કરાયેલી અભ્યર્થના છે. આના હેતુને ન્યાય આપવા ન્યાયાચાર્યે કોઈ કૃતિ રચી છે ખરી ?

**નામકરણ**—આપણા આ દેશમાં—'ભારત'વર્ષમાં પ્રાચીન સમયમાં એવી કેટલીક કૃતિઓ રચાઈ છે કે જેનાં નામ એના પ્રણેતાઓએ દર્શાવ્યાં નથી. એ નામો તો આગળ ઉપર એ કૃતિઓના વિવરણકારોએ અથવા તો અવતરણ આપતી વેળા કે અન્ય કોઈ કારણસર એનો ઉલ્લેખ કરતી વેળા તેમ કરનારે યોજ્યાં છે. કાલાંતરે કૃતિનું નામ કર્તા

દર્શાવે એવી અનેક કૃતિઓ રચાઈ છે. પ્રસ્તુતમાં આપણે **યશોવિજય-ગણિની** કૃતિઓનો વિચાર કરીશું તો એમની કેટલીક સંસ્કૃત તેમ જ પાઇય કૃતિઓનો નામનિર્દેશ એમણે જાતે કર્યો છે.

યશોવિજયગણિની ઘણીખરી સંસ્કૃત અને પાઇય કૃતિનાં નામનો અંત્ય અંશ એમના પુરોગામી જૈન કે અજૈન કે બંને ધર્મના ગ્રન્થકારોના ગ્રન્થોમાં નજરે પડે છે. આ હકીકત હું નીચે મુજબ દર્શાવુ છું :–

| અંત્ય અંશ | યશોવિજયગણિની કૃતિ | પુરોગામીની કૃતિ |
|---|---|---|
| ૧. અર્ણવ | જ્ઞાનાર્ણવ, વાદાર્ણવ | જ્ઞાનાર્ણવ કિંવા યોગપ્રદીપ |
| ૨. અષ્ટક | અષ્ટક | અષ્ટક (હારિભદ્રીય) |
| ૩. આલોક | દ્રવ્યાલોક, ન્યાયાલોક | પ્રમાણનયતત્ત્વાલોક, ધ્વન્યાલોક (ભામહકૃત) |
| ૪. ઉક્તિ | તિઙન્વયોક્તિ | |
| ૫. ઉપદેશ | અધ્યાત્મોપદેશ, નયોપદેશ | આચારોપદેશ |
| ૬. ઉપનિષદ્ | અધ્યાત્મોપનિષદ્ | અધ્યાત્મોપનિષદ્ કિંવા યોગશાસ્ત્ર |
| ૭ કલ્પલતા | વૈરાગ્યકલ્પલતા, સ્યાદ્વાદ-કલ્પલતા | કાવ્યકલ્પલતા |
| ૮. ખણ્ડ-ખાદ્ય | ન્યાયખણ્ડખાદ્ય | ખણ્ડનખણ્ડખાદ્ય (શ્રીહર્ષકૃત) |
| ૯. ખ્યાતિ | આત્મખ્યાતિ | આત્મખ્યાતિ (સમયસાર-પાહુડની અમૃતચન્દ્રસૂરિ-કૃત ટીકા) |
| ૧૦. ચતુર્વિ-શતિકા | ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા | સ્તુતિચતુર્વિંશતિકા (શોભન મુનિકૃત) |

| અંત્ય અંશ | યશોવિજયગણિની કૃતિ | પુરોગામીની કૃતિ |
|---|---|---|
| ૧૧. તર્કભાષા | જૈનતર્કભાષા | તર્કભાષા (કેશવમિશ્રકૃત), તર્કભાષા (પ્રજ્ઞાકરગુપ્તકૃત) |
| ૧૨. તરંગિણી | નયામૃતતરંગિણી, સપ્તભંગીતરંગિણી | શૃંગારવૈરાગ્યતરંગિણી, ત્રિદશતરંગિણી |
| ૧૩. દલન | આધ્યાત્મિકમતદલન | અંચલમતદલન |
| ૧૪. દીપિકા | યોગદીપિકા | તર્કરહસ્યદીપિકા |
| ૧૫. દ્વાત્રિંશિકા | દ્વાત્રિંશિદ્દ્વાત્રિંશિકા | દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા ( સિદ્ધસેનીય ) |
| ૧૬. નિર્ણય | વેદાન્તનિર્ણય | ષડ્દર્શનનિર્ણય, લોકતત્ત્વનિર્ણય |
| ૧૭. પંચવિંશતિકા | પરમજ્યોતિઃપંચવિંશતિકા, પરમાત્મપંચવિંશતિકા | રત્નાકરપંચવિંશતિકા |
| ૧૮. પરિશુદ્ધિ | માર્ગપરિશુદ્ધિ | તાત્પર્યપરિશુદ્ધિ |
| ૧૯. પરિષ્કાર | સિદ્ધાન્તતર્કપરિષ્કાર | |
| ૨૦. પરીક્ષા | અધ્યાત્મમતપરીક્ષા, દેવધર્મપરીક્ષા, ધર્મપરીક્ષા | આપ્તપરીક્ષા, ધર્મપરીક્ષા ( અમિતગતિકૃત ) |
| ૨૧. પ્રકરણ | શઠપ્રકરણ, સામાચારીપ્રકરણ | શૌચપ્રકરણ ( ઉમાસ્વાતિકૃત ) |
| ૨૨ પ્રદીપ | નયપ્રદીપ | આચારપ્રદીપ |
| ૨૩ પ્રવેશ | અનેકાન્તપ્રવેશ | અનેકાન્તવાદપ્રવેશ ( હારિભદ્રીય ) |

દર્શાવે એવી અનેક કૃતિઓ રચાઈ છે પ્રસ્તુતમાં આપણે યશોવિજય-ગણિની કૃતિઓનો વિચાર કરીશું તો એમની કેટલીક સંસ્કૃત તેમ જ પાઇય કૃતિઓનો નામનિર્દેશ એમણે જાતે કર્યો છે.

યશોવિજયગણિની ઘણીખરી સંસ્કૃત અને પાઇય કૃતિનાં નામનો અંત્ય અંશ એમના પુરોગામી જૈન કે અજૈન કે બંને ધર્મના ગ્રન્થકારોના ગ્રન્થોમાં નજરે પડે છે. આ હકીકત હું નીચે મુજબ દર્શાવું છું :–

| અત્ય અંશ | યશોવિજયગણિની કૃતિ | પુરોગામીની કૃતિ |
|---|---|---|
| ૧. અર્ણવ | જ્ઞાનાર્ણવ, વાદાર્ણવ | જ્ઞાનાર્ણવ કિંવા યોગપ્રદીપ |
| ૨. અષ્ટક | અષ્ટક | અષ્ટક (હારિભદ્રીય) |
| ૩. આલોક | દ્રવ્યાલોક, ન્યાયાલોક | પ્રમાણનયતત્ત્વાલોક, ધ્વન્યાલોક (ભામહકૃત) |
| ૪. ઉક્તિ | તિઙન્વયોક્તિ | |
| ૫. ઉપદેશ | અધ્યાત્મોપદેશ, નયોપદેશ | આચારોપદેશ |
| ૬. ઉપનિષદ્ | અધ્યાત્મોપનિષદ્ | અધ્યાત્મોપનિષદ્ કિંવા યોગશાસ્ત્ર |
| ૭. કલ્પલતા | વૈરાગ્યકલ્પલતા, સ્યાદ્વાદ-કલ્પલતા | કાવ્યકલ્પલતા |
| ૮. ખણ્ડ-ખાદ્ય | ન્યાયખણ્ડખાદ્ય | ખણ્ડનખણ્ડખાદ્ય (શ્રીહર્ષકૃત) |
| ૯. ખ્યાતિ | આત્મખ્યાતિ | આત્મખ્યાતિ (સમયસાર-પાહુડની અમૃતચન્દ્રસૂરિ-કૃત ટીકા) |
| ૧૦. ચતુર્વિ-શતિકા | ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા | સ્તુતિચતુર્વિંશતિકા (શોભન મુનિકૃત) |

| અંત્ય અંશ | યશોવિજયગણિની કૃતિ | પુરોગામીની કૃતિ |
| --- | --- | --- |
| ૧૧. તર્કભાષા | જૈનતર્કભાષા | તર્કભાષા (કેશવમિશ્રકૃત), તર્કભાષા (પ્રજ્ઞાકરગુપ્તકૃત) |
| ૧૨. તરંગિણી | નયામૃતતરંગિણી, સપ્તભંગીતરંગિણી | શૃંગારવૈરાગ્યતરંગિણી, ત્રિદશતરંગિણી |
| ૧૩. દલન | આધ્યાત્મિકમતદલન | અંચલમતદલન |
| ૧૪. દીપિકા | યોગદીપિકા | તર્કરહસ્યદીપિકા |
| ૧૫. દ્વાત્રિંશિકા | દ્વાત્રિંશિદ્દ્વાત્રિંશિકા | દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા ( સિદ્ધસેનીય ) |
| ૧૬. નિર્ણય | વેદાન્તનિર્ણય | ષડ્દર્શનનિર્ણય, લોકતત્ત્વનિર્ણય |
| ૧૭. પંચવિંશતિકા | પરમજ્યોતિઃપંચવિંશતિકા, પરમાત્મપંચવિંશતિકા | રત્નાકરપંચવિંશતિકા |
| ૧૮. પરિશુદ્ધિ | માર્ગપરિશુદ્ધિ | તાત્પર્યપરિશુદ્ધિ |
| ૧૯. પરિષ્કાર | સિદ્ધાન્તતર્કપરિષ્કાર | |
| ૨૦. પરીક્ષા | અધ્યાત્મમતપરીક્ષા દેવધર્મપરીક્ષા, ધર્મપરીક્ષા | આપ્તપરીક્ષા, ધર્મપરીક્ષા ( અમિતગતિકૃત ) |
| ૨૧. પ્રકરણ | શઠપ્રકરણ, સામાચારીપ્રકરણ | શૌચપ્રકરણ ( ઉમાસ્વાતિકૃત ) |
| ૨૨. પ્રદીપ | નયપ્રદીપ | આચારપ્રદીપ |
| ૨૩. પ્રવેશ | અનેકાન્તપ્રવેશ | અનેકાન્તવાદપ્રવેશ ( હારિભદ્રીય ) |

| અંત્ય અંશ | યશોવિજયગણિની કૃતિ | પુરોગામીની કૃતિ |
|---|---|---|
| ૨૪. બિન્દુ | અધ્યાત્મબિન્દુ, જ્ઞાનબિન્દુ, ન્યાયબિન્દુ, વિચારબિન્દુ | ધર્મબિન્દુ, યોગબિન્દુ, તત્ત્વબિન્દુ (વાચસ્પતિમિશ્રકૃત), હેતુબિન્દુ, ન્યાયબિન્દુ, સિદ્ધાન્તબિન્દુ (મધુસૂદનકૃત) |
| ૨૫. મંજૂષા | સ્યાદ્વાદમંજૂષા | ન્યાયાર્થમંજૂષા |
| ૨૬. માલા | પ્રમેયમાલા, વાદમાલા | ઉવએસમાલા, પુષ્પમાલા |
| ૨૭. રતિ | વૈરાગ્યરતિ | પ્રશમરતિ (ઉમાસ્વાતિકૃત) |
| ૨૮. રહસ્ય | ઉપદેશરહસ્ય, નયરહસ્ય, ભાષારહસ્ય, પ્રમારહસ્ય, સ્યાદ્વાદરહસ્ય | સિદ્ધાન્તરહસ્ય, કિરણાવલીપ્રકાશરહસ્ય (મથુરાનાથકૃત) |
| ૨૯. વાદ | મંગલવાદ, વિધિવાદ | વ્યુત્પત્તિવાદ, શાક્તવાદ (ગદાધરકૃત) |
| ૩૦. વિનિશ્ચય | ગુરુતત્ત્વવિનિશ્ચય | ન્યાયવિનિશ્ચય |
| ૩૧. વિલાસ | જશવિલાસ | નલવિલાસ, યદુવિલાસ રઘુવિલાસ (રામચન્દ્રકૃત નાટકો) |
| ૩૨. વ્યવસ્થા | અનેકાન્તવ્યવસ્થા | પદવ્યવસ્થા (વિમલકીર્તિકૃત) |
| ૩૩. શતક | પ્રતિમાશતક, સમાધિશતક, સામ્યશતક | શતક, કાલશતક, નીતિશતક ઇત્યાદિ |
| ૩૪. સમુચ્ચય | યતિલક્ષણસમુચ્ચય | શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષડ્દર્શનસમુચ્ચય, પ્રમાણસમુચ્ચય (દિઙ્નાગકૃત) |
| ૩૫. સર્વસ્વ | વેદાન્તવિવેકસર્વસ્વ | અલંકારસર્વસ્વ |
| ૩૬. સાર | અધ્યાત્મસાર, જ્ઞાનસાર | સમયસાર, પવયણસાર, નિયમસાર |

આ ઉપરથી જોઈ શકાશે કે ‘રહસ્ય’થી અંકિત કૃતિઓ સૌથી વિશેષ છે. એવી ૧૦૮ કૃતિઓ રચવાની ઇચ્છા યશોવિજયગણિએ દર્શાવી છે. એ જોતાં બીજી પણ રહસ્યાંકિત કૃતિઓ એમણે રચી હોય તો ના નહિ. અહીં મને એ પ્રશ્ન સ્ફુરે છે કે યશોવિજયગણિએ ઉપર મુજબની અભિલાષા કેમ સેવી હશે? આનો સચોટ ઉત્તર તો હું અત્યારે આપી શકું તેમ નથી પરંતુ એ સંબંધમાં હું એ કલ્પના કરું છું કે યશોવિજયગણિએ પોતાના કાશીના નિવાસ દરમ્યાન કે અન્યત્ર નિમ્નલિખિત અજૈન રહસ્યાંકિત કૃતિઓ જેવી કૃતિનાં કઈ નહિ તો નામ પણ સાંભળ્યાં જ હોઈ એ ઉપરથી રહસ્યાંકિત પુષ્કળ કૃતિઓ રચવા એઓ પ્રેરાયા હશે :–

કિરણાવલીપ્રકાશરહસ્ય, તત્ત્વચિંતામણિરહસ્ય, તત્ત્વચિંતામણ્યાલોકરહસ્ય, દીધિતિરહસ્ય, ન્યાયલીલાવતીપ્રકાશરહસ્ય, બૌદ્ધધિક્કારરહસ્ય, ગુણરહસ્ય અને ન્યાયરહસ્ય.

છેલ્લી બે કૃતિઓ રામભદ્ર સાર્વભૌમે લગભગ વિ સં. ૧૭૩૦માં રચી છે જ્યારે બાકીની કૃતિ મથુરાનાથ તર્કવાગીશે લ. વિ. સં. ૧૬૨૫માં રચી છે.

**વિવરણાત્મક સાહિત્ય**—યશોવિજયગણિના ગ્રન્થોના બે વર્ગ પાડી શકાય : ( ૧ ) મૌલિક અને ( ૨ ) વિવરણાત્મક. આ ગણિએ પોતાના જ ગ્રન્થોના સ્પષ્ટીકરણાર્થે વૃત્તિ, વિવૃતિ, વિવરણ કે ટીકાના તેમ જ વાર્તિક, ટબ્બા કે બાલાવબોધના નામે ઓળખાવાતું સાહિત્ય રચ્યું છે એટલું જ નહિ, પરંતુ કેટલાયે અન્યકર્તૃક ગ્રન્થો માટે પણ તેમ કર્યું છે. આથી એમના વિવરણાત્મક સાહિત્યના બે વર્ગ પડે છે : ( ૧ ) સ્વોપજ્ઞ વિવરણો અને ( ૨ ) અન્યકર્તૃક ગ્રન્થોના

વિવરણો પ્રથમ વર્ગના બે ઉપવર્ગ સૂચવાય તેમ છે: ( અ ) સસ્કૃતમાં રચાયેલાં વિવરણો અને (આ) ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષામાં રચાયેલાં વિવરણો કે જેને સામાન્ય રીતે 'બાલાવબોધ' કે ' ટબ્બો ' કહે છે. આમ ત્રણ પ્રકારનું વિવરણાત્મક સાહિત્ય સર્જાયું છે.

## ( ૧ ) સ્વોપજ્ઞ સંસ્કૃત ઉપલબ્ધ સાહિત્ય

આ નિમ્નલિખિત ગ્રન્થોને લગતું છે :—

**અજઝપ્પમયપરિક્ખા, આધ્યાત્મિકમતખંડન, આરાધક–વિરાધક–ચતુર્ભંગી, ઉવએસરહસ્સ, ઐન્દ્રસ્તુતિ, કૂવદિટ્ઠન્તવિસઈકરણ, ગુરુતત્ત-વિણિચ્છય, [1]જ્ઞાનસાર, જ્ઞાનાર્ણવ, દ્રવ્યાલોક, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, ધમ્મપરિક્ખા, નયોપદેશ, પ્રતિમાશતક, ભાસારહસ્સ, વીરસ્તવ ( ન્યાયખંડખાદ્ય ) અને સામાયારીપયરણ.**

## ( ૨ ) સ્વોપજ્ઞ ગુજરાતી ઉપલબ્ધ સાહિત્ય

આને અંગેની કૃતિઓ નીચે મુજબ છે :—

**અજઝપ્પમયપરિક્ખા, જ્ઞાનસાર,** દોઢ સો ગાથાનું હુંડીનું સ્તવન, દ્રવ્ય–અનુયોગ–વિચાર, **સંયમશ્રેણિ**વિચાર(સજ્ઝાય), **સમકિતનાં** છ સ્થાનની ચોપઈ, **સવા** સો ગાથાનું સ્તવન અને **સાડી** ત્રણ સો ગાથાનું સ્તવન.

## ( ૩ ) અન્યકર્તૃક ગ્રન્થોનાં સંસ્કૃત વિવરણો

આને લગતા અન્યકર્તૃક ગ્રન્થો નીચે પ્રમાણે છે :—

---

૧. આના ઉપર અવચૂર્ણિ છે.

અલંકારચૂડામણિ, અષ્ટસહસ્રી, ઉત્પાદાદિસિદ્ધિપ્રકરણ, [1]કમ્મપયડિ, કાવ્યપ્રકાશ, છન્દશ્ચૂડામણિ, જોગવીસિયા, તત્ત્વાર્થસૂત્ર, તત્ત્વાલોક, ધર્મસંગ્રહ, યોગસૂત્ર, [2]વીતરાગસ્તોત્ર, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષોડશક, સિદ્ધાન્તમંજરી અને સ્યાદ્વાદમંજરી.

## (૪) અન્યકર્તૃક ગ્રન્થોનાં ગુજરાતી વિવરણો

અત્ર નિમ્નલિખિત ગ્રન્થો અભિપ્રેત છે :—

આનંદઘનચોવીસી, તત્ત્વાર્થસૂત્ર અને પંચનિયંઠીસંગહણી

**વિવરણોનાં વિશિષ્ટ નામો**—યશોવિજયગણિએ પોતાના કેટલાક ગ્રન્થોના વિવરણોનાં વિશિષ્ટ નામો યોજ્યાં છે. આવાં નામો તેમ જ એ કયા કયા ગ્રન્થને અંગે છે એ બાબત હું નીચે મુજબ સૂચવું છું :—

| વિવરણ | ગ્રન્થ |
|---|---|
| તત્ત્વવિવેક | કૂવદિટ્ઠન્તવિસઈકરણ |
| નયામૃતતરંગિણી | નયોપદેશ |
| યોગદીપિકા | ષોડશક |
| વિચારબિન્દુ | ધમ્મપરિક્ખા |
| સ્યાદ્વાદકલ્પલતા | શાસ્ત્રવાર્તાસમુચ્ચય |
| સ્યાદ્વાદમંજૂષા | સ્યાદ્વાદમંજરી |

કેટલાક ન્યાયખંડખાદ્યને મહાવીરસ્તવની ટીકા ગણે છે.

યશોવિજયગણિનાં ઉપલબ્ધ વિવરણાત્મક સાહિત્યના વિહંગાવલોકન ઉપરથી નીચે મુજબની બાબતો હું તારવું છું :—

---

૧. આના ઉપર મોટી અને નાની એમ બે વૃત્તિ છે.

૨. આના ઉપર લઘુ, મધ્યમ અને બૃહત્ એમ ત્રણ ટીકા છે.

( ૧ ) એમના એકેએક સંસ્કૃત કે પાઇય, ગુજરાતી કે હિન્દી ગ્રન્થ ઉપર એક યા બીજી ભાષામાં સ્વોપજ્ઞ વિવરણ નથી.

( ૨ ) એમના નિમ્નલિખિત સંસ્કૃત ગ્રન્થો સ્વોપજ્ઞ સંસ્કૃત વિવરણ વિનાનાં છે :—

| | | |
|---|---|---|
| અધ્યાત્મબિન્દુ | ન્યાયબિન્દુ | મણુકવિજ્ઞપ્તિપત્ર |
| અધ્યાત્મસાર | ન્યાયવાદાર્થ | વિજયપ્રભસૂરિ- |
| અધ્યાત્મોપદેશ | ન્યાયાલોક | સ્વાધ્યાય |
| અધ્યાત્મોપનિષદ્ | પરમજ્યોતિ- | વિધિવાદ |
| અનેકાન્તપ્રવેશ | પંચવિંશતિકા | વિષયતાવાદ |
| અનેકાન્તવ્યવસ્થા | પરમાત્મપંચવિંશતિકા | વેદાન્તનિર્ણય |
| આત્મખ્યાતિ | પ્રમારહસ્ય | વેદાન્તવિવેક |
| આર્ષભીયચરિત | પ્રમેયમાલા | વૈરાગ્યકલ્પલતા |
| આલોકહેતુતાવાદ | મંગલવાદ | વૈરાગ્યરતિ |
| જૈનતર્કભાષા | માર્ગપરિશુદ્ધિ | શઠપ્રકરણ |
| જ્ઞાનબિન્દુ | વાદમાલા (ત્રણ) | સપ્તભંગીતરંગિણી |
| તિઙન્વયોક્તિ | વાદરહસ્ય | સિદ્ધાન્તતર્કપરિષ્કાર |
| દેવધર્મપરીક્ષા | વાદાર્ણવ | સ્તોત્રો (કેટલાંક) |
| નયરહસ્ય | વિજયપ્રભસૂરિક્ષા- | |

જૈનતર્કભાષા ઉપર ગુજરાતીમાં બાલાવબોધ હોવાનુ મનાય છે.

( ૩ ) યશોવિજયગણિએ નવ પાઇય કૃતિ રચી છે. એમાં જઇલક્ખણસમુચ્ચય અને સિરિપુજ્જલેહ નામની બે જ કૃતિ સ્વોપજ્ઞ વિવરણથી વિભૂષિત નથી.

( ૪ ) યશોવિજયગણિની નિમ્નલિખિત ગુજરાતી કૃતિઓ સ્વોપજ્ઞ વિવરણથી અલંકૃત નથી :—

કેટલીક સજઝાયો, કેટલાંક સ્તવનો, ગીતો અને પદો, શ્રીપાલ રાજાનો અને જંબૂસ્વામીનો રાસ, વાહણ–સમુદ્ર–સંવાદ અને હરિયાળી.

( ૫ ) યશોવિજયગણિએ જે આઠ (?) હિન્દી કૃતિઓ રચી જે તે પૈકી એક ઉપર કોઇ પણ ભાષામાં વિવરણ નથી.

( ૬ ) સાત પાઇય કૃતિઓનાં સંસ્કૃતમાં વિવરણ છે પરંતુ કોઈ પણ કૃતિ ઉપર—ખુદ પાઇય કૃતિ ઉપર પણ પાઇયમાં વિવરણ નથી.

( ૭ ) કોઈ પણ કૃતિ ઉપર હિન્દીમાં વિવરણ નથી.

( ૮ ) એક પણ વિવરણ પદ્યાત્મક નથી.

**સટીક ગ્રન્થોની ટીકા**— યશોવિજયગણિએ નિમ્નલિખિત ગ્રન્થો ઉપર એમના પુરોગામીઓની—જૈન મુનિવરોની ટીકા હોવા છતાં ટીકા રચી છે :—

( ૧ ) [1]અલંકારચૂડામણિ, ( ૨ ) ઉત્પાદાદિસિદ્ધિપ્રકરણ, ( ૩ ) કમ્મપયડિ, ( ૪ ) કાવ્યપ્રકાશ, ( ૫ ) તત્ત્વાર્થસૂત્ર, ( ૬ ) વીતરાગસ્તોત્ર, ( ૭ ) શાસ્ત્રવાર્તાસમુચ્ચય અને ( ૮ ) ષોડશક-પ્રકરણ.

ત્રિસૂત્ર્યાલોક અને સિદ્ધાન્તમંજરી ઉપર યશોવિજયગણિની પૂર્વે કોઈએ ટીકા રચી છે કે નહિ તે જાણવું બાકી રહે છે એટલે એ બે નામ મેં ઉપર ગણાવ્યાં નથી. **સ્યાદ્વાદમંજૂષા** એ મુખ્યતયા **સ્યાદ્વાદમંજરી**ની ટીકા હોય એનો પણ હું ઉલ્લેખ કરતો નથી.

ટીકા હોવા છતાં ટીકા રચાય તો તે માટે કોઈ સબળ કારણ હોવુ જોઇએ.

---

૧. આના ઉપર 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ **વિવેક** રચ્યો છે.

## (અ) લાક્ષણિક સાહિત્યનો પરામર્શ

**લાક્ષણિક સાહિત્યમાં ફાળો** — લાક્ષણિક સાહિત્યનાં વિવિધ અંગો છે. જેમકે (૧) વ્યાકરણ, (૨) કોશ, (૩) છન્દઃશાસ્ત્ર, (૪) અલંકારશાસ્ત્ર યાને કાવ્યશાસ્ત્ર, (૫) નાટ્યશાસ્ત્ર, (૬) સંગીત, (૭) કામશાસ્ત્ર, (૮) ચિત્રકળા, (૯) સ્થાપત્ય, (૧૦) મુદ્રાશાસ્ત્ર, (૧૧) ગણિત, (૧૨) નિમિત્તશાસ્ત્ર, (૧૩) વૈદ્યક, (૧૪) પાકશાસ્ત્ર, (૧૫) વિજ્ઞાન અને (૧૬) નીતિ આ સોળ અંગો પૈકી પહેલા, ત્રીજા, ચોથા, બારમા અને સોળમા અંગને બાદ કરતાં બાકીનાં અગિયાર અંગને લગતી કોઈ મૌલિક કૃતિ કે કોઈ જૈન કે અજૈન કૃતિના વિવરણરૂપ કૃતિ ઉપાધ્યાયજીએ રચી હોય એમ જણાતું નથી.

એમણે એકે વ્યાકરણ રચ્યું નથી કે કોઇના પણ જૈન કે અજૈનના વ્યાકરણ ઉપર વૃત્તિ રચી નથી બાકી વ્યાકરણ સંબંધી કેટલીક માહિતી પૂરી પાડતી તિઙન્વયોક્તિ નામની એક કૃતિ રચી છે પણ એ પૂરેપૂરી હજી સુધી તો મળી આવી નથી. એ એક અજૈન કૃતિનું સ્મરણ કરાવે છે.

ઉપાધ્યાયજીએ કોઈ છન્દઃશાસ્ત્ર રચ્યું નથી પરંતુ હૈમ છન્દશ્ચૂડામણિની ટીકા રચી હોય એમ લાગે છે એનો હજી સુધી તો પત્તો જ ક્યાં છે?

ઉપાધ્યાયજીએ કાવ્યશાસ્ત્રને અંગે એકે સ્વતંત્ર કૃતિ રચી નથી. એમણે **કાવ્યપ્રકાશ** નામની એક અજૈન તેમ જ બહુમાં બહુ બે જૈન કૃતિ ઉપર નામે **અલંકારચૂડામણિ** અને **કાવ્યકલ્પલતા** ઉપર વૃત્તિ રચી છે. આ ત્રણ વૃત્તિ પૈકી પહેલી પૂરેપૂરી અદ્યાપિ મળી આવી નથી. બીજી બે પૈકી હૈમ **અલંકારચૂડામણિ**ની વૃત્તિ અનુપલબ્ધ છે જ્યારે **અમરચન્દ્રસૂરિકૃત** **કાવ્યકલ્પલતા**ની વૃત્તિ

એમણે રચી છે કે એમના કોઈ નામરાશિએ તેનો નિર્ણય કરવો બાકી રહે છે. ગમે તેમ પણ યશોવિજયગણિના કાવ્યશાસ્ત્રને અંગેના અર્પણની ઝાંખી એ શાસ્ત્રના કેટલાક મુદ્દાઓ એમણે પ્રસંગોપાત્ત ચર્ચ્યાં છે તે ઉપરથી જાણી શકાય છે. એથી મેં આ બાબત "કાવ્યશાસ્ત્રી યશોવિજયગણિ" નામના મારા [1]લેખમાં વિચારી છે.

નિમિત્તશાસ્ત્રને લગતી એક કૃતિ નામે **ફલાફલવિષયક પ્રશ્નપત્ર** આ યશોવિજયગણિની જ રચના છે કે એ કોઈકની કૃતિની એમણે નકલ ઉતારી છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે.

વજ્રસેનના શિષ્ય હરિ (હરિષેણ)કૃત કર્પૂરપ્રકરની ટીકા પ્રસ્તુત યશોવિજયગણિની કૃતિ છે કે કેમ એ એક પ્રશ્ન છે.

આમ લાક્ષણિક સાહિત્યનાં બહુમાં બહુ પાંચ અંગ પરત્વે યશોવિજયગણિએ કેટલુંક સાહિત્ય રચ્યું છે. તેમાં વ્યાકરણવિષયક કૃતિ સ્વતંત્ર છે ખરી પણ તે અપૂર્ણ મળી છે એટલે વ્યાકરણ પૂરતું મૂલ્યાંકન કેવી રીતે થાય ?

છંદને અંગે કોઈ મૌલિક રચના યશોવિજયગણિએ કરી નથી એટલું જ નહિ પણ એમણે છન્દશ્ચૂડામણિની જે વૃત્તિ રચ્યાનું મનાય છે તે વિવરણાત્મક કૃતિનો પત્તો જ નથી એટલે છન્દઃ-શાસ્ત્રના સંબંધમાં તો સર્વાંશે મૌન સેવવા જેવું છે. બાકી એમનું વિવિધ છંદો ઉપર—કેટલાક અપ્રચલિત છંદો ઉપર પણ પ્રભુત્વ છે એ તો **ઐન્દ્રસ્તુતિ** ઇત્યાદિ એમની કૃતિઓ જોતાં જણાય છે.

કાવ્યશાસ્ત્રને લગતી એકે મૌલિક રચના યશોવિજયગણિએ કરી નથી અને બહુમાં બહુ જે ત્રણ વિવરણાત્મક કૃતિ રચી છે તે પૈકી એકની અનુપલબ્ધિ, બીજીની અપૂર્ણતા અને ત્રીજીને લગતી

---

૧. આ લેખ "જૈ. સ. પ્ર." (વ. ૨૨, અં. ૩–૪)માં એક જ હપ્તે છપાયો છે.

શંકાશીલતા વિચારતાં એનું મૂલ્યાંકન પણ અત્યારે તો માંડી જ વાળવાનું રહે છે.

નિમિત્તશાસ્ત્રને લગતી કૃતિ એમની છે કે નહિ એ પ્રશ્ન છે અને એ એમની જ હોય તો એ કંઈ ખાસ મહત્ત્વની નથી.

નીતિશાસ્ત્ર પરત્વે યશોવિજયગણિની કોઈ મૌલિક રચના મળી આવી નથી. પ્રસંગોપાત્ત રચાયેલાં સુભાષિતો ઉપાધ્યાયજીની કેટલીક કૃતિમાં મળે છે ખરાં. **કર્પૂરપ્રકર**ની ટીકા એમણે જ રચી હોય તો પણ એ અદ્યાપિ અમુદ્રિત છે એટલે એની હાથપોથી મને જોવા મળે તો હું આ વિષય ચર્ચી શકું.

**સાહિત્યનાં સ્વરૂપો**— સાહિત્યના ગદ્યાત્મક અને પદ્યાત્મક એમ જે બે વિભાગો પડાય છે તેમાંના પદ્યાત્મક સાહિત્યનો સાહિત્યનાં સ્વરૂપોની દૃષ્ટિએ વિચાર કરી શકાય એવી પુષ્કળ સામગ્રી લલિત સાહિત્ય પૂરી તો પાડે છે, કેમકે એમાં જે સ્તવન, સજ્ઝાય, સ્તોત્ર, પદ, ગીત, મહાકાવ્ય, રૂપક કથા, ચરિત્ર ઇત્યાદિને લગતી કૃતિઓ છે. તે સાહિત્યનાં સ્વરૂપો છે એનો વિચાર અહીં ન કરતાં મેં આગળ ઉપર કરવાનું ઉચિત ધાર્યું છે કે જેથી દાર્શનિકાદિ સાહિત્યમાં પણ એ પૈકી કોઈ કોઈ સાહિત્યસ્વરૂપને લગતી કૃતિઓ છે તેનો એકસાથે વિચાર થઇ શકે.

## (આ) લલિત સાહિત્યનો વિમર્શ

લલિત સાહિત્યની શરૂઆત મેં સ્તુતિ–સ્તોત્રોથી કરી છે. આ વિભાગનો પ્રારંભ **પંચપરમેષ્ઠિ–ગીતા**થી મેં કર્યો છે, કેમકે એમાં દાર્શનિક તત્ત્વ—અજૈન મંતવ્યોના નિરસન જેવો વિષય નથી એટલે એને લાક્ષણિક સાહિત્યના નિરૂપણ પછી સ્થાન આપી શકાય તેમ હતું. સ્તુતિ–સ્તોત્રોમાં વ્યાપકતાની દૃષ્ટિએ **પંચપરમેષ્ઠિ–ગીતા** સૌથી વિશેષ વ્યાપક હોવાથી—એમાં તીર્થંકર, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ

ચાંચે પરમેષ્ઠીઓનું ગુણોત્કીર્તન હોવાથી એને મેં અગ્રિમ સ્થાન આપ્યું છે. દેવ, ગુરુ અને ધર્મ એમ જે ત્રણ તત્ત્વો કેટલાક જૈન ગ્રંથોમાં ગણાવાયાં છે તે પૈકી દેવ અને ગુરુ એ બે તત્ત્વો વિષે આ કૃતિમાં વિચાર કરાયો છે.

પાંચ પરમેષ્ઠીઓમાં તીર્થંકર એ સિદ્ધ પરમાત્માનો તેમ જ જૈન-દર્શનનો સ્વતંત્ર રીતે પરિચય કરાવનાર હોવાથી પ્રથમ પદે હોઇ આ કૃતિ પછી મેં ચોવીસ ચોવીસ તીર્થંકરોની સ્તુતિઓને-ચતુર્વિંશતિકા-ઓને-એમને લગતાં સ્તવનોને અર્થાત્ ચોવીસીઓને સ્થાન આપ્યુ છે અને ત્યાર પછી એથી ઓછી સંખ્યાવાળા તીર્થંકરોના અધિકારવાળી અને આગળ જતાં એક જ તીર્થંકરની સ્તુતિરૂપ કૃતિને મેં સ્થાન આપ્યું છે. તીર્થંકર પછી સિદ્ધનો અધિકાર મેં હાથ ધર્યો છે કેમકે પાંચ પરમેષ્ઠીઓમાં એઓ બીજે પદે છે. એ પછી આચાર્યનો અને તેમાં ચણ ગણધરો મુખ્ય હોવાથી એમનાથી મેં આ વિભાગ શરૂ કર્યો છે.

કઇ કઇ જાતનાં કેટલાં સ્તુતિ-સ્તોત્રો કે સ્તવનો છે તેનો હું નિર્દેશ કરું તે પૂર્વે એક શંકા કેટલાકને થવા સભવ છે તે અને તેના નિરસન વિષે થોડુંક કહીશ. **નવપદપૂજા** એ યશોવિજયગણિની કૃતિ છે અને એમાં પાંચ પરમેષ્ઠીઓના પાંચ પદ ઉપરાંત દર્શનાદિ ચાર અધિક પદ છે એટલે વ્યાપકતાની અપેક્ષાએ **પંચપરમેષ્ઠિ-ગીતા** કરતાં ચડે. એથી એને કેમ આદ્ય સ્થાન અપાયું નથી એવો પ્રશ્ન કોઇ ઉઠાવે તો આનો ઉત્તર એ છે કે આ **નવપદપૂજા** કોઈ સ્વતંત્ર કૃતિ નથી. એ તો **શ્રીપાલરાજાનો રાસ**માંની ચોથા ખંડની બે ઢાલ, જ્ઞાનવિમલસૂરિકૃત કાવ્ય અને દેવચન્દ્રની પદ્યાત્મક રચના મળીને એક સંકલનાત્મક કૃતિ બનાવાઈ છે.

**પચપરમેષ્ઠિ-ગીતા** — આ કાવ્યરસિકોને આનંદ આપે એમ છે કેમકે એમાં ઉત્કૃષ્ટતાના ત્રીસ ઉદાહરણો અપાયાં છે.

ચોવીસ ચોવીસ તીર્થંકરોના ગુણગાનરૂપ કૃતિઓમાં **ઐન્દ્ર-સ્તુતિ** નામની ચતુર્વિંશતિકા એની ભાષા, એના છંદો, એના અલંકારો, એની તાત્ત્વિક—દાર્શનિક વિચારણા ઇત્યાદિને લઈને મોખરે છે. એક રીતે વિચારતાં તો અનેક સંસ્કૃત ચતુર્વિંશતિકાઓમાં પણ એ ઘણું ઊંચું સ્થાન ભોગવે છે. **શોભન-સ્તુતિ** જેવી સ્તુતિના છંદ અને યમકના સર્વાંગીણ અનુકરણરૂપે **ઐન્દ્ર-સ્તુતિ** સિવાય બીજી એકે કૃતિ અદ્યાપિ રચાઈ નથી. એ એના મહત્ત્વનું દ્યોતન કરે છે.

યશોવિજયગણિએ ગુજરાતીમાં કેટલી 'થોય' રચી તે જાણવામાં નથી. અત્યારે તો એક જ થોય મળી આવી છે (જુઓ પૃ. ૪૧) અને એમાં આગમને સમુદ્ર કહી એનો જે તાદૃશ ચિતાર અપાયો છે તે ખાસ ધ્યાન ખેંચે છે.

એકેક જિનેશ્વરને લગતાં સાત સ્તવનો અને સ્તોત્રોમાં પાર્શ્વનાથને લગતી છ કૃતિ છે જ્યારે ઋષભદેવને અંગે એક જ છે.

આમ હોઇ એ યશોવિજયગણિનો પાર્શ્વનાથ પ્રત્યેનો અને તેમાં યે 'શંખેશ્વર' પાર્શ્વનાથ પ્રત્યેનો ઉત્કટ ભાવ સૂચવે છે.

ગુજરાતી સ્તવનોમાં આપણા દેશમાં આ 'હુંડા' અવસર્પિણીમાં થઈ ગયેલા ઋષભદેવાદિ ચોવીસ તીર્થંકરોને લગતી ભાવભરી ચોવીસીઓ, મહાવિદેહમાં આજે વિદ્યમાન એવા વીસ વિહરમાણ જિનવરોની **વીસી** અને **મૌન એકાદશીનું સ્તવન** નોંધપાત્ર છે.

સંસ્કૃત સ્તવનો અને સ્તોત્રો પૈકી **આદિજિન-સ્તવન** 'ગેય' હોવાથી તેમ જ શૃંખલાયમકથી અલંકૃત હોવાને લીધે, **ગોડી-પાર્શ્વનાથ-સ્તવન** અને **શંખેશ્વર-પાર્શ્વનાથ-સ્તોત્ર** (પૃ ૪૩-૪૪) એ બન્ને કૃતિઓ છંદના વૈવિધ્યને લઈને, આ પછીનું **શંખેશ્વર-પાર્શ્વનાથ-સ્તોત્ર** એમાં કરાયેલી દાર્શનિક ચર્ચાને કારણે અને **પાર્શ્વજિન-સ્તોત્ર** સમગ્રતયા એક જ છંદમાં— 'સ્વાગતા'માં રચાયેલું હોવાથી આકર્ષક હોઈ ગણનાપાત્ર બન્યા છે.

ગુજરાતી ત્રણ **ચોવીસી** પૈકી બીજી ચોવીસીમાંનું સોળમું સ્તવન વિરોધાભાસનાં વિવિધ દૃષ્ટાંતો રજૂ કરે છે એથી અને ચોવીસમું સ્તવન એ મનને અપાયેલી મંદિરની ઉપમાની સાંગોપાંગતાને લઈને નોંધપાત્ર બન્યાં છે. ત્રીજી ચોવીસી ઋષભદેવાદિ ચોવીસ તીર્થંકરો પૈકી પ્રત્યેકને લગતી ચૌદ ચૌદ બાબતો રજૂ કરી એ તીર્થંકરોની બાહ્ય જીવનરેખા પૂરી પાડે છે. એની સાથે **પંચપરમેષ્ઠિ-ગીતા**માં તીર્થંકરનું જે આંતરિક સ્વરૂપ વર્ણવાયું છે તે ઉમેરતાં આપણા આ 'ભારત'વર્ષની આ અંતિમ ચોવીસી નાનકડા નિબંધની ગરજ સારે તેમ છે.

કેટલાંક સ્તવનોમાં ઉત્કટ પ્રીતિનાં ઉદાહરણો અપાયાં છે. કોઈ કોઈ સ્તવનમાં દેવાધિદેવ તીર્થંકરની અન્ય દેવો સાથે તુલના કરાઈ છે.

**પાર્શ્વનાથનું સ્તવન** દ્રવ્યપૂજા ઉપર અને **શામળા પાર્શ્વનાથનું સ્તવન** ભાવપૂજા ઉપર પ્રકાશ પાડે છે તેમાં ભાવપૂજા કરતી વેળા જે જે ભાવના ભાવવી જોઈએ તેનો તાદૃશ ચિતાર આ **શામળા** પાર્શ્વનાથનું સ્તવન રજૂ કરે છે

**નવનિધાન નવ સ્તવનો** પૈકી ચોથા સ્તવનમાં કમળ નેત્ર દ્વારા, હરણ ગતિ દ્વારા તેમ જ ખંજન અંજન દ્વારા એમ કોણ **અભિનન્દનનાથ**ના કયા અવયવ વગેરેથી પરાજિત થયુ તેનો ઉલ્લેખ છે.

યશોવિજયગણિએ **આર્ષભીયચરિત** નામનું મહાકાવ્ય રચ્યુ છે. એમાં એમણે **ઋષભદેવ** વિષે કેટલીક વિશિષ્ટ માહિતી આપી છે અન્ય કોઈ તીર્થંકર માટે એમણે કોઈક ગ્રન્થમાં તેમ કર્યું હોય એમ જણાતુ નથી

**શ્રીપાલ રાજાનો રાસ** એ કંઈ એમની સ્વેચ્છાએ રચાયેલી કૃતિ નથી એ તો એક અપૂર્ણ કૃતિને પૂર્ણ કરવાની કબૂલાતના નિર્વાહાર્થે રચાયેલી છે. જંબૂસ્વામીને અંગે એમણે બે કૃતિ રચી છે અને એ બન્ને આહ્લાદજનક છે મોટી કૃતિ **પરિશિષ્ટપર્વ**માંના

જંબૂસ્વામીના પદ્યાત્મક ચરિત્રનો ભાવાનુવાદ હોય એમ ભાસે છે.[1] દ્રૌપદીની કથા સંક્ષિપ્ત છે. એ ગંભીર ભૂલના પરિણામની દ્યોતક છે.

આમ એકંદર ચાર વ્યક્તિનાં ચરિત્ર આલેખાયાં છે: એક તીર્થંકર, એક નૃપતિ, એક મુનિવર્ય અને એક જૈન તેમ જ અજૈન જગતને સુપરિચિત અને પૌરુષતાને પોષની પ્રમદા.

જૈન સાહિત્ય એના કથારૂપ અંગની વિપુલતા અને વિવિધતાને લઇને સમગ્ર કથાસાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન ભોગવે છે જૈન કથાઓ મોટે ભાગે ઉપદેશાત્મક છે. એમાં વૈરાગ્યપ્રધાન કથા તરીકે **સમરાઇચ્ચકહા** અને **ઉપમિતિભવપ્રપંચાકથા** અદ્વિતીય છે ઉપમિતિ૦નાં ભાવ, પાત્ર ઇત્યાદિરૂપ મસાલો લઇને એના અનુકરણરૂપે **વૈરાગ્યકલ્પલતા** રચાઇ છે. એ કેવળ અનુકરણ નથી; એમાં કેટલીક વિશેષતા પણ છે **ઉપમિતિ૦** અને **વૈરાગ્યકલ્પલતા** જેવી અન્ય કથા આજ દિન સુધી કોઇએ અનુકરણરૂપે પણ રચી નથી. **વૈરાગ્યરતિ** પણ **ઉપમિતિ૦**ના અનુકરણરૂપ છે.

ઔપદેશિક સાહિત્ય તરીકે **વૈરાગ્યકલ્પલતા**નો નિર્દેશ જોકે થઈ શકે તેમ છતાં એમાં કાલ્પનિક પાત્રોની કથારૂપ સભાર ભરેલો હોવાથી મેં એની 'ધર્મકથા' તરીકે ગણના કરી છે. એને બાદ કરતા ઔપદેશિક કૃતિઓ ગણીગાંઠી છે. એ કૃતિઓમાં **ઉવએસરહસ્સ** પ્રૌઢ હોવાથી અને **વાદ્યણુ-સમુદ્ર-સંવાદ** એના કાવ્યતત્ત્વને લઇને આકર્ષક બનેલ છે.

## (ઇ) દાર્શનિક સાહિત્યનું પરિશીલન

### (૧) જ્ઞાનમીમાંસા

જૈન દર્શન પ્રમાણે જ્ઞાનના મતિજ્ઞાન વગેરે પાંચ પ્રકારો છે.

---

1. જુઓ **અનેકાન્તવ્યવસ્થાપ્રકરણનુ** પ્રકાશકીય નિવેદન (પત્ર ૩અ).

આના નિરૂપણાર્થે ઉપાધ્યાયજીએ સંસ્કૃતમાં [1]બે ગ્રંથો રચ્યા છે : **જ્ઞાનાર્ણવ** (પદ્યાત્મક) અને **જ્ઞાનબિન્દુ** (ગદ્યાત્મક). પ્રથમ ગ્રંથ પહેલાં રચાયો છે અને એ સ્વોપજ્ઞ વિવરણથી વિભૂષિત છે. **જ્ઞાનબિન્દુ** એનું નામ વિચારતાં **જ્ઞાનાર્ણવ**ની સંક્ષિપ્ત આવૃત્તિ હશે એમ લાગે છે જો કે એમાં પણ જ્ઞાનને અંગે પુષ્કળ—બલ્કે સર્વાંગીણ માહિતી અપાઇ છે. એ પૂર્વે આવી માહિતી **નાણપ્પવાય**, **નન્દી** અને **વિસેસાવસ્સયભાસ**માંથી અને નિમ્નલિખિત [2]ચાર મુદ્દાઓને લગતી માહિતી **સમ્મઇપયરણ** અને **નિશ્ચયદ્વાત્રિંશિકા**માંથી મળી રહે છે :—

(૧) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની વાસ્તવિક એકતા

(૨) અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાનનો તાત્ત્વિક અભેદ.

(૩) કેવલજ્ઞાન અને કેવલદર્શનનો વાસ્તવિક અભેદ.

(૪) શ્રદ્ધાનરૂપ દર્શન અને જ્ઞાનમાં અભેદ.

મહાવાદી અને કવિરત્ન સિદ્ધસેન દિવાકરે પ્રરૂપેલા આ ચાર મુદ્દાઓ ઉપર સહાનુભૂતિપૂર્વક વિચાર કરનાર અને એનું સમર્થન કરનાર સિદ્ધસેન પછી હજાર વર્ષમાં કોઈ મહાનુભવ થયા હોય તો તે યશોવિજયગણિ એકલા છે એમ પં. સુખલાલનું માનવું છે.[3]

**વેદાન્તીઓના બે પક્ષ અને એના નેતા**—અજ્ઞાનના આશ્રય અને વિષય પરત્વે વેદાન્તીઓમાં બે પક્ષ છે. એ બેની માન્યતા અનુક્રમે નીચે મુજબ છે :—

(૧) બ્રહ્મ જ અજ્ઞાનનો આશ્રય તેમ જ વિષય છે.

(૨) જીવ અજ્ઞાનનો આશ્રય છે અને બ્રહ્મ અજ્ઞાનનો વિષય છે.

---

૧. એક રીતે **તર્કભાષા**ને પણ જ્ઞાનવિષયક ગ્રંથ ગણી શકાય. એ હિસાબે બે નહિ પણ ત્રણ ગણાય.

૨. જુઓ જ્ઞાનબિન્દુનો 'પરિચય' (પૃ. ૬–૭).

૩. એજન (પૃ ૬).

પં. સુખલાલના મતે પ્રથમ પક્ષના નેતા—પ્રથમ મંતવ્યના આદ્ય પ્રરૂપક સુરેશ્વરાચાર્ય છે. એમણે **નૈષ્કર્મ્યસિદ્ધિ** (૧,૭)માં આ મંતવ્ય રજૂ કર્યું છે અને એનું વિસ્તૃત સ્પષ્ટીકરણ એમના શિષ્ય **સર્વજ્ઞાત્મમુનિએ** **સંક્ષેપશારીરક-વાર્તિક**માં કર્યું છે. વિવરણાચાર્યે ઉર્ફે પ્રકાશાત્મયતિએ સુરેશ્વરાચાર્યના મતનું સમર્થન કર્યું છે.

૫. સુખલાલના મતે બીજા પક્ષના નેતા—દ્વિતીય મંતવ્યના આદ્ય પ્રરૂપક મંડનમિશ્ર છે. એમના મતનું સમર્થન વાચસ્પતિમિશ્રે કર્યું છે.[1]

આ પરિસ્થિતિમાં ઉપાધ્યાયજીએ ઉપર્યુક્ત બંને પક્ષના ખંડન વેળા વિવરણાચાર્યનો અને વાચસ્પતિમિશ્રનો અનુક્રમે ઉલ્લેખ કર્યો છે તે વિચારણીય ગણાય

આ સબંધમાં પં. સુખલાલનું કહેવું એ છે કે ઉપર્યુક્ત બંને મંતવ્યો વિવરણાચાર્ય અને વાચસ્પતિમિશ્રના પ્રસ્થાનરૂપે પ્રસિદ્ધિ પામ્યાં—વેદાન્ત દર્શનની એ રીતે પ્રસિદ્ધિ થઈ. એ પ્રસિદ્ધિને અનુસરીને ઉપાધ્યાયજીએ ઉપર મુજબ કથન કર્યું છે.[2]

મારી નમ્ર સમજ પ્રમાણે આ બચાવ લૂલો છે. ઉપાધ્યાયજી જેવા પ્રસિદ્ધિને સ્થાન આપે તેના કરતાં વધુ ચોકસાઇપૂર્વક કથન કરે એવી આશા એમના જેવા બહુશ્રુત પાસે રખાય. તેમ છતાં એઓ એમ જે ન કરી શક્યા તે વધુ તપાસ માટેના સાધનના અભાવને લઇને હશે. ઉપર્યુક્ત બે પક્ષના આદ્ય પ્રરૂપક વિષે વિશેપ સંશોધન થતાં કોઈ નવા જ નામ જણાય. તો નવાઇ નહિ.

કેવલજ્ઞાન અને કેવલદર્શનને અંગે ત્રણ મત છે. એના પુરસ્કર્તાનાં નામ ભિન્ન ભિન્ન મળે છે. એ વાત હું નીચે મુજબ કોષ્ટક દ્વારા દર્શાવું છું :—

---

૧ વિશેષ માહિતી માટે જુઓ **જ્ઞાનબિન્દુ**ના ટિપ્પણો (પૃ. ૫૫–૬૧).
૨ જુઓ **જ્ઞાનબિન્દુ**નો "પરિચય" (પૃ. ૧૬).

| કેવલજ્ઞાન અને કેવલદર્શનરૂપ ઉપયોગ સંબંધી પક્ષ | ભાષ્યકાર [1] જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ | સમભાવભાવી [2] હરિભદ્રસૂરિ | તર્કપંચાનન [3] અભયદેવસૂરિ | વ્યાખ્યાવિશારદ [4] મલયગિરિસૂરિ | ન્યાયાચાર્ય યશોવિજયગણિ |
|---|---|---|---|---|---|
| ૧. ક્રમ | अण्णे (अन्ये) | જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ | જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ | જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ | જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ |
| ૨. યૌગપદ્ય | केई (केचित्) | સિદ્ધસેન | મલ્લવાદી | સિદ્ધસેન દિવાકર | મલ્લવાદી |
| ૩. અભેદ | अण्णे (अन्ये) | વૃદ્ધાચાર્ય | સિદ્ધસેન | વૃદ્ધાચાર્ય | સિદ્ધસેન દિવાકર |

૧. જુઓ **વિસેસણવઇ** ( ગા ૧૮૪–૧૮૫ ). ૨. જુઓ **નન્દીની** ટીકા. ૩. જુઓ **સમ્મઇપયરણની** ટીકા ( પૃ. ૬૦૮ ). જ્ઞાનકાંડની ટીકામાનાં કેટલાક વિધાનોની સમાલોચના કરી તેમાં ત્રુટિઓ દર્શાવી નવેસરથી એની વ્યાખ્યા ઉપાધ્યાજીએ કરી છે. જુઓ **જ્ઞાનબિન્દુનો** પરિચય (પૃ. ૬૨). ૪. જુઓ **નન્દીની** ટીકા ( પત્ર ૧૩૪ ).

આ ક્રમ, યૌગપદ્ય અને અભેદ એ ત્રણ પક્ષો ઋજુસૂત્ર, વ્યવહાર અને સંગ્રહ એ ત્રણ નયને અનુક્રમે આભારી છે.

દિગંબરો કેવળ 'યૌગપદ્ય'રૂપ પક્ષને જ સ્વીકારે છે એમ **નિયમસાર** (ગા. ૧૬૯), **સર્વાર્થસિદ્ધિ**, **આપ્તમીમાંસા**, **અષ્ટશતી** અને **તત્ત્વાર્થરાજવાર્તિક** જોતાં જણાય છે.[1] અહીં એ ઉમેરીશ કે વાચક ઉમાસ્વાતિ પણ 'યૌગપદ્ય' પક્ષ સ્વીકારે છે એમ **ત૦ સૂ૦** (અ. ૧, સૂ. ૩૧)નું ભાષ્ય જોતાં લાગે છે એમ મને કેટલાંક વર્ષો ઉપર 'આગમોદ્ધારક' આનન્દસાગરસૂરિજીએ કહ્યું હતું.

## (૨) ન્યાય

યશોવિજયગણિએ કેટલાક કાગળ લખ્યા છે. એમાંના બીજા કાગળ (પૃ. ૧૧૪)માં એમણે નીચે મુજબનો ઉલ્લેખ કર્યો છે:—

"ન્યાયગ્રંથ ૨ લક્ષ કીધો છઈ."

આ ઉપરથી ફલિત થાય છે કે ઉપાધ્યાયજીની ન્યાયવિષયક રચનાઓનું પરિમાણ બે લાખ શ્લોક જેટલું તો છે જ કેમકે આ કાગળ લખાયા બાદ પણ એમણે આ વિષયને લગતી કોઈ રચના ન જ કરી હશે એમ ભાગ્યે જ કહી શકાય. આ બે લાખ શ્લોકમાં કયા કયા ન્યાયગ્રંથોનો સમાવેશ થાય છે એ બાબતનો એમણે કે અન્ય કોઇએ સપ્રમાણ ઉલ્લેખ કર્યો હોય એમ જણાતું નથી અને ઉપર્યુક્ત કાગળ (પૃ ૧૧૪)માં જણાવ્યા મુજબ ભટ્ટાચાર્યે એમની જે ન્યાયગ્રંથરચના જોઇને એમને 'ન્યાયાચાર્ય'નું ગૌરવશાળી બિરુદ આપ્યું તે કઈ તે પણ જાણવામાં નથી. આ પરિસ્થિતિમાં ઉપલક દૃષ્ટિએ વિચારનારને જે ગ્રંથો ન્યાયવિષયક અને ન્યાયાચાર્યકૃત હોવાનું ભાસે એવા ગ્રંથોનાં નામ અને પરિમાણ (શ્લોકસંખ્યા) હું નીચે પ્રમાણે સૂચવું છું:—

---

૧ વિશેષ માહિતી માટે જુઓ **જ્ઞાનબિન્દુ**નો "પરિચય" (પૃ. ૫૫).

| નામ | પરિમાણ |
|---|---|
| અનેકાન્તપ્રવેશ ( અનુપલબ્ધ ) | ? |
| અનેકાન્તવ્યવસ્થા | ૩૩૫૭ |
| આલોકહેતુતાવાદ ( અનુ૦ ) | ? |
| જૈનતર્કભાષા | ૮૦૦ |
| નયરહસ્ય | ૫૯૧ |
| નયામૃતતરંગિણી } નયોપદેશ | ૩૬૦૦ |
| ન્યાયબિન્દુ ( અનુ૦ ) | ? |
| ન્યાયવાદાર્થ ( અનુ૦ ) | ? |
| ન્યાયાલોક | ૧૨૦૦ |
| પ્રમારહસ્ય ( અનુ૦ ) | ? |
| મંગલવાદ ( અનુ૦ ) | ? |
| વાદમાલા | ? |
| ,, | ? |
| ,, ( અપૂર્ણ ) | ? |
| વાદરહસ્ય ( અનુ૦ ) | ? |
| વાદાર્ણવ ( અનુ૦ ) | ? |
| વિધિવાદ ( અનુ૦ ) | ? |
| વિષયતાવાદ | ? |
| સપ્તભંગીતરંગિણી ( અનુ૦ ) | ? |
| સપ્તભંગીનયપ્રદીપ | ? |
| સિદ્ધાન્તતર્કપરિષ્કાર ( અનુ૦ ) | ? |
| સિદ્ધાન્તમંજરીટીકા | |

| નામ | | | પરિમાણ |
|---|---|---|---|
| સ્યાદ્વાદરહસ્ય | ( લઘુ ) | | ? |
| ,, | ( મધ્યમ ) | ( અપૂર્ણ ) | ? |
| ,, | ( બૃહત્ ) | ( અપૂર્ણ ) | ? |

આ પૈકી શુદ્ધ જૈન ન્યાયના ગ્રંથો કયા કયા છે તે તો એ જાતના ગ્રંથોનુ વાસ્તવિક અને સર્વમાન્ય લક્ષણ કોઇએ આપ્યુ હોય તો તે ઉપરથી તારવી શકાય. આવું કોઈ લક્ષણ કોઇએ આપ્યું હોય એમ જણાતું નથી. એથી હું એ નીચે મુજબ સૂચવુ છું:—

પ્રમાણ, નય, સપ્તભંગી અને સ્યાદ્વાદ પૈકી એક કે વધારે વિષયનું એને કેન્દ્રમાં રાખી કરાયેલું વ્યવસ્થિત નિરૂપણ તે 'જૈન ન્યાયગ્રંથ' છે. આ હિસાબે મે ૧૪ ગ્રંથોને ન્યાયવિષયક ગણ્યા છે. એ બધામા **જૈન-તર્કભાષા** પ્રમાણ અને નય ઉપર અને સાથે સાથે નિક્ષેપ ઉપર રીતસરનો પ્રકાશ પાડનારી કૃતિ હોઈ એ જૈન ન્યાયના પ્રવેશદ્વારની—પાઠ્યપુસ્તકની ગરજ સારે છે. પ્રમાણના સ્વરૂપાદિનો વિચાર ઉપાધ્યાયજીએ એમની કોઈ ગુજરાતી કૃતિમાં કર્યો છે ખરો? [1]નય અને નિક્ષેપ વિષે તો થોડુંક પણ વક્તવ્ય ગુજરાતી કૃતિઓમાં નજરે પડે છે.

નયોને અગે ઉપાધ્યાયજીએ **સપ્તભંગી-નયપ્રદીપ**, **નયરહસ્ય** અને **નયોપદેશ** એમ ત્રણ કૃતિઓ રચી છે અને એ પૈકી છેલ્લી કૃતિને તો **નયામૃતતરંગિણી** નામની સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત પણ કરી છે. એની સ્વતત્ર ગણના કરતાં નયવિષયક ચાર કૃતિઓ ગણાય. એમા ઉપર્યુક્ત વૃત્તિ નયો સંબંધી સૌથી વધારે વિસ્તૃત અને તલસ્પર્શી છે. એ નવ્ય ન્યાયની પદ્ધતિએ રચાયેલી હોવાથી અતિશય ગહન છે. **સપ્તભગીનયપ્રદીપ**મા નયોની સામાન્ય સમજણ અપાઈ છે જ્યારે

[1] નયો અને સપ્તભંગી વિષે **દ્રવ્ય-અનુયોગ-વિચાર**મા નિરૂપણ છે.

**નયરહસ્ય** એના કરતાં વિશેષ માહિતી પૂરી પાડે છે. આમ હોઇ **સપ્તભંગીનયપ્રદીપ** નયના અભ્યાસ માટેની પ્રવેશિકાની ગરજ સારે છે.

નયને અંગે ઉપર્યુક્ત કૃતિઓમાં જેમ એકસામટું લખાણ છે તેમ ન્યાયાચાર્યની કેટલીક કૃતિઓમાં નય વિષે છૂટુંછવાયું—પ્રસંગોપાત્ત લખાણ છે. આવી કૃતિઓમાં **અનેકાન્તવ્યવસ્થા** ઇત્યાદિ નોંધપાત્ર છે.

નિશ્ચયનય અને વ્યવહાર-નય પરત્વે **યશોવિજયગણિ**એ અનેક ગ્રંથોમાં નિરૂપણ કર્યું છે ખરું[1] પરંતુ એ વિષયની સ્વતંત્ર કૃતિ તો બે ગુજરાતી સ્તવનો છે: (૧) **શાન્તિ જિનનું સ્તવન** અને (૨) **સીમંધર જિનને વિનતિ.** એ બે કૃતિ ઉપરાંતની કૃતિ તરીકે કોઈ અન્ય કૃતિ કેટલેક અંશ પણ એવી ગણી શકાય તો તે **સવા સો ગાથાનું સ્તવન** છે.

જ્ઞાન-નય અને ક્રિયા-નયનું સ્વરૂપ **જ્ઞાન-ક્રિયા-સજ્ઝાય**માં હશે પણ પ્રશ્ન એ છે કે એ નામની કૃતિ ઉપાધ્યાયજીએ જ કેટલાક પૂછે છે તેમ રચી છે ખરી ?

જેમ જ્ઞાનનો વિષય કંઠસ્થ કરનારને **જ્ઞાનાર્ણવ** નામનો ગ્રંથ પદ્યાત્મક હોવાથી ઉપયોગી થઈ પડે તેમ છે તેમ નયને માટે એવો ગ્રંથ તે **નયોપદેશ** છે.

ઠાણ, **અણુઓગદ્દાર** વગેરે આગમો તથા કેટલાક આગમોનું વિવરણાત્મક સાહિત્ય—ખાસ કરીને **વિસેસા૦** તેમ જ અનાગમિક સાહિત્યને અંગેના ગ્રંથો જેવા કે **તત્ત્વાર્થસૂત્ર**નું ભાષ્ય, **દ્વાદશારનયચક્ર**, **સમ્મઇપયરણ**, વગેરે પ્રૌઢ ગ્રંથો તેમ જ **પ્રમાણનયતત્ત્વાલોક** જેવી અન્ય કૃતિઓ નયના ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે. એ બધાનું દોહન કરી **યશોવિજયગણિ**એ નયોનું એવું મહત્ત્વપૂર્ણ અને વ્યવસ્થિત નિરૂપણ કર્યું છે કે એમના પછી અત્યાર સુધીમાં કોઇએ કશી જ

---

૧ જુઓ મારો પૃ૦ ૧૪૯માં નોંધાયેલો લેખ.

નવીન માહિતી પૂરી પાડી નથી. એ રીતે જેમ ન્યાયાચાર્ય અદ્વિતીય ગણાય તેમ કેવલજ્ઞાનાદિને લગતા ત્રણ મતોના સમન્વય કરનાર તરીકે પણ એઓ અદ્વિતીય છે—બલ્કે એમના કોઈ પુરોગામીએ પણ આવો અભિનવ પ્રકાશ પાડ્યો નથી.

ન્યાયાચાર્યની નયમીમાંસા જેવા નામથી પીએચ.ડી. ( Ph. D. ) માટે નિબંધ લખી શકાય એટલી વિપુલ અને વ્યવસ્થિત સામગ્રી આ ન્યાયાચાર્યના ગ્રંથોમાંથી મળી શકે તેમ છે. એ સામગ્રીનું ઐતિહાસિક અને તુલનાત્મક અવલોકન પણ સાથે સાથે કરાય તો નયમીમાંસાનો એક દળદાર ગ્રંથ તૈયાર થઈ શકે.

સપ્તભંગીને અંગે **સપ્તભંગીતરંગિણી** નામની એક કૃતિ **યશોવિજયગણિએ** રચી છે ખરી પરંતુ એ અદ્યાપિ અનુપલબ્ધ છે. એને બાદ કરતાં આ વિષય એમણે પ્રસંગવશાત્ **સપ્તભંગીનયપ્રદીપમાં** તેમ જ **અનેકાન્તવ્યવસ્થામાં** ચર્ચ્યો છે. આ બે કૃતિ પૈકી પહેલીમાં તો સપ્તભંગી નયોના નિરૂપણની પેઠે મુખ્ય સ્થાન ભોગવે છે કેમકે **સપ્તભંગી-નયપ્રદીપ** જે બે સર્ગમાં વિભક્ત છે તેમાંના આદ્ય સર્ગનું નામ 'સપ્તભંગી' છે. એમાં 'સપ્તભંગી'ની આછી રૂપરેખા આલેખાઈ છે. એને અંગેની ઝીણવટભરી માહિતી તો **અનેકાન્તવ્યવસ્થા** પૂરી પાડે છે.

સપ્તભંગીના મુખ્ય ત્રણ ભંગોનો નિર્દેશ **વિવાહપણ્ણત્તિ** નામના આગમમાં છે જ્યારે એના સાતે ભંગોનો ઉલ્લેખ તો સૌથી પ્રથમ સમન્તભદ્રકૃત **આપ્તમીમાંસામાં** છે. સપ્તભંગીના સંબંધમાં શ્વેતાંબરો અને દિગંબરોમાં કોઈ કોઈ બાબતમાં મતભેદ છે. એ જોતાં ઉપાધ્યાયજીએ દિગંબરોનાં મંતવ્યોની સમાલોચના **સપ્તભંગીતરંગિણીમાં** કરી હોય તો ના નહિ.

પ્રમાણોની માહિતી ન્યાયાચાર્યે કોઈ ગુજરાતી કૃતિમાં મુખ્ય કે આનુષંગિક વિષય તરીકે ન પણ આપી હોય પરંતુ સપ્તભંગી માટે તેમ કહી શકાય તેમ નથી કેમકે **દ્રવ્ય અનુયોગ વિચાર** (ઢાળ ૪)ની નવમી કડીમાં સપ્તભંગીનો ઉલ્લેખ છે અને એના સ્વોપજ્ઞ ટબ્બામાં એ વિષે સામાન્ય માહિતી અપાઈ છે.

અનેકાન્તવાદ કહો કે સ્યાદ્વાદ કહો કે વિભજ્યવાદ કહો એ બધું એક જ છે. અનેકાન્તવાદ એ જૈન દર્શનનો પ્રાણ છે પ્રત્યેક જૈન મંતવ્ય એનાથી ઓતપ્રોત છે. અનેકાન્તવાદ પરત્વે યશોવિજયગણિએ પાંચ કૃતિઓ રચી છે : ( ૧ ) **અનેકાન્તપ્રવેશ**, ( ૨ ) **અનેકાન્તવ્યવસ્થા** અને (૩–૫) **સ્યાદ્વાદરહસ્ય** નામની ત્રણ વૃત્તિઓ. **સિદ્ધાન્તતર્કપરિષ્કાર** પણ સ્યાદ્વાદના નિરૂપણને કેન્દ્રમાં રાખી રચાયો હોય તો એકંદર છ કૃતિઓ ગણાય. આમાં પહેલી અને આ છેલ્લી કૃતિ તો અનુપલબ્ધ છે. વિશેષમાં પહેલી કૃતિનું નામ જ કહી આપે છે તેમ એ અનેકાન્તવાદમાં પ્રવેશ કરનારને ઉદ્દેશીને રચાઇ હોઈ એ સામાન્ય રચના હશે.

**અનેકાન્તવ્યવસ્થા**નો પ્રારંભ સ્યાદ્વાદના લક્ષણથી કરાયો છે અને એનો અંત સ્યાદ્વાદને અન્ય દર્શનોમાં અપાયેલા સ્થાનના નિર્દેશથી કરાયો છે

**સ્યાદ્વાદરહસ્ય** નામની ત્રણ કૃતિઓ તો **વીતરાગસ્તોત્ર**ના આઠમા પ્રકાશના સ્પષ્ટીકરણરૂપ છે. આમ જેમ ત્રણ કૃતિ છે તેમ **વાદમાલા**ને અંગે પણ ત્રણ કૃતિ છે પરન્તુ તે એક જ વિષયની નથી.

## ( ૩ ) દ્રવ્યવિચારણા

દાર્શનિક સાહિત્યના "પદાર્થપરામર્શ" નામના ત્રીજા પ્રકરણમાં **પ્રમેયમાલા** પણ આ વિષયની કૃતિ હશે એમ માની એકંદર વીસેક કૃતિ વિષે મે વિચાર કર્યો છે. આ પૈકી બહુમાં બહુ અડધોઅડધ કૃતિઓ મૌલિક છે અને બાકીની કૃતિઓ વિવરણાત્મક છે.

વિશેષમાં આ તમામ કૃતિઓ અદ્યાપિ મળી આવી નથી તેમ જ જે ઉપલબ્ધ કૃતિઓ છે તે બધી જ સંપૂર્ણ નથી. આ પરિસ્થિતિમાં ઉપલબ્ધ અને સાથે સાથે સંપૂર્ણ કૃતિઓનો જ વિચાર કરવાનો રહે છે. આવી કૃતિઓમાં **દ્રવ્ય અનુયોગ વિચાર** અને એનો સ્વોપજ્ઞ ટબ્બો એ બે કૃતિઓ દ્રવ્ય, ગુણ અને પર્યાયના ઝીણવટભર્યા—તલસ્પર્શી અને **સમ્મઇપયરણ** જેવાના આધારે યોજાયેલું નિરૂપણ પૂરું પાડતી હોવાથી જૈનોના હાથે ગુજરાતીમાં રચાયેલી દાર્શનિક કૃતિઓમાં આદ્ય સ્થાન ભોગવે છે એટલું જ નહિ, પણ આ વિષયની સંસ્કૃતાદિ ભાષાઓમાં નિબદ્ધ કૃતિઓમાં પણ અગ્રગણ્ય છે. પ્રસ્તુત કૃતિ નિમ્નલિખિત બીજી બે રીતે પણ વિશિષ્ટ છે :—

( ૧ ) આ ઉપરથી પ્રેરણા મેળવી **દ્રવ્યાનુયોગતર્કણા** રચાઈ છે.

( ૨ ) સામાન્ય રીતે ચરિત્રાત્મક કૃતિનો, નહિ કે દાર્શનિક કૃતિનો 'રાસ' તરીકે ઉલ્લેખ કરાય છે જ્યારે આ દાર્શનિક કૃતિ હોવા છતાં તેમ કરાયું છે.

જૈન સાહિત્યમાં અહિંસા અને અનેકાન્તવાદનું જેમ વિશદ અને તલસ્પર્શી નિરૂપણ છે તેમ કર્મસિદ્ધાન્તનું પણ છે. આ સિદ્ધાન્તને લગતી **કમ્મપયડિ** નામની કૃતિ આઠ કરણો ઉપર વેધક પ્રકાશ પાડે છે. એના ઉપર ઉપાધ્યાયજીએ સંસ્કૃતમાં બે વૃત્તિ રચી છે. તેમાંની લઘુ વૃત્તિ અંશતઃ જ મળી આવી છે. આઠ કરણોનો વિષય એમણે કોઇ ગુજરાતી કૃતિમાં ઉતાર્યો જણાતો નથી.

**સંયમશ્રેણિવિચાર**માં કંડક અને સ્થાન વિષે ગુજરાતીમાં નિરૂપણ હોઈ એ દૃષ્ટિએ આ કૃતિ નોંધપાત્ર ગણાય.

**વિજયપ્રભસૂરિસ્વાધ્યાય** એ તર્કયુક્તિથી અલંકૃત નાનકડી પણ મહત્ત્વની કૃતિ છે. એના અનુકરણરૂપે એક કૃતિ રચાઈ છે.

**વેદાન્તનું નિરૂપણ**—વેદાન્તને અંગે ઉપાધ્યાયજીએ નિમ્નલિખિત બે ગ્રન્થ રચ્યાનું મનાય છે:—

**( ૧ ) વેદાન્તનિર્ણય અને ( ૨ ) વેદાન્તવિવેકસર્વસ્વ**

આ બેમાંથી એકે ગ્રંથ હજી સુધી તો મળી આવ્યો નથી એટલે એમાં વેદાન્ત-દર્શનનું સ્વરૂપ જ સમજાવાયું હશે કે સાથે સાથે એના કેટલાંક મતવ્યોનું નિરસન પણ હશે તે વિષે ખાતરીથી શું કહેવાય? આ પરિસ્થિતિમાં **અનેકાન્તવ્યવસ્થા**મા જે વેદાન્તનું નિરૂપણ છે તે સંક્ષિપ્ત પરંતુ વિશદ અને સાથે સાથે વેદાન્તીઓને પણ વેદાન્તનો યથાયોગ્ય પરિચય કરાવનારું ગણાય. કોઇ વેદાન્તીએ પણ વેદાન્ત વિષે ટૂંકમાં આવો સુંદર બોધ કરાવ્યો હોય એમ જાણવામાં નથી. વેદાન્ત દર્શનનાં મંતવ્યો સાચાં રજૂ કરી કેટલાંકનું ખંડન કરાયું છે.

અજૈન દર્શનો પૈકી જેમ વેદાન્તને અંગે બે કૃતિ ઉપાધ્યાયજીએ રચી છે તેવી અન્ય કોઇ અજૈન દર્શનને અંગે કોઇ સ્વતંત્ર કૃતિ રચી જણાતી નથી. બાકી **પાતંજલ યોગદર્શન**ની વ્યાખ્યા તો એમણે રચી છે અને એ દ્વારા આ **યોગદર્શન**ના ગુણદોષનું આપણને દિગ્દર્શન કરાવ્યુ છે

**ઉપનિષદોનું અને [1]ભગવદ્ગીતાનું દોહન**—'શ્રમણ ભગવાન' મહાવીરસ્વામીના આદ્ય અગિયારે મુખ્ય શિષ્યો—ગણધરો વેદો, બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો ઇત્યાદિ વૈદિક ગ્રંથોમાં પારંગત હતા એટલે એમણે જે પ્રારંભમાં ચૌદ પુવ્વ ( પૂર્વ ) રચ્યાં તેમાં આ ગ્રન્થોમાંથી કેટલુંક લખાણ ગૂંથી લીધું હશે પરંતુ આજે તો એ પુવ્વ લુપ્ત થયેલાં

૧. આનો ઉપયોગ અને ઉલ્લેખ જે જૈન ગ્રંથકારોને હાથે કરાયેલ છે તે બાબત મે "જૈન સાહિત્યમાં ભગવદ્ગીતા" નામના મારા લેખમા દર્શાવી છે. આ લેખ "જૈ ધ. પ્ર." ( પુ. ૭૭, અં. ૧૦)માં છપાયો છે.

છે. એ બહુશ્રુત અને આત્માર્થી ગણધરો બ્રાહ્મણ હતા. એમના પછી પણ વૈદિક સાહિત્યથી સુપરિચિત એવા કેટલાક બ્રાહ્મણોએ જૈન દીક્ષા અંગીકાર કરી જૈન શાસનને દિપાવ્યુ છે અને જૈન સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે.[1] આશ્ચર્યની વાત તો એ છે કે જૈન વણિક જ્ઞાતિમાં જન્મેલા ઉપાધ્યાયજીએ અનેક ઉપનિષદોનુ અને **ભગવદ્ગીતા**નું પરિશીલન કરી એની વાનગી આપણને કોઈ કોઈ કૃતિ દ્વારા પીરસી છે. એમણે નિમ્નલિખિત ઉપનિષદોમાથી અવતરણ આપ્યાં છે:—

કેન (૧૩૩), છાન્દોગ્ય (૧૩૩, ૧૬૧), તૈત્તિરીય (૧૩૩), પ્રશ્ન ( ), બૃહદારણ્યક (૧૩૩), મુણ્ડક (૧૩૩), શાટ્યાયનીય (૧૩૩) અને શ્વેતાશ્વતર (૧૩૩).

વિશેષમા પોતાની એક કૃતિ નામે **અધ્યાત્મોપનિષદ્**ના નામના અંતમાં ‘ઉપનિષદ્’નો ઉલ્લેખ છે.

**ભગવદ્ગીતા**માથી પુષ્કળ અવતરણો **અધ્યાત્મસાર**મા કહ્યુ છે એવા ઉલ્લેખપૂર્વક અપાયા છે ખરાં પરંતુ **ભગવદ્ગીતા**નો એ નામથી કે અન્ય નામે અહી તો નિર્દેશ નથી. એ અવતરણો પૈકી ઘણાખરાં સર્વાંશે મળતાં આવે છે. એના પ્રતીકાદિ નીચે મુજબ છે .-

| પ્રતીક | અધ્યાત્મસાર | ભગવદ્ગીતા |
|---|---|---|
| यस्त्वात्म | યોગાધિકાર શ્લો. ૮ | અ. ૩, શ્લો. ૧૭ |
| नैवं तस्य | ,, ,, ૯ | અ ૩, ,, ૧૮ |
| शनैः शनै | ,, ,, ૧૫ | અ. ૬, ,, ૨૫ |
| यतो यतो | ,, ,, ૧૬ | અ. ૬, ,, ૨૬ |

[1] ઉદાહરણાર્થે વિચારો શય્યંભવસૂરિ, સિદ્ધસેન દિવાકર અને એમની **વેદદ્વાત્રિંશિકા** તેમ જ હરિભદ્રસૂરિ અને એમની કૃતિઓ નામે **લોકતત્ત્વનિર્ણય** અને **વીસવીસિયા**.

| પ્રતીક | અધ્યાત્મસાર | | | ભગવદ્ગીતા |
|---|---|---|---|---|
| आरुरुक्षो | યોગાધિકાર | શ્લો. | ૨૨ | અ. ૬, શ્લો. ૩ |
| यदा हि | ,, | ,, | ૨૩ | અ. ૬, ,, ૪ |
| कर्मण्यकर्म | ,, | ,, | ૩૩ | અ. ૪, ,, ૧૮ |
| विद्याविनय | ,, | ,, | ૪૩ | અ. ૫, ,, ૧૮ |
| इहैव तैर्जित: | ,, | ,, | ૪૪ | અ. ૫, ,, ૧૯ |
| न प्रहृष्येत् | ,, | ,, | ૪૫ | અ. ૫, ,, ૨૦ |
| योगिनामपि | ,, | ,, | ૬૧ | અ. ૬, ,, ૪૭ |
| जिज्ञासुरपि | ,, | ,, | ૭૬ | અ. ૬, ,, ૪૪ (ઉત્તરાર્ધ) |
| आर्तो | ,, | ,, | ૭૭ ([1]પૂર્વાર્ધ) | અ. ૭, શ્લો. ૧૬ ([2]ઉત્તરાર્ધ) |
| चंचलं | ધ્યાનાધિકાર | શ્લો. | ૨૨ | અ ૬, શ્લો. ૩૪ |
| असशयं | ,, | ,, | ૨૩ | અ ૬, ,, ૩૫ |
| असंयता | ,, | ,, | ૨૪ | અ. ૬, ,, ૩૬ |
| प्रजहाति | ,, | ,, | ૬૪ | અ. ૨, ,, ૫૫ |
| दु:खेष्वनु | ,, | ,, | ૬૫ | અ. ૨, ,, ૫૬ |
| य: सर्वत्रा | ,, | ,, | ૬૬ | અ. ૨, ,, ૫૭ |
| यदा संहरते | ,, | ,, | ૬૭ | અ. ૨, ,, ૫૮ |

આ ઉપરાંત યોગાધિકારના શ્લો. ૪૭નો ઉત્તરાર્ધ (छिद्यते०) **ભ૦ ગી૦** (અ. ૨, શ્લો. ૨૩–૨૪)નું છે અને ધ્યાનસ્તુત્યધિકારનો શ્લો. ૩ **ભ૦ ગી૦** (અ ૨, શ્લો. ૬૯)નું સ્મરણ કરાવે છે.

---

१ " आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी चेति चतुर्विधा."

२ " आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ !"

વિશેષમાં જ્ઞાનબિંદુ (પૃ. ૨૯-૩૦)માં પાતંજલ યોગદર્શનની વ્યાખ્યામાં તેમ જ દ્રવ્ય અનુયોગ વિચારના (શ્લો. ૧૭)ના ટબ્બામાં પણ ભ૦ ગી૦માંથી અવતરણ અપાયાં છે.

## (૪) પરમતોની સમાલોચના

દાર્શનિક સાહિત્યમાં સ્વમતના સમર્થનપૂર્વકની પરમતની સમાલોચનાનું સ્થાન જેવું તેવું નથી. આ વાત સૂયગડના અભ્યાસીને કહેવી પડે તેમ નથી. એમાં પણ ખરી ખૂબી તો પરમતનાં મંતવ્યોનો સમન્વય સાધવામાં રહેલી છે અને એ કાર્ય સમભાવભાવી હરિભદ્રસૂરિએ **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** અને એની સ્વોપજ્ઞ ટીકા દ્વારા હૃદયંગમ રીતે કરી બતાવ્યું છે. પ્રસ્તુત યશોવિજયગણિએ આ મહામૂલ્યશાળી કૃતિ ઉપર **સ્યાદ્વાદકલ્પલતા** રચી કમાલ કરી છે. એમણે અજૈન દર્શનોનાં કેટલાંક મંતવ્યોનું જેમ ખંડન કર્યું છે તેમ સ્વદર્શનના એક અંગરૂપ દિગંબરોની પણ કેટલીક માન્યતાઓનું—ખાસ કરીને કેવલિભુક્તિ અને સ્ત્રીમુક્તિને અંગેના એમનાં શ્વેતાંબરોના કરતાં વિરુદ્ધ મંતવ્યોની ખબર લીધી છે. તેમ છતાં **અષ્ટસહસ્રી**નું વિવરણ રચી પોતાની ગુણગ્રાહકતાનું જ્વલંત ઉદાહરણ પૂરું પાડ્યુ છે. વળી પોતે શ્વેતાંબર છે તેમ છતાં એના એક ફાંટારૂપ અમૂર્તિપૂજક સમ્પ્રદાયની તો એમણે ઝાટકણી કાઢી છે, ઉપાધ્યાય ધર્મસાગરગણિ જેવા પ્રખર વિદ્વાને **સવ્વણ્ણુસયગ** (સર્વજ્ઞ શતક)માં પ્રરૂપેલી કેટલીક વિગતોનું એમણે ધમ્મપરિક્ખામાં ખંડન કર્યું છે.

**સમકિતનાં છ સ્થાનની ચોપાઈ** એ (૧) નાસ્તિક મત, (૨) બૌદ્ધ મત, (૩-૪) સંસારી જીવના અકર્તૃત્વ અને અભોક્તૃત્વરૂપ મંતવ્ય, (૫) અનિર્વાણવાદ તેમ જ (૬) નિયતિવાદ યાને અનુપાયવાદ એમ મિથ્યામતિનાં છ સ્થાનકો વિષે ગુજરાતીમાં મહત્ત્વપૂર્ણ નિરૂપણ પૂરું પાડે છે. ગૂર્જર સાહિત્ય સંગ્રહ (વિ. ૧, પૃ. ૫૫૪—૫૭૦)માં

આ કૃતિને સ્થાન આપ્યા બાદ ત્રણ પદ્યો સંસ્કૃતમાં છે. વિશેષમાં પ્રસંગોપાત્ત મુખ્યતયા સંસ્કૃતમાં ટિપ્પણો છે તેથી આ કૃતિ વિશેષ આદરણીય બની છે.

## ( ૫ ) અધ્યાત્મ

જેમ ન્યાય એ યશોવિજયગણિનો પ્રિય વિષય છે તેમ અધ્યાત્મ પણ છે એમ એને અંગેનું પુષ્કળ સાહિત્ય જે એમણે રચ્યું છે તે જોતાં જણાય છે.

**જ્ઞાનસાર** એ જો કે **અધ્યાત્મસાર** અને **અધ્યાત્મોપનિષદ્**ની જેમ અધ્યાત્મની કૃતિ છે તેમ છતાં એ કૃતિ એ બે કરતાં સુગમ છે. વળી એમાં કોઈ વિવાદાસ્પદ વિષયને—દાર્શનિક ચર્ચાને સ્થાન અપાયું નથી. એ કૃતિ કોઈ શુષ્ક દર્શન કે ચિન્તન રજૂ ન કરતાં ઉચ્ચ કોટિનું કવિત્વ પણ પૂરું પાડે છે. આમ અહીં વિશદ દર્શન, ઊંડાં ચિન્તન અને સુકવિત્વની સુભગ ત્રિપુટીના દર્શન થાય છે. કવિની મનોરમ કલ્પના ઉપમા, ઉત્પ્રેક્ષા ઇત્યાદિ દ્વારા ખીલી ઊઠે છે. આના થોડાક નમૂના હું અહીં રજૂ કરું છું:—

સંકલ્પરૂપ દીપક એક ક્ષણ સુધી પ્રકાશ આપી વિકલ્પોરૂપ ધૂમાડાઓ ઉત્પન્ન કરી આત્માને મલિન બનાવે છે.

ઊંટની પીઠ જેવી કર્મની રચના છે.

જે માનવી પાસે ક્ષમારૂપ પુષ્પમાળા, વ્યવહાર અને નિશ્ચયરૂપ વસ્ત્રો, ધ્યાનરૂપ અનુપમ અલંકાર, જ્ઞાનરૂપ અગ્નિ, શુભ સંકલ્પરૂપ ધૂપ અને સત્યરૂપ ઘંટ હોય તેના હાથમાં મોક્ષ છે.

હરિભદ્રસૂરિએ યોગબિન્દુ (શ્લો. ૩૫૮–૩૬૭)માં યોગનાં (૧) અધ્યાત્મ, (૨) ભાવના, (૩) ધ્યાન, (૪) સમતા અને (૫) વૃત્તિસંક્ષેપ એમ પાંચ સોપાન દર્શાવ્યા છે અને પહેલાં ચારને પતંજલિએ નિર્દેશેલ

સંપ્રજ્ઞાત સમાધિ સાથે અને પાંચમાને-છેલ્લાને અસંપ્રજ્ઞાત સમાધિ સાથે સરખાવ્યાં છે. ન્યાયાચાર્યે પણ યોગાવતારદ્વાત્રિંશિકા (શ્લો ૨૦)માં તો આ જ પ્રમાણે નિરૂપણ કર્યું છે પરંતુ **પાતંજલ યોગદર્શન** (૧, ૧૮) ઉપરની વ્યાખ્યામાં સંપ્રજ્ઞાતનો પણ વૃત્તિસંક્ષેપમાં અન્તર્ભાવ કર્યો છે અને આ રીતે વૃત્તિસંક્ષેપના અર્થનો જાણે વિસ્તાર કર્યો છે અને તેમ કરીને એનું ક્ષેત્ર ચોથા ગુણસ્થાનથી ચૌદમા સુધીનું સૂચવ્યું છે.

## ( ૬ ) જીવનશોધન

જીવનશોધનને અંગે જાતજાતની કૃતિઓ રચાઇ છે **આદેશપટ્ટકની** એક જ પત્રની હાથપોથી ઉપલબ્ધ થયાનું જાણવા મળે છે પરંતુ એ નાનકડી કૃતિ નજરે જોયા વિના તો શું કહેવાય ? એના નામ ઉપરથી એમ ભાસે છે કે એમાં પોતાના શિષ્યપરિવારને શિખામણરૂપે કેટલીક સૂચનાઓ કરાઇ હશે.

અનુપમ જીવન જીવનાર મુક્તિરમણીને વરે—એ સિદ્ધ પરમાત્મા બને. એનું સ્વરૂપ **સિદ્ધસહસ્રનામકોશ** નામની અમુદ્રિત કૃતિમાં આલેખાયું હશે એમ એનું નામ વિચારતાં ભાસે છે. આની હાથપોથી મને જોવા મળ્યે હુ વિશેષ કહી શકું.

અવશિષ્ટ સાહિત્યમાં **દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા** અને **ષોડશકનું** વિવરણ એમાં ચર્ચાયેલી અનેક બાબતોને લઇને અગ્ર સ્થાન ભોગવે છે.

**આગમોનો પરિચય**—આજ કાલ જે પિસ્તાળીસ આગમો ગણાવાય છે તેનાં નામ દર્શાવવા અને એ પૈકી અગિયાર અંગોની આછી રૂપરેખા આલેખવા ઉપરાંત આગમોને અંગે કોઇ વિશિષ્ટ ગ્રંથ ઉપાધ્યાયજીએ રચ્યો નથી એટલુ જ નહિ, પણ કોઇ આગમ ઉપર એમણે ટીકા રચ્યાનું પણ જણાતું નથી.

**પ્રકરણો**—ઉપાધ્યાયજીની કેટલીક કૃતિઓને 'પ્રકરણ' તરીકે એ કર્તાએ જાતે તેમ જ અન્ય કોઈ કોઈ વ્યક્તિએ ઓળખાવી છે. પ્રકરણ રચવાનો પ્રારંભ વિદ્યાવારિધિ ઉમાસ્વાતિથી તો થયો જ છે એમ પાંચ સો પ્રકરણોના પ્રણેતા તરીકેની એમની પ્રસિદ્ધિ જોતાં જણાય છે. આગળ જતાં સિદ્ધસેન દિવાકરે અને ખાસ કરીને સમભાવભાવી હરિભદ્રસૂરિએ અનેક પ્રકરણો રચ્યાં છે. પ્રકરણ દ્વારા વક્તવ્યને એકધારું અને સંક્ષિપ્ત રજૂ કરી શકાય એવું એનું સ્વરૂપ છે એથી કેટલાયે [1]આગમિક પ્રકરણો રચાયાં છે. જેમકે જીવવિચાર, નવતત્ત, દંડગ, સંગહણી ઇત્યાદિ.

**ઐતિહાસિક કૃતિઓ**—'ઇતિહાસ' એટલે 'ભૂતકાળનું સાલવારી વૃત્તાંત' એમ સામાન્ય રીતે કહી શકાય. ઉપાધ્યાયજીએ આ લક્ષણને ચરિતાર્થ કરનારી કેટલી અને કઇ કઇ કૃતિ રચી છે તે તો એમની બધી જ કૃતિ ઉપલબ્ધ હોય તો કહી શકાય. આ પરિસ્થિતિમાં હું અત્યારે તો બે જ કૃતિ નોંધુ છું—

(૧) **જિનબિંબસ્થાપન સ્તવન**—આમાં કોણે કોણે કયારે કયારે કેટકેટલાં જિનમંદિરો કરાવી જિનબિંબો સ્થાપ્યાં તે દર્શાવાયું છે. આમ આ નાનકડી કૃતિ કેટલીક સાલવારી પૂરી પાડે છે.

(૨) [2]**દસ મતનું સ્તવન**—આ સ્તવન અમુક અમુક મત કયારે નીકળ્યો તેના વર્ષ નીચે મુજબ રજૂ કરે છે :—

---

૧ जैन साहित्यका इतिहासમાં આગમિક પ્રકરણોને અંગે મે જે લખાણ ગુજરાતીમા તૈયાર કર્યું હતું તેનો હિન્દી અનુવાદ કરાયો છે અને એ હવે છપાશે.

૨ કેટલાક આ કૃતિ ન્યાયાચાર્યની નથી એમ માને છે.

| મત | વર્ષ |
|---|---|
| દિગંબર | વીરસંવત્ ૬૦૯ |
| પૂનમિયા | વિ. સં ૧૧૬૯ |
| ખરતર | વિ. સં. ૧૨૦૪ |
| કડવા | વિ. સં. ૧૫૬૪[1] |
| લું(લોં)કા | વિ. સં. ૧૫૦૮[2] |
| વિજયામતિ (વીજામતિ) | વિ. સં. ૧૫૭૦ |
| પાયચંદ | વિ. સ. ૧૫૭૨[3] |
| શાંતિદાસીય | ? |
| જ્ઞાનવિમલીય | ? |

આમ અહીં નવ મતનો ઉલ્લેખ છે. જિનપ્રતિમા પૂજનીય નથી એમ માનનારને લક્ષીને ત્રીજી ઢાલ રચાઈ છે. શું આ સ્થાનકવાસીઓને અંગે છે? જો એમ જ હોય હોય તો એ મત વિ. સં. ૧૭૦૯માં નીકળેલો ગણાય.

## ગુજરાતી પદ્યાત્મક સાહિત્યનાં સ્વરૂપો

### સ્ત વ નો

'સ્તવન' એ 'પ્રશંસા કરવી' એ અર્થવાળા સ્તુ ધાતુ ઉપરથી બનાવાયેલો સંસ્કૃત શબ્દ છે. મુખ્યતયા તીર્થંકરોના ગુણોત્કીર્તનરૂપે પદ્યમાં રચાયેલી કેટલીક જૈન કૃતિઓને અંગે લગભગ ચાર સો વર્ષથી

---

૧ ઉપાધ્યાય ધર્મસાગરગણિ કૃત **ગુરુપરિવાડી** (તપાપટ્ટાવલી)ની ગા. ૧૭ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૬૮)મા વિ. સં. ૧૫૬૨નો ઉલ્લેખ છે તેનું કેમ?

૨ જુઓ ઉપર્યુક્ત **ગુરુપરિવાડી** (ગા ૧૬)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૬૭).

૩ જુઓ ઉપર્યુક્ત **ગુરુપરિવાડી** (ગા. ૧૭)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૬૯).

એ શબ્દ વપરાય છે પરંતુ એ અર્થવાચક સ્તવનનું સર્વમાન્ય અને સમુચિત લક્ષણ કોઇએ અત્યાર સુધીમાં રજૂ કર્યું હોય એમ જણાતું નથી. ગમે તેમ પણ ઉપાધ્યાયજીની કેટલીક ગુજરાતી પદ્યાત્મક કૃતિઓને 'સ્તવન' કહેવામાં આવે છે. વિશેષમાં એમણે છ પદ્યમાં પુણ્ડરીકગિરિના મંડનરૂપ આદિજિનને અંગે સંસ્કૃતમાં રચેલા કાવ્યને પણ 'સ્તવન' કહે છે. એવી રીતે 'ગોડી' પાર્શ્વનાથને લગતી એક કૃતિને પણ 'સ્તવન' કહે છે. આ બે સંસ્કૃત રચનાને બાદ કરતાં જે ગુજરાતી અને હિન્દી કૃતિઓને 'સ્તવન' તરીકે ઓળખાવાય છે તે નીચે મુજબ છે:—

[અ] સામાન્ય-જિન-સ્તવનો (૯)

૧ સામાન્ય – જિન – સ્તવન ( હિન્દી )

૨–૯ સામાન્ય–જિન–સ્તવનરૂપ આઠ પદો ( હિન્દી )

[આ] વિશિષ્ટ – જિન – સ્તવનો (૧૪૬)

[1]ચોવીસી (પહેલી) (ગુ૦)

[2] „ (બીજી) (૨૪ ગુ + ૧ હિન્દી )

[3] „ (ત્રીજી) (ગુ.)

[4]નવ નિધાન નવ સ્તવનો (હિન્દી)

મૌન એકાદશીનું દોઢ સો કલ્યાણકોનું સ્તવન (૧) (ગુ.)

ઋષભદેવનાં સ્તવન (૪) ( ૩ હિન્દી+૧ ગુ. )

અજિતનાથનું સ્તવન (૧) (ગુ.)

અભિનંદનનાથનું સ્તવન (૧) (ગુ)

સુપાર્શ્વનાથનાં સ્તવન (૨) (ગુ.)

શીતલનાથનું સ્તવન (૧) (ગુ.)

શાન્તિનાથનાં સ્તવન (૫) ( ૩ હિન્દી + ૨ ગુ. )

---

૧–૩ આ ત્રણેના સંબંધમાં જુઓ મારો લેખ "વાચક યશોવિજયની ચોવીસીઓ". આ લેખ "જૈન સત્ય પ્રકાશ" (વ ૨૧, અં. ૧૦)માં છપાયો છે.

૪ આમાં ઋષભદેવથી માંડીને સુવિધિનાથ સુધીનાં નવ તીર્થંકરો પૈકી પ્રત્યેકને અંગે એકેક સ્તવન છે.

નેમિનાથનું સ્તવન (૧) (ગુ)
પાર્શ્વનાથનાં સ્તવન (૧૪)
(૭ ગુ + ૭ હિન્દી)
મહાવીરસ્વામીનાં સ્તવન (૭)
(૪ ગુ. + ૩ હિન્દી)
વિહરમાણજિનવીસી (ગુ.)
શીમંધરજિનસ્તવનો (૪) (ગુ.)
[ ઇ ] પ્રકીર્ણક (૪)
ગૌતમ પ્રભાતિ સ્તવન (હિન્દી)
જિન-બિંબ-સ્થાપન સ્તવન (ગુ.)
દસ મતનું સ્તવન (ગુ.)
વિમળાચળનું સ્તવન (ગુ.)

આમ જે વિવિધ સ્તવનો—નાનાં કે મોટા રચાયાં છે તે સબંધમાં કેટલીક બાબતો હુ અહી નોધું છું :—

( ૧ ) સ્તવનોના ભાષાદષ્ટિએ ત્રણ વર્ગ પાડી શકાય : ( અ ) સંસ્કૃત, ( આ ) ગુજરાતી અને ( ઇ ) હિન્દી.

( ૨ ) ઉપાધ્યાયજીએ પ્રાદેશિક ભાષાઓમાં રચેલા સ્તવનોમાં [૧]૧૫૨ લઘુ સ્તવનો છે અને ૩ બૃહત્ છે.

( ૩ ) ગુજરાતી સ્તવનોની સખ્યા હિન્દી તેમ જ સંસ્કૃત સ્તવનોની અપેક્ષાએ ઘણી મોટી છે.

( ૪ ) ઘણુખરાં સ્તવનો તીર્થંકરોના ગુણોત્કીર્તનરૂપ છે, ત્રણ નિશ્ચય અને વ્યવહાર નયને લગતાં છે તેમ જ એક સ્થાપનાનિક્ષેપ અને એક શાસનના સ્વરૂપ વિષે છે.

( ૫ ) ઋષભદેવથી માંડીને મહાવીરસ્વામી સુધીના ચોવીસ તીર્થંકરો વિષે તેમ જ સીમંધરસ્વામી વગેરે વીસ વિહરમાણ તીર્થંકરો વિષે કેટલીક બીનાઓ આ સ્તવનો પૂરી પાડે છે.

( ૬ ) તીર્થંકર એટલે કોણ એ વિષય સામાન્ય જિનસ્તવનો વગેરેને લક્ષ્યમાં લેતાં સારી રીતે રજૂ થઇ શકે તેટલી માહિતી આ સ્તવનોમાંથી મળે છે.

---

૧ આ સબધમા જુઓ મારો લેખ નામે "ઉપાધ્યાયજીનાં ૧૫૨ લઘુ સ્તવનો." આ લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ. ૫૫, અ. ૮)મા છપાયો છે.

## સજ્ઝાયો

'સજ્ઝાય' એ મૂળે પાઇય ભાષાનો શબ્દ છે અને એ આજે કેટલાક વખતથી ગુજરાતી ભાષાના શબ્દ તરીકે વપરાતો આવ્યો છે. એને માટેનો સંસ્કૃત શબ્દ 'સ્વાધ્યાય' છે. જૈન દર્શનમાં તપશ્ચર્યાના આભ્યંતર અને બાહ્ય એમ બે ભેદ પાડી એ પ્રત્યેકના જે છ છ ઉપભેદો ગણાવાયા છે તેમાં આભ્યન્તર તપશ્ચર્યાનો એક ઉપભેદ તે 'સ્વાધ્યાય' છે. આના પાંચ પ્રકારો છે : (૧) વાચના, (૨) પ્રચ્છના, (૩) અનુપ્રેક્ષા, (૪) આમ્નાય યાને પરાવર્તન અને (૫) ધર્મોપદેશ.

કેટલીક જૈન કૃતિઓનો 'સજ્ઝાય' તરીકે નિર્દેશ થતો જોવાય છે. આવી કૃતિઓમાં [1]ભરહેસર–બાહુબલિ-સંજ્ઝાય અને [2]'મન્નહ જિણાણુ આણં' સજ્ઝાય અગ્ર સ્થાન ભોગવે છે. એ બેમાંથી એકે કૃતિને એના કર્તાએ તો 'સજ્ઝાય' કહી નથી. આ પાઇય કૃતિઓને બાદ કરતાં સંસ્કૃતમાં કે હિન્દીમાં રચાયેલી કોઇ પ્રાચીન કૃતિનો 'સજ્ઝાય' તરીકે ઉલ્લેખ કરાયેલો જણાતો નથી મુખ્યતયા અમુક અમુક [3]ગુજરાતી જૈન કૃતિને જ 'સજ્ઝાય' કહેવામાં આવે છે. એ કૃતિઓ જોતાં એમ લાગે છે કે સજ્ઝાયનુ કોઇ ચોક્કસ અને સર્વમાન્ય લક્ષણ આપવાનુ—એની કોઇ યથાર્થ–વાસ્તવિક વ્યાખ્યા આપવાનુ કાર્ય

---

૧ આ કૃતિ વિ. સ. ૧૧૪ પછી અને વિ. સ. ૧૫૦૯ પહેલા રચાઇ છે. એ ૫૩ સત અને ૪૭ સતીના એમ એકદર સો પ્રાતઃસ્મરણીય મહાનુભાવોનાં નામ પૂરા પાડે છે.

૨ આ કૃતિ વિ. સ. ૧૫૫૫ પહેલા ક્યારેક રચાઇ છે. એ શ્રાવકોનાં છત્રીસ નિત્ય કૃત્યો ગણાવે છે. એમાં 'સજ્ઝાય' શબ્દ છે ખરો પણ કર્તાએ એથી એને 'સજ્ઝાય' કહી હોય એમ ફલિત થતુ નથી.

૩ આ ભાષાનો ઉદ્‌ભવ વિ. સ. ૧૨૦૦ની આસપાસમા થયો છે.

કોઈએ કર્યું નથી. વિશેષમાં સજ્ઝાયનું ક્ષેત્ર પણ ધીરે ધીરે વ્યાપક બનતું ગયું હોય એમ એમાં નિરૂપાયેલા વિષયો જોતાં જણાય છે. આ પરિસ્થિતિમાં હું સજ્ઝાયનું લક્ષણ નીચે મુજબ સૂચવું છું:—

ઉમદા વિચારને—ઉત્તમ ભાવનાને—આત્મકલ્યાણાર્થે ઉપયોગી ચિન્તનને પદ્યમાં રજૂ કરતી અને તીર્થંકરના ગુણાનુવાદ સિવાયના ઔપદેશિક, દાર્શનિક વગેરે વિષયને આલેખતી કૃતિ તે 'સજ્ઝાય'.

ઉપાધ્યાયજીએ નિમ્નલિખિત સજ્ઝાયો રચ્યાનું મનાય છે:—

| નામ | પૃષ્ઠાંક |
|---|---|
| (૧) અગિયાર અંગની | ૩૫૩-૫ |
| (૨) ,, -અંગ-ઉપાંગની | |
| (૩) અઢાર પાપસ્થાનકની | ૧૨૧-૩ |
| (૪) અમૃતવેલની નાની | ૧૨૦ |
| (૫) ,, મોટી | ,, |
| (૬) આઠ યોગદૃષ્ટિની | ૨૮૭ |
| (૭) આત્મપ્રબોધની | |
| (૮) ઉપશમ-શ્રેણિની | ૧૯૨ |
| (૯) ગુરુસદ્દહણાની | ૩૪૧ |
| (૧૦) ચડ્યા-પડ્યાની | ૩૪૩-૪ |
| (૧૧) ચારઆહાર અનાહારની | ૩૫૧ |
| (૧૨) ચૌદ ગુણસ્થાનકની | ૧૯૧-૨ |
| (૧૩) જિન-પ્રતિમા-સ્થાપનની | ૨૫૭ |
| (૧૪) ,, ,, ,, | ૨૫૮ |
| (૧૫) જિન-પ્રતિમા-સ્થાપનની | ૨૫૮ |
| (૧૬) જ્ઞાન-ક્રિયાની | ૧૫૪-૫ |
| (૧૭) 'તપ'ગચ્છપતિની | ૯૪ |
| (૧૮) તુંબડાની | ૧૦૬-૧૦૭ |
| (૧૯) પાંચ કુગુરુની | ૩૪૨ |
| (૨૦) પાંચ મહાવ્રતોની ભાવનાની | ૩૧૫ |
| (૨૧) પિસ્તાળીસ આગમોનાં નામની | ૩૫૨ |
| (૨૨) પ્રતિક્રમણહેતુગર્ભિત | ૩૦૨-૩૦૬ |
| (૨૩) પ્રતિમાસ્થાપનની | |
| (૨૪) યતિધર્મબત્રીસીની | ૩૧૪-૫ |
| (૨૫) સંયમશ્રેણિની | ૧૯૨ |

| નામ | પૃષ્ઠાંક | નામ | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| (૨૬) સમકિતના સડસઠ બોલની | ૩૦૦–૩૦૧ | (૨૯) સ્થાપનાકલ્પની | ૩૫૬–૭ |
| (૨૭) સમકિત-સુખલડીની | ૩૦૧–૨ | (૩૦) સ્થાપનાચાર્યની | |
| (૨૮) સુગુરુની | ૩૪૧ | (૩૧) હરિયાળીની | ૨૯૪–૫ |
| | | (૩૨) હિતશિક્ષાની | ૩૪૩–૪ |

જૈનાચાર્ય શ્રીવિજયપદ્મસૂરિએ પોતાના એક [2]લેખમાં ૨૧ સજ્ઝાયોની સૂચી આપી છે. તેમાં નિમ્નલિખિત ક્રમાંકવાળી ઉપર ગણાવાયેલી સજ્ઝાયોનો ઉલ્લેખ છે પરંતુ ગૂ૦ **સા૦ સં૦** (વિ. ૧)માં જે સજ્ઝાયો છપાયેલી છે તેમાં તો આ છ સજ્ઝાય પૈકી એકે એ નામથી નોંધાયેલી નથી:—

૨, ૭, ૮, ૧૬, ૨૩ અને ૩૦.

એમ લાગે છે કે અગિયાર–અંગ–ઉપાંગની સજ્ઝાય, 'ઉપશમ'શ્રેણિની સજ્ઝાય, યતિધર્મબત્રીસીની સજ્ઝાય, સ્થાપનાચાર્યની સજ્ઝાય અને હરિયાળીની સજ્ઝાય તે પિસ્તાળીસ આગમની સજ્ઝાય, ચૌદ ગુણસ્થાનકની સજ્ઝાય, સંજમબત્રીસીની સજ્ઝાય, સ્થાપનાકલ્પની સજ્ઝાય અને હરિયાળી હશે. એમ જ હોય તો ૨ = ૨૧, ૮ = ૧૨ અને ૨૯ = ૩૦ એમ સમજવું જોઇએ.

શ્રીવિજયપદ્મસૂરિજીએ ચડ્યા પડ્યાની સજ્ઝાય તેમ જ હિતશિક્ષાની સજ્ઝાય એમ બે ભિન્ન ભિન્ન નોંધી છે ખરી પરંતુ ચડયા પડયાની

---

૧ આ પુસ્તકમા જે પૃષ્ઠમા પ્રસ્તુત સજ્ઝાયની રૂપરેખા મે આલેખી છે તે પૃષ્ઠનો આ ક્રમાંક છે.

૨ આ લેખ **ન્યા. ય. સ્મૃ.** (પૃ. ૧૮૯–૨૦૪)માં ફરીથી છપાયો છે. એમાં સજ્ઝાયોની સૂચી પૃ. ૨૦૩માં અપાઈ છે.

સજ્ઝાયનો હિતશિક્ષાની સજ્ઝાય તરીકે **ગૂ. સા. સં.** ( ભા. ૧ )ની અનુક્રમણિકા ( પૃ. ૩૮ )માં ઉલ્લેખ છે. આ પરિસ્થિતિમાં નીચે મુજબની બે સજ્ઝાય ક્યાં છપાઇ છે તે જાણવું બાકી રહે છે:—

**આત્મપ્રબોધની સજ્ઝાય અને જ્ઞાન–ક્રિયાની સજ્ઝાય.**

જો હિતશિક્ષાની સજ્ઝાય તે ચડયા પડયાની સજ્ઝાય ન જ હોય તો એ પણ કયા છપાઇ છે તેની તપાસ કરવી બાકી રહે છે.

ઉપાધ્યાયજીએ ઉપર નોંધેલી બત્રીસ સજ્ઝાયો પૈકી કેટલીકને એમણે જાતે 'સજ્ઝાય' કહી છે જ્યારે બાકીનીનો 'સજ્ઝાય' તરીકે ઉલ્લેખ અન્ય મહાનુભાવોને આભારી છે.

મેં સજ્ઝાયોનું નીચે મુજબ વર્ગીકરણ કર્યું છે:-

[1]આગમિક ( પ્રકીર્ણક ) ( ૨ )
અગિયાર અગની સજ્ઝાય
પિસ્તાળીસ આગમોનાં નામની સજ્ઝાય

ઓપદેશિક ( ૩ )
અમૃતવેલની નાની સજ્ઝાય
,, મોટી ,,
અઢાર પાપસ્થાનકની ,,

ધર્મકથાત્મક ( ૧ )
તુંબડાની સજ્ઝાય

ન્યાયવિષયક ( ૧ )
જ્ઞાન–ક્રિયાની સજ્ઝાય

આધ્યાત્મિક ( ૨ )
યોગની આઠ દૃષ્ટિની સજ્ઝાય
ચૌદ ગુણસ્થાનકની સજ્ઝાય

ખંડનાત્મક ( ૪ )
ચડયા પડયાની સજ્ઝાય
જિનપ્રતિમાસ્થાપનની સજ્ઝાય
,, ,,
,, ,,

---

૧ આગમો અને એનાં વિવરણોનો 'આગમિક સાહિત્ય' તરીકે નિર્દેશ કરાય છે. અહીં એ આગમોના પરિચયરૂપ કૃતિ તે 'આગમિક' એવો 'આગમિક'નો અર્થ મે કર્યો છે

## ગીતો ( ૧૨ )

**નેમ-રાજુલનાં ગીતો** તરીકે ૭ કૃતિ **ગૂ. સા. સં.** (વિ. ૧, પૃ. ૧૮૭-૧૪૫)માં છપાઇ છે. એ પૈકી પહેલી ચાર હિન્દીમાં અને બાકીની બે ગુજરાતીમાં છે. એ પૈકી આદ્ય ચાર કૃતિઓ **જસવિલાસ**નો એક ભાગ છે.

**ગૂ. સા. સં.** ( વિ. ૧, પૃ ૧૭૭ )માં **હોરી-ગીત** અને પૃ. ૫૧૯માં **જિન-ગીત** છપાયેલ છે. આ પૈકી **હોરી-ગીત**ને 'પદ' કહ્યું છે.

**ન્યા. ય. સ્મૃ.** (પૃ. ૨૫૫)માં આધ્યાત્મિક ગીત તરીકે એક કૃતિ અપાઈ છે. વિશેષમાં **જસવિલાસ**ના ત્રીજા પદનો "તત્ત્વાર્થગીત" તરીકે ઉલ્લેખ મળે છે. આ હિસાબે દસ ગીત છે. એમાંનાં બે ગુજરાતીમાં છે. **આદિજિનસ્તવન** અને **વિજયપ્રભસૂરિસ્વાધ્યાય** 'ગેય' હોઇ એ પણ 'ગીત' ગણાય તો ગીતની સંખ્યા બાર છે.

## છંદ ( ૧ ) અને થોય ( ૨ )

" સિદ્ધજિનનાં સહસ્ર નામ "નો ' છંદ ' તરીકે ઉલ્લેખ જોવાય છે.

" આંતરોલીમંડન **વાસુપૂજ્યસ્વામીની** થોય " એ ગુજરાતીમાં રચાયેલી થોય છે. કેટલાક નિમ્નલિખિત પદ્યનો પણ 'થોય' તરીકે ઉલ્લેખ કરે છે :—

" સો કોડ સાધુ, સો કોડ સાધવી જાણુ,
ઐસે પરિવારે, **સીમંધર** ભગવાન;
દસ લાખ કહ્યા કેવલી, પ્રભુજીનો પરિવાર;
વાચક જશ વંદે, નિત્ય નિત્ય વાર હજાર. "

આ પદ્યને **સીમન્ધરસ્વામીની** થોય તરીકે ઓળખાવાય છે.

## રાસો ( ૪ ) અને સંવાદો ( ૨ )

ઉપાધ્યાયજીએ **જંબૂસ્વામીનો રાસ** અને **શ્રીપાલ રાજાનો રાસ** એ બે ચરિત્રાત્મક રાસ રચ્યા છે. કેટલાક **વાહણ સમુદ્ર સંવાદ**

નામની ઔપદેશિક કૃતિને પણ 'રાસ' કહે છે. વિશેષમાં **દ્રવ્ય અનુયોગ વિચાર**નો કર્તાએ જાતે **દ્રવ્ય ગુણ પર્યાય રાસ**ના નામથી ઉલ્લેખ કર્યો છે. આમ ચાર રાસ છે. **વાહણ સમુદ્ર સંવાદ** તેમ જ **શાન્તિજિન-સ્તવન** એ બે સંવાદાત્મક કૃતિઓ છે. **જંબૂસ્વામીનો રાસ** સંવાદરૂપ સાહિત્યિક સર્જનમાં એક નવી ભાત પાડે છે. જેમ હોળીના દિવસોમાં અહીં (સુરતમાં) કેટલાક વર્ષો ઉપર વેંગણોની સામ-સામી મારામારીરૂપે વેંગણબાજી ખેલાતી હતી અને વેજલપુર વગેરેમાં થોડાંક વર્ષો પૂર્વે (અને કદાચ આજે પણ) સળગતી કોઠીઓ લઇ એક પક્ષનો માણસ બીજા પક્ષ સામે ધસી જવાની ચડસાચડસીભરી રમત જેવી [1]કોઠીબાજી ખેલાતી હતી તેમ આ રાસમાં સામસામી કથાબાજી ખેલાતી જોવાય છે. એક તરફ જંબૂસ્વામી છે તો બીજી બાજુ એમની આઠ પત્નીઓ છે આમ જે બે પક્ષ છે તેમાંનો એક પક્ષ પોતાના મંતવ્યના સમર્થનાર્થે એક કથા કહે છે તો એની સામે દલીલ તરીકે અન્ય પક્ષ પણ કથા કહે છે.

## ( ૫ ) પૂજા અને લાવણી

ઉપાધ્યાયજીએ કોઇ પૂજા કે લાવણી રચી હોય એમ જાણવામાં નથી. **શ્રીપાલ રાજાનો રાસ** (ખંડ ૪)ની ઢાલ ૧૧–૧૨ને **નવપદપૂજા**માં સ્થાન અપાયું છે. એથી જો કોઇ એમ કહે કે આ બે ઢાલો 'પૂજા' તરીકે કામ લાગે એવા ઇરાદાથી રચાઇ છે તો એ વાત વ્યાજબી નથી કેમકે એ તો જે રાસ વૈયાકરણ વિનયવિજયગણિને હાથે અપૂર્ણ રહ્યો હતો તે પૂરો કરતી વેળા રચાઇ છે એટલે એ રચના પૂજાર્થે કરાઇ એમ માનવું યુક્તિવિહીન છે. બાકી એ વાત ખરી છે કે એ બે ઢાલ એવી રચાઇ કે કાલાંતરે **નવપદપૂજા**માં એને સ્થાન આપી શકાયું.

---

૧ આમાં ભાગ લેનાર કોઠીને વાંસ વતી ઝાલે છે અને ભીનાં કપડાં પહેરે છે કે જેથી કપડાં જલદી સળગી ન ઊઠે.

# હિન્દી કૃતિકલાપનું પરિશીલન

ન્યાયાચાર્યે રચેલી વિવિધ કૃતિઓ પૈકી એકેનું સમીક્ષાત્મક સંસ્કરણ પ્રસિદ્ધ થયેલું જણાતું નથી.[1] એથી એના સર્વાંગીણ અને તલસ્પર્શી પરિશીલનનું કાર્ય બાજુએ રાખી હું એમના હિન્દી કૃતિકલાપની સામાન્ય રૂપરેખા આલેખું છું. હિન્દી કૃતિઓને હું બે વર્ગમાં વિભક્ત કરું છું : ( ૧ ) ખંડનાત્મક અને ( ૨ ) મંડનાત્મક. પ્રથમ વર્ગમાં એક જ કૃતિ છે અને તે 'દિક્‌પટ ચૌરાસી બોલ પ્રત્યુક્ત' છે. એ સવૈયાના સંભારને લઇને છટાદાર બની છે. એમાંથી વાગ્યુદ્ધ જાણે ખેલાતુ હોય એવો ધ્વનિ નીકળે છે. એ કૃતિ ખળખળ અને સપાટાભેર એકધારા વહેતાં ઝરણાંઓની એકરસ બનેલી નાનકડી પરંતુ નોંધપાત્ર નદી છે. દ્વિતીય વર્ગમાંની કૃતિઓની સંખ્યા બહુ ઓછી નથી. એનો હું બે ઉપવર્ગોમાં નિર્દેશ કરું છું : ( ૧ ) કીર્તનાત્મક અને ( ૨ ) આધ્યાત્મિક કીર્તનાત્મક કૃતિઓ તરીકે [2]સ્તવનો, અષ્ટપદી અને ઘણાંખરાં [3]ગીતો ગણાવી શકાય **જસવિલાસ** એ અનેક આધ્યાત્મિક પદોના સમુદાયરૂપ છે. એ મંદ મંદ અને પ્રસન્ન સ્વરૂપે વહેતા નાનાં નાનાં ઝરણાંઓનું સંગમસ્થાન છે એમાંનાં કેટલાંક પદો આધ્યાત્મિક હોવા ઉપરાત કીર્તનાત્મક પણ છે આમ એ ઉભયસ્વરૂપી છે કેટલાંક પદો સુંદર ભજનોની ગરજ સારે તેવાં છે

---

૧ જંબુસ્વામીનો રાસ નામની કૃતિની કર્તાએ જાતે લખેલી હાથપોથી મળી આવતા એનું સંપાદન સુગમ અને સમુચિત બન્યું છે. એ બાદ કરતાં બાકીની પ્રાયઃ બધી જ ગુજરાતી અને હિન્દી કૃતિઓનાં પ્રકાશનોની દશા શોચનીય છે. એ દુખદ સ્થિતિનો સત્વર અંત આણવા માટે ન્યાયાચાર્યના ઉત્કટ અને સાધન-સંપન્ન અનુરાગીઓને સ્વલ્પ પણ વિલંબ વિના સબળ પ્રયાસો આદરવા મારી સાદર અભ્યર્થના છે.

૨–૩ હિન્દી સ્તવનો અને ગીતોની નોંધ મે અનુક્રમે પૃ. ૪૩–૪૪ અને ૪૯માં લીધી છે.

**સમતાશતક** કિંવા **સામ્યશતક** એ સિંહવિજયે કે વિજયસિંહે સંસ્કૃતમાં રચેલા **સામ્યશતક**નો સુબોધ હિન્દી ભાવાનુવાદ છે. એ એક આધ્યાત્મિક કૃતિ હોઇ એનો દ્વિતીય ઉપવર્ગમાં સમાવેશ થાય છે.

**છંદો અને દેશીઓ** — જેમ અનેક ગુજરાતી પદ્યાત્મક કૃતિઓ પૈકી કેટલીક જાતજાતની દેશીઓના આસ્વાદ માટેની મનોરમ સામગ્રી પૂરી પાડે છે તેમ હિન્દી કૃતિઓ પૈકી દિક્‌પટ ચૌરાસી બોલ પ્રત્યુક્તિ છંદો માટે અને જસવિલાસ, અષ્ટપદી અને કેટલાંક સ્તવનો તથા ગીતો દેશીઓ માટે રસિક વાનગીઓ રજૂ કરે છે.

ભાષાવિજ્ઞાન — ભાષાનું સ્વરૂપ, વ્યાકરણવિચારણા, શબ્દ-ભંડોળ, વિશિષ્ટ શબ્દોનો પરામર્શ ઇત્યાદિ બાબતો વિચારવા માટે ગુજરાતીમા તો એકાદ કૃતિનુ સંસ્કરણ થોડેક અંશે પણ કામ લાગે તેમ છે જ્યારે હિન્દી માટે તો એટલુ પણ સાધન જણાતું નથી એટલે આ ભાષાવિજ્ઞાનનો વિષય આ તબક્કે તો જતો કરવો પડે છે.

## દ્વૈભાષિક કૃતિઓ

ઉપાધ્યાયજીની કોઇ કોઇ કૃતિ સર્વાંશે એક જ ભાષામા નથી. એમાં બબ્બે ભાષાનો ઉપયોગ થયેલો છે. આવી કૃતિઓનાં નામ નીચે મુજબ છેઃ—

| નામ | ભાષાઓ |
|---|---|
| ફલાફલવિષયક પ્રશ્નપત્ર | સંસ્કૃત + ગુજરાતી |
| સમકિતનાં છ સ્થાનની ચોપાઇનુ વિવરણ | ,, + ,, |
| પચનિયંઠીસંગહણીનો બાલબોધ | ગુજરાતી + સંસ્કૃત |
| સુગુરુની સજઝાય | ,, + પાઇય |

| નામ | ભાષાઓ |
|---|---|
| વિશિષ્ટજિનસ્તવનો | ૧૭ ગુજરાતી + ૩ હિન્દી |
| ,, ૩૫ પદો | ૧૫ હિન્દી + ૨ ગુજરાતી |
| સમકિતનાં છ સ્થાનની ચોપાઈ | ગુજરાતી + સંસ્કૃત |
| જેસલમેર પત્ર | ,, + મારવાડી |

**શૈલી**—ઉપાધ્યાયજીની કૃતિઓ પૈકી કેટલીકની રચના ગદ્યમાં તો કેટલીકની પદ્યમાં કરાયેલી છે.[1] આ સમસ્ત કૃતિઓને મેં જે ચાર ઉપખંડમાં વિભક્ત કરી છે એ પૈકી લાક્ષણિક સાહિત્ય તો સર્વાંશે ગદ્યમાં છે જ્યારે લલિત સાહિત્ય સર્વાંશે પદ્યમાં છે. દાર્શનિક સાહિત્યની વાત આ બંનેથી ન્યારી છે. એની પ્રકરણદીઠ વિચારણા કરાય તે પૂર્વે એ નોંધીશ કે એમાં જે પદો, સ્તવનો, સ્તુતિ અને સજ્ઝાયો ગુજરાતીમા રચાયાં છે તે તો પદ્યાત્મક જ છે. વિવરણાત્મક કૃતિઓ તો સામાન્ય રીતે ગદ્યમા જ હોય તેમ અહીં પણ છે, આ દાર્શનિક સાહિત્યમાંના જ્ઞાનમીમાંસારૂપ પ્રથમ પ્રકરણમાની **જ્ઞાનાર્ણવ** નામની એક જ કૃતિ ગદ્યમાં છે 'ન્યાય' નામના બીજા પ્રકરણની છ ઉપલબ્ધ મૌલિક કૃતિઓ પૈકી કેવળ **નયોપદેશ** પદ્યમાં છે. તૃતીય પ્રકરણમા દ્રવ્ય અનુયોગ વિચાર અને [2]સંયમશ્રેણિવિચાર પદ્યાત્મક રચનાઓ છે એવી રીતે ચતુર્થ પ્રકરણમાં **વીરસ્તોત્ર** કિંવા **ન્યાય-ખંડખાદ્ય**, પાંચમા પ્રકરણમાં અજ્ઝપ્પમયપરિક્ખા, દિક્પટ ચોરાસી બોલ પ્રત્યુક્તિ, **આધ્યાત્મિકમતખંડન**. પ્રતિમાશતક અને

---

૧ એમની એક પણ કૃતિ **માણિક્યચન્દ્રસૂરિકૃત પૃથ્વીચન્દ્રચરિત્ર** કિંવા **વાગ્વિલાસ**ની 'બોલી' તરીકે ઓળખાવાતી શૈલીમા કે કવિ ન્હાનાલાલની અપદ્યાગદ્ય યાને 'ડોલન' શૈલીમાં રચાયેલી નથી.

૨ આને કેટલાક 'સજ્ઝાય' ગણે છે. તેમ કરવું સમુચિત જ હોય તો એનો ઉલ્લેખ જતો કરવો.

ધમ્મપરિક્ખા, છટ્ઠા પ્રકરણમાં અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, જ્ઞાનસાર, હરિયાળી, સમાધિશતક અને સમતાશતક અને સાતમા પ્રકરણમાં માર્ગપરિશુદ્ધિ, સામાચારીપયરણ, જઇલક્ખણસમુચ્ચય, [1]યતિધર્મબત્રીસી, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, ગુરુતત્તવિણિચ્છય, કૂવદિટ્ઠંતવિસઈકરણ, આરાધક-વિરાધક-ચતુર્ભંગી અને ભાસરહસ્ય પદ્યમાં છે ચતુર્થ ઉપખંડમાં સજ્ઝાયો પદ્યમાં છે.

આ ઉપરથી જોઇ શકાશે કે ઉપાધ્યાયજીએ સંસ્કૃત અને પાઇય એ બે પ્રશિષ્ટ ( classical ) ભાષાઓમાં તેમ જ ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષામાં પણ ગદ્યમાં તેમ જ પદ્યમાં સુગમતાથી મહત્ત્વપૂર્ણ કૃતિઓ રચી છે. એમની જે [2]હિન્દી કૃતિઓ મળે છે તે બધી પદ્યાત્મક જ છે એટલે હિન્દીમાં ગદ્યમાં એઓ કેવી રચના કરી શક્યા હશે અને ન જ કરી હોય તો કેવી કરી શકે તે તો કલ્પનાનો જ વિષય બને છે

લાક્ષણિક સાહિત્યનાં વ્યાકરણાદિ અંગોની તેમ જ ભારતીય દર્શનોને અંગેની કેટલીક કૃતિઓ [3]મુખ્યતયા સંસ્કૃતમાં સૂત્રાત્મક શૈલીમાં, રચાયેલી દૃષ્ટિગોચર થાય છે પરંતુ ઉપાધ્યાયજીની તો એક પણ ઉપલબ્ધ કૃતિ તો સૂત્રરૂપે રજૂ કરાયેલી નથી.

**વિચારણીય વક્તવ્યો** — જ્યાં સુધી માનવી સર્વજ્ઞ બની ન શકે — જ્યાં સુધી એ છદ્મસ્થ દશામાં રહેલો છે ત્યાં સુધી એની કૃતિ

---

૧ આને અંગે પૃ. ૫૩, ટિ. ૨ પ્રમાણે સમજવું.

૨ જુઓ પરિશિષ્ટ ૨, પૃ. ૪૧૧.

૩ આધુનિક સમયમાં ગુજરાતીમાં કોઇ કોઇ કૃતિ સૂત્રાત્મક રચાઇ છે. મે 'જૈન દર્શનનું તુલનાત્મક દિગ્દર્શન" નામની કૃતિ ૧૪૦ સૂત્રોમાં રચી છે અને એ "હિંદુ મિલન મંદિર" (વ. ૮, અ. ૨–૭)માં લેખાંક ૧–૬ તરીકે છપાઇ છે.

સર્વથા દોષરહિત જ રચાય એવો બહુ ઓછો સંભવ છે. પૂરતાં સાધનોનો અભાવ, મતિમંદતા, સ્મૃતિભ્રંશ, પરંપરાની વિચ્છિન્નતા ઇત્યાદિ કારણોને લઇને ગ્રંથનિર્માણ કરનારને હાથે ભૂલ થઇ જાય એ સ્વાભાવિક છે. એથી તો નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિ જેવાએ પણ પોતાની કૃતિમાં જે ક્ષતિ જણાય તે સુધારી લેવા સૂચવ્યું છે. ઉપાધ્યાયજી એ કોઇ સામાન્ય વિદ્વાન નથી પરંતુ એમના અનુપયોગાદિને લઇને તેમ જ એક વાર જે ગ્રન્થ રચ્યો હોય તે ફરીથી તપાસી જવાનું એમનાથી ન પણ બન્યું હોય તો તેથી કે પછી એમના ગ્રન્થની નકલ કરનારને હાથે ભળતું લખાણ લખાયાથી એમનાં કોઇ કોઇ વિધાનો આજે સુલભ એવી સાધનસામગ્રીનો ઉપયોગ કરનારને વિચારણીય જણાય છે. આવાં વિધાનો નીચે મુજબ છે :—

( ૧ ) સિદ્ધસેન દિવાકર 'ગન્ધહસ્તી' છે.

( ૨ ) **જ્ઞાનબિન્દુ**માં વિવરણાચાર્ય અને **મધુસૂદન**ને અમુક અમુક મતના ગણ્યા છે.

( ૩ ) પાંચે કલ્યાણકોને પ્રસંગે નરકમાં અજવાળું થાય છે.

( ૪ ) સમન્તભદ્રકૃત **આપ્તમીમાંસાગત** એક પદ્ય **અકલંકે** રચ્યાનો **જ્ઞાનબિન્દુ** ( પૃ. ૨૧ )માં ઉલ્લેખ છે.

( ૫ ) ન્યાયાચાર્યે કોઇ કોઇ કૃતિમાં એમણે પોતાને માટે આત્મપ્રશંસારૂપ ગણાય એવાં કથનો કર્યાં છે. દા. ત. વાચકપુંગવ, **धीमान् अध्यात्ममतपरीक्षादीक्षादक्ष** ઇત્યાદિ.

( ૬ ) **જ્ઞાનબિન્દુ** (પૃ ૮)માં નિમ્નલિખિત અવતરણના મૂળ તરીકે ન્યાયાચાર્યે **કલ્પભાષ્યનો** ઉલ્લેખ કર્યો છે જ્યારે સંપાદક પં. સુખલાલજી સંઘવીએ **વિસેસા૦** (ગા. ૧૪૩)નો નિર્દેશ કર્યો છે :—

" अक्खरलंभेन समा ऊणहिया हुंति मइविसेसेहिं ।
ते विय मईविसेसा सुअनाणब्भन्तरे जाण ॥ "

પ્રથમ વિધાનનો વિચાર કરતાં જણાશે કે **વીરસ્તોત્ર** કિંવા **ન્યાયખંડખાદ્ય** (શ્લો. ૧૬ )ની ટીકા (પત્ર ૧૬આ)માં નીચે મુજબ ઉલ્લેખ છે :—

"अनेनैवामिप्रायेणाह—गन्धहस्ती संमतौ"

ઉપાધ્યાયજીના જે બે કાગળ છપાયા છે તેમાંના પ્રથમ કાગળ ( પૃ. ૧૦૦ )માં એમણે નીચે મુજબ કથન કર્યું છે:—

" तथा च गन्धहस्तो द्वात्रिंशिकायाम्—'आकाशमवगाहाय तदनन्या दिगन्यथा' इति "

આમ બે સ્થળે સિદ્ધસેન દિવાકરને બદલે ગન્ધહસ્તીનો ઉલ્લેખ છે. એ બતાવે છે કે ઉપાધ્યાયજીના મતે ગન્ધહસ્તી તે સિદ્ધસેન દિવાકર જ છે. **તત્ત્વાર્થસૂત્ર** [ગૂજરાતી વ્યાખ્યા સહિત]ના પં સુખલાલે લખેલા પરિચય (પૃ ૪૭,માં પ્રથમ ઉલ્લેખની નોંધ છે એટલું જ નહિ, પણ અહીં કહ્યું છે કે " ઉ યશોવિજયજીનો એ ઉલ્લેખ ભ્રાંતિજનિત છે ". વિશેષમા આની સાબિતી તરીકે નીચે મુજબની ચાર દલીલો રજૂ કરાઇ છે :—

( ૧ ) ' ઉ. યશોવિજયજી પહેલાનાં કોઇ પણ પ્રાચીન કે અર્વાચીન ગ્રન્થકારોએ સિદ્ધસેન દિવાકર સાથે કે તેમની નિશ્ચિત મનાતી કૃતિ સાથે અગર તો એ કૃતિઓમાથી ઉદ્ધૃત કરાયેલા અવતરણો સાથે એક પણ સ્થળે ગધહસ્તી વિશેષણ વાપર્યું નથી. સિદ્ધસેન દિવાકરની કૃતિના અવતરણ સાથે ગધહસ્તી વિશેષણ વાપરનાર માત્ર યશોવિજયજી છે. એટલે એમનું એ કથન કોઇ પ્રાચીન આધાર વિનાનું છે. "[1]

---

૧. જુઓ ઇ. સ. ૧૯૪૦માં પ્રકાશિત દ્વિતીય આવૃત્તિ ( પૃ. ૪૭ ).

(૨) સિદ્ધસેન દિવાકરના જીવનવૃત્તાંતને અંગે જે પ્રાચીન તેમ જ અર્વાચીન પ્રબંધો મળે છે તેમાં કોઇ પણ સ્થળે એમને માટે 'ગન્ધહસ્તી' પદ વપરાયુ નથી જ્યારે 'દિવાકર' પદની વાત એથી ન્યારી છે.[1]

(૩) ઉપાધ્યાયજીની પહેલાં રચાયેલા ગ્રંથોમાં ગન્ધહસ્તીને નામે જે અવતરણો મળે છે તે પૈકી કેટલાક સર્વાંશે ને કોઇ કોઇ થોડાક પરિવર્તનપૂર્વક તો કોઇક ભાવાનુવાદરૂપે **ત. સૂ.**ની સિદ્ધસેનગણિકૃત ટીકામાં જોવાય છે. એથી એ ફલિત થાય છે કે ગન્ધહસ્તી તે આ ટીકાકાર જ છે.[2]

(૪) **ત. સૂ.**ની હારિભદ્રીય ટીકાના પૂરક યશોભદ્રના શિષ્યે એ ટીકાની ટીકા (પત્ર ૫૨૧)માં ઉપર્યુક્ત સિદ્ધસેનગણિનો 'ગન્ધહસ્તી' વિશેષણપૂર્વક ઉલ્લેખ કર્યો છે.[3]

ઉપાધ્યાયજીને ભ્રાંતિ કેમ થઇ હશે એ વિષે 'પરિચય' (પૃ ૫૦)માં એ કારણ દર્શાવાયાં છે :—

(૧) નામની સમાનતા.

(૨) "પ્રકાંડ વાદી તરીકે અને કુશળ ગ્રથકાર તરીકે પ્રસિદ્ધિ પામેલ સિદ્ધસેન દિવાકર જ 'ગંધહસ્તી' સભવી શકે એવી સભાવના."

છઠ્ઠા વિધાનના સબંધમાં **જ્ઞાનબિન્દુ** (પૃ. ૧૨૯)માં સંસ્કૃતમાં ટિપ્પણ દ્વારા કહ્યું છે કે આ ગાથા બૃહત્કલ્પના મુદ્રિત લઘુભાષ્યમાં નથી. એ તો આ લઘુભાષ્ય (ગા ૯૬૫)ના વ્યાખ્યાપ્રસગે અમુદ્રિત બૃહદ્ભાષ્યમા અપાઇ છે તેમ છતાં પુણ્યવિજયજીના મતે એ **વિસેસા૦**માંથી જ ઉદ્ધૃત કરાઇ છે કેમકે એમના મતે બૃહદ્ભાષ્યના પ્રણેતા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના સમય પછી થયા છે.

---

૧ એજન, પૃ. ૪૮.

૨ એજન, પૃ. ૫૦.

૩ એજન, પૃ. ૫૨.

## જિનમૂર્તિની પૂજાના લુંપકો સામેની ઝુંબેશ

ન્યાયાચાર્યે જિનપ્રતિમાની પૂજાનો નિષેધ કરનાર સામે—'લુંપક' સામે **પ્રતિમાશતક**માં આકરા પ્રહાર કર્યા છે એટલું જ નહિ, પણ આ વિષયને અંગે વિવિધ કૃતિઓ રચી એ અમૂર્તિપૂજકો પ્રત્યે—લુંપકોને ઉદ્દેશીને પોતાનુ મંતવ્ય કડક શબ્દોમાં રજૂ કર્યું છે. જૈન શાસનમાં **લોંકાશાહ** (વિ. સં. ૧૫૦૮) અને એમના શિષ્ય **લખમસી** (વિ સં. ૧૫૩૦) દ્વારા જિનપ્રતિમાની પૂજાના નિષેધનો પવન ફૂંકાયો અને વિ. સં. ૧૫૩૩મા **ભાણાએ** આંધી ચડાવી. એના પ્રતીકરૂપે **લાવણ્યસમયે** વિ. સ. ૧૫૪૩મા **સિદ્ધાન્તચોપાઇ** રચી એ દ્વારા અને 'ખરતર' ગચ્છના **કમલસંયમ** ઉપાધ્યાયે (વિ. સં. ૧૫૪૪) **સિદ્ધાન્તસારોદ્ધારસમ્યક્ત્વોલ્લાસટિપ્પન** રચી એ દ્વારા **લોંકાશાહ**ના મતની ખબર લીધી.[1] **વિક્રમની** સોળમી સદીમાં વિદ્યમાન દિ. **શ્રુતસાગરે** તીર્થંકરની પ્રતિમાને નહિ માનનારાને 'નાસ્તિક' કહ્યા છે એટલું જ નહિ, પણ એવાને વિષ્ટાથી લિપ્ત જોડા મારે તો પણ હરકત નથી એવા આક્રોશપૂર્ણ વચન ઉચ્ચાર્યાં છે.[2]

આ ઉપરથી જણાશે કે ઉપાધ્યાયજીએ આ બાબતમાં કઇ પહેલ કરી નથી તેમ જ વિ. સ.૧૭૦૮માં જે સંપ્રદાય 'સ્થાનકવાસી' તરીકે પ્રસિદ્ધિમાં આવ્યો તેને જ ઉદ્દેશીને **પ્રતિમાશતક**ની રચના કરી નથી પણ એ સ્થાનકવાસીઓના પુરોગામી જે જિનપ્રતિમાના ઉત્થાપકો હતા તેમને લક્ષીને આ તેમ જ એવી બીજી કૃતિઓ રચી છે

### ન્યાયાચાર્ય યશોવિજયગણિ અને સાક્ષરરત્નો

- **યશોવિજયગણિ અને ઉમાસ્વાતિ**—વિદ્યાવારિધિ ઉમાસ્વાતિના **ત૦ સૂ૦** ઉપર યશોવિજયગણિએ ટીકા રચી છે. એ અપૂર્ણ મળે છે.

---

૧. જુઓ જૈ. સા. સ. ઇ. (પૃ. ૫૦૭-૫૦૮).

૨. જુઓ જૈ. સ સા. ઇ. (ખંડ ૧, પૃ. ૪૩).

એ પૂરેપૂરી રચાઇ હતી કે કેમ તે જાણવુ બાકી રહે છે. આ ગણિવરે રચેલા **જ્ઞાનબિન્દુ** ( પૃ ૧૭ )મા **પ્રશમરતિ**નુ ૨૨૩મુ પદ્ય ઉદ્‌ધૃત કરાયુ છે. **અધ્યાત્મસાર**ના યોગાધિકારનું ૧૮મું પદ્ય **પ્રશમરતિ**નુ સ્મરણુ કરાવે છે.

**યશોવિજયગણિ અને દિગંબરાચાર્ય કુન્દકુન્દ**—યશોવિજયગણિએ દ્વાત્રિંશિકામાની વીસમી દ્વાત્રિંશિકા નામે 'યોગાવતાર'ના વીસમા પદ્યમા કુન્દકુન્દાચાર્યને 'મહર્ષિ' તરીકે સંબોધ્યા છે એટલુ જ નહિ, પણ એમ કર્યું હોવાથી કોઇ કટ્ટર શ્વેતામ્બરે ટકોર કરી હશે એથી કે કોઇ કટ્ટર શ્વેતામ્બર તેમ કરશે એમ લાગવાથી આને અગેની **તત્ત્વાર્થ-દીપિકા** ( પત્ર ૧૨૩અ )માં 'મહર્ષિ' કહેવાનું કારણ દર્શાવ્યુ છે અને સાથે સાથે આ સંબંધમા હરિભદ્રસૂરિએ પતંજલિને અગે જે સદ્‌વર્તન દર્શાવ્યુ છે તેનું ઉદાહરણ પણ આપી પોતાનો સાત્ત્વિક અનુરાગ વ્યક્ત કર્યો છે. આ પગલું કોઇ પક્ષપાત કે દાક્ષિણ્યને લઇને ભરાયું નથી. જો એમ હોત તો દિગંબરોનાં કેવલિભુક્તિ, સ્ત્રીમુક્તિ, દીક્ષા, અધ્યાત્મ ઇત્યાદિને અગેનાં મંતવ્યોનુ નિરસન કરવામાં કચ્ચાસ રખાઇ હોત

આચાર્ય કુન્દકુન્દે **પવયણસાર, સમયસાર** અને **નિયમસાર** રચ્યા છે એ પૈકી પહેલા બેનો યથાપ્રસંગ અવતરણ આપવા માટે ઉપાધ્યાયજીએ ઉપયોગ કર્યો છે

**યશોવિજયગણિ અને સિદ્ધસેન દિવાકર**—સિદ્ધસેન દિવાકરને ન્યાયાચાર્યે ' ગન્ધહસ્તી ' કહ્યા છે. એ સૂરીશ્વરે ૧૬૬ પદ્યમાં જ. મ.મા **સમ્મઇપયરણ** રચ્યું છે. એનાં પુષ્કળ પદ્યો ન્યાયાચાર્યે પોતાની કેટલીક કૃતિમાં ઉદ્ધૃત કર્યાં છે અને કેટલી યે વાર એની સંસ્કૃતમાં વ્યાખ્યા પણ કરી છે.[1] આને લઇને **સમ્મઇપયરણ**ની યશોવિજય-

---

૧. કોઇ કોઇ વાર એમણે ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. જુઓ **દ્રવ્ય અનુયોગ વિચાર** (ઢાલ ૨, કડી ૧૧)નો સ્વોપજ્ઞ ટબ્બો, પ્રથમ કાગળ ( પૃ. ૮૭ અને ૯૭–૯૮ ), સાડી ત્રણ સો ગાથાનું કુમતિમદગાલન સ્તવન (ઢાલ ૨, કડી ૧૪) અને **શ્રીપાલ** રાજાનો રાસ ( ખંડ ૪, ઢાલ ૧૩, કડી ૯ ).

ગણિકૃત વ્યાખ્યા—ટીકા આપોઆપ જાણે સર્જાઇ ગઇ છે. ન્યાયાચાર્યની કઇ કઇ કૃતિમા **સ. પ.**ની ગાથા અપાઇ છે તેની મોટા ભાગની સૂચી **સ. પ.** (ભા. ૧૫, પરિશિષ્ટ ૩)મા અપાઇ છે. આમાં વિ. સં. ૧૯૮૭ પછી પ્રકાશિત **અનેકાન્તવ્યવસ્થા** વગેરે ગ્રંથોમાં તેમ જ અમુદ્રિત **આત્મખ્યાતિ**માં **સ. પ.**ની ગાથાઓની જે વ્યાખ્યા મળે છે તેપણ એકસામટી એકત્રિત કરાય તો **સ. પ.** ઉપર એક નાનકડી પણ મહત્ત્વપૂર્ણ વ્યાખ્યા તૈયાર થાય

**યશોવિજયગણિ**ની એક કૃતિનુ નામ જે **દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા** છે તે **સિદ્ધસેન**ની એ નામથી ઓળખાવાતી કૃતિને આભારી હોવાનું મનાય છે.

**યશોવિજયગણિ** અને દિ. તાર્કિક **સમન્તભદ્ર—સમન્તભદ્ર**કૃત **આપ્તમીમાંસા**નો ઉપયોગ **દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા**માંની ચોથી "જિનમહત્ત્વદ્વાત્રિંશિકા"ની રચનામાં કરાયો છે વિશેષમાં **આપ્તમીમાંસા**ને અગેની **અષ્ટસહસ્રી** ઉપર **યશોવિજયગણિ**નું વિવરણ છે

**યશોવિજયગણિ** અને **મલ્લવાદી**—ક્ષમાશ્રમણ **મલ્લવાદી**એ કયા કયા ગ્રન્થો રચ્યા હતા તે કહેવા માટે પૂરતા સાધન પ્રાપ્ત થયાં નથી. અત્યારે તો એમની ચાર જ કૃતિ જાણવામાં છે :—

(૧) **સમ્મઇપયરણ**ની ટીકા—આનો ઉલ્લેખ **હરિભદ્રસૂરિ**એ **અનેકાન્તજયપતાકા** (અધિકાર ૧ અને ૨)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં અનુક્રમે પૃ. ૫૮ અને ૧૧૬મા કર્યો છે ખરો પરંતુ **મલ્લવાદી**ની એ ટીકા આજે તો મળતી નથી.

(૨) **નયચક્ર**ને લગતુ એક પદ્ય આનો પ્રારભ "**विधिनियमभङ्ग**"થી કરાયો છે.

---

૧. આ તેમ જ એની પહેલાના ચાર ભાગ અમદાવાદના "ગૂજરાત વિદ્યાપીઠ" તરફથી પ્રસિદ્ધ કરાયા છે. પાચમો ભાગ વિ. સં. ૧૯૮૭મા છપાવાયો છે.

( ૩ ) એ પદ્ય ઉપરનું સ્વોપજ્ઞ. ભાષ્ય. **નયચક્ર**ને નામે ઓળખાવાતું આ ભાષ્ય મળતું નથી પણ એના પ્રતીકો એ ભાષ્ય ઉપરની સિંહસૂરિગણિ વાદિક્ષમાશ્રમણે રચેલી **ન્યાયાગમાનુસારિણી** નામની ટીકામાં જોવાય છે. એ પ્રતીકોને આધારે ભાષ્ય તૈયાર કરવાનું કાર્ય શ્રીવિજયલબ્ધિસૂરિએ કર્યું છે અને હાલમાં મુનિશ્રી જંબૂવિજયજી કરે છે.

( ૪ ) **પદ્મચરિત. પ્રભાવકચરિત**માંના 'મલ્લવાદિ–પ્રબન્ધ'માં ૨૪૦૦૦ શ્લોક જેવડું આ રામાયણ **મલ્લવાદી**એ રચ્યાનો ઉલ્લેખ છે.

**મલ્લવાદી**ની ઉપર્યુક્ત ચાર કૃતિઓ પૈકી પ્રથમનો ઉપયોગ **યશોવિજયગણિ**એ કોઇ સ્થળે કર્યાનું જણાતું નથી. એમને પણ એ ટીકા કદાચ મળી નહિ હશે.

**નયચક્ર**નો ઉપયોગ **યશોવિજયગણિ**એ બે સ્થળે તો કર્યો છેઃ (૧) સાડી ત્રણ સો ગાથાનું સ્તવન (ઢાલ ૧૬, કડી ૨) અને દ્રવ્ય અનુયોગ વિચારનો સ્વોપજ્ઞ ટબ્બો (પૃ. ૩૭). વિશેષમાં આ ટબ્બા (પૃ. ૭૩–૭૪)-માં કહ્યું છે કે **મલ્લવાદી** નૈગમાદિ ત્રણ નયોને 'દ્રવ્યાર્થિક નય' ગણે છે.

**યશોવિજયગણિ અને હરિભદ્રસૂરિ — યશોવિજયગણિ**એ **હરિભદ્રસૂરિ**નો કેટલીક કૃતિમાં નિર્દેશ કર્યો છે. વિશેષમાં એમણે આ **હરિભદ્રસૂરિ**કૃત **ઉવએસપય**નો ઉપયોગ **ઉવએસરહસ્સ** રચવામાં કર્યો છે જ્યારે **પંચવત્થુગ**નો તો જાણે સસ્કૃત ભાવાનુવાદ જ ન હોય તેમ એ ઉપરથી **માર્ગપરિશુદ્ધિ** રચી છે. આ ઉપરાંત આ **પંચવત્થુગ**-માંથી 'ચયપરિણ્ણા' ઉદ્ધૃત કરી એની સસ્કૃતમાં વ્યાખ્યા કરી છે. **હરિભદ્રસૂરિ**કૃત **અષ્ટકપ્રકરણ** વગેરેમાંથી પ્રસંગવશાત્ અવતરણો આપ્યાં છે. વિશેષમાં આ ગણિવરે **હરિભદ્રસૂરિ**કૃત નિમ્નલિખિત ગ્રન્થો ઉપર ટીકા રચી છે :—

**વીસવીસિયાગત જોગવીસિયા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય** અને **ષોડશક**.

યોગદૃષ્ટિસમુચ્ચય અને યોગબિન્દુ ઉપર એકેક અવચૂરિ રચ્યાનું કોઇ કોઇ કહે છે. આ સૌમાં **શાસ્ત્રવાર્તાસમુચ્ચયને** અંગેની ટીકા પરિમાણ અને મહત્ત્વની દૃષ્ટિએ અગ્ર સ્થાન ભોગવે છે.

**યશોવિજયગણિ અને હેમચન્દ્રસૂરિ** — 'હેમચન્દ્ર' નામના જે વિવિધ મુનિવરો થઇ ગયા છે તે પૈકી અહીં 'કલિકાલસર્વજ્ઞ' તરીકે ઓળખાવાતા હેમચન્દ્રસૂરિ પ્રસ્તુત છે. યશોવિજયગણિએ હેમચન્દ્રસૂરિની નીચે મુજબની કૃતિઓ ઉપર વૃત્તિ રચી છે :—

અલંકારચૂડામણિ, છન્દશ્ચૂડામણિ અને **વીતરાગસ્તોત્ર** (પ્ર. ૮).

આ પૈકી છેલ્લી કૃતિના આઠમા પ્રકાશ ઉપર તો એમણે ત્રણ ત્રણ વૃત્તિ રચી છે અને એનું **સ્યાદ્વાદરહસ્ય** એવું વિશિષ્ટ નામ પણ યોજ્યું છે.

**અધ્યાત્મોપનિષદ્** ( અધિ. ૧ )માં **વી૦ સ્તો૦**ના ચાર પદ્યો છે. તેમ છતાં અહીં આ વિષે કશો ઉલ્લેખ નથી.

હેમચન્દ્રસૂરિકૃત **યોગશાસ્ત્ર**ના પહેલા ચાર પ્રકાશમાંના કોઇ કોઇ પદ્યનો ભાવાર્થ **અઢાર પાપસ્થાનકની સજ્ઝાયની** કોઇ કોઇ કડીમાં **યશોવિજયગણિએ** ગૂંથી લીધો છે.

**યશોવિજયગણિ અને અભિનવ ધર્મભૂષણ યતિ**—**ન્યાયદીપિકા**ના દ્વિતીય પ્રકાશની પુષ્પિકામાં 'યતિ'નો અને તૃતીય (અંતિમ) પ્રકાશની પુષ્પિકામાં 'અભિનવ'નો ઉલ્લેખ 'ધર્મભૂષણ' નામની સાથે કરાયો છે. એ આધારે મેં 'અભિનવ ધર્મભૂષણ યતિ' નામ યોજ્યું છે.

પ્રસ્તુત ધર્મભૂષણ **વર્ધમાન** ભટ્ટારકના શિષ્ય અને પટ્ટધર થાય છે. એઓ કુન્દકુન્દાચાર્યની આમ્નાયમાં થયા છે. આમ એઓ દિગંબર છે. એમને 'ભટ્ટારક' તરીકે ઓળખાવાય છે. એમની ગુરુપરંપરા [1]નીચે મુજબ છે:—

---

૧. જુઓ "વીરસેવામંદિર" તરફથી સરસાવાથી ઇ. સ. ૧૯૪૫માં પં. દરબારીલાલ જૈન કોઠિયાના **પ્રકાશ** નામના સંસ્કૃત ટિપ્પણ, હિન્દી અનુવાદ અને પ્રસ્તાવના સહિત પ્રકાશિત **ન્યાયદીપિકાની** પ્રસ્તાવના (પૃ. ૯૪–૯૫).

ધર્મભૂષણ

|

અમરકીર્તિ

|

ધર્મભૂષણ

|

વર્ધમાન

|

ધર્મભૂષણ

ધર્મભૂષણ ત્રીજા, શકસંવત ૧૨૯૭થી ૧૩૦૭ના ગાળામાં પટ્ટધર બન્યાનું પં. દરબારીલાલે કહ્યું છે.[૧] એમણે એમનો જન્મ ઈ. સ. ૧૩૫૮ની [૨]આસપાસમાં થયાનું અને અવસાન ઈ. સ. ૧૪૧૮ના [૩]અરસામાં થયાનું અનુમાન દોર્યું છે. વિજયનગરના રાજા દેવરાય પહેલા અને એમની પત્ની ભીમાદેવી પ્રસ્તુત ધર્મભૂષણના ભક્ત હતાં. **ન્યાયદીપિકા** ઉપરાંત **કારુણ્યકલિકા** ધર્મભૂષણની રચના હોવાનો સંભવ છે એમ પં. દરબારીલાલે સૂચવ્યું છે.

**તર્કભાષા** (પૃ. ૧૧)માં ધર્મભૂષણનો ઉલ્લેખ છે.

**યશોવિજયગણિ અને પતંજલિ** — **યોગદર્શન**ના પ્રણેતા **પતંજલિ** પ્રત્યે સમભાવભાવી હરિભદ્રસૂરિ જેવા બહુશ્રુત મુનિવર્યે જે સહૃદયનાપૂર્વક આદરભાવ વ્યક્ત કર્યો તેમ જ આ **યોગદર્શન** અને આને

૧. એજન, પૃ ૯૭.

૨. એજન, પૃ. ૯૭.

૩. એજન, પૃ. ૯૯

અંગે વ્યાસે રચેલા ભાષ્યના અમુક અમુક અંશનો જૈન પ્રક્રિયા સાથે સમન્વય સાધવાનો જે ઉત્તમ પ્રયાસ એમણે કર્યો તેને લક્ષીને યશોવિજય-ગણિએ એમના કરતાં પણ એક પગલું આગળ આ દિશામાં ભર્યું છે.

(૧) પાતંજલ યોગદર્શનનો 'યોગાનુશાસન' તરીકે ઉલ્લેખ યશોવિજયગણિએ દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકાની "પાતંજલયોગ-લક્ષણવિચાર" નામની અગિયારમી દ્વાત્રિંશિકાના ૨૧મા પદ્યની સ્વોપજ્ઞ વિવૃતિ નામે તત્ત્વાર્થદીપિકા (પત્ર ૬૯ અ)માં કર્યો છે જ્યારે આ ૨૧મા પદ્યમાં એ કૃતિના ચતુર્થ પાદનો 'કૈવલ્યવાદ' તરીકે ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં આ ગણિવર્યે પતંજલિનો નામોલ્લેખ પણ કેટલેક સ્થળે કર્યો છે.

(૨) પાતંજલ યોગદર્શન ઉપરના એકે એક સૂત્ર ઉપર કોઈ પણ જૈન મુનિવરે સંસ્કૃતમાં વિવરણ રચ્યું હોય એમ જણાતું નથી. આ પરિસ્થિતિમાં ન્યાયાચાર્યે યોગદર્શનનાં કેટલાંક સૂત્રો ઉપર વૃત્તિ રચી છે અને કેટલાંક સૂત્ર સમુચિત નહિ હોવાનું તેમ જ કેટલાંક સૂત્રનો જૈન દર્શન સાથે સમન્વય સાધવાનો પ્રયાસ કર્યો છે તે સ્તુત્ય ગણાય.

(૩) યોગદર્શનગત કેટલાક વિષયોને અંગે ન્યાયાચાર્યે દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકાના અંશરૂપ નિમ્નલિખિત પાંચ દ્વાત્રિંશિકાઓ રચી છે:—

(અ) પાતંજલયોગલક્ષણવિચાર [1](૧૧), (આ) ઈશાનુગ્રહવિચાર (૧૬), (ઇ) યોગાવતાર (૨૦), (ઈ) ક્લેશહાનોપાય (૨૫) અને (ઉ) યોગમાહાત્મ્ય (૨૬).

આ પાંચેની અંગેની તત્ત્વાર્થદીપિકા નામની સ્વોપજ્ઞ વિવૃતિમાં પ્રસંગવશાત્ પાતંજલ યોગદર્શનમાંથી સૂત્રો અવતરણરૂપે અપાયાં છે.

---

૧. આ દ્વાત્રિંશિકાનો ક્રમાંક છે.

આવું કાર્ય થોડેક અંશે નિમ્નલિખિત ત્રણ દ્વાત્રિંશિકાને લગતી **તત્ત્વાર્થદીપિકા**માં પણ કરાયું છે:—

(અ) મિત્રાદ્વાત્રિંશિકા (૨૧), (આ) તારાદિત્રયદ્વાત્રિંશિકા (૨૨) અને (ઇ) સદ્દૃષ્ટિદ્વાત્રિંશિકા (૨૪).

(૪) યોગની આઠ દૃષ્ટિનું જે નિરૂપણ **યોગદૃષ્ટિસમુચ્ચય**માં હરિભદ્રસૂરિએ કર્યું છે. તેનો સંબંધ યમાદિ આઠ યોગાંગ સાથે અનુક્રમે દર્શાવવાનું કાર્ય ન્યાયાચાર્યે આઠ દૃષ્ટિને લગતી દ્વાત્રિંશિકાઓમાં કર્યું છે.

(૫) **અધ્યાત્મસાર**માં યોગાધિકાર અને ધ્યાનાધિકાર છે. એની રચનામાં **ભ૦ ગી૦** તેમ જ **પાતંજલ યોગદર્શન**નો ઉપયોગ કરી ન્યાયાચાર્યે ધ્યાન સંબંધી જૈન પ્રક્રિયાઓનો સુમેળ એ બે અજૈન ગ્રંથો સાથે સાધ્યો છે.[1]

**યશોવિજયગણિ અને પંચદશીકાર**—**જ્ઞાનબિન્દુ** (પૃ. ૨૮ અને ૨૯)માં **પંચદશી**ના ઉલ્લેખ વિના એમાંથી ધ્યાન૦ શ્લો૦ ૯૨–૯૬ તેમ જ ૭, ૯૦ અને ૭, ૯૨ અવતરણરૂપે અપાયા છે એમ આ અવતરણોનાં મૂળના નિર્દેશ ઉપરથી જણાય છે. આ **પંચદશી** એ સ્વતંત્ર વેદાન્તના નિબંધરૂપ છે. એના તત્ત્વવિવેકમાં જીવ અને ઈશ્વરના ભેદ વિષે નિરૂપણ છે[2] અને એના ચિત્રદીપમાં ચૈતન્યની શુદ્ધ બ્રહ્મ, ઈશ્વર અને જીવ એ ત્રિપુટીને બદલે એનાં ચાર રૂપોનું પ્રતિપાદન છે.[3] એ ગ્રન્થના પ્રણેતાનાં બે નામ છે : માધવાચાર્ય અને વિદ્યારણ્ય. એઓ (ઇ. સ. ૧૩૩૧–ઇ. સ. ૧૩૮૭) 'શૃંગેરી' મઠના અધીશ હતા. એમણે નિમ્નલિખિત કૃતિઓ પણ રચી છે:—

---

૧ જુઓ **યોગદર્શન તથા યોગવિંશિકા**ની પ્રસ્તાવના (પૃ. ૩૩).

૨ જુઓ **હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ** (ઉત્તરાર્ધ) પૃ. ૨૫૨).

૩ એજન, પૃ. ૨૫૩.

ઉપનિષદોની દીપિકાઓ, જીવનમુક્તિવિવેક, જૈમિનીયન્યાયમાલાવિસ્તર, પંચપાદિકાવિવરણપ્રમેયસંગ્રહ (ઇ. સ. ૧૩૫૦), બૃહદારણ્યકવાર્તિકસાર અને શંકરદિગ્વિજય[1]

આ વિદ્યારણ્યે પોતાના ભાઇ સાયણાચાર્યને સમગ્ર વેદ ઉપરનાં ભાષ્યો રચવામાં સહાય કરી છે.

**યશોવિજયગણિ અને 'તપસ્વી' મધુસૂદન**—જ્ઞાનબિન્દુ (પૃ. ૨૪)માં એક સ્થળે 'મધુસૂદન તપસ્વી' તરીકે અને એ જ પૃષ્ઠમાં અન્યત્ર 'તપસ્વી અને સિદ્ધાન્તબિન્દુના પ્રણેતા' તરીકે તેમ જ પૃ. ૩૨માં 'તપસ્વી' તરીકે ઉલ્લેખ છે.[2] પૃ. ૨૪માં સિદ્ધાન્તબિન્દુ (પૃ. ૨૯૧)-માંથી એક અવતરણ અપાયું છે. પૃ. ૨૮માં આ મધુસૂદનના એક મંતવ્યનું નિરસન છે. પૃ. ૭૯માં **સિદ્ધાન્તબિન્દુ**ને અગે કૌંસમા 'મધુસૂદન સરસ્વતી'નો ઉલ્લેખ છે. હિ૦ ત૦ દ૦ (ઉત્તરાર્ધ, પૃ. ૩, ૭૭, ૨૧૮, ૨૨૧, ૨૨૨ અને ૨૮૧)માં મધુસૂદન સરસ્વતી વિષે નીચે મુજબ માહિતી અપાઇ છે :—

એમણે **પ્રસ્થાનભેદ** રચ્યો છે.—પૃ. ૩ અને ૭૭

એમણે (ઇ. સ. ૧૬૦૦) **અદ્વૈતસિદ્ધિ** નામનો ગ્રંથ રચ્યો છે.—પૃ. ૨૧૮

એમની કૃતિઓ તરીકે **ભ૦ ગી૦** ઉપર **ગૂઢાર્થદીપિકા**, **મહિમ્નસ્તોત્ર** ઉપર ટીકા અને **ઇશ્વરપ્રતિપત્તિપ્રકાશ** નામના નિબંધનો નિર્દેશ છે.—પૃ. ૨૨૧

એઓ વિષ્ણુ અને શિવના ભક્ત હતા.—પૃ. ૨૨૨

---

૧ એજન, પૃ. ૧૧૫, ૨૧૭ અને ૨૨૦.

૨ ન્યાયાચાર્યે મધુસૂદનનો 'તપસ્વી' એવા સાંકેતિક નામથી કેમ ઉલ્લેખ કર્યો તે જાણવું બાકી રહે છે.

મધુસૂદન "સિદ્ધાન્તમાં છેવટે શાંકરમતાવલંબી છે, તોપણ સગુણ પરમેશ્વરના વિચારમાં વિશિષ્ટાદ્વૈતી જણાય છે".—પૃ. ૨૮૧

સિદ્ધાન્તબિન્દુનો ઉલ્લેખ ગ્રંથસૂચીમાં તો નથી.

## ન્યાયાચાર્ય અને નવ્ય નૈયાયિકો

નવ્ય નૈયાયિકોનો વિસ્તૃત પરિચય ડૉ **સતીશચન્દ્ર** વિદ્યાભૂષણે A History of Indian Logic (પૃ. ૪૦૫–૪૮૭)માં આપ્યો છે. આ સંબંધમાં **હિ૦ ત૦ ઇ૦** (પૂર્વાર્ધ, પૃ ૨૩૦–૨૩૧)માં અતિ-સંક્ષિપ્ત માહિતી અપાઇ છે. આ બે પુસ્તકના આધારે અહીં તો હું ન્યાયાચાર્યે જે નવ્ય નૈયાયિકોનો અને એમની કૃતિઓનો નિર્દેશ કર્યો છે તે વિષે થોડુંક કહીશઃ

**(૧) ઉપાધ્યાય ગંગેશ** (લ. ઇ. સ. ૧૧૭૫—લ. ઇ. સ. ૧૨૦૦)

ગંગેશ ઉર્ફે ગંગેશ્વર એ મૈથિલી બ્રાહ્મણ હતા એમનો જન્મ પૂર્વ બંગાળમાં દરભંગાથી 'અગ્નિ' વિદિશામાં બાર માઇલને અંતરે આવેલા અને 'કમલા' નદી ઉપરના કરીઓન (Karion) ગામમાં થયો હતો. એમ કહેવાય છે કે એઓ જ્યારે નાના હતા ત્યારે અભણ હતા પરન્તુ કાલી દેવીની આરાધના કરી એમણે વરદાન મેળવ્યુ ત્યારથી એઓ પંડિત બન્યા એ ગંગેશને **વર્ધમાન** નામના પુત્ર હતા એ પિતા અને પુત્રને અનુક્રમે 'ઉપાધ્યાય' અને 'મહોપાધ્યાય' તરીકે ઓળખાવાય છે.

ગંગેશે **સપ્તપદાર્થી**ના કર્તા શિવાદિત્યનો ઉલ્લેખ **તત્ત્વચિન્તા-મણિ** (પ્રત્યક્ષ ખંડ, પૃ. ૮૩૦)માં કર્યો છે તેમ જ વૈશેષિક દર્શનને લગતા **રત્નકોશ**માંથી પુષ્કળ અવતરણો આપ્યાં છે. **ગૌડ** મીમાંસક અને **શ્રીકર**નો પણ એમણે ઉલ્લેખ કર્યો છે. વળી એમણે **આનન્દસૂરિ** (ઇ સ ૧૦૯૩–ઇ સ ૧૧૫૦) યાને **વ્યાઘ્રશિશુક**ના તેમ જ **અમરચન્દ્રસૂરિ** યાને **સિંહશિશુક**ના અભિપ્રાયની નોંધ લીધી છે. ગંગેશે **શ્રીહર્ષે** (ઇ. સ ૧૧૮૬) રચેલા **ખંડન**[૧]**ખંડખાદ્ય**ની આલો-

૧ 'ખંડ' એટલે ખાંડ અને 'ખાદ્ય' એટલે ખાવાનું. ખંડખાદ્ય=ખાંડની વાનગી.

ચના કરી છે. આ બધું લક્ષ્યમાં લેતાં ગંગેશનો સમય ઇ. સ. ૧૧૭૫થી ઇ સ. ૧૨૦૦ની આસપાસનો ગણાય.

**શિષ્યપરંપરા**— ઉપા૦ ગંગેશ અને એમની શિષ્યપરંપરા H I L (પૃ. ૪૦૬)માં નીચે મુજબ દર્શાવાઇ છે :–

(૧) ગંગેશ, (૨) વર્ધમાન, (૩) યજ્ઞપતિ, (૪) હરિમિશ્ર (૫) પક્ષધર, (૬ અ) વાસુદેવ, (૬ આ) રુચિદત્ત, (૬ ઇ) ચન્દ્રપતિ (?) (૭ અ) મહેશ ઠક્કુર, (૭ આ) ભગીરથ ઠક્કુર, (૮) અજ્ઞાત નામના કોઇ શિષ્ય, (૯) ભવનાથ અને (૧૦) શંકરમિશ્ર.

[1]**તત્ત્વચિન્તામણિ** યાને **પ્રમાણચિન્તામણિ** કિંવા **ચિન્તામણિ**

આ તર્કશાસ્ત્રને લગતો ઘણો મહત્ત્વનો ગ્રંથ ઉપર્યુક્ત ગંગેશે રચ્યો છે. શરૂઆતમાં આ નવ્ય ન્યાયના ગ્રંથનો અભ્યાસ મિથિલાના પંડિતો કરતા હતા. ઇ સ.ની પંદરમી સદીના મધ્ય ભાગમાં મિથિલામાં ભણેલા વાસુદેવ સાર્વભૌમે એનો અભ્યાસ બંગાળમાં દાખલ કર્યો. નવદ્વીપની વિદ્યાપીઠ ઇ. સ. ૧૫૦૩માં સ્થપાઇ ત્યાર બાદ બંગાળમાં આના અભ્યાસને રઘુનાથ શિરોમણિ વગેરે દ્વારા વેગ મળ્યો. આગળ જતાં મદ્રાસ, મહારાષ્ટ્ર અને કાશ્મીરમાં પણ આ **તત્ત્વચિન્તામણિ**નો અભ્યાસ થવા લાગ્યો અને બે સૈકામાં તો સમગ્ર 'ભારત' વર્ષમાં આ ગ્રન્થ પ્રસિદ્ધિમાં આવ્યો.[2]

[3]**તત્ત્વચિન્તામણિ**માં સૂત્રના વિવાદગ્રસ્ત ભાગને જતો કરી પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચાર પ્રમાણોનું વિસ્તૃત નિરૂપણ કરાયું છે. આ પ્રત્યેક પ્રમાણને અંગે એકેક ખંડ યોજાયો છે.

---

૧ આ ગ્રન્થ બંગાળની "રોયલ એશિયાટિક સોસાયટી" તરફથી છપાવાયો છે.

૨ જુઓ H I L (પૃ. ૮૦૫),

૩ પ્રારંભમાં શિવને નમસ્કાર કરાયો છે.

આ ગ્રન્થમાં જ્ઞાનની નિષ્પત્તિને અંગે એવી રચના કરાઇ છે કે નૈયાયિકો બૌદ્ધ અને જૈન આક્ષેપોનો સામનો કરી શકે.[1]

તત્ત્વચિન્તામણિનો પ્રભાવ એટલો બધો પડ્યો કે સૂત્રગ્રન્થનું અધ્યયન પ્રાયઃ અટકી પડ્યુ અને ગંગેશના અભિપ્રાયનુ સમર્થન કરતી અનેક ટીકા અંગેની પરંપરા ઉદ્ભવી.

'પ્રત્યક્ષ' ખંડમાં નિમ્નલિખિત વિષયોને સ્થાન અપાયુ છે :—

મંગલવાદ, પ્રામાણ્યવાદ, અન્યથાખ્યાતિ, સન્નિકર્ષ, લૌકિક પ્રત્યક્ષ, અલૌકિક પ્રત્યક્ષ, સમવાયવાદ, અનુપલબ્ધિપ્રામાણ્યવાદ, અભાવવાદ, પ્રત્યક્ષકારણવાદ, મનોઽણુત્વવાદ, અનુવ્યવસાયવાદ, નિર્વિકલ્પકવાદ અને સવિકલ્પકવાદ[2]

'અનુમાન' ખંડમાં નીચે મુજબનાં પ્રકરણો છે :—

વ્યાપ્તિવાદ, વ્યાપ્તિપંચક, સિંહવ્યાઘ્રોક્તવ્યાપ્તિલક્ષણ, વ્યધિકરણ, વ્યાપ્તિપૂર્વપક્ષ, સિદ્ધાન્તલક્ષણ, સામાન્યાભાવ, વિશેષવ્યાપ્તિ, વ્યાપ્તિગ્રહોપાય, સામાન્યલક્ષણ, ઉપાધિવાદ, પક્ષતા, પરામર્શ, કેવલાન્વય્યનુમાન, કેવલવ્યતિરેક્યનુમાન, અન્વયવ્યતિરેક્યનુમાન, ન્યાય (પંચાવયવી), [3]હેત્વાભાસ અને ઈશ્વરાનુમાન

ત્રીજો 'ઉપમાન'ખંડ છે.

ચોથા 'શબ્દ'ખંડના વિષયો નીચે પ્રમાણે છે :—

શબ્દપ્રામાણ્યવાદ, આકાંક્ષાવાદ, યોગ્યતા, આસત્તિ, તાત્પર્ય, શબ્દાનિત્યતાવાદ, ઉચ્છન્નપ્રચ્છન્નવાદ, વિધિવાદ, અપૂર્વવાદ, શક્તિવાદ,

---

૧ જુઓ હિ. ત. ઇ (પૂર્વાર્ધ, પૃ ૨૩૦).

૨ આ દરેક વિષયની સમજણ H I Lમાં અપાઇ છે એવી રીતે અનુમાનખંડાદિ માટે પણ કરાયું છે.

૩ આના સવ્યભિચાર, વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ અને બાધિત એમ પાંચ પ્રકારો દર્શાવાયા છે.

લક્ષણા, સમાસવાદ, આખ્યાતવાદ, ધાતુવાદ, ઉપસર્ગવાદ અને પ્રમાણ-ચતુષ્ટયપ્રામાણ્યવાદ

અનુમાનખડમાં અવચ્છેદકાવચ્છિન્નમય જટિલ ચર્ચાઓ છે. એ બુદ્ધિને સતેજ કરે છે–ઝીણવટભર્યા વાદવિવાદ કરવાની શક્તિ ઉત્પન્ન કરે છે પરંતુ આ ખંડમાં અન્ય ખંડો કરતાં પદાર્થોનું નિરૂપણ ઘણું ઓછું છે

ઉપાધ્યાયજીએ પોતે **દ્રવ્ય અનુયોગ વિચાર** ( ઢાલ ૧૭, કડી ૧૦ )માં કહ્યું છે તેમ એઓ કાશીમાં (**તત્ત્વ**)**ચિન્તામણિ** ભણ્યા હતા.[1] આ ગ્રથમાંથી એમણે કોઇ કોઇ કૃતિમાં અવતરણ આપ્યાં છે.

**તત્ત્વચિન્તામણિની ટીકાઓ**—મૂળ ગ્રંથ તો લગભગ ૩૦૦ પૃષ્ઠનો છે જ્યારે એનું વિવરણાત્મક સાહિત્ય દસ લાખ પૃષ્ઠ જેટલું એટલે કે લગભગ ૩૩૩૩ ગણું છે અહીં હું આની યથાસ્થાન નોંધ લઇશ :—

### (૨) [2]**વર્ધમાન** ( ઇ. સ. ૧૨૫૦ )

ન્યાયની 'મિથિલા' શાખા (School)નો પ્રભાવ ઇ. સ ના બારમા સૈકાથી પંદરમા સૈકા સુધી રહ્યો.[3] એ પ્રભાવ ગંગેશ, **વર્ધમાન** અને **પક્ષધરમિશ્ર** જેવા ધુરંધર વિદ્વાનોને—એમના ગ્રન્થનિર્માણને આભારી છે

---

૧ આજકાલ કોઇ કોઇ જૈન મુનિ અનુમાનખડમાંના વ્યાપ્તિપચક, સિંહવ્યાઘ્રલક્ષણ, સિદ્ધાન્તલક્ષણ ઇત્યાદિ પ્રકરણો પૈકી એક કે વધારેનો કાશી અને કલકત્તા તરફથી લેવાતી પરીક્ષા માટે ભણે છે. **સમયસુન્દરગણિના** શિષ્ય હર્ષનન્દને **તત્ત્વચિન્તામણિનો** અભ્યાસ કર્યો હતો.

૨ એમને કેટલાકે 'મહામહોપાધ્યાય' તરીકે પણ સબોધ્યા છે.

૩ ઇ. સ.ની સોળમી સદીમાં મિથિલામાં ન્યાયના અભ્યાસનો અસ્ત થયો અને નદિયામા એનો ઉદય—વિકાસ થયો.

વર્ધમાન એ ગંગેશના પુત્ર થાય છે. એમણે ત૦ ચિં૦ ઉપર **તત્ત્વચિન્તામણિપ્રકાશ** નામની સંસ્કૃત ટીકા રચી છે. આ ઉપરાંતના એમના ગ્રંથો નીચે મુજબ છે—

[1]ન્યાયનિબન્ધપ્રકાશ, ન્યાયપરિશિષ્ટપ્રકાશ, પ્રમેયનિબન્ધપ્રકાશ, કિરણાવલીપ્રકાશ, ન્યાયકુસુમાંજલિપ્રકાશ, ન્યાયલીલાવતીપ્રકાશ અને ખંડનખંડપ્રકાશ.

### (૩) પક્ષધરમિશ્ર ઉર્ફે જયદેવ (ઇ સ. ૧૨૭૫)

પક્ષધરમિશ્રનું અસલી નામ જયદેવ છે. એમનાં માતા અને પિતાનાં નામ અનુક્રમે સુમિત્રા અને મહાદેવમિશ્ર છે. પક્ષધરમિશ્રનો જન્મ દરભંગાથી સોળ માઇલ પૂર્વે આવેલા અને 'કમલા' નદી ઉપરના સૈસવ (Saisava)માં થયો હતો. એઓ એમના પોતાના કાકા હરિમિશ્રના શિષ્ય થતા હતા. આ પક્ષધરમિશ્રે એક પક્ષ યાને પખવાડિયા સુધી વાદવિવાદ ચલાવી એમાં વિજય મેળવ્યો તે ઉપરથી એમનું નામ 'પક્ષધર'મિશ્ર પડ્યું. એમના ગ્રંથો નીચે મુજબ છે :—

તત્ત્વચિન્તામણ્યાલોક, દ્રવ્યપદાર્થ, લીલાવતીવિવેક, પ્રસન્નરાઘવ અને ચન્દ્રાલોક.[2]

શિષ્યો—પક્ષધરમિશ્રને બે શિષ્યો હતા : [3]વાસુદેવમિશ્ર અને રુચિદત્તમિશ્ર.

---

૧ હિ. ત. ઈ. (પૂર્વાર્ધ, પૃ. ૨૩૧)માં **ન્યાયપ્રકાશનિબન્ધ** નામ છે. એ ઉદયનાચાર્યકૃત **ન્યાયવાર્તિકતાત્પર્યપરિશુદ્ધિ** ઉપરની ટીકા છે એમાં એ વર્ધમાને પોતાના પિતાના વિચારોને ઉદયનાચાર્યથી ચડિયાતા હોવાનું કહ્યું છે.

૨ છેલ્લા બે ગ્રંથો તો નાટક છે.

૩ એઓ પક્ષધરમિશ્રના ભાઇના પુત્ર થાય. એમણે ત૦ ચિં૦ ઉપર ટીકા રચી છે.

## (૪) વાસુદેવ સાર્વભૌમ (લ. ઇ. સ. ૧૪૫૦–લ. ઇ. સ. ૧૫૨૫)

વાસુદેવનો જન્મ નદિયામાં થયો હતો. એમના પિતાનું નામ મહેશ્વરવિશારદ હતું. એમની પાસે વાસુદેવે સંસ્કૃત વ્યાકરણ, સાહિત્ય અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ન્યાયના વિશિષ્ટ અભ્યાસ માટે એઓ 'મિથિલા' ગયા હતા. ત્યાં એઓ પક્ષધરમિશ્રની 'એકેડેમી' (academy)માં દાખલ થયા હતા. શલાકાપરીક્ષામાં ઉત્તીર્ણ થતાં એમના શિક્ષકે એમને 'સાર્વભૌમ'નો ઇલ્કાબ આપ્યો હતો. એમણે સમગ્ર ત૦ ચિ૦ અને કુસુમાંજલિનો પદ્યવિભાગ કંઠસ્થ કર્યો હતો અને આગળ ઉપર એ ઉતારી લીધો હતો. એમણે નદિયામાં ન્યાયની 'એકેડેમી' સ્થાપી હતી. એમને બે મુખ્ય શિષ્ય હતા : રઘુનાથ શિરોમણિ અને બંગાળમાં વૈષ્ણવ સંપ્રદાય સ્થાપનારા ચૈતન્ય.

આ સાર્વભૌમે ગંગેશના ગ્રન્થ ઉપર **સાર્વભૌમનિરુક્તિ** નામની ન્યાયવિષયક કૃતિ રચી છે. એવી રીતે એમના એક શિષ્ય હરિદાસ ન્યાયાલંકાર ભટ્ટાચાર્યે પણ ત૦ ચિ૦ ઉપર **પ્રકાશ** નામની ટીકા રચી છે.

## (૫) રઘુનાથ શિરોમણિ (લ. ઇ. સ. ૧૪૭૭–લ. ઇ. સ. ૧૫૪૭)

રઘુનાથ શિરોમણિનું જન્મસ્થાન નદિયા અને જન્મવર્ષ લ. ઇ. સ. ૧૪૭૭ છે. એમણે વાસુદેવ સાર્વભૌમ પાસે વ્યાકરણ, સાહિત્ય, કોશ, ધર્મશાસ્ત્ર અને ન્યાય ઇત્યાદિનો અભ્યાસ કર્યો હતો. એઓ 'મિથિલા' જઇ ત્યાંના ન્યાયના શિક્ષકને પરાજિત કરી આવ્યા હોવાની દંતકથા છે. એઓ કાણા હતા એમ ન્યાયાચાર્યે પણ કહ્યું છે.[1]

---

1. જુઓ **વીરસ્તોત્ર** યાને **ન્યાયખંડખાદ્ય**ની ટીકા.

રઘુનાથે ત૦ ચિ૦ ઉપર [1]દીધિતિ નામની ટીકા રચી છે અને એના ઉપર લગભગ વીસેક ટીકાઓ [2]અન્ય વિદ્વાનોએ રચી છે. દીધિતિમાં રઘુનાથે પોતાનો 'તાર્કિકશિરોમણિ' તરીકે ઉલ્લેખ કર્યો છે. કોઇકે એમને અન્યત્ર 'શિરોમણિ' કહ્યા છે.

રઘુનાથના અન્ય ગ્રંથો નીચે મુજબ છે :—

અવચ્છેદકત્વનિરુક્તિ, [3]આખ્યાતવાદ, કિરણાવલીપ્રકાશદીધિતિ, ખંડનખંડખાદ્યદીધિતિ, [4]નઞ્‌વાદ, ન્યાયલીલાવતી પ્રકાશદીધિતિ, પદાર્થ-તત્ત્વનિરુપણ યાને પદાર્થખંડ અને બૌદ્ધધિક્કારશિરોમણિ.

હૉલ ( Hall )ના કથન મુજબ રામકૃષ્ણ ભટ્ટાચાર્ય ચક્રવર્તી એ રઘુનાથના પુત્ર થાય છે. શ્રીરામ તીર્થાલંકાર એ રઘુનાથના શિષ્ય થાય છે.

**( ૬ ) મથુરાનાથ તર્કવાગીશ ( લ. ઇ. સ. ૧૫૭૦ )**

એમના પિતાનું નામ શ્રીરામ તર્કાલંકાર છે. એમની પાસે મથુરા-નાથે અભ્યાસ કર્યો હતો. આ મથુરાનાથે ન્યાયવિષયક અનેક ટીકાઓ

---

૧. **અષ્ટસહસ્રીવિવરણ** ( પત્ર ૧૩૮ આ )મા આની દુર્ગમતાનો નિર્દેશ છે. પ્રસ્તુત પદ્ય નીચે મુજબ છે :—

" न्यायाम्बुधिर्दीधितिकारयुक्ति-
कल्लोलकोलाहलदुर्विगाहः ।
तस्यापि पातुं न पयः समर्थः
किं नाम धीमत् प्रतिभाऽम्बुवाह. ? ॥ "

કહેવાની મતલબ એ છે કે ન્યાયના સાગરનું દીધિતિકારની યુક્તિરૂપ મોજાના કોલાહલને લઇને અવગાહન દુ:શક્ય છે પરન્તુ અમારો પ્રતિભારૂપ મેઘ શુ એનું પણ જળ પીવા સમર્થ નથી ?

૨. આમાંના ઘણાખરા બંગાળની બહારના છે.

૩ આ Bibliotheca Indica Seriesમા છપાયેલ છે.

૪ આ ચૌખબા સિરીઝમા છપાયેલ છે

રચી છે અને એ 'માથુરી' તરીકે ઓળખાવાય છે. એમણે નિમ્નલિખિત ગ્રન્થો રચ્યા છે :—

[1]અયુર્દયણાવના, આદિક્રિયાવિવેક (?), કિરણાવલીપ્રકાશરહસ્ય, [2]તત્ત્વચિન્તામણિરહસ્ય, તત્ત્વચિન્તામણ્યાલોકરહસ્ય, દીધિતિરહસ્ય, ન્યાયલીલાવતીપ્રકાશદીધિતિરહસ્ય, ન્યાયલીલાવતીપ્રકાશરહસ્ય, બૌદ્ધધિક્કારરહસ્ય અને સિદ્ધાન્તરહસ્ય.[3]

મથુરાનાથે સુન્દર ઉપાધ્યાય અને હરિનામ ઉપાધ્યાયનો ઉલ્લેખ કર્યો છે.

### (૭) ગુણાનન્દ વિદ્યાવાગીશ (લ. ઇ. સ. ૧૫૭૦)

ન્યાયાચાર્યે ન્યાયખંડખાદ્યની સ્વોપજ્ઞ ટીકામાં[4] પાંચ સ્થળે એમનો ઉલ્લેખ કરી એમના વિચારોનું ખંડન કર્યું છે. આ ગુણાનન્દે રઘુનાથ શિરોમણિના કેટલાક ગ્રથો ઉપર ટીકા રચી છે. એમના ગ્રન્થો નીચે મુજબ છે :—

અનુમાનદીધિતિવિવેક, આત્મતત્ત્વવિવેકદીધિતિટીકા, ગુણવિવૃતિવિવેક, ન્યાયકુસુમાંજલિવિવેક, ન્યાયલીલાવતીપ્રકાશદીધિતિવિવેક અને શબ્દાલોકવિવેક.

### (૮) રામભદ્ર સાર્વભૌમ (લ ઇ. સ. ૧૫૮૦)

એમના માતાનું અને પિતાનું નામ અનુક્રમે ભવનાથ અને ભવાની છે. એમણે કહ્યું છે કે પ્રકાશ અને મકરન્દમાંના નિરૂપણ કરતાં મારા પિતાનું વક્તવ્ય ચડિયાતું છે.

---

૧ H I L (પૃ. ૪૯૭)માં આ નામ છે જ્યારે એની ગ્રથસૂચી (પૃ. ૫૮૦)માં 'આયુર્દય-ભાવની' નામ છે.

૨ બંગાળમાં આને 'ફક્કિકા' અથવા 'માથુરી' તરીકે ઓળખાવાય છે.

૩ પ. સુખલાલે કહ્યુ છે કે આ "રહસ્ય શબ્દથી અંકિત કરવાની સ્ફુરણા પ્રસિદ્ધ નૈયાયિક મથુરાનાથના તત્ત્વરહસ્ય અને તત્ત્વાલોકરહસ્ય નામની ટીકા ગ્રથો પરથી થઈ લાગે છે.'—જૈ. સા. સં ઇ. (પૃ. ૬૩૬)

૪ જુઓ શ્લો૦ ૪ અને ૧૧ની ટીકા. એના પત્રાંક અનુક્રમે ૨અ અને ૧૧અ છે.

આ રામભદ્રે નિમ્નલિખિત ગ્રન્થો રચ્યા છે:—

ગુણરહસ્ય, દીધિતિટીકા, ન્યાયકુસુમાંજલિકારિકાવ્યાખ્યા ન્યાયરહસ્ય, પદાર્થવિવેકપ્રકાશ અને સત્પ્રક્રમદીપિકા.

જયરામ ન્યાયપંચાનન રામભદ્ર સાર્વભૌમના શિષ્ય થાય છે. એમણે ન્યાય તેમ જ કાવ્યશાસ્ત્ર પરત્વે ગ્રન્થો રચ્યા છે.

(૯) [1]જગદીશ તર્કાલંકાર (લ. ઇ. સ. ૧૬૨૫)

જગદીશ પણ ઉપર્યુક્ત રામભદ્રના શિષ્ય થાય છે. 'જાગદીશી' તરીકે ઓળખાવાતી તત્ત્વચિન્તામણિદીધિતિપ્રકાશિકા એમણે રચી છે.

(૧૦) રઘુદેવ ન્યાયાલંકાર (લ. ઇ. સ. ૧૬૫૦)

રઘુદેવ ભટ્ટાચાર્ય તે જ આ છે? આ ન્યાયાલંકાર હરિરામ તર્કવાગીશના શિષ્ય થાય છે અને ગદાધરના સહાધ્યાયી થાય છે અ૦ સ૦ વિ૦ (પત્ર ૪ અને ૨૨)માં આ રઘુદેવ વિષે ન્યાયાચાર્યે ઉલ્લેખ કર્યો છે. આ રઘુદેવે નિમ્નલિખિત કૃતિઓ રચી છે—

(૧) તત્ત્વચિન્તામણિગૂઢાર્થદીપિકા, (૨) દીધિતિટીકા, (૩) દ્રવ્યસારસંગ્રહ, (૪) નવીનનિર્માણ, (૫) ન્યાયકુસુમાંજલિકારિકાવ્યાખ્યા અને (૬) પદાર્થખંડનવ્યાખ્યા.

અ૦ સ૦ વિ૦માં [1]બે સ્થળે રઘુદેવ ભટ્ટાચાર્યનો ઉલ્લેખ છે એમ HIL (પૃ. ૨૨૦)માં ઉલ્લેખ છે. આ પુસ્તક (પૃ. ૪૮૧)માં

---

૧ શ્રી. મોહનલાલ ઝવેરીનો નિમ્નલિખિત અભિપ્રાય જૈ સા. સં ઇ. (પૃ. ૬૩૬)માં નોંધાયો છે—

"હેમચન્દ્રાચાર્યે જેમ પોતાના સમકાલીન મલયગિરિ અને વાદી દેવસૂરિનો ઉલ્લેખ નથી કર્યો તેમ યશોવિજયે પોતાના સમકાલીન જગદીશનો નથી કર્યો પરંતુ જગદીશના ગ્રંથથી તેઓ જાણીતા હતા એમ અનુમાન થાય છે."

રઘુદેવ ન્યાયાલંકાર વિષે **અ૦ સ૦ વિ૦**માં ઉલ્લેખ હોવાનું કહ્યું છે. આ ઉપરથી આ બન્ને વ્યક્તિ એક છે એમ કહી શકાય ખરું ?

**પક્ષીઓ અને પ્રાદેશિક કૃતિઓ**—પક્ષીઓના પરિચયાર્થે સ્વતંત્ર પુસ્તકો વિવિધ ભાષામાં રચાયાં છે. અંગ્રેજીમાં તો આ સંબંધી પુષ્કળ અને મહત્ત્વપૂર્ણ સાહિત્ય છે. એ હિસાબે ગુજરાતી સાહિત્ય મોળું છે. સાહિત્યિક કૃતિઓમાં ઉપમા વગેરેનાં ઉદાહરણ તરીકે પક્ષીઓનો નિર્દેશ જોવાય છે જૈન કૃતિઓ એમાં અપવાદરૂપ નથી. આની પ્રતીતિ મારો [2]લેખ નામે "The Jaina Records about Birds" જોવાથી થઇ શકશે. પ્રસ્તુતમાં હું ન્યાયાચાર્યે પોતાની ગુજરાતી અને હિન્દી કૃતિઓમાં મુખ્યતયા ઉપમાદિને અર્થે જે પક્ષીઓનાં નામ નોંધ્યાં છે તે દર્શાવું છું:—

**ગુજરાતી**—કોકિલ ([3]૪,૧૦૯, ૧૪૨), ક્રૌંચ (૩૮, ૫૨૨), ખગપતિ (૫૪૫), ગરુડ (૧૯), ચકોર (૨૪,૫૮), ચકોરા (૮૪), ચાતક (૪,૯,૬૦), પારેવો (૧૨૯), પિક (૨૭,૬૪,૧૪૧), બપઇઓ (૨૯), મયૂરી (૮૭,૧૨૬), મોર (૨૪,૧૨૮,૧૪૨), મોરા (૮૪), સારસ (૫૨૨), સિંચાણો (૪૫), હંસ (૫૨૨,૫૨૬) અને હંસા (૬૦).

**હિન્દી**—કાગ (૭૯), કોકિલ (૭૮), ખગપતિ (૯૬), ખંજન (૭૫), ગરુડ (૭૯), ચકોર (૭૫,૭૮,૯૬,૯૭), ચકવાક (૯૬), મોર (૭૮), મોરા (૭૪), રાજહંસ (૭૭,૭૯), શિખિ (૯૬) અને હંસ (૮૮).

---

૧ જુઓ **પત્ર** ૬૭.

૨ આ લેખ "Annals of the Bhandarkar Oriental Research Institute" (Vol. XLIII & Vol. XLV)માં એમ બે કટકે છપાયો છે.

૩ આ **ગૂ. સા. સં.** (વિ. ૧)નો પૃષ્ઠાંક છે.

**પૌર્વાપર્ય**—ઉપાધ્યાયજીની ગ્રન્થપ્રણયનની પ્રવૃત્તિ લગભગ પોણો સો વર્ષ સુધી ચાલુ રહી હોય એમ લાગે છે એટલે એમના ગ્રંથોનુ પૌર્વાપર્ય વિચારવુ ઉચિત જણાય છે પણ એ કાર્ય કરવું સહેલુ નથી. એનાં કારણુ નીચે મુજબ છે:—

(૧) ઉપાધ્યાયજીએ ચાર ભાષામા ગ્રંથો રચ્યા છે તે પૈકી નિમ્ન-લિખિત ૯ ગુજરાતી ગ્રંથો અને એક સસ્કૃત ગ્રન્થ નામે "લઘુસ્યાદ્વાદ-રહસ્ય" સિવાયના કોઇ ઉપલબ્ધ ગ્રંથનો રચનાસમય દર્શાવાયો હોય એમ જણાતુ નથી :—

| નામ | રચનાવર્ષ |
|---|---|
| અગિયાર અંગની સજઝાય | વિ સં ૧૭૨૨ |
| | ૧૭૨૪ કે ૧૭૪૪ |
| જંબૂસ્વામીનો રાસ | વિ. સ. ૧૭૩૯ |
| પ્રતિક્રમણહેતુગર્ભિત સજ્ઝાય | વિ. સં. ૧૭૨૨ |
| બ્રહ્મગીતા | વિ. સં. ૧૭૩૮ |
| મૌન એકાદશીનુ દોઢ સો કલ્યાણકનું સ્તવન | વિ. સં. ૧૭૩૨ |
| લઘુસ્યાદ્વાદરહસ્ય | વિ. સં. ૧૭૦૧ |
| વાહણ સમુદ્ર સંવાદ | વિ. સ. ૧૭૧૭ |
| વીરસ્તુતિરૂપ હુંડીનું સ્તવન | વિ સં. ૧૭૩૩ |
| શાન્તિજિનસ્તવન | વિ. સ ૧૭૩૨ |
| | કે ૧૭૩૪ |
| સાધુવંદના | વિ સં. ૧૭૨૧ |

(२) ઉપાધ્યાયજીના ગ્રંથોની જે હાથપોથીઓ મળે છે તેમાંથી એમના જીવન દરમ્યાન લખાયેલી કઈ કઈ હાથપોથીમાં લિપિકાળ દર્શાવાયો છે તેની કોઈ સળંગ નોંધ છપાયેલી જોવાજાણવામાં નથી.[1] એથી અત્યારે તો નિમ્નલિખિત ગ્રંથોની હાથપોથીઓની નોંધ લઉં છું:

| ગ્રન્થ | લિપિકાળ |
|---|---|
| ઉન્નતપુરસ્તવન (?) | વિ. સં. ૧૬૬૯ |
| જ્ઞાનબિન્દુ | વિ. સં. ૧૭૩૧ |
| દ્રવ્ય અનુયોગ વિચાર | વિ. સં. ૧૭૨૯ |
| ધમ્મપરિક્ખાનું વિવરણ | વિ. સં. ૧૭૨૬ |
| પ્રતિમાશતકની સ્વોપજ્ઞ વૃત્તિ | વિ. સં. ૧૭૧૩ |
| યોગની આઠ દૃષ્ટિની સજ્ઝાય | વિ. સં. ૧૭૩૬ |
| વિચારબિન્દુ | વિ. સં. ૧૭૨૬ |
| વૈરાગ્યકલ્પલતા | વિ. સં. ૧૭૧૬ |

( ૩ ) ઉપાધ્યાયજીના ઉપલબ્ધ તમામ ગ્રન્થો અદ્યાપિ પ્રકાશિત થયા નથી એટલું જ નહિ, પણ જે પ્રસિદ્ધ થયા છે તે પૈકી બહુ થોડા અદ્યતન પદ્ધતિએ સંપાદિત થયેલા છે. આથી એમાં નિર્દેશાયેલા ઇતર ગ્રન્થાદિની [2]સૂચી તૈયાર કરવી પડે તેમ છે.

આવી વિષમ પરિસ્થિતિમાં અત્યારે તો અહીં હું એટલું જ કહીશ કે મેં જે નીચે મુજબની ત્રિવિધ સામગ્રી રજૂ કરી છે તે આ પૌર્વાપર્ય ઉપર છૂટાછવાયો અને આછો પ્રકાશ તો પાડે જ છે એટલે

---

૧ આ તમામ હાથપોથીઓનું વર્ણનાત્મક સૂચીપત્ર તૈયાર કરાય અને એ સત્વર પ્રસિદ્ધ થાય તેવો પ્રબંધ થવો ઘટે.

૨ આવી સૂચી મે **પ્રતિમાશતક**ની સ્વોપજ્ઞ વૃત્તિને અંગે તૈયાર કરી છે.

એની એકધારી રજૂઆત મારું સમગ્ર લખાણ મુદ્રિત થયા બાદ એને અંગે "પુરવણી" લખવાનો સુયોગ પ્રાપ્ત થયે કરાશે :—

( ૧ ) કેટલીક કૃતિઓના પરસ્પર પૌર્વાપર્ય પરત્વે [૧]પ્રસંગોપાત્ત કરાયેલ ઉલ્લેખો અને સૂચનો.

( ૨ ) કેટલીક કૃતિઓના રચનાવર્ષનો નિર્દેશ.[૨]

( ૩ ) કેટલીક કૃતિઓના લિપિકાળની નોંધ.[૩]

**અલભ્ય કૃતિઓ અને એ અંગેના સંવાદી ઉલ્લેખો**

ન્યાયાચાર્યે કેટલી અને કઇ કઇ કૃતિઓ રચી છે તે જાણવામાં નથી. એ પરિસ્થિતિમાં એમની તમામ અલભ્ય કૃતિઓનો નામનિર્દેશ અશક્ય છે. વિશેષમાં એમણે રહસ્યાંકિત ગ્રંથો ૧૦૮ રચ્યા હતા કે નહિ તેનો નિર્ણય કરવો બાકી રહે છે. વળી **વીસવીસિયાની** પ્રત્યેક વીસિયા ઉપર એમણે વિવરણ રચ્યું હશે એવી જે કલ્પના કરાય છે તેનું અત્યાર સુધી તો સમર્થન કરનાર કોઇ પ્રમાણ મળી આવ્યુ નથી. આથી આ બંને બાબતોને બાજુએ રાખી હું એમની રચેલી મનાતી અને સર્વાંશે અલભ્ય તરીકે નિર્દેશાતી કૃતિઓ મૂળ અને વિવરણ એવા બે વિભાગો પાડી એ બંનેના નામ તથા ન્યાયાચાર્યના કૃતિકલાપના આધારે પ્રાપ્ત થતા સંવાદી ઉલ્લેખો નોંધુ છું :—

---

૧ આ સંબંધમાં જુઓ પૃ ૧૩૫ (ટિ. ૨), ૧૩૮, ૧૪૧, ૧૪૫, ૧૪૭, ૧૪૮, ૧૫૮, ૧૬૧, ૧૬૨, ૧૬૫, ૧૬૬, ૧૬૭, ૧૬૮, ૧૬૯, ૧૭૧, ૧૭૬, ૧૮૮, ૧૮૯, ૧૯૧, ૧૯૬. ૧૯૯, ૨૧૪, ૨૧૩, ૨૪૧, ૨૪૨, ૨૪૮, ૨૪૯, ૨૭૪, ૨૮૮, ૨૮૯, ૩૩૩, ૩૩૪ અને ૩૪૯.

૨ જુઓ પૃ. ૭૭ અને ૭૮ તેમ જ પ્રથમ પરિશિષ્ટ

૩ જુઓ પૃ. ૭૮.

| મૂળ કૃતિ | સંવાદી ઉલ્લેખ | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧. અધ્યાત્મબિન્દુ | | |
| ૨. અધ્યાત્મોપદેશ | | |
| ૩. અનેકાન્તપ્રવેશ | અષ્ટસહસ્રીવિવરણ | ૧૬૩ |
| ૪. આપભ્રંશિકપ્રબન્ધ | અનેકાન્તવ્યવસ્થા | ૧૫૯ |
| ૫. આલોકહેતુતાવાદ | | |
| ૬. દ્રવ્યાલોક | | |
| ૭. ન્યાયબિન્દુ | ઉત્પાદાદિસિદ્ધિનું વિવરણ | ૧૮૨ |
| | અષ્ટસહસ્રીવિવરણ | ૧૯૫ |
| ૮. ન્યાયવાદાર્થ | સ્યાદ્વાદરહસ્ય | ૧૬૫,૨૨૩ |
| | (લઘુ અને બૃહત્) | |
| ૯. ન્યાયાલોક | નયરહસ્ય (પૃ. ૬૫) | પુરવણી |
| | કાગળ, બીજો | ૧૭૨ |
| ૧૦. પ્રમારહસ્ય | ઉવએસરહસ્સનું વિવરણ | ૧૭૧ |
| ૧૧. મંગલવાદ | ભાસરહસ્સનું વિવરણ | ૨૨૪ |
| ૧૨. વાદરહસ્ય | | |
| ૧૩. વાદાર્ણવ | | |
| ૧૪. વિધિવાદ | | |
| ૧૫. વેદાન્તનિર્ણય | | |
| ૧૬. વેદાન્તવિવેકસર્વસ્વ | | |
| ૧૭. શઠપ્રકરણ | | |
| ૧૮. સપ્તભંગીતરંગિણી | સ્યાદ્વાદરહસ્ય (લઘુ) | ૧૬૬ |
| ૧૯. સિદ્ધાન્તતર્કપરિષ્કાર | કાગળ, બીજો | ૧૭૧ |
| ૨૦. સિરિપુજ્જલેહ | સ્યાદ્વાદરહસ્ય (લઘુ) | ૧૬૬ |

| વિવરણ | સંવાદી ઉલ્લેખ | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૨૧. આનન્દઘનચોવીસીનો બાલાવબોધ | | |
| ૨૨. અલંકારચૂડામણિની ટીકા | પ્રતિમાશતકની વૃત્તિ | ૩૨,૨૪૮ |
| ૨૩. છન્દશ્ચૂડામણિની ,, | | |
| ૨૪. જ્ઞાનસારની અવચૂરિ | | |
| ૨૫. તત્ત્વાલોકનું વિવરણ | | |
| ૨૬. તર્કભાષાનો બાલાવબોધ | કાગળ પહેલો | ૧૩૮ |
| ૨૭. ત્રિસૂત્ર્યાલોકનું વિવરણ | નયરહસ્ય | ૧૪૫ |
| ૨૮. દ્રવ્યાલોકની ટીકા | | |

**ગચ્છાન્તરીયોનો સદ્‌ભાવ**—ન્યાયાચાર્ય પ્રત્યે અન્ય ગચ્છવાળા કોઇ કોઇ મુનિવર સદ્‌ભાવ રાખતા હતા એમ આ ન્યાયાચાર્યની કૃતિઓનાં તેમણે રચેલાં સ્પષ્ટીકરણો ઉપરથી જણાય છે. દા. ત. 'પૂર્ણિમા' ગચ્છના ભાવપ્રભસૂરિએ **પ્રતિમાશતક**ની વૃત્તિ રચી છે અને 'ખરતર' ગચ્છના દેવચન્દ્રે **જ્ઞાનસાર**ને અંગે **જ્ઞાનમંજરી** રચી છે.

**અર્પણ**—ન્યાયાચાર્યના પુરોગામી મુનિવરોને તેમ જ કોઇ કોઇ ગૃહસ્થને હાથે જૈન ધર્મ અને જૈન સાહિત્યનું મુખ્ય અને મહત્ત્વનું એકે એક અંગ ઓછાવત્તા પ્રમાણમાં આલેખાયું હોવાથી આ ન્યાયાચાર્ય પાસેથી ખાસ નવીન અને સંગીન અર્પણની ભાગ્યે જ આશા રાખી શકાય. આમ હોવા છતાં નિમ્નલિખિત બાબતો નોંધપાત્ર ગણાય :—

(૧) એમણે પોતાની પહેલાં રચાયેલા પ્રૌઢ ગ્રન્થોના મુખ્ય મુદ્દાઓને ભિન્ન ભિન્ન કૃતિમાં યથાયોગ્ય સ્થાન આપવા પૂરતી જ કુશળતા ન દર્શાવતાં જૈન સાહિત્યરૂપ પટાંગણમાં નવ્ય ન્યાયના શ્રીગણેશ માંડવાનું પ્રાયઃ અદ્વિતીય કાર્ય કર્યું છે.

(૨) એમણે દુ:ખગર્ભિત, મોહગર્ભિત અને જ્ઞાનગર્ભિત એમ ત્રણ પ્રકારના વૈરાગ્ય વિષે એમના સમય પૂર્વે જે લખાયું હતું તેમાં આ વિષયના વિશિષ્ટ નિરૂપણ દ્વારા એમણે સબળ ઉમેરો કર્યો છે.

(૩) યોગની આઠ દૃષ્ટિ વગેરે દાર્શનિક બાબતોને સરળ અને હૃદયગમ રીતે ગુજરાતીમાં પદ્યમાં એમણે પીરસી છે.

(૪) કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગ સમકાલે હોય કે કેમ તેમ જ કેવલજ્ઞાન અને કેવલદર્શન બે ભિન્ન છે કે કેમ એ ચર્ચાના સંબંધમાં શ્વેતાંબરોમાં જે ત્રણ પક્ષ જણાય છે તેનો એમણે નયના નિર્દેશપૂર્વક સમન્વય સાધ્યો છે.

(૫) મંગલવાદને અંગે કેટલીક નવીન યુક્તિઓ **સ્યાદ્વાદકલ્પલતા**માં એમણે આપી છે.

(૬) ત્રણ સો વર્ષ ઉપર પાચે પ્રતિક્રમણોની વિધિ શી હતી અને એ સમયે પ્રતિક્રમણનાં સૂત્રોનો કયા નામથી વ્યવહાર થતો હતો તે બાબત એ ન્યાયાચાર્ય દ્વારા આપણને જાણવા મળે છે.

## પ્રતિક્રમણની પ્રાચીન વિધિ સંબંધી સાહિત્ય

**આવસ્સય**ની **શિષ્યહિતા** (પત્ર ૭૮૫આ — ૭૯૪આ)માં **આવસ્સય**ની ચુણ્ણિના સમય પૂર્વેની આવશ્યક ક્રિયાની — પ્રતિક્રમણની વિધિ સમભાવભાવી **હરિભદ્રસૂરિ**એ દર્શાવી છે. મધ્યવર્તી પ્રયાસ તરીકે 'કલિ૦' **હેમચન્દ્રસૂરિ**એ **યોગશાસ્ત્ર** (પ્ર. ૩, શ્લો. ૧૩૦)ના સ્વોપજ્ઞ વિવરણ (પત્ર ૨૪૭આ—૨૫૦અ)માં કોઇ ચિરંતન મુનિવરે પ્રતિક્રમણોની વિધિ દર્શાવતી રચેલી ૩૩ પાઇય [1]ગાથાઓ [2]રજૂ કરી છે

---

[1] આની સંસ્કૃત છાયા "જૈ. ધ. પ્ર. સ." તરફથી ઇ. સ. ૧૯૨૬મા સ્વોપજ્ઞ વિવરણ સહિત પ્રકાશિત **યોગશાસ્ત્ર**માં અપાઈ છે.

[2] આ તમામ ગાથાઓ એના ગુજરાતી ભાવાર્થ સહિત "શ્રી પ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધ ટીકા" (ભા. ૩, પૃ. ૮૨૪–૮૩૨)માં અપાઇ છે.

તે ગણાવી શકાય એમાં ગા. ૧–૧૮ દૈવસિક પ્રતિક્રમણની, ગા. ૧૯–૨૭ રાત્રિકની, ગા. ૨૮–૩૧ પાક્ષિકની અને ગા. ૩૨–૩૩ ચાતુર્માસિક તેમ જ સાંવત્સરિક પ્રતિક્રમણની વિધિને લગતી છે.

અત્યારે જે દૈવસિક પ્રતિક્રમણની વિધિ છે તેમાં સજ્ઝાય પછી કાયોત્સર્ગાદિને સ્થાન છે પરંતુ **પ્રતિક્રમણ-ગર્ભ-હેતુ**માં આ સજ્ઝાય પછીની વિધિ નથી[1] જયચન્દ્રસૂરિએ વિ. સં. ૧૫૦૬માં **પ્રતિક્રમણવિધિ** અને જિનહર્ષે વિ. સં. ૧૫૨૫માં **પ્રતિક્રમણવિધિ** રચી છે. ક્ષમાકલ્યાણે વિ. સં. ૧૮૩૮માં પાક્ષિકાદિ પ્રતિક્રમણની વિધિ ગદ્યમાં સંગ્રાહિત કરી છે.

**પ્રયાસ**—ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય **યશોવિજયગણિ**ના જીવન અને કવનને અંગે ઓછેવત્તે અંશે માહિતી પૂરી પાડનારા છૂટાછવાયા કેટલાક પ્રયાસો થયા છે. તેમાં એમનો સમગ્ર કૃતિકલાપનો સમીક્ષાત્મક અને સર્વાંગીણ પરિચય આપવાનું કાર્ય તો કોઈએ કર્યું હોય એમ જોવાજાણવામાં નથી. એથી આ દિશામાં સમય અને સાધન-સામગ્રી અનુસાર બને તેટલો પ્રકાશ પાડવા હું પ્રેરાયો અને એના ફળરૂપે મેં આ પુસ્તકની યોજના કરી છે. એમ કરવા માટે મે મુખ્યતયા નિમ્નલિખિત સાધનોનું અવલોકન કર્યું છે:—

| નામ | કર્તા | પ્રકાશનવર્ષ |
|---|---|---|
| જૈન ગ્રન્થાવલી | | ઇ સ. ૧૯૦૯ |
| પ્રતિમાશતકની સંસ્કૃત પ્રસ્તાવના | પ્રતાપવિજયજી | વિ. સં ૧૯૭૬ |
| યોગદર્શન તથા યોગવિંશિકાની પ્રસ્તાવના | સુખલાલ સંઘવી | ઇ. સ. ૧૯૨૨ |

૧ એજન (ભા. ૩, પૃ. ૮૧૪).

૨ જુઓ જૈ. સા. સં. ઇ. (પૃ. ૬૮૦).

| નામ | કર્તા | પ્રકાશનવર્ષ |
|---|---|---|
| (ઉપાધ્યાય શ્રીયશોવિજય-જીનું જીવનચરિત્ર) | | |
| જૈનતર્કભાષાનો પરિચય | સુખલાલ સંઘવી | ઇ. સ. ૧૯૩૮ |
| દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકાની પ્રસ્તાવના | | |
| [1]અઢારમી સદીના મહાન જ્યોતિર્ધર મહોપાધ્યાય શ્રીયશોવિજયજી (ટૂંક પરિચય) | વિજયપદ્મસૂરિજી | ઇ. સ. ૧૯૪૧ |
| [2]શ્રીયશોવિજયજીકૃત ગ્રંથો (સંક્ષિપ્ત પરિચય) | " | ઇ. સ. ૧૯૪૧ |
| [3]અધ્યાત્મી શ્રીઆનંદઘન અને શ્રીયશોવિજય | મો. દ. દેશાઇ | ઇ. સ. ૧૯૪૧ |
| જ્ઞાનબિન્દુનો પરિચય | સુખલાલ સંઘવી | ઇ. સ. ૧૯૪૨ |
| ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીયશોવિજય સ્મૃતિગ્રન્થ | | ઇ. સ. ૧૯૫૭ |
| A History of Indian Logic | ડૉ. સતીશચન્દ્ર વિદ્યાભૂષણ | ઇ. સ. ૧૯૨૧ |

૧ જુઓ "જૈ. સ. પ્ર." (વ. ૬, અ ૭).

૨ જુઓ "જૈ. સ. પ્ર." (વ. ૬, અ. ૮-૯ ભેગા)

૩ આ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજત મહોત્સવ ગ્રન્થમાં છપાયો છે.

**ઋણસ્વીકાર**—ન્યાયાચાર્યનાં જીવન કે કવન કે બન્નેને અંગે જે પ્રકાશિત અને અપ્રકાશિત સામગ્રી મને મળી શકી તેનો મેં અહીં ઉપયોગ કર્યો છે.

ન્યાયાચાર્યની કેટલીક પ્રકાશિત કૃતિઓ **યશોદોહન**નું કાર્ય લગભગ અડધું થવા આવ્યું હતું તેવામાં શ્રી**વિજય**ધર્મસૂરિજીએ એમના શિષ્યવર્ય મુનિશ્રી **યશો**વિજયજીને પત્ર લખી મેળવી આપી હતી એ બદલ હું એમનો ઋણી છું.

**યશોદોહન**નું કાર્ય લગભગ પૂર્ણ થતાં એ હું તપાસી જતો હતો તેવામાં મને મુનિશ્રી **યશો**વિજયજી તરફથી જે નિમ્નલિખિત અપ્રકાશિત સામગ્રી મળી હતી તે બદલ હું એમનો આભારી છું:—

(અ) **આર્ષભીયચરિત, વિચારબિન્દુ, વીતરાગસ્તોત્ર** (પ્ર. ૮)ની **સ્યાદ્વાદરહસ્ય** નામની મધ્યમ વૃત્તિ અને **સિદ્ધાન્ત-મંજરી**ની ટીકા એમ ચાર ગ્રંથની હાથપોથીઓની એકેક નકલ.

(આ) **આત્મખ્યાતિ, વાદમાલા, વિષયતાવાદ** તેમ જ **વીતરાગસ્તોત્ર** (પ્ર. ૮)ની **સ્યાદ્વાદરહસ્ય** નામની લઘુ તથા બૃહદ્ વૃત્તિ એમ પાંચે ગ્રન્થોની એકક પ્રતિકૃતિ ( photo-stat ).

મારી આંખ ઉત્તરાવસ્થાને લઈને પૂરતું કામ આપી શકે તેમ નહિ હોવાથી આ અપ્રકાશિત સામગ્રીનો હું યથેષ્ટ લાભ લઈ શક્યો નથી.

અંતમાં મેં ઉપયોગમાં લીધેલી સામગ્રી તૈયાર કરનારા લેખક મહાશયોનો અને એના પિરસનારા પ્રકાશક મહાનુભાવોનો વ્યક્તિગત ઉપકાર માનવો મારે માટે શક્ય નહિ હોવાથી હું એમનો સામુદાયિક સ્વરૂપે ઉપકાર માનું છું.

**વિજ્ઞપ્તિ**—'યશોદોહન' જેવું મહાભારત કાર્ય વિવિધ દૃષ્ટિબિન્દુથી થવું ઘટે. બહિરંગ મૂલ્યાંકનમાં તો વિશેષ ફેર સામાન્ય રીતે ન પડે પરંતુ અંતરંગ મૂલ્યાંકન—પરીક્ષણની વાત જુદી છે. આથી મારી તજ્જ્ઞોને સાદર અને સાથે સાથે સાગ્રહ વિજ્ઞપ્તિ છે કે મારા કાર્યમાં જે સ્ખલનાઓ જણાતી હોય તે દૂર કરવા અને ન્યૂનતાઓ હોય તે પરિપૂર્ણ કરવા તેઓ કૃપા કરે કે જેથી ગુજરાતના આ જ્યોતિર્ધરની જ્ઞાન અને ચરિત્રને લગતી અખંડ જ્યોતિ દશે દિશામાં સમુચિત સ્વરૂપે સતત ઝળહળતી રહે.

સાંકડી શેરી, ગોપીપરું, સુરત.
તા. ૭-૧૧-'૫૭

હીરાલાલ ર. કાપડિયા

# સંકેત-સૂચી

અભિ૦ ચિં૦ = અભિધાનચિન્તામણિ

અ૦ સ૦ વિ૦ = અષ્ટસહસ્રીવિવરણ

આત્માનંદ જૈ૦ પુ૦ પ્ર૦ મં૦ = આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ

આ૦ પ્ર૦ = આત્માનંદ પ્રકાશ

આ૦ સ૦ = આત્માનંદ સભા

આ૦ સમિતિ = આગમોદય સમિતિ

उत्पादादि०चतुष्टयी = उत्पादादिसिद्धिप्रकरणविवरणं वादमाला
– अस्पृशद्गतिवादः विजयप्रभसूरिस्वाध्यायश्चेति ग्रन्थचतुष्टयी

ગુ૦ = ગુજ૦ = ગુજરાતી

ગૂ૦ સા૦ સ૦ = ગૂર્જર સાહિત્ય સંગ્રહ

જ૦ મ૦ = જઇણ મરહટ્ઠી

જિ૦ ર૦ કો૦ = જિનરત્નકોશ

જૈ૦ આ૦ સ૦ = જૈન આત્માનંદ સભા

જૈ૦ ગ્રં૦ = જૈન ગ્રન્થાવલી

જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦ = જૈન ગ્રન્થ પ્રસારક સભા

જૈ૦ ધ૦ પ્ર૦ = જૈન ધર્મ પ્રકાશ

જૈ૦ ધ૦ પ્ર૦ સ૦ = જૈન ધર્મ પ્રસારક સભા

જૈ૦ સં૦ સા૦ ઇ૦ = જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ

જૈ૦ સ૦ પ્ર૦ = જૈન સત્ય પ્રકાશ

જૈ૦ સા૦ સં૦ = જૈન સાહિત્ય સંશોધક
જૈ૦ સા૦ સં૦ ઇ૦ = જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ
જૈ૦ સ્તો૦ સં૦ = જૈનસ્તોત્રસન્દોહ
ત૦ ચિં૦ = તત્ત્વચિન્તામણિ
ત૦ દી૦ = તત્ત્વાર્થદીપિકા
ત૦ સૂ૦ = તત્ત્વાર્થસૂત્ર
દે૦ લા૦ જૈ૦ પુ૦ = દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ
દ્ર૦ અ૦ વિ૦ = દ્રવ્ય અનુયોગ વિચાર
ન્યા૦ ય૦ ગ્રં૦ = ન્યાયાચાર્ય શ્રીયશોવિજયજીકૃત ગ્રંથમાલા
ન્યા૦ ય૦ સ્ત૦ = ન્યાયાચાર્ય યશોવિજયગણિના ત્રણ બૃહત્ સ્તવનો
ન્યા૦ ય૦ સ્ત૦ સા૦ = **न्यायाचार्यश्रीयशोविजयकृतानि स्तवनानि साक्षिघृतपाठयुतानि सवासो दोढसो ने साडी त्रणसो गाथानां स्तवनो साक्षिपाठसहित**
ન્યા૦ ય૦ સ્મૃ૦ = ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીયશોવિજય સ્મૃતિગ્રન્થ
ન્યા૦ વિ૦ = ન્યાયવિશારદ
પ૦ સ૦ = પટ્ટાવલીસમુચ્ચય
પા૦ = પાઇય
પ્ર૦ ન૦ ત૦ = પ્રમાણનયતત્ત્વાલોક,
પ્ર૦ ર૦ = પ્રકરણરત્નાકર
ભ૦ ગી૦ = ભગવદ્ગીતા
મ૦ યા૦ હ૦ = મહત્તરા યાકિનીના ધર્મસૂનુ સમભાવભાવી શ્રીહરિભદ્રસૂરિ : જીવન અને કવન

મુ૦ ક૦ જૈ૦ મો૦ = મુક્તિ- કમલ-જૈન- મોહન-માલા
મૌન૦ સ્તવન = મૌન એકાદશીનું દોઢસો કલ્યાણકનું સ્તવન
ય૦ પ્ર૦ સ૦ = યશોભારતી પ્રકાશન સમિતિ
{ય૦ વા૦ ગ્રં૦ = યશોવિજયવાચકગ્રન્થસંગ્રહ, શ્રી
{ય૦ વા૦ ગ્રંથસંગ્રહ = „
લ૦ = લગભગ
વિ૦ સં૦ = વિક્રમસંવત્
વી૦ સ્તો૦ = વીતરાગસ્તોત્ર
સં૦ = સંસ્કૃત
સ૦ પ૦ = સમ્મઇપયરણ
સ૦ સ૦ = સજ્જન સન્મિત્ર
સિં૦ જૈ૦ ગ્રં૦ = સિંઘી જૈન ગ્રંથમાલા
સુ૦ વે૦ = સુજસ( શ )વેલી
સુ૦ વેલિ = સુજસવેલિ
સ્તુ૦ ત૦ = સ્તુતિતરંગિણી
હિં૦ ત૦ ઇ૦ = હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ
A His. of Ind. Logic = A History of Indian Logic
D C G C M = Descuptive Catalogue of the Government Collections of Manuscripts
H I L = History of Indian Logic, A
I L D = Illustrations of Letter-Diagrams
J U B = Journal of the University of Bombay

# વિસ્તૃત વિષયસૂચી

## પૃષ્ઠાંક ૧-૮૭ ઉપોદ્ઘાત



---

૧ આ પૃષ્ઠાંક છે.

## પૃ. ૧–૨૬ खंड १ : बाह्य जीवननी रूपरेखा

### ૧–૫ પ્રકરણ ૧ : ગૃહવાસ



### ૬–૮ પ્રકરણ ૨ : દીક્ષા અને પ્રાથમિક કેળવણી



### ૯–૧૨ પ્રકારણ ૩ : વિશિષ્ટ અભ્યાસ

## ૧૩–૧૭ પ્રકરણ ૪ : સત્કાર અને સ્વર્ગવાસ



## ૧૮–૨૬ પ્રકરણ ૫ : પ્રકીર્ણક બાબતો



---

## પૃ. ૨૭–૩૬૦ खंड २ : यशःकवन

### ૨૭–૩૩ ઉપખંડ ૧ : સાર્વજનીન યાને લાક્ષણિક સાહિત્ય

## ૩૪-૧૨૭ ઉપખંડ ૨ : લલિત સાહિત્ય

### ૩૪-૯૮ પ્રકરણ ૧ : ભક્તિસાહિત્ય

( સ્તુતિ, સ્તોત્રો, સ્તવનો, પદો અને ગીતો )

## ૧૩-૧૭ પ્રકરણ ૪ : સત્કાર અને સ્વર્ગવાસ



## ૧૮-૨૬ પ્રકરણ ૫ : પ્રકીર્ણક બાબતો



---

## પૃ. २७–३६० खंड २ : यशःकवन

### ૨૭-૩૩ ઉપખંડ ૧ : સાર્વજનીન યાને લાક્ષણિક સાહિત્ય

## ૩૪-૧૨૭ ઉપખંડ ૨ : લલિત સાહિત્ય

### ૩૪–૯૮ પ્રકરણ ૧ : ભક્તિસાહિત્ય

( સ્તુતિ, સ્તોત્રો, સ્તવનો, પદો અને ગીતો )

## ૯૯–૧૧૭ પ્રકરણ ૨ : ચરિત્રો અને ધર્મકથા



## ૧૧૮–૧૨૭ પ્રકરણ ૩ : ઔપદેશિક સાહિત્ય

## ૧૨૮-૩૫૧ ઉપખંડ ૩ : દાર્શનિક સાહિત્ય

### ૧૨૮-૧૩૫ પ્રકરણ ૧ : જ્ઞાનમીમાંસા



### ૧૩૬-૧૭૩ પ્રકરણ ૨ : ન્યાય યાને તર્કશાસ્ત્ર

## ૧૭૪-૨૦૦ પ્રકરણ ૩ : પદાર્થપરામર્શ યાને દ્રવ્યવિચારણા

## ૨૦૧-૨૨૪ પ્રકરણ ૪ : પરમતસમીક્ષા



## ૨૨૫-૨૭૪ પ્રકરણ ૫ : પરમતસમીક્ષા ( ચાલુ )

## ૨૭૫–૨૮૭ પ્રકરણ ૬ : અધ્યાત્મ

## ૨૮૮-૩૫૧ પ્રકરણ ૭ : જીવનશોધન (ચરણકરણાનુયોગ)



## ૨૯૮-૩૫૧ પ્રકરણ ૭ : જીવનશોધન

## ૩૬૧–૫૧૫ પાંચ પરિશિષ્ટો

# यशोदोहन खंड. १

—— + ——

## બાહ્ય જીવનની રૂપરેખા

## પ્રકરણ ૧

### ગૃહવાસ

**નિવાસભૂમિ અને જન્મદાતા**—આપણો આ દેશ—'ભારત-વર્ષ' હૃદયંગમ પ્રાકૃતિક સૌન્દર્ય વરેણ્ય, કળાકૌશલ્ય, વ્યાપક વાણિજ્ય, અનેકમુખી વૈવિધ્ય, સમૃદ્ધ અને સંસ્કારી સાહિત્ય, આધ્યાત્મિક સંપત્તિ, અનાક્રમણકારી રાજનીતિ ઈત્યાદિને લઈને આજે સમગ્ર જગતમાં સુવિખ્યાત છે. એના વિવિધ પ્રદેશોમાં 'ગુજરાત' ગૌરવશાળી અને મહત્ત્વનું સ્થાન ભોગવે છે. એના ઉત્તર અને દક્ષિણ બે વિભાગ પડાય છે. તેમા ઉત્તર વિભાગમા 'ચાણસ્મા' નામનો તાલુકો આવેલો છે. એમાં [1]'ધીણોજ'થી બે ગાઉ યાને ત્રણ માઈલ દૂર અને 'કુન્હગેર' ગામથી બાર ગાઉને અંતરે 'કન્હોડું' ગામ છે. એમાં એક વેળા **નારાયણ** વ્યવહારી (વેપારી) અને એમનાં **પત્ની સોભાગદે (સૌભાગ્યદેવી)** વસતાં હતાં.[2] એ **સોભાગદે**એ એક પુત્રરત્નને જન્મ આપ્યો અને

---

૧. આ ગામ પાટણની આગગાડીની સડકની વચમા આવેલું છે.

૨. યશોવિજયજીગણિની જે કૃતિઓ અત્યાર સુધીમાં મળી આવી છે તે પૈકી કોઈપણ કૃતિઓમાં એમણે પોતાની જન્મભૂમિનો કે શૈશવકાળની નિવાસ-ભૂમિનો કે પોતાનાં માતાપિતાનાં નામનો ઉલ્લેખ કર્યો નથી. એ વિષેની માહિતી તો આપણને વિ. સ. ૧૭૪૫માં કે ત્યારબાદ દોઢસો-બસો વર્ષે કાન્તિ કે જેમને કેટલાક કાન્તિવિજય તરીકે ઓળખાવે છે તેમના દ્વારા ચાર ઢાલમાં ગુજરાતીમાં રચાયેલી **જસવેલડી** યાને **સુજસવેલી** (ઢાલ ૧, કડી ૭–૮) માંથી જાણવા મળે છે. અહી કન્હોડુ એ જન્મભૂમિ જ છે એવો ચોક્કસ

એનું નામ 'જસવંત' રખાયું એ જસવંત તેજ કાલાંતરે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય યશોવિજયજીગણિના નામે દેશવિદેશમાં પ્રખ્યાતિ પામ્યા એઓ આપણા ચરિત્રનાયક છે.

**સ્થલ-નિર્ણય**—સાહિત્યરસિક **મોહનલાલ** દલીચંદ દેશાઈએ **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** નામના પોતાના પુસ્તક (પૃ, ૬૨૫)માં **યશોવિજયજીગણિની** જન્મભૂમિ તરીકે "કન્હોડૂ-કમ્હોડુ" એવો ઉલ્લેખ કર્યો છે. એમણે **સુજશ**-વેલી-ભાસ "નુ વિ. સં. ૧૯૯૦ મા સંપાદન કર્યું છે અને એની પ્રસ્તાવના (પૃ. ૮) માં આ ગામ વિષે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે.—

"ગૂજરાતના કલોલ અને પાટણ વચ્ચે આવેલ કનોડુ ગામમાં વણિક જ્ઞાતિના પિતા નારાયણ અને માતા સોભાગદેને ત્યાં તેમણે જન્મ લીધો."

આને આધારે કેટલાક[1] વિદ્વાનોએ 'કનોડુ' ગામ 'કલોલ' પાસે આવ્યાનું લખ્યુ છે, પરતુ જૈનાચાર્ય શ્રી **વિજયપ્રતાપસૂરિજીના** પ્રશિષ્ય અને શ્રી **વિજયધર્મસૂરિજીના** આદ્યશિષ્ય સાહિત્યપ્રેમી મુનિ શ્રી **યશોવિજયજીએ** જાતે તપાસ કરી એવો નિર્ણય જાહેર કર્યો છે કે 'કનોડુ' ગામ કલોલ પાસે નહિ, પણ 'ધીણોજ' પાસે આવેલુ છે અને એ 'કનોડુ' ગામમા અત્યારે તો એક પણ જૈનનું ઘર નથી.[2]

વિદ્દ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ 'કનોડુ' વિષે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે—

---

નિર્ણય થઇ શકે તેવો ઉલ્લેખ નથી. **નારાયણ**, કન્હોડુ એ એમનું વતન હોવાથી કે એમનો ત્યાં વેપાર હોવાથી કે અન્ય કોઈ કારણસર એઓ ત્યાં રહેતા હતા એ એક પ્રશ્ન છે.

૧. દા. ત. પ. સુખલાલ સઘવી, જુઓ **જૈન તર્કભાષાનો** એમનો હિન્દી પરિચય (પૃ. ૧).

૨. જુઓ વિ. સં. ૨૦૦૯માં પ્રકાશિત **સુજસવેલી ભાસ**-સાર્થનું આદિવાચ્ય (પૃ. ૨).

"પાટણથી મેસાણા તરફ જતી રેલ્વે લાઇનમાં અને લગભગ બન્નેયની અધવચમાં ધેણુજ સ્ટેશન આવેલું છે. ત્યાંથી ધેણુજ ગામ પોણા માઇલના અંતરે આવેલું છે. ત્યાથી દક્ષિણ-પશ્ચિમ દિશામાં પક્કા બે ગાઉના અંતરે પુણ્યતીર્થ કનોડા આવેલું છે.[1] કનોડામાં જે શિવાલય અને 'સ્મરણા' દેવીનું મંદિર છે, એ ચૌલુક્યયુગીન શિલ્પકળાથી વિભૂષિત છે."[2]

શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ કનોડા વિષે નીચે મુજબ વક્તવ્ય રજૂ કર્યું છે—

[3]"ગભૂતા અર્થાત્ ગાભૂ અને કનોડા બને નજીકમા જ આવેલા હોઈ ગાંભૂથી પૂર્વમા કનોડા આશરે ચાર માઇલ દૂર આવેલું છે. મહેસાણાથી પાટણ જતી રેલ્વે લાઇનમાં બીજુ સ્ટેશન ધીણોજ આવે છે. ત્યાંથી પશ્ચિમમાં આશરે ચાર માઇલ દૂર કનોરા ગામ રૂપેણ નદીના કિનારા ઉપર વસેલું છે 'શ્રીસ્થળપ્રકાશ'માં તેનુ કનકાવતી નામ આપેલ હોઇ, યાજ્ઞિક (જુની) સંજ્ઞાવાળા ઔદિચ્ય બ્રાહ્મણને મૂળરાજે દાનમાં આપ્યાનો તેમાં ઉલ્લેખ છે."[4]

**જન્મસમય**—યશોવિજયજીગણિનો ક્યા વર્ષમાં જન્મ થયો એ વિષે કોઈ સ્પષ્ટ ઉલ્લેખ જોવાયો નથી. **સુ૦ વેલિ** (ઢાલ ૧, કડી ૧૩) પ્રમાણે એ ગણિની વડી દીક્ષા વિ. સં. ૧૬૮૮માં થઈ હતી. એ હિસાબે એમનો જન્મ વિ. સં. ૧૬૮૦થી અર્વાચીન હોઈ ન શકે.

**ઐતિહાસિક વસ્ત્રપટ**માં વિ. સં. ૧૬૬૩ના ઉલ્લેખપૂર્વક યશોવિજયજીગણિનો નિર્દેશ છે. વિશેષમાં આ ગણિએ વિ. સ. ૧૬૬૫માં લખેલી **હૈમધાતુપાઠની** હાથપોથી અને વિ. સં. ૧૬૬૯માં લખેલી

---

૧. જુઓ "ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીયશોવિજય સ્મૃતિગ્રન્થ"માં છપાયેલો પુણ્યવિજયજીનો લેખ "વાચકવર શ્રીયશોવિજયજીની જન્મભૂમિ કનોડુ" (પૃ. ૧૭).

૨. એજન, પૃ. ૧૮

૩. અહીં **શીલાંકસૂરિજીએ આયાર**ની ટીકા રચી હતી.

૪. જુઓ **ન્યા૦ ય૦ સ્મૃ૦**માં છપાયેલો એમનો લેખ નામે "શ્રીયશોવિજયજી મહારાજની જન્મભૂમિ કનોડા" (પૃ. ૭૫).

**ઉન્નતપુરસ્તવનની** હાથપોથી આજે મળે છે.[1] આ ઉલ્લેખો વિચારતાં યશોવિજયજીગણિનો જન્મ વિ. સં. ૧૬૫૦ ની આસપાસમાં થયાનું મનાય.

મુનિશ્રી યશોવિજયજીનું કહેવું એ છે કે વિ સં. ૧૬૬૩માં યશોવિજયજી 'ગણિ' પદવીથી વિભૂષિત હતા તે વાત તેમજ **તર્કભાષા, દશાર્ણભદ્ર સજ્ઝાય** વગેરેની હાથપોથીઓના અંતમાંના ઉલ્લેખો વિચારતાં યશોવિજયજીગણિનો જન્મ સમય વિ. સં. ૧૬૪૦ થી ૧૬૫૦ વચ્ચેનો કલ્પી શકાય.[2]

**બાન્ધવ**—સુજશવેલિ (ઢાળ ૧, કડી ૧૨) પ્રમાણે યશોવિજયજી ગણિ—આપણા ચરિત્ર નાયકને પદ્મસિંહ (પદ્મસિહ) નામે બાન્ધવ હતા **સુજસવેલી ભાસની** પ્રસ્તાવના ( પૃ ૮) માં મો દ દેશાઈએ એમને યશોવિજયજીગણિના નાનાભાઈ કહ્યા છે. તો યશોવિજયજીગણિએ પોતાની કેટલીક[3] કૃતિમા પદ્મવિજયજીને પોતાના 'સોદર' તરીકે ઓળખાવ્યા છે. એ પદ્મવિજયજી તે જ ઉપર્યુક્ત પદ્મસિંહ છે.

**કમ્મપયડિ**ની બૃહદ્‌વૃત્તિના અંતમાં જે પ્રશસ્તિ છે તેના ચોથા પદ્યમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે.—

" तत्पादाम्बुजभृङ्गपद्मविजयप्राज्ञानुजन्मा बुध—
स्तत्त्वं किञ्चिदिदं यशोविजय इत्याख्याभृदाख्यातवान् ॥४॥"

અહીં अनुजन्मन् ને 'તત્પુરુષ'ના ભાગ તરીકે ગણતાં યશોવિજયજી પદ્મવિજયજીના અનુજ ગણાય, પરન્તુ એને 'બહુવ્રીહિ'નો અંશ ગણાય તો પદ્મવિજયજી યશોવિજયજીના અનુજ ગણાય[4]

---

૧. ન્યા૦ ય૦ સ્મૃ૦ નો પુણ્યવિજયજીનો આમુખ ( પૃ. ૧૨ )
૨. જુઓ ન્યા૦ ય૦ સ્મૃ૦નુ "સપાદકીય નિવેદન" ( પૃ. ૧૯ ).
૩. જુઓ–न्यायखण्डखाद्यની પ્રશસ્તિનુ અતિમ પદ્ય.

૪. अनेकान्तव्यवस्थाની પ્રશસ્તિના અતિમ પદ્યમાં 'श्रीपद्मविजयानुज.' એવો ઉલ્લેખ છે. એ પણ બન્ને અર્થ સૂચવે છે. આ સબધમાં જુઓ મારો

**વિબુધ નયવિજયજીનું ચાતુર્માસ**—વિ. સં. ૧૬૮૮માં વિબુધ નયવિજયજીએ 'કુણગિરિ'માં ચાતુર્માસ કર્યું. આ ગામને 'કુણગેર' કહે છે. અને એ અણહિલપુર પાટણની નજીક આવેલું છે.[૧] સંસ્કૃત કૃતિઓમાં જે 'કુમારગિરિ'નો ઉલ્લેખ આવે છે તે જ આ 'કુણગિરિ' હોવાનું મનાય છે.[૨]

**સમાગમ**—ચાતુર્માસ પૂર્ણ થતાં નયવિજયજી 'કનોડુ' ગામમાં પધાર્યા. સોભાગદેએ જસવંત સાથે એમને વંદન કર્યું. એ કુમારને નયવિજયજીનો ઉપદેશ સાંભળતાં વૈરાગ્ય ઉત્પન્ન થયો.

---

લેખ નામે "વાચક યશોવિજય ગણિ મોટા કે એમના સોદર પદ્મવિજય ?" આ લેખ "જૈન ધર્મપ્રકાશ" (પુ. ૭૩ અ. ૧૧)માં છપાયો છે.

૧-૨ જુઓ સુજસવેલી-સાર્થ (પૃ. ૪, ટિ. ૧૨).

## પ્રકરણ ૨

# દીક્ષા અને પ્રાથમિક શિક્ષણ

**પાટણમાં દીક્ષા**—'કનોડુ'થી નયવિજયજી 'અણહિલપુર પાટણ' ગયા ત્યારે ત્યાં જઈને જસવંતે એમની પાસે દીક્ષા લીધી. એ પ્રસંગે એમના બાંધવ પદ્મસિંહને પ્રેરણા થવાથી તેમણે પણ દીક્ષા લીધી. [1]જસવંતનું નામ યશોવિજય[2] અને પદ્મસિંહનું નામ પદ્મવિજય રખાયાં.

**ભૌગોલિક અભ્યાસ માટેનો વસ્ત્રપટ**—"આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રન્થ" (પૃ. ૧૭૫) ની સામે ૧૦" x ૧૦" જેવડા અને 'મેરુ' પર્વતને લગતા એક વસ્ત્રપટની પ્રતિકૃતિ અપાઈ છે. એને "ઐતિહાસિક વસ્ત્રપટ" તરીકે ઓળખાવાયો છે. એમાં નીચે મુજબનું લખાણ જોવાય છે—

१ मेरु वर्तुलाकारलक्षयोजनोच्च श्रीमत्तपगच्छ-

२ ंगारहारजगद्गुरु श्री ५ श्री हीरविजयसूरिपट्टप्रभाकर-

३ श्री ५ श्री विजयसेनसूरीश्वरविजयराज्ये

४ महोपाध्यायश्री ५ श्री कल्याणविजयगणि

५ शिष्येण पं. नयविजयगणिना

६ संवत १६६३ वर्षे कणसागरग्रामे लिपीकृतः

---

૧—આ નામની રાશિ મકર છે.

૨—આ નામની રાશિ વૃશ્ચિક છે.

૭ गणिजसविजययोग्यं ॥ श्रीः ॥

८ सविस्तर विचार क्षेत्रविचारथी जाणवुं ॥

**વિ. સં. ૧૬૮૮માં વડીદીક્ષા**—યશોવિજયજીએ તેમજ પદ્મવિજયજીએ યોગનો અભ્યાસ કર્યો એટલે એ બન્નેને હીરવિજયસૂરિજીના પ્રશિષ્ય અને વિજયસેનસૂરિજીનાં શિષ્ય [1]વિજયદેવસૂરિજીએ વિ સં. ૧૬૮૮ માં વડી દીક્ષા આપી. એ બનાવ કયા નગર કે ગામમાં બન્યો તે જાણવા માટે કોઈ સાધન મળે છે ખરું?

**'ગણિ' પદવી — લઘુસ્યાદ્વાદરહસ્ય** વિ. સં. ૧૭૦૧ માં યશોવિજયજીગણિએ રચ્યું હતું. એમાં એમણે પોતાને 'ગણિ' કહ્યા છે. એથી એમની દીક્ષા મોડામાં મોડી વિ. સં. ૧૬૯૧માં થયાનું અને 'વાચક' પદવી વિ. સં. ૧૭૦૦ કે ૧૭૦૧ પછી મળ્યાનું ફલિત થાય છે.

**વિદ્યાભ્યાસ**—વડી દીક્ષા થયા બાદ **યશોવિજયજીએ** પોતાના દીક્ષાગુરુ **નયવિજયજી** પાસે **આવસ્સય**ના એક વિભાગરૂપ 'સામાઇય' (સામાયિક) વગેરેનો અભ્યાસ કર્યો. એથી જેમ સાકરમાં મીઠાશ સર્વત્ર વ્યાપીને રહે છે તેમ એમની બુદ્ધિ શ્રુતમાં—શાસ્ત્રોમા વ્યાપી ગઈ. આમ જે સુજસવેલિ (ઢાલ ૧, કડી ૧૪) માં કહ્યું છે. એ ઉપરથી **નયવિજયજી યશોવિજયજીના** વિદ્યાગુરુ પણ થાય એ વાત ફલિત થાય છે અને તર્કભાષાની [2]પ્રશસ્તિ એનું સમર્થન કરે છે.

**આઠ મોટાં અવધાન**—યશોવિજયજીએ રાજનગરમાં અર્થાત્ અમદાવાદમા વિ. સ ૧૬૯૯માં (જૈન) સંઘ સમક્ષ [3]આઠ મોટાં અવધાન કર્યાં હતાં.

---

૧–વિજયપ્રભસૂરિજી અને વિજયસિંહસૂરિજી એમના શિષ્ય થાય અને ક્રિયોદ્ધારક પન્યાસ સત્યવિજયજી વિજયસિંહસૂરિજીના શિષ્ય થાય.

૨–અહીં નયવિજયજીને "विद्याप्रदा." કહ્યા છે.

૩–" આઠ અવધાન " નો ઉલ્લેખ યશોવિજયજીગણિએ હિન્દીમાં રચેલા

અવધાન એ સ્મરણ શક્તિની સતેજતા સૂચવે છે. વિવિધ બાબતો યાદ રાખી એને ક્રમશઃ બરાબર કહી બતાવવી એને 'અવધાનના પ્રયોગ' કહે છે. મુનિસુન્દરસૂરિજી 'સહસ્રાવધાની' તરીકે અને સિદ્ધિચન્દ્રગણિજી વગેરે 'શતાવધાની' તરીકે જૈન જગતમાં સુપ્રસિદ્ધ છે. યશોવિજયજીએ કઈ જાતના અવધાન કરી બતાવ્યાં, તે વિષે હજુ સુધી તો મને માહિતી મળી નથી.

**ધનજી સૂરાની વિજ્ઞપ્તિ અને એનો સ્વીકાર**—યશોવિજયજીએ કરેલાં અવધાનથી પ્રભાવિત થયેલા ધનજી સૂરાએ નયવિજયજી ગણિને વિજ્ઞપ્તિ કરી કે મુનિ શ્રી યશોવિજયજી વિદ્યા મેળવવા માટે લાયક છે. એમને ભણાવશો તો તેઓ બીજા હેમચન્દ્રજી થશે. જો એઓ 'કાશી' જાય અને ત્યાં છ દર્શનોના ગ્રંથોનો અભ્યાસ કરશે તો કામ પડ્યે જિનેશ્વરના માર્ગને ઉજ્જ્વલ કરી દેખાડે તેવા છે. એ સાંભળી નયવિજયજીએ ઉત્તર આપ્યો કે "આ કાર્ય ધનને આધીન છે. અજૈનો સ્વાર્થ વિના નવીન શાસ્ત્રનો બોધ કરાવે નહિ" ધનજી સૂરાએ જવાબ આપ્યો કે "હું બે હજાર ચાંદીના દીનાર ખર્ચીશ. અને યશોવિજય-જીને ભણાવનાર પંડિતનો વારંવાર યથાયોગ્ય સત્કાર કરીશ. વાસ્તે આપ યશોવિજયજીને ભણાવો.'

---

આધ્યાત્મિક ગીતમાં કર્યો છે, એ ગીત ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ૦ ૨૫૫) માં છપાયુ છે.

## પ્રકરણ ૩

## વિશિષ્ટ અભ્યાસ

**કાશી ( વારાણસી ) તરફ પ્રયાણ**—નયવિજયજી ગણિ **યશો-વિજયજી**ને સાથે લઈને કાશી (વારાણસી) જવા ઉપડયા અને **ધનજી** સૂરાએ હુંડી લખી અને 'કાશી' મોકલી આપી.

**કાશીમાં ત્રણ વર્ષનો અભ્યાસ**—ગુરુ–શિષ્ય 'કાશી' પહોંચ્યા. ત્યાં છ દર્શનના પ્રકાંડ અભ્યાસી કોઈ ભટ્ટાચાર્ય હતા. એમની પાસે સાતસો ( ૭૦૦ ) શિષ્યો મીમાંસા વગેરે ( દર્શનો ) નો અભ્યાસ કરતા હતા. એ જ ભટ્ટાચાર્યની પાસે યશોવિજયજી ઘણાં પ્રકરણો ભણવા લાગ્યા. ન્યાય, બૌદ્ધ, અને વૈશેષિક દર્શનોનો તેમજ સાંખ્ય જૈમિનિ અને પ્રભાકર ભટ્ટનાં મંતવ્યોનો **યશોવિજયજી**એ અભ્યાસ કર્યો. ( અને આગળ જતાં એનો જૈન દર્શન સાથે સુમેળ સાધ્યો.) વળી એઓ **ચિન્તામણિ** ગ્રન્થને પણ ભણ્યા. એઓ **ભટ્ટાચાર્ય**ને દરરોજ એક રૂપિઓ દક્ષિણા તરીકે આપતા હતા. એમણે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો.

**'ન્યાયવિશારદ'ની પદવી**—યશોવિજયજી કાશીમાં હતા એવામાં કોઈ એક સંન્યાસી ઠાઠમાઠપૂર્વક ત્યાં ધસી આવ્યો બધા લોકોનાં દેખતાં યશોવિજયજીએ એની સાથે વાદ વિવાદ કર્યો. એમાં એ સંન્યાસી પરાજિત થતાં ત્યાંથી ભાગી ગયો. આ વિજયની ખુશાલીમાં યશોવિજયજીને વાજતે ગાજતે એમના નિવાસસ્થાને લઈ જવામાં

આવ્યા. ત્યાં આવી એમણે વારાણસી–પાર્શ્વનાથની [1]સ્તુતિ કરી. અને એમની ' ન્યાય–વિશારદ ' તરીકે મહાકીર્તિ પ્રસરી. એમને એ પદવી મળી.

કાશીમાં પોતાને ' ન્યાય–વિશારદ 'ની પદવી વિદ્વાનો તરફથી મળ્યાની હકીકત યશોવિજયજીએ જાતે પોતાની [2]કેટલીક કૃતિઓની પ્રશસ્તિમાં કહી છે. માનવિજયજી ગણિએ વિ સં. ૧૭૩૧મા રચેલ ધર્મ–સંગ્રહની સ્વોપજ્ઞવૃત્તિની પ્રશસ્તિ ( શ્લો. ૧૦ ) માં કહ્યું છે કે કાશીમાં યશો-વિજયજીએ અજૈન પર્ષદાઓ ઉપર વિજય મેળવી જૈન–દર્શનનો પ્રભાવ વિસ્તાર્યો હતો ૬૦ અ૦ વિ. ( ઢાલ ૧૭, કડી ૯ ) માં યશોવિજયજી ગણિએ જાતે એ મતલબનું કહ્યુ છે કે [3]સ્વસમયના તેમજ પરસમયના અભ્યાસાર્થે, બહુ ઉપાય કરીને જે ગુરુએ ( નયવિજયે ) સ્વશિષ્યને કાશીમાં મૂક્યા. અહીં સ્વશિષ્યથી એમણે પોતાને વિષે ઉલ્લેખ કર્યો છે, આ રાસ ઉપરના સ્વોપજ્ઞ ટબ્બા ( પૃ ૧૭૯ )માં એમણે કહ્યું છે કે " પરસમય એટલે વેદાંત, તર્ક, પ્રમુખ " વિશેષમાં અહીં એમણે એમ પણ કહ્યું છે કે—ઉપર્યુક્ત ઢાલની દસમી કડીમાં કહ્યુ છે કે ગુરુના પ્રસાદથી સહજમા (૨) [4]ચિન્તામણિ પામ્યો. સ્વોપજ્ઞ ટબ્બા

૧–યશોવિજયજીએ વાણારસીમાં પાર્શ્વનાથ સ્તોત્ર રચ્યુ છે. એ યશો-વિજય વાચક ગ્રંથસંગ્રહ " ( પૃ. ૪૩ અ–૪૮ અ ) માં છપાયુ છે.

૨. તર્કભાષા, ઐન્દ્ર–સ્તુતિ, ન્યાયખંડનખાદ્ય, સામાચારી પયરણ, દ્રવ્ય અનુયોગ વિચાર ( દ્રવ્ય–ગુણ–પર્યાયનો રાસ ) ઇત્યાદિ.

૩–સ્વસમય એટલે જૈનદર્શન. શુ આ દર્શનનો યથેષ્ટ અને વિશિષ્ટ અભ્યાસ કરાવનાર કોઈ જૈન મુનિવર એ સમયમાં નહિ હશે કે એવાની પાસે અભ્યાસ કરવાની અનુકૂળતા યશોવિજયજીને મળે તેમ નહિં હશે ? જેથી જૈન દર્શનનો ઉચ્ચ કોટિનો અભ્યાસ કાશીના એક અજૈન પંડિત પાસે એમને કરવો પડ્યો ?

૪–આનો કેટલોક પરિચય મે " ચિન્તામણિ અને યશોવિજય ગણિ " નામના મારા લેખમાં આપ્યો છે. આ લેખ અત્યારે તો અપ્રકાશિત છે.

(પૃ. ૧૭૮) માં ચિન્તામણિ શિરોમણિ નામે મહાન્યાય શાસ્ત્ર ' એવો ઉલ્લેખ છે. "તિહા 'ન્યાય વિશારદ' એહવું બિરુદ પામ્યા."

**શારદા દેવીનું વરદાન**—ગંગા નદીના કિનારે જાપ જપવાથી યશોવિજયજી ગણિ ઉપર શારદા દેવી તુષ્ટ થઈ અને એ દેવીએ એમને તર્ક અને કાવ્યને લગતું વરદાન આપ્યું અને એમની ભાષા પણ કલ્પ-વૃક્ષની શાખા સમાન બની, એમ આ ગણિએ જાતે વિ. સં. ૧૭૩૯ મા રચેલા **જંબૂસ્વામીના રાસની** આદ્ય પંક્તિઓમાં કહ્યુ છે. એ પંક્તિઓ નીચે મુજબ છે :—

"શારદ સાર દયા કરો, આપો વચન સુરંગ,
તૂં તૂઠી મુજ ઉપરે, જાપ કરંત ઉપગંગ.—૧
તર્ક કાવ્યનો તેં તદા, દીધો વર અભિરામ,
ભાષા પણ કરી કલ્પતરુ, શાખા સમ પરિણામ." ૨

યશોવિજયજીએ ઐંકારનો જાપ જપ્યો હતો. તે વાતનો તેમજ ઉપર્યુક્ત હકીકતને સમર્થિત કરતો ઉલ્લેખ **મહાવીર સ્તુતિ** (શ્લો. ૧) માં જોવાય છે.

સરસ્વતીની ઉપાસનાથી પોતાની વાણી સ્ફારતર બની એમ આ ગણિએ **અજઝત્તમયપરિક્ખાની** સ્વોપજ્ઞ વૃત્તિની પ્રશસ્તિ (શ્લો. ૧૩) માં કહ્યું છે.

આ ઉપરથી એ વાત ચોક્કસ થાય છે કે 'ગંગા' નદીના કિનારે (કાશીમાં) યશોવિજયજી ગણિએ સરસ્વતી દેવીની ઐંકારના જાપ દ્વારા ઉપાસના કરી હતી. અને તર્ક અને કાવ્યને અંગે વરદાન મેળવ્યું હતું. આમ છતાં **સુજશવેલી**માં આ બાબતનો ઈસારો સરખો પણ નથી તો એ નવાઈ જેવું ન ગણાય ?

**આગ્રામાં ચાર વર્ષ**—ત્રણ વર્ષ કાશીમાં રહી 'તાર્કિક' તરીકેની નામના મેળવી યશોવિજયજી આગ્રા આવ્યા. ત્યા એમણે કોઈ

[1]ન્યાયાચાર્ય પાસે ચાર વર્ષ સુધી અભ્યાસ કર્યો અને એઓ કર્કશ તર્કના સિદ્ધાન્તોમાં પારંગત બન્યા.

યશોવિજયજીએ 'મલકાપુરમંડન' સુપાર્શ્વનાથ સ્તવન રચ્યું છે. એ એમણે [2]મલકાપુરમાં રચ્યું હોય અને એ 'મલકાપુર' આગ્રાની નજીકમાં હોય તો કોઇક કારણસર એઓ આગ્રામાં રહ્યા હતા એમ અનુમનાય.

**સાતસો રૂપિયાની ભેટ**—યશોવિજયજીની વિદ્વત્તાથી આકર્ષાયેલા આગ્રાના સંઘે એ મુનિરત્નને સાતસો રૂપિયા ભેટ ધર્યા. એમણે એ રૂપિયા પુસ્તકો ખરીદવામાં અને લખાવવામા તેમજ પાઠા બનાવરાવવામાં વપરાવ્યા. અને પછી એ પુસ્તકો અને પાઠા વિદ્યાર્થીઓને આપી દીધા.

---

૧–એમનું નામ જાણવામાં નથી.

૨–આ સંબંધમાં જુઓ મારો લેખ નામે "મલકાપુર તે ક્યુ ? ભૂગોલજ્ઞોને પ્રશ્ન" આ લેખ "જૈ. સ. પ્ર." (વ. ૨૨ અ. ૮)માં છપાયો છે.

# પ્રકરણ ૪

## સત્કાર અને સ્વર્ગવાસ

**અમદાવાદમાં આગમન**—આગ્રાથી વિહાર કરી માર્ગમાં દુર્દમ વાદીઓને વાદમાં જીતતાં જીતતાં **યશોવિજયજી** 'અમદાવાદ' આવ્યા. એ વેળા એમનો વાજતે ગાજતે સત્કાર કરાયો અને એઓએ નગરની રતનપોળને નાકે આવેલી "[1]નાગપુરીય સરાહ"મા ઊતર્યા [2]

**મહોબ્બતખાનનું આમંત્રણ અને અઢાર અવધાન**—જોત જોતામાં **યશોવિજયજી** ગણિની વિદ્વત્તાની વાત પસરતી પસરતી ઔરંગજેબના ગુજરાતના સૂબા **મહોબ્બતખાન**ને કાને પહોંચી અને એમણે આ ગણિજીને આમંત્રણ આપ્યું. પછી એ ગણિએ એ સૂબાની વિનંતીથી ૧૮ અવધાન કરી બતાવ્યાં. સૂબો રાજી થઈ ગયો અને ઠાઠમાઠપૂર્વક એ ગણિ પોતાના સ્થાને પાછા ફર્યા જિનશાસનની ઉન્નતિ થઈ અને '**તપા**'ગચ્છની તારીફ કરાઈ.[3]

**વિ. સં. ૧૭૧૮માં 'વાચક' પદવી**—સકળ સંઘે વિજયદેવસૂરિજીને વિજ્ઞપ્તિ કરી કે આ યશોવિજયજી બહુશ્રુત છે. એઓશ્રી 'ઉપાધ્યાય' પદને લાયક છે. માટે એમને એ પદવી આપો વિજયદેવસૂરિજીને ગળે

---

૧–અત્યારે એને "નાગોરી સરાઇ" તરીકે ઓળખાવાય છે. સરાઇનો અર્થ ધર્મશાળા થાય છે. આ સ્થાન અતિ મહત્ત્વનુ હોવાથી યશોવિજયજીના સ્મારકરૂપ હોવાથી જૈન સંઘે પોતાની માલીકીનુ એ બનાવવુ ઘટે.

૨–જુઓ સુ. વે. ( ૩, ૧–૪ )

૩–એજન ( ૩, ૫–૮ )

એ વાત ઊતરી. એવામા **યશોવિજયજી**એ (વીસ) સ્થાનકનું તપ આદર્યું અને સંયમને નિર્મળ બનાવ્યો. એ વેળા **જયસોમ** વગેરે પંડિત મુનિઓ એમની સેવા કરવા લાગ્યા. **યશોવિજયજી**એ આદરેલા તપની પૂર્ણાહુતિ થતાં જાણે એ તપનું ફળજ ન હોય, તેમ **વિજયદેવસૂરિજી**એ વિ. સં. ૧૭૧૮માં એમને 'વાચક' અર્થાત્ ઉપાધ્યાયની પદવી આપી.[1]

**માફી-પત્ર**—'પ્રવર્તક' શ્રી કાન્તિવિજયજી પાસે ચારથી પાંચ ઇંચ લાંબા-પહોળા કાગળ ઉપર વિ સં. ૧૭૧૭માં લખાયેલું માફી પત્ર છે એમ સ્વ મોહનલાલ દ દેસાઈએ એમના [2]એક લેખમાં કહ્યું છે. સાથે સાથે એની અક્ષરશ. નકલ એમણે એ લેખમાં આપ્યાનું પણ કહ્યુ છે. આ માફીપત્ર લખી આપનાર તરીકે પ. **નયવિજયજી** ગણિ શિષ્ય જસવિજયજી છે, એવો અહી ઉલ્લેખ છે. વિશેષમાં આ દ્વારા એમણે **વિજયપ્રભસૂરિજી**ની આ પૂર્વે જે અવજ્ઞા કરી હોય તેની માફી માગી છે. અને ભવિષ્યમા એમના વિરોધી સાથે નહિ મળવાનું વચન આપ્યુ છે તેમજ **મણિચન્દ્ર** વગેરેના કથનથી એ સૂરિ ઉપર તેમજ ગચ્છવાસી યતિ ઉપર જે અવિશ્વાસ ઉદ્ભવ્યો હતો, તે દૂર કરવા અને પ્રીતિ વધારવા પ્રયાસ કરવાની બાંહેધરી આપી છે. વળી આ કાર્ય ન કરાય તો 'શત્રુંજય' તીર્થ લોપ્યાનું પાપ જિન-શાસન ઉથાપ્યાનું પાપ અને ચૌદ રાજલોકમાં વર્તતા પાપ પોતાને માથે. એવી એ ગણિએ ઉદ્ઘોષણા કરી છે

આ માફીપત્ર સાચું હોવા વિષે મને શંકા છે. કેમકે આ માફી-પત્રને અંગે મેં જે બાર પ્રશ્નો "[3]વિક્રમ સંવત ૧૭૧૭નું માફી પત્ર"

---

૧- ,, એજન (૩,૯-૧૨) ૨-આ લેખ તે 'અધ્યાત્મી-શ્રી આનંદઘન અને શ્રી યશોવિજય" આ નામથી "શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજત મહોત્સવગ્રંથમા છપાયો છે.

૩-આ લેખ ઉપર્યુક્ત માફીપત્ર સહિત "આત્માનંદ પ્રકાશ" પુ. ૫૪ (અ. ૧-૩)માં એકજ હપ્તે છપાયો છે.

નામના મારા લેખમાં પૂછ્યા હતા, તે પૈકી એકયેનો જવાબ અત્યાર સુધી તો મને મળ્યો નથી. મને તો એમ ભાસે છે કે યશોવિજયજી ગણિની વિદ્વત્તાદિથી અસંતુષ્ટ રહેનારે માફીપત્ર જેવું તર્કટ ઊભું કર્યું હશે એથી સૂર્યની સામે ધૂળ ઉડાડનારના જેવી એ દુર્ભાગીની દશા થઈ હોય તો ના નહિ.

**ઉપહાર**—ન્યાયાચાર્ય પોતાની કૃતિની હાથપોથીઓ વિદ્વાનોને ભેટ આપતા હશે. એમ "ગુરુતત્ત્વવિનિશ્ચય" ને અગેનું સંપાદકીય નિવેદન (પત્ર ૪ આ) જોતા જણાય છે સવૃત્તિક **ગુરુતત્ત્વવિણિચ્છ-યની** એક હાથપોથીના છેલ્લા પત્ર ઉપર प. पुण्यविजय ग । એવો ઉલ્લેખ છે. ઉપર્યુક્ત નિવેદનમાં આ અક્ષરો અને લખાણ ઉપાધ્યાય-જીનાં છે એમ કહ્યું છે. વિશેષમાં આજ હકીકત ખંભાતમાંના નગીન-દાસના ભંડારમાંની **જ્ઞાનબિન્દુની** હાથપોથીના અંતમાંના ઉલ્લેખને પણ લાગૂ પડે છે એમ કહેવાયું છે નિવેદન (પત્ર ૪ આ) મા નીચે મુજબનું વિધાન કરાયું છે —

"પ્રતિઓ લખાયા પછી ગ્રથકાર જ્યારે જ્યારે જેને તે પ્રતિ ભેટ આપવા ઇચ્છે ત્યારે તેનુ નામ પ્રતિના અતે પોતે જ લખે.

પ. પુણ્યવિજય ગ. કોણ હતા તેની ગવેષણા કરવી બાકી રહે છે. પણ જ્યારે ઉપાધ્યાયજી તેઓને પોતાની કૃતિઓ ભેટ આપે છે ત્યારે તે કોઈ યોગ્ય અને ખાસ કરીને વિચારરસિક હોઈ ઉપાધ્યાયજીના પ્રીતિપાત્ર તો હોવાજ જોઈએ.

કોને કોને હાથપોથીઓ ભેટ અપાઈ છે અને એ આપનાર કોણ છે? તેમજ એ બાબત કેવો ઉલ્લેખ થયો છે એની સંપૂર્ણ સૂચી તો તૈયાર કરવી મુશ્કેલ છે, પરંતુ અશત આ કાર્ય મે કર્યું છે. જુઓ D C G C M (vol XVII, pt *5*, pp *212–213*)

**સ્વર્ગવાસ**—વિ. સં. ૧૭૪૩માં યશોવિજયજી ડભોઈમાં ચાતુ-ર્માસાર્થે રહ્યા અને ત્યાંજ કાલાંતરે અનશન કરી એઓ સ્વર્ગે સિધાવ્યા. એમની એક પાદુકા ઉપર વિ. સં. ૧૭૪૫ના માગસર સુદ અગિયારસનો

ઉલ્લેખ છે. એ ઉપરથી એઓ વિ. સં. ૧૭૪૩ અને ૧૭૪૫ ના કાર્તિક માસની વચ્ચેના ગાળામાં કાળધર્મ પામ્યા હશે એમ અનુમનાય છે. જો એઓ વિ. સં. ૧૭૪૩મા સ્વર્ગે ગયા હોય તો વિ. સં. ૧૭૪૪માં એમણે સુરતમા ચાતુર્માસ કર્યાનું કેટલાક એમની બે[1] સજ્ઝાય ગત "યુગ યુગ મુનિ વિધુ" વર્ષના ઉલ્લેખ ઉપરથી માને છે તે વાત સંભવી શકે નહિ. જો આ વર્ષથી ૧૭૪૨ મનાય તો વાંધો આવે નહિ, પરન્તુ શુ કોઈ ગ્રન્થકાર એકજ વાક્યમા શબ્દાંકથી વર્ષ સૂચવતી વેળા અનેકાર્થી શબ્દ વાપરી બે સ્થળે બે ભિન્ન ભિન્ન અર્થ કરે ખરા? આથી ઉપર્યુક્ત બે સજ્ઝાયની રચના માટે ૧૭૨૪ અને ૧૭૪૨ પૈકી એકે વર્ષ યોગ્ય જણાતું નથી આથી કાતો એ રચના ૧૭૨૨ ની કે કા તો ૧૭૪૪ની ગણાવી જોઈએ. જેમને વિ. સં. ૧૭૪૩ નું વર્ષ સ્વર્ગવાસ તરીકે અભિપ્રેત હોય તેઓ તો ૧૭૨૨ જ માની શકે, આ પરિસ્થિતિમા મોડામા મોડા સ્વર્ગવાસ વિ. સં. ૧૭૪૫ના લગભગ પ્રારંભમા થયાનું માનવા લલચાઉ છું.

**જ્ઞાનભંડાર**—યશોવિજયજીગણિનો ચિત્કોશ યાને [2]જ્ઞાનભંડાર હતો એમ અમદાવાદના દેવશાના પાડાના ભંડારની અલંકાર ચૂડામણિ, ઉણાદિગણવિવરણ વગેરેની હાથપોથીના અંતમાના નિમ્નલિખિત ઉલ્લેખો ઉપરથી જાણી શકાય છે.—

> "संवन १७४५ वर्षेचैत्र शुदि ५ श्रीयशोविजयजीगणिचित्कोशे इयं प्रतिः पं. श्रीमानविजयगणिना निजगुरूणां चित्कोशे मुक्ता पुण्यार्थम् ।"

---

૧- પ્રતિક્રમણ હેતુગર્ભિત સજ્ઝાય અને અગિયાર અંગની સજ્ઝાય.

૨-આ જ્ઞાનભંડારનો હજી સુધી પત્તો લાગ્યો નથી. યશોવિજયજીએ લખેલ પ્રતિઓ કેટલીક હાથપોથીઓ અન્યાન્યસ્થળના ભંડારમાં આજે મળે છે. એટલે એમનો ભંડાર છિન્નભિન્ન કરાયો હોય એમ લાગે છે.

**સ્તૂપ**—ડભોઈમાં જે સ્થળે **યશોવિજયજી**ગણિનો અગ્નિસંસ્કાર કરાયો તે સ્થળે એમના સ્મારક તરીકે તેજોમય સ્તૂપ કરાવાયો છે. એની પાસે [1]**સીતતલાઈ** છે અને એ સ્તૂપમાંથી એમના સ્વર્ગારોહણની તિથિએ ન્યાયનો ધ્વનિ પ્રગટે છે એમ **સુ. વે.** (ઢાલ ૪, કડી ૫-૬)મા કહ્યું છે.

**બે પાદુકા**—અત્યારે પણ ડભોઈમા જે સ્તૂપ નજરે પડે છે એમા એમની પવિત્ર [2]પાદુકા સ્થાપન કરાયેલી છે એના ઉપર વિ સ. ૧૭૪૫ની માગસર સુદ અગિયારસનો [3]લેખ છે એ લેખમાં કલ્યાણવિજય, **લાભવિજય, જીતવિજય** અને એના સહોદર સતીર્થ્ય **નયવિજય** અને **યશોવિજય**નો ઉલ્લેખ છે. વિશેષમા આ પાંચેને અહી 'ગણિ' કહ્યા છે આ પાદુકા યશોવિજયજીના કોઈ શિષ્યે કોતરાવી વિ સં ૧૭૪૫મા અમદાવાદમા પ્રતિષ્ઠિત કરી હતી. તે ડભોઈમા લઈ જઈ સ્થાપિત કરાઈ હોય એમ લાગે છે યશોવિજયજીના શિષ્ય **હેમવિજયજી**એ તેમજ **તત્ત્વવિજયજી**એ મળીને પોતાના ગુરુની કરાવેલી પાદુકા 'શત્રુંજય' ગિરિ ઉપર સ્થાપિત કરેલી જોવાય છે. એ વિ સં ૧૭૪૫ના ફાગણ સુદ પાચમને ગુરુવારની છે.



---

૧ આજે પ્રસ્તુત સ્તૂપથી લગભગ ૨૦૭ ડગલા દૂર "શીત તલાઈ" નામનું તળાવ આવેલું છે એ તળાવને ત્યાંના લોકો "શીતલાઈ" તરીકે ઓળખાવે છે

૨ એ પાદુકાની પ્રતિકૃતિ **ન્યા. ય. સ્મૃ.**માં પ્રથમ પૃષ્ઠની સામે અપાઈ છે

૩ આની નકલ **સુજશવેલીભાસ**ની મો દ દેશાઈની પ્રસ્તાવના (પૃ ૬૬)માં છપાવાઈ છે.

## પ્રકરણ ૫

# પ્રકીર્ણક બાબતો

[1]**ચાતુર્માસો**—આજકાલ જૈન શ્રમણ--શ્રમણીઓ અષાડ--ચોમાસાના ચાર મહિના (અષાડ સુદ ચૌદસથી કાર્તિક ચૌદસ સુધી) એક જ નગરમાં કે ગામમાં ઠરીઠામ રહેતાં જોવાય છે એ દરમ્યાન એઓ વિહાર કરતા નથી. આવી પ્રથા યશોવિજયજીગણિના સમયમાં હશે તો એને અનુસરીને એ ગણિએ એમની દીક્ષા બાદ ચાતુર્માસો કર્યાં હશે. એમણે કયા કયા અને ક્યારે ક્યારે ચાતુર્માસ કર્યાં. એની સળંગ સૂચી તો આપી શકાય તેમ નથી. આથી આ સંબંધમાં જે કંઈ માહિતી મને મળી છે તે હું અહીં નોંધુ છુ:—

વિ સં. ૧૭૨૨મા (કે પછી ૧૭૨૪, ૧૭૪૨ કે ૧૭૪૪ માં) સુરતમા ચાતુર્માસ આ દરમ્યાન યશોવિજયજીગણિએ નિમ્નલિખિત બે સજ્ઝાય રચી હતી —

(૧) **અગિયાર અંગની સજ્ઝાય.**

(૨) **પ્રતિક્રમણ-હેતુ-ગર્ભિત સજ્ઝાય.**

વિ સં ૧૭૩૨માં ખંભાતમા ચાતુર્માસ આ દરમ્યાન **મૌન એકાદશીનુ દોઢસો કલ્યાણકનું સ્તવન** રચાયું છે.

વિ. સં. ૧૭૩૩મા ઈદલપુરમાં એટલે કે અમદાવાદના એક પરામા ચાતુર્માસ એ દરમ્યાન **વીરસ્તુતિરૂપ હુંડીનું સ્તવન** રચાયુ છે

વિ. સં. ૧૭૩૯ મા ખંભાતમાં ચાતુર્માસ આ સમય દરમ્યાન **જંબૂસ્વામીનો રાસ** રચાયો છે.

---

1 'ચાતુર્માસ' માટે ગુજરાતીમા 'ચોમાસુ' શબ્દ વપરાય છે

વિ. સ ૧૭૪૩માં ડભોઇમાં ચાતુર્માસ આ દરમ્યાન કોઈ કૃતિ રચાઇ છે ખરી ?

સિદ્ધપુરમાં ચાતુર્માસ આને અગેનુ વર્ષ જાણવામા નથી બાકી એ ચાતુર્માસ દરમ્યાન **જ્ઞાનસાર** રચાયો છે.

આ ઉપરથી આપણે નીચે મુજબ તારવણી કરી શકીએ:—

| સ્થળ | વિક્રમસંવત | સ્થળ | વિક્રમસંવત |
|---|---|---|---|
| ઇદલપુર | ૧૭૩૩ | | |
| ખંભાત | ૧૭૩૨, ૧૭૩૯ | સિદ્ધપુર | ? |
| ડભોઈ | ૧૭૪૩ | સુરત | ૧૭૨૨ (? ૧૭૪૪) |

**બિરુદો**—યશોવિજયજીગણિએ પોતાની કેટલીક કૃતિઓમાં પોતાના બિરુદોનો ઉલ્લેખ કર્યો છે. તે સૌથી વિશ્વાસપાત્ર હકીકત હોવાથી એની હુ પ્રારંભમાં જ નોધ લઉ છું—

**ન્યાયવિશારદ**—આ બિરુદ એમને કાશીમા પંડિતો તરફથી મળ્યુ હતું. આ બિરુદ શા માટે અપાયું તે વાત એમની કોઈ ઉપલબ્ધ કૃતિમાં દર્શાવાઈ નથી.

**ન્યાયાચાર્ય**—યશોવિજયજીગણિએ પોતાની [1]કેટલીક કૃતિમા પોતાને ન્યાયાચાર્યનું પદ (બિરુદ) મળ્યાનું કહ્યું છે. [2]એ કોણે શા માટે આપ્યુ તે વિષે એમણે જેસલમેરથી લખેલા પત્રમા કહ્યું છે કે "ન્યાયાચાર્ય બિરુદ નો ભટ્ટાચાર્યઈ ન્યાયગ્રંથ રચના કરી દેખી પ્રસન્ન હુઈ દિઉં છઈ" આ બિરુદ એમને કાશીમાં મળ્યું હશે.

**કવિ**—યશોવિજયજીગણિએ કેટલીક ગુજરાતી [3]કૃતિઓમાં પોતાને 'કવિ'

---

૧ **તર્કભાષા** (પ્રશસ્તિ શ્લો ૪) તેમજ **તત્ત્વવિવેક** (પ્રારંભનો શ્લો ૨)

૨ **સુ૦ વે૦** મા આ બિરુદ મળ્યાની વાત નથી એ નવાઈ જેવી વાત છે

૩ દા૦ ત૦ ત્રીજી ચોવીસીનાં કેટલાંક સ્તવનો

કહ્યા છે. તે મને એમ લાગે છે કે એમને કોઈ તરફથી એ બિરુદ મળ્યું હશે. નહિ તો પોતે જાતે પોતાનો એ રીતે નિર્દેશ કરે ખરા ?

**લઘુહરિભદ્ર**–સમભાવભાવી હરિભદ્રસૂરિજીના લઘુ બાંધવ તરીકે યશોવિજયજીગણિનો ઉલ્લેખ **સુ૦ વે૦** (ઢાલ ૪, કડી ૪)માં કરાયો છે

**કૂર્ચાલી શારદ**—**સુ૦ વે૦** (ઢાલ ૧, કડી ૬)માં આ ગણિને 'કૂર્ચાલી શારદ'નું અર્થાત્ મૂછાળી સરસ્વતીનુ બિરુદ હોવાનું કહ્યુ છે.

**તાર્કિક**—યશોવિજયજીને માટે આ સંબોધન **સુ૦ વે૦** (૨,૮)માં વપરાયુ છે

**ગુરુ-પરંપરા**–'તપ(પા)' ગચ્છના મંડનરૂપ વાચક યશોવિજયજીગણિ મોગલ સમ્રાટ્ અકબરદ્વારા સન્માનિત 'જગદ્ગુરુ' **હીરવિજયસૂરિજીના** સંતાનીય થાય છે. એમની ચોથી પેઢીએ એઓ થયા છે. આ સૂરિવર્યને અનેક શિષ્યો હતા. આ પૈકી અહીં ઉપાધ્યાય કલ્યાણવિજયજીગણિ અને ઉપાધ્યાય કીર્તિવિજયજીગણિ પ્રસ્તુત છે. એ કલ્યાણવિજયગણિને **લાભવિજયગણિ** નામે શિષ્ય હતા, જ્યારે **કીર્તિવિજયગણિને** વિનય-વિજયગણિ નામના શિષ્ય હતા. **લાભવિજયગણિને જીતવિજયગણિ** અને **નયવિજયગણિ** એમ બે શિષ્યો હતા. **નયવિજયજીગણિને** આપણા ચરિત્રનાયક **યશોવિજયજીગણિ** અને **પદ્મવિજયજી** એમ બે શિષ્ય હતા.

યશોવિજયજીગણિએ પોતાના ગુરુ, પ્રગુરુ અને પ્રગુરુના ગુરુને અમુક અમુક વિશેષણોથી વિભૂષિત કર્યાં છે. જેમકે **નયવિજયજીને** એમણે વિબુધ અને પ્રાજ્ઞ, **જીતવિજયજીને** [1]બુધ, [2]**લાભવિજયજીને** હેમચન્દ્રસૂરિજીની જેમ વ્યાકરણ [3]વિશારદ અને કલ્યાણવિજયજીને [4]વાચક[5] તેમજ [6]વાદિ-ગજ-કેસરી કહ્યા છે.

---

૧ જુઓ **મૌન૦ સ્તવન** (ઢાલ ૧૨, કડી ૫, પૃ. ૧૯૫)

૨ એમણે **પ્રમેયરત્નમંજૂષા**નુ સંશોધન કર્યું છે

૩ જુઓ **સીમંધર જિન વિનતિરૂપ ૩૫૦ ગાથાનું સ્તવન** (ઢાલ ૧૭, કડી ૧૬)

૪ જુઓ **જંબૂસ્વામીનો રાસ** (અંતિમ ઢાલ) તેમજ **મૌન૦ સ્તવન** (ઢાલ ૧૨, કડી ૪).

૫ જુઓ **પ્રમેયરત્નમંજૂષા** (પ્રશસ્તિ શ્લો. ૩૮).

૬ જુઓ **મૌન૦ સ્તવન** (ઢાલ, ૧૨, કડી ૪)

યશોવિજયજીગણિની ગુરુપરંપરા હું નીચે મુજબ દર્શાવું છું.—




**શિષ્ય-પરંપરા**—યશોવિજયજીગણિને કોઈ એક શિષ્ય તો હતા જ એ વાત **તર્કભાષા**ની પ્રશસ્તિ (શ્લો. ૪) ઉપરથી જાણી શકાય છે, કેમકે એ ગ્રન્થ એમણે શિષ્યની પ્રાર્થનાથી રચ્યાનુ કહ્યુ છે આ શિષ્યનુ નામ એમણે આપ્યું નથી. **યોગદૃષ્ટિસજ્ઝાય**ની ટબ્બા સહિતની એક હાથપોથી દેવવિજયગણિએ વિ. સ ૧૭૯૭માં લખી છે. એના ટબ્બાના અંતમા એમણે પોતાની ગુરુપરંપરા

૧ એમણે વિ સં. ૧૭૩૯ મા પાટણમા ચોમાસું કર્યું હતુ.

પુષ્પિકારૂપે આપી છે. એ ઉપરથી તેમ જ **૫૦ સ૦** (ભા. ૧) ગત **ગુરુમાલા** (પૃ. ૧૦૬, ટિ.) ઇત્યાદિ ઉપરથી યશોવિજયજીગણિની શિષ્યપરંપરા નીચે મુજબ દર્શાવી શકાય.—




૧ આ પુષ્પિકા મુ ક જૈ. મો મા પ્રકાશિત **પ્રતિમાશતક**ના "કિંચિત પ્રાસ્તાવિક" (પત્ર ૧૬)મા અપાઈ છે. આ પુષ્પિકામા **યશો**વિજયજીગણિને "સકલતાર્કિકચક્રચૂડામણિ–મહોપાધ્યાય' કહ્યા છે

૨ આ મુનિને માટે **સામ્યશતક**નો ઉદ્ધાર કરી **સમતાશતક** **યશો**વિજયજીગણિએ રચ્યું હતુ એ ઉપરથી હુ એઓ આ ગણિના શિષ્ય હોવાની કલ્પના કરું છુ.

૩, ૪, ૫ જુઓ **જ્ઞાનસાર**ના બાલાવબોધની વિ. સં ૧૭૬૮મા લખાયેલી હાથપોથીની પુષ્પિકા આ વિ સ **૨૦૦૭** મા પ્રકાશિત **જ્ઞાનસાર**ની આવૃત્તિ (પૃ ૧૯૮)મા છે

૬ જુઓ [illegible] (પૃ ૧૦)

**હસ્તાક્ષરના નમૂનાઓ**—યશોવિજયજીગણિએ કેટલીક [1]હાથપોથીઓ લખી છે. તેમાંથી કોઈ કોઈ હાથપોથીના પત્રની પ્રતિકૃતિ અન્યાન્ય સ્થળેથી પ્રસિદ્ધ કરાઈ છે. આની હું એક કામચલાઉ યાદી આપુ છુ:—

વિ. સં. ૧૭૩૯મા રચાયેલા **જંબૂસ્વામીનો રાસ**ના આદ્ય અને અંતિમ પત્ર—**ગૂર્જર સાહિત્યસંગ્રહ** (પ્રથમ વિભાગ, પૃ. ૧૪ અને ૧૬ની વચ્ચે).

**વિચારબિન્દુ (ધમ્મપરિક્ખાના વાર્તિક)**ના આદ્ય અને અન્તિમ પત્ર—**ગુ. સા. સં.** (વિ. ૧, પૃ. ૪૦ અને ૪૧ ની વચમા)

[2]**ફલાફલવિષયક પ્રશ્નપત્ર—જૈ૦ સા૦ સ૦**

**સમકિતનાં ૬૭ બોલની સજ્ઝાય**નાં બે પત્ર—**ગૂ૦ સા૦ સં૦** (વિ. ૧, પૃ. ૩૧૬ અને ૩૧૭ની વચ્ચે)

**દ્વાદશારનયચક્રની** (સિંહવાદિગણિ ક્ષમાશ્રમણકૃત) **ટીકા—ન્યા૦ ય૦ સ્મૃ૦** (પૃ. ૨૬૧)

**સુરતિમંડન પાર્શ્વનાથનુ સ્તવન.**

---

૧ સ્વરચિત અને કેટલાક અન્યકર્તૃક ગ્રંથોની હાથપોથીઓની સૂચી **ન્યા૦ ય૦ સ્મૃ૦** (આમુખ, પૃ ૮–૯)માં નીચે મુજબ અપાઈ છે—

**અધ્યાત્મસાર, અષ્ટસહસ્રી વિવરણ, અસ્પૃશદ્ગતિવાદ** (પ્રથમ પત્ર), **આત્મખ્યાતિ, આરાધક-વિરાધક-ચતુર્ભંગી અને એની ટીકા, આર્ષભીય ચરિત** (અપૂર્ણ), **ઉત્પાદાદિસિદ્ધિ-પ્રકરણની ટીકા** (અપૂર્ણ), **ઉવએસરહસ્સ, કમ્મપયડિની વૃત્તિ, કાવ્યપ્રકાશની ટીકા** (અપૂર્ણ), **ગુરુતત્તવિણિચ્છય** (અંતિમ ભાગ), **જંબૂસ્વામીનો રાસ, જોગવીસિયાનીવૃત્તિ, તત્ત્વાર્થ-સૂત્રની સં૦ ટીકા** (અપૂર્ણ), **તિઙન્વયોક્તિ,** (અપૂર્ણ), **દ્રવ્ય અનુયોગ વિચારનો ટબ્બો, ધમ્મપરિક્ખાની સ્વોપજ્ઞ ટીકામાં ઉમેરો, ધર્મસંગ્રહનું સંશોધન, નયરહસ્ય, નિશાભક્તિ-પ્રકરણ, ન્યાયખંડન ખાદ્ય ન્યાયાલોક. પ્રમેયમાલા** (અપૂર્ણ), **ભાસારહસ્સ, માર્ગપરિશુદ્ધિ વાદમાલા, વાદમાલા** (અપૂર્ણ), **વિજયપ્રભક્ષામણકવિજ્ઞપ્તિપત્ર, વિષયતાવાદ, વીરસ્તુતિ અને એની ટીકા, વૈરાગ્યકલ્પલતા, વૈરાગ્યરતિ** (લગભગ પૂર્ણ), **સિદ્ધાન્તમંજરી** (શબ્દખંડ)**ની ટીકા** (અપૂર્ણ), **સ્તોત્રત્રિક, સ્યાદ્વાદરહસ્ય** (લઘુ અને બૃહત્)

યશોવિજયજીગણિએ જે ગ્રંથોની હાથપોથી જાતે લખી છે તેના નામ DCGCM (Vol, XVIII p I. ff 38)માં મેં ઈ સ ૧૯૩૬ માં પ્રકાશિત **ચિત્રકલ્પદ્રુમ**ગત મુનિશ્રી પુણ્યવિજયજીના "ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા" (પૃ ૫૩–૫૪)ના આધારે દર્શાવ્યા છે

૨ આ કૃતિ ઉપાધ્યાયજીએ રચી છે ખરી? **સંપા.**

**પત્રો**—યશોવિજયજીગણિનાં ત્રણ પત્રો (કાગળો) પૈકી એક સંસ્કૃતમાં છે અને બીજા બે ગુજરાતીમાં છે એ બે કાગળ ગૂ૦ **સા૦ સં૦** (બીજા વિભાગ)ના અંતમાં છપાયા છે. પૃ ૮૪માં એવો ઉલ્લેખ છે કે આ પહેલો કાગળ કર્તાના હસ્તાક્ષરવાળી હાથપોથીને આધારે અપાયો છે

**સમાનનામક મુનિઓ**—વિ. સં ૧૬૬૫માં **લોકનાલિયા (લોકનાલિકા)**નો પોતાને માટે બાલાવબોધ રચનારા જસવિજય (યશોવિજય) વાચક **વિમલહર્ષ**ના શિષ્ય થાય છે. એમણે રચેલા આ બાલાવબોધની એક હાથપોથી વિ સ ૧૭૦૭માં લખાયેલી મળે છે આ જસવિજયને આપણા ચરિત્રનાયક માની લેવાની ભૂલ પં. શિવલાલે મુનિશ્રી [2]ચતુરવિજયજીએ અને એમના આધારે પ્રો [3]વેલણકરે કરી છે

**પાર્શ્વનાથસ્તોત્ર** અને **પંચપરમેષ્ઠિસ્તવ**ની એક હાથપોથીમા નીચે મુજબ ઉલ્લેખ છે.—

"સંવત્ ૧૬૭૧ વરપ વૈશાખ વદિ ૩ શુક્રે ॥ પ. વિનયવિજયગ૦ શિષ્ય ગ૦ શિષ્ય જશવિજય [4]લખીત ॥

જો વિનયવિજયગ૦ નામ સાચુ હોય તો આ જસવિજય આપણા ચરિત્રનાયક ન હોઈ શકે.

**કર્પૂરપ્રકર**ની ટીકા, **કાવ્યકલ્પલતા**ની ટીકા, રત્નશેખરસૂરિકૃત **સંબોધસત્તરિ**ની ટીકા અને [5]**તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** એમ ચાર ઉપર ગુજરાતીમાં બાલાવબોધ રચનારાનાં નામ પણ યશોવિજયજીગણિ છે, એ ચાર લેખકો પૈકી એક, બે કે બધા જ પ્રસ્તુત યશોવિજયજીગણિથી ભિન્ન છે કે કેમ તેનો અંતિમ નિર્ણય કરવાનો બાકી રહે છે.

---

૧ જુઓ એમનો "જૈ૦ ધ૦ પ્ર૦"ના વિ૦ સ૦ ૧૯૮૩ ના વૈશાખના અંકમા (પૃ ૬૫-૬૯) મા છપાયેલ લેખ નામે "શ્રીમદ્ યશોવિજયજીની જીવનરેખા"

૨ જુઓ એમની **જૈનસ્તોત્ર સન્દોહ**ની પ્રસ્તાવના (પૃ. ૯૦)

૩ જુઓ **જિનરત્નકોશ** (વિભાગ ૧, પૃ ૩૩૯)

૪ જુઓ **સુજસવેલી ભાસ**ની મો૦ દ૦ દેશાઈની પ્રસ્તાવના (પૃ ૧૧)

૫ આના પરિચય માટે જુઓ **જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ** (ખંડ ૨, ઉપખંડ ૨-૪)

**સમકાલીન મુખ્ય વ્યક્તિઓ**— યશોવિજયજીગણિના ગુરુ નયવિજયજીગણિ, ગચ્છનાયક વિજયદેવસૂરિજી, વિજયપ્રભસૂરિજી, વિજયસિંહસૂરિજી, અધ્યાત્મરસિક આનંદઘનજી, ક્રિયોદ્ધારક પંન્યાસ સત્યવિજયજીગણિ, ઉપાધ્યાય વિનયવિજયજીગણિ, પ. જયસોમજી, લાભવિજયજીગણિ, માનવિજયજીગણિ, પ. પુણ્યવિજયજીગણિ, રવિવિજયજી, કીર્તિરત્નગણિજી, તત્ત્વવિજયજી, [1]મણિચન્દ્રજી, મૂલાનો પુત્ર મેઘા, હેમરાજ પાંડે, [2]હરરાજ (શ્રાવક), [3]દેવરાજ (શ્રાવક), સૂરજી અને એના પુત્ર શાન્તિદાસ, માણેક (શ્રાવિકા), શાન્તિદાસ શેઠ, વિજયતિલકસૂરિજી (સ્વર્ગવાસ વિ. સં. ૧૬૭૬) અને ધર્મસાગરજી એ જૈન વ્યક્તિઓ છે. ભારત વર્ષની સમકાલીન અજૈન મુખ્ય વ્યક્તિઓ તરીકે હું નિમ્નલિખિત ગણાવું છુ:—

ગુરુ ગોવિન્દસિંહ, [4]ગોપાલ, તુકારામ ('અભંગ'ના પ્રણેતા), તુલસીદાસ (તુલસી–રામાયણના કર્તા), તેગબહાદુર (શિખોના ગુરુ), પ્રેમાનંદ (કવિ), રામદાસ (શિવાજીના ગુરુ) અને [5]સરસ્વતી.

[6]**હેમરાજ પાંડે** (લ. વિ સં. ૧૬૭૫ થી લ વિ. સં. ૧૭૨૫)– આ દિગમ્બર પંડિતની પત્નીનું નામ ઉપગીતા અને એમની પુત્રીનું નામ જૈની, હતાં જૈનીને એના પિતાએ ભણાવી વિદુષી બનાવી હતી એના લગ્ન આગ્રાના રહીશ બુલાખીદાસના પુત્ર નંદલાલ સાથે કરાયાં હતાં. એ નંદલાલે પોતાની પત્નીની પ્રશંસા કરી છે.

---

૧ જુઓ સાક્ષીપત્ર

૨–૩ જુઓ બીજો કાગળ

૪ જુઓ અષ્ટસહસ્રીવિવરણ (પરિચ્છેદ ૩)

૫ જુઓ　　　　,,　　　(પરિચ્છેદ ૩)

૬ એમનો પરિચય શ્રીકામતાપ્રસાદ જૈને 'હિન્દી જૈન સાહિત્યકા સંક્ષિપ્ત ઈતિહાસ' (પૃ ૧૩૧ અને ૧૭૦–૧૭૧)મા આપ્યો છે

રૂપચંદ એ હેમરાજ પાંડેના ગુરુ થાય એ હેમરાજે નિમ્નલિખિત કૃતિઓ રચી છે.

ગોમ્મટસાર અને નયચક્રની વચનિકા વિ. સં. ૧૭૨૪, પંચાસ્તિકાય અને પવયણસારની હિન્દી ટીકા વિ. સં. ૧૭૦૯ પછી, ભાષાભક્તામર, સિતપટ ચૌરાસી બોલ

હેમરાજ પાડેનો સમય લ. વિ. સં. ૧૬૭૫ થી લ. વિ. સં. ૧૭૨૫ નો છે.

**ગદાધર મહારાજ**—આ **યશોવિજયજીગણિ**ના લહિયાનુ નામ છે. એવું અનુમાન એ ગણિના એક કાગળમાંના નિમ્નલિખિત ઉલ્લેખ ઉપરથી હું દોરુ છું.—

"હવે તે યુગતિ જાણ્યારી ઇચ્છિા છઈ સા ગદાધર મહારાજ હસ્તે અધ્યાત્મમત પરીક્ષારો બાલાવબોધ લિખાવી આપસ્યા તેથી સર્વ પ્રીછ્યો."

આ ગદાધર મહારાજ બ્રાહ્મણ હશે એમ લાગે છે. એ લહિયા વિષે વિશેષ માહિતી મને મળી શકી નથી.

**શાસન-પત્ર**— **યશોવિજયજીગણિ**એ શાસન-પત્ર કાઢયું હતું. એના ઉપર મિતિ તરીકે "૧૭૩૮ વૈશાખ સુદ ૭ ગુરુવાર" નો ઉલ્લેખ હતો. આ શાસન-પત્ર મુનિશ્રી જિનવિજયજીએ પ્રસિદ્ધ કર્યું હતું.[૧]



૧ આ હકીકત તેમજ એ શાસન પત્ર "આ૦ પ્ર૦" વિ. સં. ૧૯૭૨ ના પોષ માસના અંકમાં છપાયાની બાબત **ન્યા૦ ય૦ ગ્ર૦** (પૃ. ૧૦૫)મા જોવાય છે

# यशोदोहन खंड २

## યશઃકવન

### ઉપખંડ ૧

### સાર્વજનીન યાને લાક્ષણિક સાહિત્ય

ગ્રન્થરાશિ— યશોવિજયજીગણિએ ઓછામાં ઓછા સો ગ્રંથ રચ્યા છે, એમ તર્કભાષાની પ્રશસ્તિ (શ્લો. ૪)મા પોતાને માટે "कृत-शतग्रन्थस्य" એવું જે વિશેષણ વાપર્યું છે તે ઉપરથી જાણી શકાય છે. વિશેષમાં દ્વાત્રિંશદ્- દ્વાત્રિંશિકામાની "સજ્જન-સ્તુતિદ્વાત્રિંશિકા" નામની બત્રીસમી [1]દ્વાત્રિંશિકાનું ૧૮ મું પદ્ય પણ આ વાતનું સમર્થન કરે છે. એમણે ન્યાયના ગ્રન્થો બે લાખ શ્લોક જેવડા પરિમાણવાળા રચ્યા હતા. એ હકીકત, એમણે હંસરાજ શ્રાવક ઉપર લખેલા એમના કાગળ ઉપરથી જાણી શકાય છે, કેમકે [2]અહીં એમણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

"ન્યાયગ્રન્થ બે લક્ષ કીધો છઈ"

**'રહસ્ય' પદથી અંકિત ૧૦૮ ગ્રન્થો**— ભાસારહસ્ય (ગા. ૧) ના સ્વોપજ્ઞ વિવરણ (પત્ર ૧ આ)માં એમણે જે નિમ્નલિખિત ઉલ્લેખ કર્યો છે એ ઉપરથી એમની ઇચ્છા 'રહસ્ય' પદથી અંકિત ૧૦૮ ગ્રન્થો, રચવાની હતી અને એવા ત્રણ ગ્રન્થ નામે **નયરહસ્ય, પ્રમારહસ્ય** અને [3]**સ્યાદ્વાદરહસ્ય** રચ્યા બાદ એમણે ભાસારહસ્સનું સ્વોપજ્ઞ વિવરણ રચ્યું હતું એમ ફલિત થાય છે:—

---

૧ **"न्यायतन्त्रशतपत्रभानवे"** એવો અહીં ઉલ્લેખ છે.

* લેખકનું આ કથન બરાબર નથી. **"न्यायतन्त्रशतपत्रभानवे"** આનો અર્થ તો 'ન્યાયશાસ્ત્રરૂપી કમળને વિકસાવવામાં સૂર્યસરખા' આવો થાય છે. **સં૦ પા૦**

૨ ગૂ૦ સા૦ સં૦ (ભા૦ ૨, પૃ ૧૧૪)

૩ આ નામની ત્રણ કૃતિ છે. એ ત્રણે અહીં અભિપ્રેત છે?

"ततो भाषाविशुद्धयर्थं रहस्यपदाङ्कितया चिकीर्षिताऽष्टोत्तरशतग्रन्थान्तर्गतप्रमारहस्य–नयरहस्य–स्याद्वादरहस्यादिसजातीयं प्रकरणमिदमारभ्यते"

એમણે ઉવએસરહસ્સ (ઉપદેશરહસ્ય) રચ્યો છે. અને એ પ્રકાશિત છે

આમ જે વિવિધ ગ્રંથો યશોવિજયજીગણિએ રચ્યા છે, તેમાંના કેટલાક સંસ્કૃતમાં, કેટલાક પાઇયમા, કેટલાક ગુજરાતીમાં અને કેટલાક હિંદીમાં છે. એમના તમામ ગ્રન્થો હજુ સુધી તો મળી આવ્યા નથી. જે સંસ્કૃત ગ્રન્થો મળ્યા છે તેમાના ઘણા ખરા "ઐન્દ્ર"થી શરૂ કરાયા છે. એ શું ઍંકારના જાપનું–મંત્રનું દ્યોતન કરવા માટે હશે?

હવે આપણે સાર્વજનીન યાને લાક્ષણિક સાહિત્યનો વિચાર કરીશું.

## [અ] વ્યાકરણ

તિઙન્વયોક્તિ— યશોવિજયજીગણિએ કોઈ સ્વતંત્ર વ્યાકરણ રચ્યું હોય અથવા તો કોઈ જૈન કે અજૈન વ્યાકરણની વૃત્તિ રચી હોય એમ જણાતું નથી. બાકી એઓ વ્યાકરણમાં નિષ્ણાત હતા અને નૈયાયિકોને અને સાથે સાથે શાબ્દિકોને વિનોદનું સાધન પૂરું પાડવાના ઉદ્દેશથી એમણે તિઙન્વયોક્તિ રચી છે. આ કૃતિ પૂરેપૂરી આજ દિન સુધીમાં મળી આવી નથી. એની બે પત્ર પૂરતી એક [1]હાથપોથી મળે છે. એ ઉપરથી જાણી શકાય છે કે પ્રારંભમાં નીચે મુજબનું એક પદ્ય સંસ્કૃતમાં છે અને ત્યારબાદનું લખાણ સંસ્કૃતમાં ગદ્યમાં છે:—

"ऐन्द्रव्रजाभ्यर्चितपादपद्मं
'सुमेरु'धीरं प्रणिपत्य वीरम्।
वदामि नैयायिक–शाब्दिकानां
मनोविनोदाय तिङन्वयोक्तिम् ॥१॥

[1] આના પરિચય માટે જુઓ જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ખંડ ૧, પૃ. ૧૦૩)

આ પદ્યમાં સૂચવાયા મુજબ આ કૃતિનો વિષય "તિઙ્"ના અન્વયનું કથન છે. 'તિઙ્' એ પાણિનીય **અષ્ટાધ્યાયી**નાં સૂત્ર ૩।૪।૮ અને ૧।૧।૭૧ મળીને ઉદ્ભવતી સંજ્ઞા છે. એ तिप् ઇત્યાદિ ૧૮ પ્રત્યયોની—પરસ્મૈપદના નવ પ્રત્યયો તેમજ આત્મનેપદના નવ પ્રત્યયો માટેની સંજ્ઞા છે આ કૃતિમાં ક્રિયાપદ (આખ્યાત)ના અર્થ, અન્વય અને શાબ્દ-બોધને લગતા વૈયાકરણો, મીમાંસકો અને નૈયાયિકોના મત દર્શાવાયા છે. પ્રારંભમાં નવ્ય વૈયાકરણોના મત મુજબ ધાતુના વ્યાપાર અને ફળ એમ બે અર્થ કરાયા છે. ત્યારબાદ આ બેનો આશ્રય તે તિઙ્નો અર્થ છે એમ કહી વ્યાપારનું લક્ષણ આપી એ લક્ષણ ઘટાવાયું છે. વ્યાપારના ફૂત્કાર ઇત્યાદિ પ્રકારો જણાવી એ વ્યાપારની સાથે ફળનો અન્વય બતાવાયો છે.

આખ્યાતના ચાર અર્થ દર્શાવી કયો અર્થ ક્યાં સંગત થાય છે તે દર્શાવાયું છે. આને અંગે નૈયાયિકોનો અભિપ્રાય જણાવી એ અભિપ્રાયમાં દોષ દર્શાવાયા છે. આ સંબંધમાં મીમાંસકોનું મંતવ્ય રજૂ કરી એનું પણ ખંડન કરાયું છે.

पचति ઇત્યાદિ પ્રયોગમાં વૈયાકરણોના મત અનુસાર શાબ્દ-બોધ શો છે તે જણાવી, નૈયાયિકોના મતને કર્તાએ અનુસરી વૈયાકરણોન મતનું ખંડન કર્યું છે.

## [આ] છન્દઃશાસ્ત્ર

**છન્દશ્ચૂડામણિની ટીકા**— યશોવિજયજીગણિએ છન્દઃ-શાસ્ત્રને લગતી કોઈ મૌલિક કૃતિ રચ્યાનું જણાતું નથી. એમણે 'કલિકાલ સર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ [1]**છન્દોઽનુશાસન** રચી એને જે [2]**છન્દશ્ચૂડા-મણિ** નામની વૃત્તિથી વિભૂષિત કર્યું છે તેના ઉપર ટીકા રચી છે. એમ **જૈન ગ્રન્થાવલી** (પૃ. ૧૦૭) જોતાં જણાય છે. આના સમર્થનરૂપ કોઈ

૧-૨ આના પરિચય માટે જુઓ **જૈ. સં. સા. ઇ.** (ખંડ ૧, પૃ ૧૪૪-૧૪૮)

ઉલ્લેખ યશોવિજયજીગણિની કોઈ કૃતિમા કે જૈ૦ ગ્ર૦ જેવા સાધનને બાદ કરતાં અન્ય કોઈ પ્રાચીન અને વિશ્વસનીય કૃતિમાં છે ખરો ? ગમે તેમ પણ છન્દશ્ચૂડામણિની ટીકા રચાઈ હોય તો તે અદ્યાપિ મળી આવી નથી.

## [ઇ] કાવ્યશાસ્ત્ર

યશોવિજયજીગણિને સરસ્વતી દેવીએ વરદાન આપ્યું હતું એ વાત એ ગણિએ જાતે કહી છે. એટલે તેમજ એમણે પોતાનો 'કવિ' તરીકે નિર્દેશ કર્યો છે એ ઉપરથી એઓ કવિ બન્યા હશે એવું અનુમાન કરવા કરતા એ હકીકત એમની સસ્કૃત, પાઇય, ગુજરાતી અને હિન્દી કૃતિઓમાંથી કોઈ પણ ભાષાની કૃતિ કહી આપે છે કે એઓ સમર્થ કવિ છે, એવું પ્રત્યક્ષ પ્રમાણ આપણને મળી રહે છે કવિ અલંકાર શાસ્ત્રના જાણકાર હોવા જોઈએ અને હોય એ સ્વભાવિક છે. પરન્તુ દરેક કવિ કંઈ અલંકાર શાસ્ત્ર–કાવ્ય શાસ્ત્રને અંગે કોઈ કૃતિ રચેજ એવો નિયમ નથી, કેમકે કાવ્ય રચવું અને કાવ્યશાસ્ત્ર રચવું એ બે કાર્ય એકજ પ્રકારની પ્રતિભા માટે શકય નથી. આવી પરિસ્થિતિમાં યશોવિજયજીગણિએ કવિ તરીકેની તેમજ [1]અલકારશાસ્ત્રી તરીકેની એમ ઉભય પ્રકારની જે કીર્તિ સંપાદિત કરી છે તે આનદ તેમજ આશ્ચર્યનો વિષય છે. કેમકે એમની પૂર્વે ઘણી થોડી વ્યક્તિઓએ આવું દ્વિવિધ કાર્ય કર્યું છે. યશોવિજયજીગણિએ અલંકારશાસ્ત્રની કોઈ સ્વતંત્ર કૃતિ રચ્યાનું જાણવામાં નથી. બાકી એમણે અન્યકર્તૃક અલકારશાસ્ત્રની ટીકાઓ રચી છે અને તેમાંની એક તો અલ્પાંશે પણ હજી મળી આવી નથી. આવી ટીકાઓ કઈ કઈ છે તે હવે આપણે વિચારીશું.

૧ આ રીતનો એમનો પરિચય મે "કાવ્યશાસ્ત્રી યશોવિજયગણિ" નામના મારા લેખમા આપ્યો છે આ લેખ "જૈ. સ પ્ર" (વ ૨૨, અં ૩–૪)માં એકજ હપ્તે છપાયો છે

**કાવ્યપ્રકાશની ટીકા**— મમ્મટે **કાવ્યપ્રકાશ** નામની કૃતિ દસ ઉલ્લાસોમા ૧૪૩ કારિકાઓમાં રચી છે. એમણે જ એને વૃત્તિથી વિભૂષિત કરી છે, એમ વિશ્વનાથનું માનવું છે આના ઉપર અનેક ટીકાઓ રચાઈ છે. તેમાની **સંકેત** વગેરે જૈન [1]ટીકાઓ છે. આ **કાવ્યપ્રકાશ** ઉપર યશોવિજયજીગણિએ વૃત્તિ રચી છે અને એની એક હાથપોથીમાં એનો થોડોક ભાગ બીજા અને ત્રીજા ઉલ્લાસને લગતો મળી આવ્યો [2]છે. એમા એમણે કેટલાકના મત દર્શાવી પોતાનો અભિપ્રાય પણ જણાવ્યો છે.

યશોવિજયજીગણિએ **કાવ્યપ્રકાશ**નો અભ્યાસ કર્યો હતો એ વાત આ કૃતિનો એમણે પોતાના કેટલાક ગ્રન્થોમાં ઉપયોગ કર્યો છે એ ઉપરથી ફલિત થાય છે દા. ત. **ગુરુતત્ત્વવિણિચ્છય**ની નિમ્ન લિખિત ૮૩ મી ગાથાની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૧૫૨ આ)માં એમણે કહ્યું છે કે" 'तददोषौ शब्दार्थौ'इत्यत्र काव्यप्रकाशे"

"जह उक्किट्ठगुणेणं कव्वम्मि अदुट्ठया ण हु सहावा।
तह छउमत्थो णेओ चरणददत्ता अपासत्थो ॥८३॥"

આના પૂર્વાર્ધને અંગેની વૃત્તિમાં કહ્યું છે કે–ઉત્કૃષ્ટ ગુણવાળા–વિશિષ્ટ વક્તાવડે કાવ્યમાં—સામાજિક પ્રતિભાને વિષે દોષના તિરોધાનથી અદુષ્ટતા છે, નહિ કે સ્વભાવથી. કેમકે સમસ્ત દોષો દૂર કરવાનું કાર્ય તો બૃહસ્પતિ માટે પણ અશક્ય છે. અંતે અવિમૃષ્ટવિધેયાંશનો સંભવ છે અને કંઈક દોષના અભાવનો અતિપ્રસંગ છે.

---

૧ જુઓ **જૈ. સં. સા. ઇ.** (ખંડ ૧, પૃ ૨૮૭–૨૮૮) અજન ટીકાઓ માટે જુઓ History of Sanskrit Poetics તેમજ મહામહોપાધ્યાય કાણેનું **સાહિત્યદર્પણ** (પરિ ૧, ૨ ને ૧૦) નું સંપાદન

૨ આની નોધ મેં "Illustrations of Letter diagrams" નામના મારા લેખના લેખાંક ૨, પૃ ૧૨૯ મા લીધી છે અને એ લેખાંક મુંબઈ વિદ્યાપીઠના ઈ. સ. ૧૯૫૫ ના સામયિક (J U B, Arts No ૩૦)મા પ્રકાશિત થયો છે. **જૈ. સં. સા. ઇ.** (ખંડ ૧, પૃ. ૨૮૮ અને ૩૧૪)માં પણ મેં આ ટીકા વિષે નિર્દેશ કર્યો છે.

**અલંકારચૂડામણિની** વૃત્તિ—(ઉ. વિ. સં. ૧૭૧૦) યશોવિજયજીગણિએ **પ્રતિમાશતક** (શ્લો. ૯)ની સ્વોપજ્ઞ [1]ટીકા (પત્ર ૩૦)મા નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

"प्रपञ्चितं चैतदलङ्कारचूडामणिवृत्तावस्माभिः"

વિશેષમાં **સિદ્ધાન્ત મંજરી**ના શબ્દખંડ ઉપર યશોવિજયજીગણિએ ટીકા રચી છે. એની ચોવીસ પત્રની એક હાથપોથી (પત્ર આ)માં પોતે રચેલ **અલંકાર ચૂડામણિ** વિવરણ જોવાની ભલામણ કરાઈ છે.

આ ઉપરથી જાણી શકાય છે કે યશોવિજયજીગણિએ **અલંકાર ચૂડામણિ** ઉપર ટીકા રચી હતી. એ ટીકાની એકે હાથપોથી હજી સુધી તો મળી આવી નથી.

ઉપર્યુક્ત **અલંકાર ચૂડામણિ** એ 'કલિકાલ સર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિજીએ પોતાના **કાવ્યાનુશાસન** નામના અલંકારશાસ્ત્ર-કાવ્યશાસ્ત્ર ઉપર રચેલી વૃત્તિનું નામ છે.

**કાવ્યકલ્પલતાની** વૃત્તિ— **પદ્માનંદ મહાકાવ્ય** વગેરે રચનારા અમરચન્દ્રસૂરિએ **કાવ્યકલ્પલતા** રચી છે. એના ઉપર યશોવિજયજીએ ૩૨૫૦ શ્લોક જેવડી વૃત્તિ રચ્યાનો અને એની એક હાથપોથી અમદાવાદના વિમલગચ્છના ઉપાશ્રયના ભંડારની પાંચમા દાબડાની બીજી પોથી તરીકે હોવાનો ઉલ્લેખ જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૮૯)માં કરાયો છે. શું યશોવિજયજી તે આપણા ચરિત્રનાયક છે?

## [ છ ] નીતિશાસ્ત્ર

**કર્પૂરપ્રકરની** ટીકા—"કર્પૂર પ્રકર"થી શરૂ થતી અને એથી કર્પૂરપ્રકર તરીકે ઓળખાવાતી તેમજ **સૂક્તાવલી** અને **સુભાષિતકોશ** એ નામાંતરવાળી કૃતિ વજ્રસેનજીના શિષ્ય હરિ (હરિષેણ)ની વિ. સં. ૧૫૫૦ જેટલી તો પ્રાચીન રચના છે. એ સુભાષિતોની કૃતિ ઉપર યશોવિજયજીની ટીકા છે. એની એક હાથપોથી અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના ભંડાર (દાબડો ૧૦૩, પોથી ૫, ૬)માં છે અને બીજી એક

ઉપાશ્રયના પહેલા માળના ભંડાર (દાબડો ૨૩, પોથી ૫૮)માં છે. શું આ હાથપોથીગત ટીકાના કર્તા પ્રસ્તુત યશોવિજયજીગણિ છે ?

## [૭] નિમિત્તશાસ્ત્ર

[1]**ફલાફલવિષયક પ્રશ્નપત્ર** * (લ. વિ સં. ૧૭૩૦)— આ કૃતિમાં ચાર ચક્ર છે અને એ દરેકમાં સાત સાત કોઠા છે વચલા કોઠામાં **"ૐ હ્રીઁ શ્રીઁ અર્હંનમઃ"** એવું લખાણ છે. આસપાસના ૭ કોઠા ગણતાં એકંદરે ૨૪ કોઠા થાય છે. અને તે અનુક્રમે **ઋ**ષભદેવથી માંડીને **મ**હાવીરસ્વામી સુધીના ૨૪ તીર્થંકરોનાં નામથી અંકિત છે. આસપાસના ૨૪ કોઠા નિમ્નલિખિત ૨૪ પ્રશ્નો– ૨૪ બાબતની પૃચ્છા રજૂ કરે છે.—

(૧) કાર્યની સિદ્ધિ, (૨) મેઘની વૃષ્ટિ, (૩) દેશનું સૌખ્ય, (૪) સ્થાનનું સુખ, (૫) ગ્રામાંતર, (૬) વ્યવહાર, (૭) વેપાર, (૮) વ્યાજદાન, (૯) ભય, (૧૦) ચતુષ્પદ, (૧૧) સેવા, (૧૨) સેવક, (૧૩) ધારણા, (૧૪) બાધારુંધા, (૧૫) નગરનો ઘેરો, (૧૬) કન્યાદાન, (૧૭) વર, (૧૮) જયાજય, (૧૯) મંત્રૌષધિ, (૨૦) રાજ્યની પ્રાપ્તિ, (૨૧) અર્થ-ચિન્તન, (૨૨) સંતાન, (૨૩) આગંતુક અને (૨૪) ગયેલી વસ્તુ.

ઉપર્યુક્ત ૨૪ તીર્થંકરો પૈકી પ્રત્યેકનાં નામ ઉપર ફલાફલને લગતા ૭ ૭ ઉત્તરો છે.

૨૪ પ્રશ્નો અને ૧૪૪ ઉત્તરો સંસ્કૃતમા છે. બાકી પ્રશ્નો કેમ કાઢવા અને તેનું ફલાફલ કેમ જાણવું એ બાબત એ સમયની ગુજરાતીમા છે[2]

૧ આવી એક હાથપોથી યશોવિજયજીગણિના હાથે લખાયેલી મળે છે એના પરિચય માટે જુઓ **જૈ. સં. સા. ઇ.** (ખંડ ૧, પૃ ૨૨૧)

૨ આ સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ **જૈ. સં. સા. ઇ.** (ખંડ ૧, પૃ ૨૨૨–૨૨૩)

* આ કૃતિ ઉપાધ્યાયજીરચિત હોય તેમ સંભવતું નથી એનો વિશેષ નિર્ણય કરવો જોઈએ **સંપા.**

## ઉપખંડ ૨

## લલિત સાહિત્ય

### પ્રકરણ ૧ ભક્તિ સાહિત્ય

### (સ્તુતિ, સ્તોત્રો, સ્તવનો, પદો અને ગીતો)

**પંચપરમેષ્ઠિ-ગીતા** (પૂ. વિ. સં. ૧૭૧૮)— યશોવિજયજી-ગણિએ આ નામ આ કૃતિના અંતમાં આપ્યુ છે. એટલે મેં આ નામથી આ કૃતિનો નિર્દેશ કર્યો છે. પ્રારંભમાં "પંચ પરમેષ્ટિ (ષ્ઠિ) ગુણ થુણણ કીજે" એવો ઉલ્લેખ છે અને અંતમાં "પંચ પરમેષ્ટિ (ષ્ઠિ) ગુણ ગણ પ્રતીતા" એવો ઉલ્લેખ છે. એ જોતાં 'પંચપરમેષ્ઠિ–ગીતા' એવું કૃતિનું નામ રખાય તો તે ખોટું નથી

**પરિમાણ**— આ ગુજરાતી કૃતિમાં ઓછી વત્તી પંક્તિવાળાં ૧૩૧ પદ્યો છે. પ્રથમ પદ્ય બે પંક્તિવાળા 'દુહા'માં છે અને ત્યાર બાદ ચાર પંક્તિ 'ચાલિ'માં છે. એના પછી ઉપર પ્રમાણે 'દુહા' અને ત્યાર પછી ઉપર પ્રમાણેની 'ચાલિ' યોજાઈ છે આમ અહીં ૬૬ 'દુહા' છે અને ૬૫ 'ચાલિ' છે. 'દુહા'ની રચના પ્રચલિત દુહાથી ભિન્ન છે.

**વિષય**— આ કૃતિનું નામ જ કહી આપે છે તેમ આ કૃતિમાં નિમ્ન લિખિત પાંચ પરમેષ્ઠિઓના ગુણોનું વર્ણન છે:—

(૧) અરિહંત (તીર્થંકર) (શ્લો. ૧–૩૪), (૨) સિદ્ધ (શ્લો. ૩૫–૭૦), (૩) આચાર્ય (શ્લો. ૭૧–૮૪), (૪) ઉપાધ્યાય (શ્લો. ૮૫–૯૮) અને (૫) સાધુ (શ્લો ૯૯–૧૧૯). આના પછી મહાનિશીથમાં નવકાર મંત્રને શ્રેષ્ઠ કહ્યો છે એવા ઉલ્લેખ પૂર્વક એનો મહિમા વર્ણવાયો છે, અને અરિહંતના ચ્યવન, જન્મ, બાલ્ય–અવસ્થા, તારુણ્ય, દીક્ષા અને

સર્વજ્ઞતાના નિરૂપણ બાદ એમના ૪ મૂલાતિશય, ૩૪ અતિશયો, વાણીના ૩૫ ગુણો, ૮ પ્રાતિહાર્ય, મહામાહણ વગેરે પાંચ બિરુદો અને તીર્થંકરના ૬૯ નામો ગણાવાયાં છે. અંતમાં અરિહંતને નમસ્કાર કરવાનું ફળ દર્શાવાયું છે.

સિદ્ધના અધિકારનો પ્રારંભ એમના આઠ ગુણોના ઉલ્લેખપૂર્વક કરાયો છે સિદ્ધનું સુખ કેટલું છે એ બાબત ભીલ્લનું ઉદાહરણ વિસ્તારથી અપાયું છે ત્યારબાદ સિદ્ધના [1]૧૦૮ નામો ગણાવાયાં છે.

આચાર્યના ગુણો વર્ણવતાં એમને સૂત્રમાં જિનરાજ (તીર્થંકર) સરખા કહ્યા છે એ વાતનો ઉલ્લેખ કરાયો છે. ત્યારબાદ પ્રતિરૂપ વગેરે ચૌદ, ક્ષાન્તિ વગેરે ૧૦ પ્રકાર અને ભાવનાના ૧૨ ગુણ એમ બાધે ભારે ઉલ્લેખ કરી આચાર્યના ૩૬ ગુણોનો નિર્દેશ કરાયો છે. આચાર્યના ૨૬ નામ ગણાવી આ અધિકાર પૂર્ણ કરાયો છે.

૧૧ અંગ અને ૧૨ ઉપાગનો બાંધે ભારે ઉલ્લેખ કરી ઉપાધ્યાયના ૨૫ ગુણોનું સૂચન કરાયું છે. અહીં કહ્યું છે કે **ભગવતી**ની વૃત્તિ પ્રમાણે નિશ્ચયથી આચાર્ય અને ઉપાધ્યાય એકજ ધર્મી છે, પરન્તુ વ્યવહારથી બે ભિન્ન છે. ઉપાધ્યાયનાં ૨૭ નામ ગણાવી એમના ગુણ-ગાનનું કાર્ય પૂરું કરાયું છે. તે પૂર્વે એ બાબતનો ઉલ્લેખ કરાયો છે કે **સિદ્ધસેન** (દિવાકર)ના મતે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ નિશ્ચયથી ગુણ પૂરતા ભિન્ન નથી. સાધુને અંગે એમનાં ૯૦ નામ ગણાવાયાં છે.



૧ સરખાવો **સિદ્ધ-જિનના સહસ્રનામવર્ણન છંદ.**

## સ્તુતિ અને થોય

[1]**ઐન્દ્રસ્તુતિ**[2]—આ ૯૯ કે પછી ૯૮ કે ૯૬ પદ્યોની સંસ્કૃત રચના છે. એની પ્રશસ્તિના ત્રણ (કે બે) પદ્યો બાદ કરતાં ૨૪ વિભાગ પાડી ચાર ચાર પદ્યનો એકેક ઝૂમખો ગણતાં એમાં એવા ૨૪ ઝૂમખાં છે, પ્રત્યેક ઝૂમખાનુ આદ્ય પદ્ય આપણા આ ભારતવર્ષમાં આ ચાલુ 'હુંડા' અવસર્પિણીમાં થઈ ગયેલા નિમ્નલિખિત નામવાળા ચોવીસ તીર્થંકરો પૈકી અનુક્રમે એકેકની સાથે સંબદ્ધ છે

**ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભ, સુપાર્શ્વ, ચન્દ્રપ્રભ, સુવિધિ, શીતલ, શ્રેયાસ, વાસુપૂજ્ય, વિમલ, અનન્ત, ધર્મ, શાન્તિ, કુન્થુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ અને મહાવીર** [3]

દરેક ઝૂમખાનું બીજું બીજું પદ્ય સમસ્ત તીર્થંકરોની અને ત્રીજું ત્રીજું પદ્ય જૈન આગમની સ્તુતિરૂપ છે. ચોથા ચોથા પદ્યદ્વારા જેમની સ્તુતિ કરાઈ છે તેમનાં નામ નીચે મુજબ છે.

---

૧ આ કૃતિ **સ્તુતિચતુર્વિંશતિકા**ની મારી ઈ સ ૧૯૩૦ ની આવૃત્તિમા પ્રથમ પરિશિષ્ટ તરીકે છંદોના હૈમ **છન્દોઽનુશાસન** અનુસારના લક્ષણ સહિત છપાઈ છે ત્યારબાદ અજ્ઞાતકર્તૃક અવચૂરિને સ્થાન અપાયું છે આ મૂળ કૃતિ **ઐન્દ્રસ્તુતિ-ચતુર્વિંશતિકા**ના નામથી સ્વોપજ્ઞ વિવરણ સહિત "જૈન આત્માનંદ સભા" તરફથી વિ. સં ૧૯૮૪ મા પ્રસિદ્ધ કરાઈ છે. એ આવૃત્તિમા મૂળ કૃતિની પ્રશસ્તિરૂપે પહેલા બે જ પદ્યો છે, ત્રીજું પદ્ય તો સ્વોપજ્ઞ વિવરણની પ્રશસ્તિના અન્તિમ પદ્યરૂપ છે વિશેષમા અંતમા **પરમજ્યોતિઃપંચવિંશતિકા, પરમાત્મપંચવિંશતિકા, વિજયપ્રભસૂરિસ્વાધ્યાય** અને **'શત્રુંજયમંડન'શ્રીઋષભદેવસ્તવન** એ **યશોવિજયજીગણિકૃત** ચાર કૃતિઓને સ્થાન અપાયું છે વિશેષમા કેવળ મૂળ કૃતિ (શ્લો ૧–૯૬) **સ્તુતિતરંગિણી** (પૃ ૩૫૪–૩૭૨) મા "શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાલા"મા ૩૬મા ગ્રન્થાંક તરીકે ઈ સ ૧૯૫૪ માં પ્રકાશિત કરાઈ છે મૂળ કૃતિ મુનિશ્રી હેમચન્દ્રવિજયજીના ગુ અનુવાદ સહિત કટકે કટકે "જૈ ધ પ્ર" મા છપાઈ છે

૨ આ નામની એક અજ્ઞાતકર્તૃક કૃતિની એક હાથપોથી અહીંના (સુરતના) જૈનાનંદ પુસ્તકાલયમા હોવાનો ઉલ્લેખ **જિ. ૨. કો.** (વિ ૧, પૃ ૬૨) મા છે પરન્તુ એ ખોટો છે. કેમકે આ તો સ્વોપજ્ઞ વૃત્તિ સહિતની પ્રસ્તુત **ઐન્દ્રસ્તુતિ** જ છે

૩ આ નામો સાથે નાથ કે એવા અર્થસૂચક શબ્દ જોડીને વ્યવહાર કરાય છે

વાગ્દેવી (શ્રુતદેવતા), માનસી, વજ્રશૃંખલા, રોહિણી, કાલી, ગાન્ધારી, મહામાનસી, વજ્રાંકુશી, જ્વલનાયુધા, માનવી, મહાકાલી, વાગ્દેવી, રોહિણી, અચ્યુતા, પ્રજ્ઞપ્તિ, નિર્વાણી (શાન્તિનાથની શાસન-દેવી); પુરુષદત્તા, ચક્રધરા, વાગ્દેવી (સરસ્વતી), ગૌરી, કાલી, અંબા (અંબિકા), ધરણેન્દ્રની પત્ની અને વાઙ્મયસ્વામિની.

છન્દ— આ **ઐન્દ્રસ્તુતિ** ૧૮ જાતના છન્દમાં રચાયેલી છે. એના નામ તેમજ એને લગતા પદ્યના અંક નીચે મુજબ છે.—

| | | | |
|---|---|---|---|
| અનુષ્ટુભ્ | ૫૭–૬૦ [૪] | પૃથ્વી | ૪૯–૫૨ [૪] |
| અર્ણવ-દંડક | ૯૩–૯૬ [૪] | મન્દાક્રાન્તા | ૨૯–૩૨ [૪] |
| આર્યાગીતિ યાને સ્કન્ધક | ૯–૧૨, ૧૭–૨૦ [૮] | માલિની | ૨૫–૨૮, ૬૫–૬૮ [૮] |
| | | રુચિરા | ૭૩–૭૬ [૪] |
| ઉપજાતિ | ૩૩–૩૬ [૪] | વસન્તતિલકા | ૨૧–૨૪ [૪] |
| દ્રુતવિલમ્બિત | ૧૩–૧૬, ૩૭–૪૦, ૫૩–૫૬ [૧૨] | શાર્દૂલવિક્રીડિત | ૧–૪ ૬૧–૬૪, ૮૫–૮૮ [૧૨] |
| દ્વિપદી | ૬૯–૭૨ [૪] | શિખરિણી | ૮૧–૮૪ [૪] |
| [1]નર્કુટક | ૭૭–૮૦ [૪] | સ્રગ્ધરા | ૪૫–૪૮, ૮૯–૯૨ [૮] |
| પુષ્પિતાગ્રા | ૫–૮ [૪] | હરિણી | ૪૧–૪૪ [૪] |

**યમક**— અલંકારના શબ્દાલંકાર અને અર્થાલંકાર એમ બે વર્ગ સંસ્કૃત-કાવ્યશાસ્ત્રોમાં પડાયા છે. તેમાં શબ્દાલંકારના અનુપ્રાસ, યમક, ચિત્ર, શ્લેષ, વક્રોક્તિ અને પુનરુક્તિભાસ એમ છ ઉપપ્રકારો ગણાવાયા છે આ યમકના પ્રકારો **કાવ્યાદર્શ**માં દર્શાવાયા છે **ઐન્દ્રસ્તુતિ**મા દ્વિતીય અને ચતુર્થ ચરણની સમાનતાવાળા પદ્યો ૧-૧૬, ૨૧ ૪૮, ૫૭-૮૮ અને ૯૨-૯૬ એમ ૮૦ પદ્ય છે પદ્ય ૫૩–૫૬'માં પ્રથમ અને

૧ આને 'અવિતથ' અને 'નર્દટક અને યતિની દૃષ્ટિએ 'કોકિલક' પણ કહે છે. એ વૃત્તનુ લક્ષણ નીચે પ્રમાણે છે—

ચતુર્થ ચરણની સમાનતા છે. પદ્ય ૪૯–૫૨ માં તો પ્રથમ અને તૃતીય તેમજ દ્વિતીય અને ચતુર્થ ચરણની સમાનતા છે. અર્થાત્ પૂર્વાર્ધ અને અને ઉત્તરાર્ધ સમાન છે.

[1]પદ્ય ૧૭–૨૦ નાં ચારે ચરણો બબ્બે, ત્રણ ત્રણ કે ચચ્ચાર અક્ષરોની પુનરાવૃત્તિરૂપ યમકથી અલંકૃત છે. એવી હકીકત [2]પદ્ય ૮૯–૯૨ માં પણ જોવાય છે.

**સન્તુલન— ઐન્દ્રસ્તુતિ** એ વિષય, છંદ અને યમકની બાબતમાં મોટે ભાગે **શોભન** મુનિકૃત **સ્તુતિચતુર્વિંશતિકાને** અનુસરે છે. એ એના અનુકરણરૂપે રચાયેલી મહામૂલ્યશાલી કૃતિ છે. ચોવીસ ઝૂમખાવાળી આ કૃતિના ચોથા ચોથા પદ્યમાં જેની જેની સ્તુતિ કરાઈ છે તેમાં અને ઉપર્યુક્ત **સ્તુતિચતુર્વિંશતિકા** યાને **શોભનસ્તુતિ**માં ફક્ત ત્રણ બાબતમાં ફેર છે: (૧) **શોભનસ્તુતિ**ના ૪૮ મા પદ્યમાં **શાન્તિદેવીની** સ્તુતિ છે, તો **ઐન્દ્રસ્તુતિ**માં **વાગ્દેવીની** છે. (૨–૩) એવી રીતે ૬૪ મા પદ્યમાં **બ્રહ્મશાન્તિ** યક્ષને બદલે **શાન્તિનાથની** શાસનસ્વામિનીની અને ૭૬ મા પદ્યમાં કપર્દિયક્ષને બદલે **વાગ્દેવીની** સ્તુતિ **ઐન્દ્રસ્તુતિ**માં છે.

---

**"यदि भवतो नजौ भजजला गुरु नर्दटकम् ।**
**मुनिगुहकार्णवैः कृतयतिं वद कोकिलकम् ॥"**

આને અંગેની વિશિષ્ટ માહિતી "પ્રાચીન ભારતવર્ષના વિરલ અને વિશિષ્ટ છંદો"ના લેખાંક ૨ નામે "નર્કુટક, નર્દટક યાને અવિતથ તથા કોકિલક" નામના મારા લેખમાં છે આ લેખ "આ. પ્ર" (પુ. ૫૪ અં. ૮)મા છપાયો છે આ લેખમા મે **ઐન્દ્રસ્તુતિ**ના ૭૭ માથી ૮૦ મા સુધીના પદ્યો મારા ગુજરાતી અનુવાદ સહિત આપ્યા છે

૧ **"नम नम दमरस दमरस सुमतिं सुमतिं सदसदरमुदारमुदा"**
આ ૧૭મા પદ્યનો પૂર્વાર્ધ છે

૨ **"सौधे सौधे रसे स्वे रुचिररुचिरया हारिकेशारिलेखा"**
આ ૮૯મા પદ્યનું પ્રથમ ચરણ છે

છંદને અંગે તો વિષય જેટલું પણ વૈષમ્ય નથી, કેમકે **શોભનસ્તુતિ**મા ૩૪ મું અને ૩૬ મું પદ્ય ઇન્દ્રવજ્રામાં છે તો અહીં **ઐન્દ્રસ્તુતિ**માં એ ઉપજાતિમાં છે. આ સિવાય બન્નેમાં સર્વથા સામ્ય છે.

યમકની બાબતમાં **ઐન્દ્રસ્તુતિ** અને **શોભનસ્તુતિ** સર્વાંશે મળતી આવે છે.

**ઐન્દ્રસ્તુતિ** જે **શોભનસ્તુતિ** ઉપરથી યોજાઈ છે તે, બપ્પભટ્ટિસૂરિજીકૃત પાદાન્ત–યમકથી વિભૂષિત **ચતુર્વિંશતિકા** ઉપરથી પ્રેરણા મળતાં રચાઈ હશે. ગમે તેમ આ પ્રકારની ૯૬ પદ્યોની આદ્ય સ્તુતિ તે ઉપલબ્ધ જૈન સાહિત્યની અપેક્ષાએ **ચતુર્વિંશતિકા** છે. આથી **ઐન્દ્રસ્તુતિ**ની પૂર્વે બે **સ્તુતિચતુર્વિંશતિકા** તો રચાઈ જ છે એમ ફલિત થાય છે. આવી બીજી કૃતિઓ નીચે મુજબ છેઃ—

૧ '**दिश सुखमखिलं**'થી શરૂ થતી અને હેમવિજયજીગણિએ રચેલી **સ્તુતિચતુર્વિંશતિકા**[1]

૨ '**आनन्दरमन्दिर**'થી શરૂ થતી અને મેરુવિજયજીએ રચેલી **સ્તુતિચતુર્વિંશતિકા** આ બન્ને કૃતિઓ યમકથી અલંકૃત છે. જ્યારે આ અલંકારથી અનલંકૃત ૧૦૦ પદ્યોની **સ્તુતિચતુર્વિંશતિકા** આધુનિક સમયમાં શ્રી વિજયલબ્ધિસૂરિજીએ રચી છે.

મોટે ભાગે ૯૭ થી ૯૯ પદ્યોની કેટલીક [2]સ્તુતિઓ છે. તેમાંનાં પહેલાં ૨૪ પદ્યો તો ૨૪ જિનેશ્વરો પૈકી એકેકની સ્તુતિરૂપ છે, જ્યારે ત્યાર પછીનાં ત્રણ પદ્યો સમસ્ત જિનેશ્વરોની, આગમની અને શાસનભક્ત દેવી કે દેવની સ્તુતિરૂપ છે.

---

૧ આ **સ્તુતિતરંગિણી** (ભાગ ૧, પૃ ૩૧૪–૩૩૪)માં છપાયેલી છે.
૨ આવી ૧૯ કૃતિઓ **સ્તુ. ત.** (ભાગ ૧, પૃ. ૩૮૯–૪૬૫)માં અપાયેલી છે.

**સ્વોપજ્ઞ વિવરણ—ઐન્દ્રસ્તુતિ** ઉપર કર્તાએ જાતે વિવરણ રચ્યું છે. એના પ્રારંભિક પદ્યમાં આ મૂળ કૃતિનું નામ **અર્હત્સ્તુતિ** અને વિવરણની પ્રશસ્તિના આદ્ય પદ્યમાં **જિનસ્તુતિ** સુચવાયેલ છે. એ વિવરણ સંક્ષિપ્ત છે પરંતુ અર્થ સમજવા માટે પૂરતું છે એના અંતમાં તેર પદ્યોની પ્રશસ્તિ છે. આ વિવરણમાં અનેક ગંભીર બાબતોને સ્થાન અપાયું છે અને એ રીતે વિષયની સમાનતા હોવા છતાં નવીનતા નજરે પડે છે. આ બાબતો ઝટ જણાઈ આવે તે માટે એ સ્થૂલ અક્ષરમાં છપાવાઈ છે. વિવરણમા વિવિધ અવતરણો છે.

[1]**અવચૂરિ**— આ અજ્ઞાત કર્તૃક છે અને એ મેં સંપાદિત કરી છે. એના અંતમાં પૃ ૩૨ માં નીચે મુજબનું પદ્ય છે:—

***'अभिप्रायानभिज्ञत्वात् कर्तुष्टोकामृते मया ।**
**किञ्चिद्यत्रोक्तमुत्सूत्रं तन्मे मिथ्याऽस्तु दुष्कृतम् ॥'**

એ ઉપરથી જાણી શકાય છે કે સ્વોપજ્ઞ વિવરણ જેવું કોઈ સાધન એ અવચૂરિકારને મળ્યું નથી.

વિવરણને આધારે એ અવચૂરિ રચાઈ છે એક અજ્ઞાતકર્તૃક છે અને તેની એક હાથપોથી પ્રવર્તક કીર્તિવિજયજીના છાણીના ભંડારમાં છે. બીજી [2]અવચૂરિ આગમોદ્ધારકે રચી છે.

---

૧ આ છપાયેલી છે. આમા મૂળ કૃતિના ૯૯ પદ્યો છે છેલ્લા ત્રણ પદ્યો સ્વોપજ્ઞ વિવરણની પ્રશસ્તિના છે એમ માની **સ્તુ. ત.** માં એને સ્થાન અપાયુ નથી

* કાપડિયાનો આ ઉલ્લેખ ભ્રાન્ત છે અવચૂરિને અંતે પદ્ય છે જ નહિ, અહીં જે શ્લોક આપ્યો છે તે તો રત્નિસાગર રચિત **વીરસ્તુતિ**ની મુનિ શ્રી **ચતુરવિજયજી**એ કરેલી અવચૂરિના અન્તનો છે —**સંપા.**

૨ આ અવચૂરિ મૂળ કૃતિ તેમજ હિંસાષ્ટક (સાવચૂરિ) અને **સર્વજ્ઞસિદ્ધિ** સહિત 'ઋષભદેવજી કેશરીમલજી શ્વેતામ્બર સંસ્થા" તરફથી વિ સ ૧૯૮૦ માં પ્રસિદ્ધ કરાઈ છે

"[1]આંતરોલી' મંડન વાસુપૂજ્યસ્વામીની થોય (સ્તુતિ)—
આ ૭ ૭ પંક્તિનાં ચાર પદ્યોમાં ગુજરાતીમાં રચાયલી કૃતિ છે. પ્રથમ પદ્યમાં '[2]આંતરોલી' નગરના વાસુપૂજ્યસ્વામીની—એમની પ્રતિમાની, દ્વિતીય પદ્યમાં સર્વ તીર્થંકરોની, તૃતીયમાં જૈન આગમની અને ચતુર્થમાં સરસ્વતીદેવીની સ્તુતિ કરાઇ છે.[3] એ ચારે પદ્યોમાં તૃતીય પદ્ય કાવ્યદૃષ્ટિએ વિશેષ મહત્ત્વનું છે, કેમકે એમાં જૈન આગમનો સમુદ્ર અર્થાત્ રત્નાકર તરીકે ઉલ્લેખ કરી કર્તાએ જીવદયાને લહરી, યુક્તિઓને (?) જલપૂર, ત્રિપદીને ગંગા, અગ અને ઉપાંગ (ઉત્તંગ)ને ગંગાના તરંગ, સેવાને વિભંગતા અને આલાપકને મનોહર મુક્તાફળ (મોતી) કહેલ છે.

**દેશી**—આ કૃતિની દેશી તરીકે "શ્રી શત્રુંજય તીરથ સાર" નો ઉલ્લેખ જોવાય છે. આને લઇને આ કૃતિની પ્રત્યેક પંક્તિના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના બબ્બે અંતિમ અક્ષરો પ્રાસથી યુક્ત જોવાય છે.

**નામનિર્દેશ**—કર્તાએ આ કૃતિમાં વિજયસિંહસૂરિ અને વિજયદેવસૂરિના નામોનો ઉલ્લેખ કર્યો છે અહીં "વિજયસિંહસૂરિ ચિત્ત આણી" કહ્યું છે એટલે આ વિ સં. ૧૭૦૯ પછી રચાઈ હશે એમ લાગે છે. વિજયદેવસૂરિએ આ વખાણી છે એવો અહીં ઉલ્લેખ છે.

---

૧. આ કૃતિ ગૂ. સા. સ. (વિ-૧. પૃ. ૧૩૧-૧૩૨) માં છપાઈ છે એમાં પ્રથમ પદ્ય આઠ પંક્તિમાં રજૂ કરાયું છે.

૨. આ કપડવંજથી માઇલ દૂર છે.

૩. સ્તુતિતરંગિણી (ભા. ૧)માં આ જાતની અનેક ગુજરાતી કૃતિઓ—થોયો અપાઇ છે. એમાં આ કૃતિ (પૃ. ૩૧-૩૨.માં) છે.

## સંસ્કૃત સ્તવનો અને સ્તોત્રો

[1]**આદિજિન સ્તવન**—આ સ્તવન સંસ્કૃતમાં છ પદ્યમાં રચાયું છે. એ દ્વારા 'પુંડરીક'ગિરિ ઉપરના ઋષભદેવનું ગુણોત્કીર્તન કરાયું છે. તેમ કરતી વેળા એમની વાણી, યોગ, ઉદારતા, પ્રભા, ચાલ ઇત્યાદિની પ્રશંસા કરાઈ છે. પહેલાં પાંચ પદ્યો મળીને 'કુલક' બને છે. એ પાંચે પદ્યોના પ્રથમ ચરણમાં ૧૬ માત્રા, બીજામાં ૧૨, ત્રીજામાં ૧૬ અને ચોથામાં ૧૨ માત્રા છે દ્વિતીય અને ચતુર્થ ચરણમાં 'રે' ઉમેરતાં ચૌદ ચૌદ માત્રા થાય છે. છઠ્ઠું પદ્ય 'વસન્તતિલકા'માં છે

**યમક**—પહેલાં પાંચ પદ્યો [2]અંતકડીનું સ્મરણ કરાવનારા 'શૃંખલા-યમક'થી વિભૂષિત છે. આ શબ્દાલંકારથી અલંકૃત એવી સૌથી પ્રથમ ઉપલબ્ધ કોઈ જૈન કૃતિ હોય તો તે **સૂયગડ (સુય૦ ૧)** નું પંદરમું '[3]**जमईय**' અજઝયણ (અધ્યયન) છે. **સમરાઇચ્ચચરિય** (ભવ ૬,

---

૧. આ સ્તવન મારા ગુજરાતી અનુવાદસહિત **ચતુર્વિંશતિકા** (પૃ. ૮૨–૮૩)માં આ. સમિતિ તરફથી ઈ. સ. ૧૯૨૬ મા છપાયું છે. વળી આ સ્તવન **પુંડરીક ગિરિરાજ સ્તોત્ર** ના નામથી 'શ્રી યશોવિજય વાચક ગ્રંથ સંગ્રહ' (પત્ર ૪૯ અ) મા છપાયું છે. વિશેષમાં આ સ્તવન **ગૂ. સા. સ.** (વિ. ૧, પૃ. ૪૨૭–૪૨૮)માં 'શ્રી શત્રુંજયમંડન શ્રી ઋષભદેવ સ્તવનમ્' ના નામથી છપાવાયું છે.

૨. જુઓ વાત્સ્યાયન કૃત **કામસૂત્ર**નો વિદ્યાસમુદ્દેશ.

૩ **સુયગડની** નિજ્જુત્તિનું નિમ્નલિખિત પદ્ય આનો અને એક રીતે શૃંખલા–યમકનો પાઇય પર્યાય પૂરો પાડે છે :—

"जं पढमस्सऽन्तिमए, बिइयस्स उ तं हवेज्ज आदिम्मि ।
एएणापाणिज्जं, एसो अन्नो वि पज्जाओ" ॥ १३३ ॥

પૃ. ૨૦-૨૧ અને ૪૭, મોદીની આવૃત્તિ) અને બપ્પભટ્ટિસૂરિ કૃત ચતુર્વિંશતિકા (શ્લોક ૪૫-૪૮) પણ આ યમકના ઉદાહરણ પૂરાં પાડે છે.

**રચનાસમય**—અંતિમ પદ્યમાં 'યશોવિજયવાચકપુંગવ' એવો ઉલ્લેખ છે એટલે આ કૃતિ 'વાચક' પદ મળ્યુ ત્યારપછીની છે.

**સન્તુલન**—મહોપાધ્યાય વિનયવિજયગણિએ સંસ્કૃતમાં છ પદ્યનું [1]**વૃષભ-સ્તવન** રચ્યું છે. તેનાં પહેલાં પાંચ પદ્યો તો ઉપર્યુક્ત **આદિજિન-સ્તવન**ના પાંચ પદ્યો સાથે 'શાર્દૂલવિક્રીડિત'માં છે. પહેલાં પાંચ પદ્યો મળી અહીં પણ 'કુલક' બને છે. આ સમાનતા ઉપરાંત આ સ્તવન પણ શૃંખલા-યમકથી અલંકૃત છે.

**અનુવાદ**—મેં ઉપર્યુક્ત યશોવિજયકૃત સ્તવનનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે અને એ છપાયો છે.[2]

**([3]ગોડી)પાર્શ્વસ્તવન**—આ ૧૦૮ પદ્યનું સ્તોત્ર છે, પરંતુ એનાં પહેલાં છ પદ્યો, ૫૮ માથી ૬૨મા પદ્ય સુધીના પાંચ પદ્યો તેમજ ૬૮ માથી ૯૩મા સુધીનાં ૨૬ પદ્યો એટલે કે એકંદર ૩૭ પદ્યો અનુપલબ્ધ છે. આથી આ સ્તોત્રની કોઈ અન્ય સંપૂર્ણ હાથપોથી મળી આવે તે માટે તપાસ કરવી ઘટે જેથી એ મળતાં ખૂટતાં પદ્યો રજૂ થઈ શકે. આ સ્તોત્રનું સાતમું પદ્ય નીચે મુજબ છે:

---

૧. આ કૃતિ મારા ગુજરાતી અનુવાદપૂર્વક **ચતુર્વિંશતિકા** (પૃ. ૮૩-૮૪)માં છપાઇ છે.

૨. જુઓ પેજ ૪૨ નું પ્રથમ ટિપ્પણ.

૩. આ સ્તોત્ર **જૈન સ્તોત્ર-સન્દોહ** ભા. ૧, પૃ. (૩૯૩-૪૦૬) માં ઈ. સ ૧૯૩૨ માં છપાયુ છે. એમાં એનું નામ "શ્રી ગોડીજિનપાર્શ્વસ્તવનમ્" રખાયુ છે.

"स्मरः स्मारं स्मारं भवदवथुमुच्चैर्भवरिपोः,
पुरस्ते चेदास्ते तदपि लभते तां वत ? दशाम् ।
रिपुर्वा मित्रं वा द्वयमपि समं हन्त ? सुकृतो-
ज्झितानां किं ब्रूमो जगति गतिरेषाऽस्ति विदिता ॥७॥"

આ સ્તોત્ર દ્વારા 'ગોડી' પાર્શ્વનાથનાં ગુણગાન કરાયાં છે. આ સ્તોત્ર ભિન્ન ભિન્ન છંદમાં રચાયું છે એ છંદોનાં નામ તેમજ એને લગતાં પદ્યોના ક્રમાંક નીચે મુજબ છે:

| | |
|---|---|
| ઉપજાતિ | ૧૦૪ |
| તોટક | ૧૦૭ |
| દ્રુતવિલમ્બિત | ૯૯-૧૦૨ |
| પૃથ્વી | ૧૦૮ |
| ભુજંગપ્રયાત | ૧૦૬ |
| [1]વૈતાલીય | ૧૦૫ |
| શિખરિણી | ૭- ૯૮ |
| સ્રગ્ધરા | ૧૦૩ |

[2]શંખેશ્વર-પાર્શ્વજિન-સ્તોત્ર—આ સંસ્કૃત સ્તોત્રમાં ૧૧૭ પદ્યો છે. એ ભિન્નભિન્ન છંદોમાં રચાયેલું છે. એ છંદોનાં નામ અને એને લગતા પદ્યોના ક્રમાંક નીચે મુજબ છે :—

---

૧. આનું લક્ષણ નીચે મુજબ છે:

"षड् विषमेऽष्टौ समे कलास्ताश्च समे स्युर्नो निरन्तराः ।
न समाऽत्र पराश्रिता कला वैतालीयेऽन्ते रलौ गुरुः ॥"

૨. આ સ્તોત્ર જૈન-સ્તોત્ર-સન્દોહ (ભા. ૧, પૃ. ૩૮૦-૬૯૧)માં છપાયું છે

| | |
|---|---|
| ઇન્દ્રવજ્રા | ૨૧ |
| ઉપજાતિ | ૧, ૧૨-૨૦, ૨૨, ૧૦૦-૧૦૫, ૧૦૭, ૧૦૮, |
| ઉપેન્દ્રવજ્રા | ૨૩, ૯૯, ૧૦૬, ૧૦૯ |
| દ્રુતવિલમ્બિત | ૧૧૧ |
| પૃથ્વી | ૧૧૨ |
| વંશસ્થ | ૨-૧૧ |
| વસન્તતિલકા | ૧૧૦ |
| હરિણી | ૧૧૩ |

૧૧૩ મું અંતિમ પદ્ય હરિણીમાં છે અને એ પદ્યમાં એ શબ્દ વપરાયો પણ છે.

આ સ્તોત્રનું આદ્ય પદ્ય નીચે પ્રમાણે છે :—

" [1]अनन्तविज्ञानमपास्तदोषं,
　　　　महेन्द्रमान्यं महनीयवाचम् ।
गृहं महिम्नां महसां निधानं,
　　　　शंखेश्वरं पार्श्वजिनं स्तवीमि ॥ १ ॥ "

આ સ્તોત્રમાં એની પછીનાં બે સ્તોત્રોની પેઠે [2]શંખેશ્વર પાર્શ્વનાથની સ્તુતિ કરાઈ છે.

---

૧. સરખાવો " अनन्तविज्ञानमतीतदोषं " થી શરૂ થતું અન્યયોગ-વ્યવચ્છેદ-દ્વાત્રિંશિકાનું આદ્ય પદ્ય.

૨. આ યશોવિજય ગણિના મનગમતા તીર્થંકર છે. જુઓ "આત્માનંદ પ્રકાશ" ( પુ. ૫૪, અં. ૯ )માં છપાયેલો મારો લેખ નામે "ન્યાયવિશારદ ન્યાયાચાર્ય યશોવિજયગણિના મનગમતા ( Favourite ) તીર્થંકર."

જૈન ગ્રન્થાવલી ( પૃ.૨૯૪ )માં નવ પદ્યના **સમીન પાર્શ્વનાથ સ્તોત્ર**-નો ઉલ્લેખ છે અને એની નોંધ ( એ પ્રમાણેની ) જિ૦ ૨૦ કો૦ (વિ. ૧, પૃ. ૪૨૧ )માં લેવાઈ છે. વિશેષમાં જૈન ગ્રં૦ (પૃ. ૧૦૬)માં યશોવિજયગણિ કૃત નવ પદ્યના સમીકાપાર્શ્વસ્તોત્રનો ઉલ્લેખ છે અને એની અંશતઃ નોંધ જિ૦ ૨૦ કો૦ ( વિ. ૧, પૃ. ૪૨૧ ) માં છે. શું શમીન-પાર્શ્વનાથ-સ્તોત્ર તે જ સમીકા-પાર્શ્વનાથ-સ્તોત્ર છે.

**સામાન્ય-જિન-સ્તવન**—આ ચાર કડીના 'હિન્દી' સ્તવનદ્વારા કર્તાએ પોતાની મનોવ્યથા દર્શાવી છે-પોતે ખૂબ દુઃખ ભોગવે છે એમ કહ્યું છે અંતમાં એમણે અવિચળ સંપત્તિ આપવા પ્રભુને વિજ્ઞપ્તિ કરી છે.

## સામાન્ય-જિન-સ્તવનરૂપ પદો

**પદોનું વર્ગીકરણ—**યશોવિજયગણિએ કેટલાં પદ રચ્યાં છે તેનો અંતિમ નિર્ણય આપવા માટે પૂરતાં સાધન નથી. ઉપલબ્ધ સાધનો જોતાં એની સંખ્યા આશરે ૭૫ ની છે. ગૂ૦ **સા૦ સં૦** માં આ પદો નીચે મુજબ વિભક્ત કરાયાં છે અને ક્રમાંક નીચે પ્રમાણે રખાયા છે :

(૧) સામાન્ય-જિન-સ્તવનરૂપ પદો : ૯, ૧૨, ૧૯, ૫૪, ૫૫, ૬૦, ૬૧ ને ૭૦ [૮].

(૨) વિશિષ્ટ-જિન-સ્તવનરૂપ પદો : ૮, ૧૦, ૧૧, ૧૬-૧૮, ૨૪, ૨૮-૩૨, ૪૧, ૪૨, ૬૩ ને ૬૬ [૧૬].

(૩) ગીતરૂપ પદો : ૧૫, ૨૬, ૨૩ ને ૪૦ [૪]. આ ઉપરાંત ત્રણ ગીતરૂપ પદ છે પણ તેના ક્રમાંક નથી.

(૪) આધ્યાત્મિક પદો : ૧-૭, ૧૩, ૧૪, ૨૦, ૨૧, ૨૫, ૩૪-૩૯, ૫૩, ૫૬, ૫૮, ૫૯, ૬૧, ૬૨, ૬૪, ૬૫, ૬૭, ૬૮, ૭૧-૭૩ [૩૧]. આ ઉપરાંત એક ક્રમાંક વિનાનું પદ છે.

(૫) નવનિધાન નવ સ્તવનો : ૨૨, ૨૭, ૪૩-૫૦ ને ૬૯ [૧૧].

(૬) ગૌતમ પ્રભાતિ સ્તવન : ૨૩ [૧].

૫૮ મું પદ ભગવતીદાસ કૃત **બ્રહ્મવિલાસ** (પૃ. ૧૧૬) માં કંઈક રૂપાન્તરપૂર્વક છપાયાનું શ્રી અગરચંદ નાહટાનું કહેવું છે.

**પ્રભુપ્રત્યે પૂર્ણ રાગ** (પદ-૯)—આ પાંચ કડીની હિન્દી કૃતિમાં પ્રભુ પ્રત્યે પૂર્ણ રાગ પ્રદર્શિત કરાયો છે. એમાં ચન્દ્રનાં કિરણ જોઈ સમુદ્ર ઊછળે એ બાબત તેમજ પગે ચાલનાર પગરખાં પહેરે તો એને કાંટા ન વાગે એ બાબત રજૂ કરાઈ છે. ધ્યાતા અને ધ્યેયની એકતા થતાં ભેદ મટી જાય એમ અહીં કહ્યું છે અને એ માટે નિમ્નલિખિત ઉદાહરણ અપાયું છે—

**"कुल विदारी छले जब सरिता, तब नहि रहत तडाग"**
આ નવમું પદ 'આયેરી' રાગમાં છે.

**પ્રભુનું પ્રવચન** (પદ-૧૨)—આ પાંચ કડીની હિન્દી કૃતિમાં પ્રભુનું વચન સાંભળતાં તત્ત્વ સમજાયું, એમ કહી કર્તાએ શ્રુતજ્ઞાન અને ચિન્તાજ્ઞાનનો "ખીર-નિરવાણ" તરીકે ઉલ્લેખ કર્યો છે. વળી જે જ્ઞાન વિષયની તૃષ્ણા ઓલવે તે સાચું જ્ઞાન એમ તેમણે કહ્યું છે હરણ કાન ધરીને નાદ સાંભળે છે તેમ સંત ગુણનું ધ્યાન ધરે છે. ભેદાભેદ સ્યાદ્વાદમાં છે એમ અહીં પ્રતિપાદન કરાયું છે. આ બારમું પદ 'વેરાવલ' રાગમાં છે.

**પ્રભુનું શરણ** (પદ-૧૯)—આ ત્રણ કડીની હિન્દી કૃતિદ્વારા કર્તા પ્રભુનાં ચરણનું શરણ લે છે, હૃદય-કમળમાં એ પ્રભુનું ધ્યાન ધરે છે

¹શંખેશ્વર-પાર્શ્વજિન-સ્તોત્ર આ સંસ્કૃત સ્તોત્રમાં ૯૮ પદ્યો છે. તેમાંના ૮૭માથી ૯૮મા સુધીનાં એટલે કે બાર પદ્યો 'સ્રગ્ધરા'માં છે.

આ સ્તોત્રનું આદ્ય પદ્ય નીચે મુજબ છે:

ऐङ्काररूपस्मरणोपनीतां. कृतार्थभावं धियमानयामि ।
समूलमुन्मुलयितुं रुजः स्वाः, संस्तूय 'शंखेश्वर'पार्श्वनाथम् ॥१॥"

આ પણ 'શંખેશ્વર' પાર્શ્વનાથની સ્તુતિરૂપ સંસ્કૃત કાવ્ય છે. એમાં ભિન્ન ભિન્ન વિષયો રજૂ કરાયા છે. જેમકે ²જગત્કર્તૃત્વવાદનું નિરસન, પ્રભુના દેહનું માહાત્મ્ય, જન્મથી તીર્થંકરના સહોત્થ ચાર અતિશયો, ³સ્યાદ્વાદના સ્વરૂપનું નિરૂપણ અને પ્રભુના ગુણોનો મહિમા. આ સ્તોત્રનું નિમ્નલિખિત ૩૧મું પદ્ય **ભક્તામર સ્તોત્ર** (શ્લો ૨૫) નું સ્મરણ કરાવે છે:

"त्वं शङ्करो भासि महाव्रतित्वाद् ,
ब्रह्माऽसि लोकस्य पितामहत्वात् ।
विष्णुर्विनेतः पुरुषोत्तमत्वा-
ज्जिनोऽसि रागादिजयाज्जनार्च्यः ॥ ३१ ॥

**શંખેશ્વર⁴ પાર્શ્વજિન-સ્તોત્ર**—આ સંસ્કૃત સ્તોત્રમાં ૩૩ પદ્યો છે. અને એ પણ ઉપર્યુક્ત બે સ્તોત્રની પેઠે 'શંખેશ્વર'-પાર્શ્વનાથના ગુણોત્કીર્તનરૂપ છે.

---

૧. આ સ્તોત્ર જૈન ગ્ર૦ પ્ર૦ સભા તરફથી અમદાવાદથી વિ. સં. ૧૯૯૮માં પ્રકાશિત ચ૦ વા૦ ગ્રંથસંગ્રહ (પત્ર ૪૫ અ-૪૯ અ)માં છપાયું છે.

૨-૩. આ બે વિષયો દાર્શનિક સાહિત્યને લગતા છે. એટલે અંશે આ સ્તોત્ર દાર્શનિક છે-તત્ત્વજ્ઞાનને લગતું છે.

૪. આ સ્તોત્ર "ચ૦ વા૦ ગ્રંથસંગ્રહ" (પત્ર ૪૪-૪૫)માં છપાયું છે.

આ સ્તોત્રનું પ્રથમ પદ્ય નીચે મુજબ છે :—

"ऐङ्काररूपां प्रणिपत्य वाचं, वाचंयमव्रातकृतांह्रिसेवम् ।
जनुः पुपूर्षुर्दुरितं जिहासुः, 'शङ्खेश्वरं' पार्श्वजिनं स्तवीमि ॥ १ ॥"

[1]પાર્શ્વજિનસ્તોત્ર—આમાં ૨૧ પદ્યો સંસ્કૃતમાં છે. એ તમામ પદ્યો '[2]સ્વાગતા' નામના એકજ છંદમાં છે આ સસ્કૃત સ્તોત્ર દ્વારા પાર્શ્વનાથની સ્તુતિ કરાઈ છે.

આ સ્તોત્રનો પ્રારભ નીચે પ્રમાણેના પદ્યથી કરાયો છે :—

"ऐन्द्रमौलिमणिदीधितिमाला-पाटले जिनपदे प्रणिपत्य ।
संस्तवीमि दुरितद्रुमपार्श्वं, भक्तिभासुरमना जिनपार्श्वम् ॥ १ ॥"

[3]**શમીન-પાર્શ્વનાથ-સ્તોત્ર**—આ સંસ્કૃત સ્તોત્રમાં નવ પદ્યો છે. આનુ પ્રથમ પદ્ય મળ્યું નથી. બાકીના પદ્યો 'અનુષ્ટુપ'માં છે. અંતિમ પદ્ય નીચે પ્રમાણે છે :—

"श्रीशमीनाभिधः पार्श्वः, पार्श्वयक्षनिषेवितः ।
इति स्तुतो वितनुतां, यशोविजयसम्पदम् ॥ ९ ॥"

---

૧. આ સ્તોત્ર ય૦ વા૦ ગ્રંથસંગ્રહ (પત્ર ૪૩ થી ૪૪ અ) માં છપાયું છે. પત્ર ૪૩ અ માં આ સ્તોત્ર "वाणारस्यां कृतं" એવો ઉલ્લેખ છે, પણ એ માટે કોઈ પ્રમાણ રજૂ કરાયું નથી તેમ કોઈ પ્રમાણ મારા પણ જાણવામા નથી. ગમે તેમ પણ આ જ સ્તોત્રને કેટલાક **વાણારસી-પાર્શ્વનાથ સ્તોત્ર** તરીકે નિર્દેશે છે.

૨. "स्वागता रनभगैर्गुरुणा च"

૩. આ સ્તોત્ર **જૈન-સ્તોત્ર-સન્દોહ** (ભા. ૧, પૃ.૩૯૨-૩૯૩)માં છપાયું છે.

જૈન ગ્રન્થાવલી ( પૃ.૨૯૪ )માં નવ પદ્યના **શમીન પાર્શ્વનાથ સ્તોત્ર**નો ઉલ્લેખ છે અને એની નોંધ ( એ પ્રમાણેની ) જિ૦ ૨૦ કો૦ (વિ. ૧, પૃ. ૪૨૧ )માં લેવાઈ છે. વિશેષમાં જૈન ગ્રં૦ (પૃ. ૧૦૬)મા યશોવિજયગણિ કૃત નવ પદ્યના સમીકાપાર્શ્વસ્તોત્રનો ઉલ્લેખ છે અને એની અંશતઃ નોંધ જિ૦ ૨૦ કો૦ ( વિ. ૧, પૃ. ૪૨૧ ) માં છે. શું શમીન-પાર્શ્વનાથ-સ્તોત્ર તે જ સમીકા-પાર્શ્વનાથ-સ્તોત્ર છે.

**સામાન્ય-જિન-સ્તવન**—આ ચાર કડીના 'હિન્દી' સ્તવનદ્વારા કર્તાએ પોતાની મનોવ્યથા દર્શાવી છે–પોતે ખૂબ દુઃખ ભોગવે છે એમ કહ્યું છે અંતમાં એમણે અવિચળ સંપત્તિ આપવા પ્રભુને વિજ્ઞપ્તિ કરી છે.

## સામાન્ય-જિન-સ્તવનરૂપ પદો

**પદોનું વર્ગીકરણ**—યશોવિજયગણિએ કેટલાં પદ રચ્યાં છે તેનો અંતિમ નિર્ણય આપવા માટે પૂરતાં સાધન નથી. ઉપલબ્ધ સાધનો જોતાં એની સંખ્યા આશરે ૭૫ ની છે. ગૂ૦ **સા૦ સં૦** માં આ પદો નીચે મુજબ વિભક્ત કરાયાં છે અને ક્રમાંક નીચે પ્રમાણે રખાયા છે :

(૧) સામાન્ય-જિન-સ્તવનરૂપ પદો : ૯, ૧૨, ૧૯, ૫૪, ૫૫, ૬૦, ૬૧ ને ૭૦ [૮].

(૨) વિશિષ્ટ-જિન-સ્તવનરૂપ પદો : ૮, ૧૦, ૧૧, ૧૬-૧૮, ૨૪, ૨૮-૩૨, ૪૧, ૪૨, ૬૩ ને ૬૬ [૧૬].

(૩) ગીતરૂપ પદો : ૧૫, ૨૬, ૨૩ ને ૪૦ [૪]. આ ઉપરાંત ત્રણ ગીતરૂપ પદ છે પણ તેના ક્રમાંક નથી.

(૪) આધ્યાત્મિક પદો : ૧–૭, ૧૩, ૧૪, ૨૦, ૨૧, ૨૫, ૩૪–૩૯, ૫૩, ૫૬, ૫૮, ૫૯, ૬૧, ૬૨, ૬૪, ૬૫, ૬૭, ૬૮, ૭૧–૭૩ [૩૬]. આ ઉપરાત એક ક્રમાંક વિનાનું પદ છે.

(૫) નવનિધાન નવ સ્તવનો : ૨૨, ૨૭, ૪૩–૫૦ ને ૬૯ [૧૧].

(૬) ગૌતમ પ્રભાતિ સ્તવન : ૨૩ [૧].

૫૮ મું પદ ભગવતીદાસ કૃત **બ્રહ્મવિલાસ** (પૃ. ૧૧૬) માં કંઈક રૂપાન્તરપૂર્વક છપાયાનું શ્રી અગરચંદ નાહટાનું કહેવું છે.
**પ્રભુપ્રત્યે પૂર્ણ રાગ** ( પદ–૯ )—આ પાચ કડીની હિન્દી કૃતિમાં પ્રભુ પ્રત્યે પૂર્ણ રાગ પ્રદર્શિત કરાયો છે. એમાં ચન્દ્રનાં કિરણ જોઈ સમુદ્ર ઊછળે એ બાબત તેમજ પગે ચાલનાર પગરખાં પહેરે તો એને કાંટા ન વાગે એ બાબત રજૂ કરાઈ છે. ધ્યાતા અને ધ્યેયની એકતા થતાં ભેદ મટી જાય એમ અહીં કહ્યું છે અને એ માટે નિમ્નલિખિત ઉદાહરણ અપાયુ છે—

**“ कुल विडारी छले जय सरिता, तब नहि रहत तडाग ”**
આ નવમું પદ ‘ આચેરી ’ રાગમાં છે.

**પ્રભુનું પ્રવચન** ( પદ–૧૨ )—આ પાંચ કડીની હિન્દી કૃતિમાં પ્રભુનું વચન સાંભળતાં તત્ત્વ સમજાયુ, એમ કહી કર્તાએ શ્રુતજ્ઞાન અને ચિન્તાજ્ઞાનનો “ ખીર-નિરવાણુ ” તરીકે ઉલ્લેખ કર્યો છે. વળી જે જ્ઞાન વિષયની તૃષ્ણા ઓલવે તે સાચું જ્ઞાન એમ તેમણે કહ્યું છે હરણ કાન ધરીને નાદ સાંભળે છે તેમ સંત ગુણનું ધ્યાન ધરે છે. ભેદાભેદ સ્યાદ્વાદમાં છે એમ અહી પ્રતિપાદન કરાયુ છે. આ બારમું પદ ‘વેરાવલ’ રાગમાં છે.

**પ્રભુનું શરણ** ( પદ–૧૯ )—આ ત્રણ કડીની હિન્દી કૃતિદ્વારા કર્તા પ્રભુનાં ચરણનું શરણ લે છે, હૃદય-કમળમાં એ પ્રભુનું ધ્યાન ધરે છે

મસ્તકે એની આજ્ઞા ધારણ કરે છે તેમજ એના ગુણની જપમાલા જપે છે. કર્તા પ્રભુને અદ્વિતીય ગણે છે.

આ ઓગણીસમા પદ માટે બે રાગનો ઉલ્લેખ કરાયો છે : ધન્યાશ્રી અને ગુર્જરી

**પ્રભુના દર્શનથી આનંદ** (પદ–૫૪)—આ ચારે કડીની હિન્દી કૃતિનો વિષય પ્રભુના દર્શનથી કર્તાને થયેલો આનંદ એ છે. કર્તાએ પ્રભુને અકળ, અરૂપી, અમૂર્ત અને સુમતિ સ્વરૂપી કહ્યા છે.
આ ચોપ્પનમા પદ માટે રાગનો ઉલ્લેખ નથી.

**પ્રભુ સાથે તન્મયતા** (પદ–૫૫) —આ ત્રણ કડીની હિન્દી કૃતિ છે. એમાં પ્રભુના ગુણ તરીકે અનંતજ્ઞાનનો ઉલ્લેખ છે. તારુ જ્ઞાન, તારુ ધ્યાન અને તારુ નામ એ મારા પ્રાણ છે એમ કર્તાએ કહ્યું છે.

આ પચાવનમા પદ માટે રાગનો નિર્દેશ નથી.

**પ્રભુના ગુણનું ધ્યાન** (પદ–૬૦) —આ ચાર કડીની હિન્દી કૃતિમાં કહ્યું છે કે પ્રભુના જ્ઞાનરૂપ ગુણનુ મુનિઓ અહર્નિશ ધ્યાન ધરે છે.

આ સાઠમા પદ માટે રાગનો ઉલ્લેખ નથી.

**પરમાત્માનું સ્વરૂપ** (પદ–૬૧)—આ ચાર કડીની હિન્દી કૃતિ છે. પહેલી બે કડીમાં ત્રણ ત્રણ અને બાકીની બેમાં ચારચાર પંક્તિ છે. પરમાત્માને પરમ બ્રહ્મ, પરમાનંદમય, અનંત સુખવાળા તથા અકળ કહ્યા છે. અહી મનને મંજરી કહી છે અને ભ્રમરને અનુભવ કહ્યો છે. અને એણે પ્રભુના ગુણની સુવાસ લીધી છે એમ કહ્યુ છે.
આ પદના રાગ તરીકે 'કાનડો' એવો ઉલ્લેખ છે.

**પ્રભુની જ યાચના** ( ૫૯-૭૦ ) આ ત્રણ કડીની હિન્દી કૃતિમાં કર્તાએ કહ્યું છે કે હે જિનેન્દ્ર ! તારા સિવાય અન્યની યાચના નહિ કરું એમ મેં પાકો નિશ્ચય કર્યો છે. પ્રભુનાં ચરણને કમળ અને અનુભવને રસ કહ્યા છે. તારા ગુણરૂપ રસમાં હુ રાચ્યું છું એમ કર્તાએ કહ્યું છે.

આ સિત્તેરમા પદનો રાગ 'કાશી' છે.

**જિન-બિમ્બ-સ્થાપન-સ્તવન**—આ દસ કડીની ગુજરાતી કૃતિ છે. એમાં જિનપ્રતિમા જિનેશ્વરની સમાન છે અને એ ઉથાપવી ન જોઈએ એમ કર્તાએ કહ્યું છે. એના સમર્થનાર્થે સંપ્રતિએ વીર સવત્ ૨૯૦ માં સવાલાખ જિનમંદિર બનાવ્યાં અને સવાક્રોડ જિન પ્રતિમા સ્થાપી. દ્રૌપદીએ જિન-પૂજા કરી, વિમલમંત્રીએ વિ. સં. ૯૯૩ માં આબુ ઉપર જિનમદિર કરાવ્યા, વિ. સં. ૧૧૯૯ માં કુમારપાલે અને વિ. સં. ૧૨૯૫ મા વસ્તુપાલે પાંચ પાંચ હજાર જિનમંદિર બનાવ્યાં. વિ. સં. ૧૩૭૧ માં સમરશાહે શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર અને વિ. સ. ૧૬૭૬ મા કર્માશાહે સોળમો ઉદ્ધાર કર્યો.



## વિશિષ્ટ-જિન-સ્તવનો

**[1]ત્રણ ચોવીસીઓ**—કૌશલિક ઋષભદેવથી માંડીને આસન્નોપકારી

1. આ ત્રણે કૃતિઓ ગૂ.સા.સ ના પ્રથમ વિભાગમાં અનુક્રમે પૃ. ૧-૨૦, પૃ. ૨૧-૩૪ અને પૃ. ૩૫-૫૪ માં છપાઈ છે. વિશેષમાં પહેલી ચોવીસીની દુર્લભદાસ કાલિદાસ શાહના ગુજરાતી ભાવાર્થ અને વિવેચન સહિતની બે આવૃત્તિઓ "જૈન શ્રેયસ્કર મંડળ" મ્હેસાણાથી વિ સ. ૧૯૭૩-૭૪ માં પ્રકાશિત કરાઈ છે. પ્રથમ આવૃત્તિમાં યશોવિજયગણિનું જીવનચરિત્રાદિ આપેલ છે

મહાવીરસ્વામી સુધીના ૨૪ તીર્થંકરોને અગે ગુજરાતીમાં એકેક તીર્થંકરના ગુણગાનરૂપે એકેક સ્તવન છે. એના સમૂહને 'ચોવીસી' કહે છે. આવી યશોવિજયગણિએ એકંદર ત્રણ ચોવીસીઓ રચી છે. પહેલી ચોવીસીનો પ્રારંભ "જગજીવન જગવાલહો" રૂપ આદિપદથી અલંકૃત [1]ઋષભદેવના સ્તવનથી કરાયો છે, જ્યારે એનો અંત "ગિરૂઆ રે ગુણ તુમતણા"થી શરૂ થતા મહાવીરસ્તવનથી કરાયો છે.

**પરિમાણ**—અભિનન્દનનાથ, વિમલનાથ અને નેમિનાથનાં સ્તવનો ૭ ૭ કડીનાં, પાર્શ્વનાથનું ત્રણ કડીનું અને બાકીના વીસ તીર્થંકરનાં સ્તવનો પાંચ પાંચ કડીનાં છે. આમ આ પહેલી ચોવીસીમાં એકંદર ૧૨૧ કડી છે.

**દેશી અને રાગ**—પહેલાં ૨૨ સ્તવનોને અગે દેશીનો ઉલ્લેખ છે. પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીનાં સ્તવનો અનુક્રમે મલ્હાર અને ધનાશ્રી રાગમાં છે.

**વિશેષતા**—સુપાર્શ્વનાથના સ્તવનમાં એ તીર્થંકરનું ઐશ્વર્ય વર્ણવતાં ૩૪ અતિશયો, વાણીના ૩૫ ગુણો અને ૮ પ્રાતિહાર્યોનો નિર્દેશ કરાયો છે.

ધર્મનાથના સ્તવનમાં 'થાશું' અને 'થે' એમ બે 'મારવાડી' પ્રયોગો છે.

કુન્થુનાથના સ્તવનમાં એમનો 'રત્નદીપક' તરીકે ઉલ્લેખ છે. એનું વર્ણન **ભક્તામરસ્તોત્ર**ના સોળમા પદ્યનું સ્મરણ કરાવે છે.

---

૧. આ સ્તવન આમ તો સામાન્ય લાગે છે, પણ એમાં ગભીર અર્થ રહેલો છે એમ મુનિશ્રી ભાનુવિજયજીએ **ન્યા. ય. સ્મૃ.**માં છપાયેલા એમના લેખ નામે "પૂ. ઉપાધ્યાયજીશ્રી યશોવિજયજી મહારાજના વચનનાં રહસ્યો અને વિશેષતાઓ" (પૃ. ૪૨) માં પ્રતિપાદન કર્યું છે.

નમિનાથના સ્તવનમાં એમની ઉપાસના કરવાથી આઠ મહાસિદ્ધિ અને નવનિધિની પ્રાપ્તિ થાય એમ કહ્યું છે વળી એમાં હાથી, ઘોડા, પુત્ર, પુત્રી અને બાન્ધવની પ્રાપ્તિ, ઇષ્ટનો સંયોગ અને અનિષ્ટ જનોનો અભાવ ઇત્યાદિ સાંસારિક લાભો પણ ગણાવાયા છે.

પાર્શ્વનાથનું સ્તવન ઉત્કૃષ્ટતાનાં નીચે મુજબનાં સત્તર ઉદાહરણો પૂરાં પાડે છે :—

| | | |
|---|---|---|
| દેવ—ઇન્દ્ર | રૂપ—કામદેવ | વખાણ – જિનકથા (વ્યાખ્યાન) |
| પર્વત—મેરુ | પુષ્પ—અરવિન્દ | મન્ત્ર—નવકાર |
| પશુ—સિંહ | ભૂપતિ—ભરત | રત્ન—સુરમણિ |
| વૃક્ષ—ચન્દન | હાથી—ઐરાવત | સાગર—સ્વયંભૂરમણ |
| સુભટ—મુરારિ(કૃષ્ણ) | પક્ષી—ગરુડ | ધ્યાન—શુક્લ |
| નદી—ગંગા | તેજસ્વી—સૂર્ય | |

આના સન્તુલનાર્થે પંચપરમેષ્ઠિગીતા તેમજ કવિ ઋષભદાસે રચેલી અને નીચે મુજબની પંક્તિથી શરૂ થતી [1]શત્રુંજયગિરિ-સ્તુતિ પણ જેવી ઘટે :—

" શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ ' મેરુ ' ઉદાર " —

---

૧. આ સ્તુતિ (થોય) કેટલાંક પુસ્તકોમાં છપાવાઇ છે. દા. ત. આત્મ-કલ્યાણ-માળા ( પૃ. ૧૪૪-૧૪૫, દ્વિતીય આવૃત્તિ )

**રચના-સમય**—આ ચોવીસી તેમજ બીજી બે પણ ક્યારે રચાઈ તેનો એમાં કે યશોવિજયગણિની અન્ય કોઈ કૃતિમાં ઉલ્લેખ નથી. આવી પરિસ્થિતિમા પ્રત્યેક ચોવીસીનાં સ્તવનો પૈકી રોજ એકેક રચાયું કે કેમ તે જાણવું બાકી રહે છે કર્તાએ ઘણાંખરાં સ્તવનોમાં પોતાને '[1]વાચક' કહ્યા છે. એ હિસાબે તો આ કૃતિ 'વાચક' બન્યા પછીની ગણાય.

**પૌર્વાપર્ય**—પ્રસ્તુત ત્રણ ચોવીસીનું પૌર્વાપર્ય નક્કી કરવા માટે કોઈ સાધન જણાતું નથી.

**નામનિર્દેશ**—કર્તાએ પ્રાયઃ પ્રત્યેક સ્તવનના અંતમાં 'જશ' શબ્દ વડે પોતાનું નામ દર્શાવ્યુ છે. એમનું સસારી નામ 'જશવંત' હતું તેનુ આ સંક્ષિપ્ત રૂપ છે બીજી રીતે વિચારીએ તો યશોવિજયમાંના 'યશસ્'નો ગુજરાતી પર્યાય 'જશ' છે.

કર્તાએ પોતાના ગુરુનું 'નયવિજય' નામ ઘણીખરીવાર આપી પોતાની ગુરુભક્તિનું દ્યોતન કર્યું છે અને સાથે સાથે એ દ્વારા પોતાનો અલ્પ પરિચય આપ્યો છે.

[2]**બીજી ચોવીસી**—આમાં પણ ૨૪ સ્તવનો છે, પરંતુ નવાઈની વાત એ છે કે બાવીસમું સ્તવન આ ચોવીસીમાંનાં બીજા સ્તવનોની જેમ ગુજરાતીમાં નહિ પણ હિન્દીમાં છે શું મૂળ ગુજરાતી સ્તવન લુપ્ત થતાં એને સ્થાને આ સ્તવન ગોઠવી દેવાયું હશે ?

---

૧. આ પદવી એમને વિ. સં. ૧૭૧૮ મા અપાઈ હતી એમ સુ૦ લે૦ (ઢાળ ૩, કડી ૧૨) માં કહ્યું છે.

૨. આ પ્રકાશિત છે.

**પરિમાણ**—કુન્થુનાથનું સ્તવન ચાર કડીનું, શાંતિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીના સ્તવનો પાંચ પાંચ કડીનાં, નેમિનાથનું બાર કડીનું અને બાકીનાં ૧૯ સ્તવનો ત્રણ ત્રણ કડીનાં છે. આમ આ ચોવીસી ૮૮ કડીની છે.

**દેશી, ઢાળ અને રાગ**—સોળ સ્તવનો માટે દેશીનો, છ માટે ઢાળનો અને બે માટે રાગનો ઉલ્લેખ છે. પાર્શ્વનાથના સ્તવન માટે "[1]ઢાળ ફાગની" એમ કહ્યું છે નવમું અને પંદરમું સ્તવન 'મલ્હાર' રાગમાં છે.

**વિશિષ્ટતા**—પદ્મપ્રભસ્વામીના સ્તવનમાં મુક્તિને મોદક ( લાડુ )ની ઉપમા અપાઈ છે. એમાં જિનશાસનને પાંતિ ( પંગત ) કહી છે અને સમ્યક્ત્વને થાળ ( મોટી થાળી ) કહેલ છે

શાંતિનાથનું સ્તવન વિરોધાભાસના સુંદર દૃષ્ટાંતો પૂરાં પાડે છે :–

રાગ અને દ્રૂપથી રહિત હોવા છતાં એ તીર્થંકર ચિત્તને આંજે છે, એમને શિરે છત્ર છે ઈત્યાદિના નિર્દેશપૂર્વક એમનું ઐશ્વર્ય વર્ણવી એમને ' અકિંચન ' કહ્યા છે. એ તીર્થંકરને સમતારૂપી પત્ની છે, છતાં એમને બ્રહ્મચારીઓમાં શિરોમણિ કહ્યા છે. ભવના રંગથી અને દોષના સંગથી એ તીર્થંકર મુક્ત છે પરંતુ હરણરૂપ લાંછનથી યુક્ત છે.

મહાવીર-સ્તવનમાં મનને મંદિર કહી પીઠબંધ તરીકે સમ્યક્ત્વનો, ચંદરવા તરીકે ચારિત્રનો, ભીંત તરીકે સંવરનો, ગોખ તરીકે કર્મના વિવર( છિદ્ર )નો, મોતીના ઝૂમખા તરીકે બુદ્ધિના આઠ ગુણોનો, પંચાલી ( પૂતળી ) તરીકે બાર ભાવનાનો, રાણી તરીકે સમતાનો અને શય્યા તરીકે સ્થિરતાનો ઉલ્લેખ છે. આમ આ સ્તવન આલંકારિક છે.

---

૧. ત્રીજી **ચોવીસી**ના બાવીસમા સ્તવન માટે પણ આ જ ઉલ્લેખ છે.

કુન્થુનાથ-સ્તવનમાં ઉંબર-ફૂલનો ઉલ્લેખ છે.

[1]**ત્રીજી ચોવીસી**—આનુ વિશિષ્ટ નામ છે. એને **ચોદ બોલની ચોવીસી** કહે છે.

**પરિમાણ**—મહાવીરસ્વામીનુ સ્તવન સાત કડીનું, નેમિનાથનું સ્તવન નવ કડીનું અને બાકીનાં બાવીસ સ્તવનો પાચ પાંચ કડીનાં છે. આમ એકદરે ૧૨૬ કડી છે.

**દેશી ઢાળ અને રાગ**—૧, ૫, ૭, ૧૬, ૧૮, ૧૯ અને ૨૧ ક્રમાંકવાળાં સ્તવનોને અગે દેશીનો, જ્યારે ૬, ૧૭, ૨૦ અને ૨૨ ક્રમાંકવાળાં સ્તવનો માટે દેશીને બદલે ઢાળનો ઉલ્લેખ છે. બાવીસમા સ્તવન માટે "[2]ઢાળ ફાગની" એમ કહ્યુ છે. ચોવીસમા સ્તવન માટે કેવળ રાગનો-ધનાશ્રીનો ઉલ્લેખ છે. ત્રેવીસમા સ્તવન માટે તો દેશી, ઢાળ, અને રાગ પૈકી કશાનો ઉલ્લેખ નથી.

**વૈશિષ્ટ્ય**—આ ચોવીસીનુ પ્રત્યેક સ્તવન તે તે તીર્થંકરને અંગેની નિમ્નલિખિત ચૌદ ચૌદ બાબતો વિષે માહીતી પૂરી પાડે છે :-

(૧) તીર્થંકરનું નામ (૨) તીર્થંકરના પિતાનું નામ (૩) તીર્થંકરની માતાનુ નામ (૪) જન્મભૂમિ (૫) લાછન (૬) વર્ણ (૭) દેહનું માન (ઊંચાઈ) (૮) સહદીક્ષિતની સખ્યા (૯) આયુષ્ય (૧૦) સાધુઓની સખ્યા (૧૧) સાધ્વીઓની સંખ્યા (૧૨) નિર્વાણભૂમિ (૧૩) શાસન-

---

૧. આ છપાયેલી છે.

૨. સરખાવો બીજી ચોવીસીનું ત્રેવીસમુ સ્તવન.

યક્ષનું નામ (૧૪) શાસન-યક્ષિણીનું [1]નામ

**સંતુલન**—જેમ આ ચોવીસીમાં [2]ચૌદ ચૌદ બોલ છે તેમ યશોવિજયજીગણિએ રચેલી વિહરમાણ-જિન-વીસીમાં નીચે મુજબના છ છ બોલ છે :-

(૧) તીર્થંકરનું નામ (૨—૪) એમનાં માતા, પિતા અને પત્નીનાં નામ (૫) જન્મભૂમિ અને (૬) લાંછન.

**નામ-નિર્દેશ**—આ ચોવીસીનાં કેટલાંક સ્તવનોમાં 'જશ' શબ્દનો શ્લેષ કરી એને અર્થ-સંદર્ભમાં ખૂબીથી ગોઠવી દઈ કર્તાએ પોતાનું નામ દર્શાવ્યું છે કોઇ કોઈ સ્તવનમાં "કવિ જશવિજય" એવો પણ ઉલ્લેખ છે. કોઈકમાં નામ ન આપતાં કર્તાએ પોતાને "નયવિજયજીના શિષ્ય" તરીકે ઓળખાવ્યા છે. બાકીનાં સ્તવનોમાં પહેલી બે ચોવીસીનાં સ્તવનોની જેમ 'જશ' એવો પણ ઉલ્લેખ છે.

**ઉપસંહાર**—ત્રણે ચોવીસીની કડી ૧૨૧ + ૮૮ + ૧૨૬ = ૩૩૫ છે. ૭૨ સ્તવનો પૈકી બીજી ચોવીસીનું ૨૨ મું સ્તવન હિન્દીમાં છે; બાકીનાં ૭૧ ગુજરાતીમાં છે.

---

૧. જૈન તત્ત્વાદર્શ ( પૃ. ૩૫-૫૦, પાંચમી આવૃત્તિ )માં ૫૧, બોલની નોંધ છે. પૃષ્ઠ ૬૯ માં વર્ણવેલ **પાર્શ્વનાથનું-સ્તવન** પાર્શ્વનાથને અંગે દરેક બાબતો પૂરી પાડે છે.

૨. સત્તરિસયઠાણ જેવી પાઈયકૃતિનું આ સ્મરણ કરાવે છે.

કુન્થુનાથ-સ્તવનમાં ઉંબર-ફૂલનો ઉલ્લેખ છે.

[1]ત્રીજી ચોવીસી—આનું વિશિષ્ટ નામ છે. એને **ચોદ બોલની ચોવીસી** કહે છે.

**પરિમાણ**—મહાવીરસ્વામીનું સ્તવન સાત કડીનું, નેમિનાથનું સ્તવન નવ કડીનું અને બાકીનાં બાવીસ સ્તવનો પાંચ પાંચ કડીનાં છે. આમ એકંદરે ૧૨૬ કડી છે.

**દેશી ઢાળ અને રાગ**—૧, ૫, ૭, ૧૬, ૧૮, ૧૯ અને ૨૧ ક્રમાંકવાળાં સ્તવનોને અંગે દેશીનો, જ્યારે ૬, ૧૭, ૨૦ અને ૨૨ ક્રમાંકવાળાં સ્તવનો માટે દેશીને બદલે ઢાળનો ઉલ્લેખ છે. બાવીસમા સ્તવન માટે "[2]ઢાળ ફાગની" એમ કહ્યું છે. ચોવીસમા સ્તવન માટે કેવળ રાગનો-ધનાશ્રીનો ઉલ્લેખ છે. ત્રેવીસમા સ્તવન માટે તો દેશી, ઢાળ, અને રાગ પૈકી કશાનો ઉલ્લેખ નથી.

**વૈશિષ્ટ્ય**—આ ચોવીસીનું પ્રત્યેક સ્તવન તે તે તીર્થંકરને અંગેની નિમ્નલિખિત ચૌદ ચૌદ બાબતો વિષે માહીતી પૂરી પાડે છે :-

(૧) તીર્થંકરનું નામ (૨) તીર્થંકરના પિતાનું નામ (૩) તીર્થંકરની માતાનું નામ (૪) જન્મભૂમિ (૫) લાંછન (૬) વર્ણ (૭) દેહનું માન (ઊંચાઈ) (૮) સહદીક્ષિતની સંખ્યા (૯) આયુષ્ય (૧૦) સાધુઓની સંખ્યા (૧૧) સાધ્વીઓની સંખ્યા (૧૨) નિર્વાણભૂમિ (૧૩) શાસન-

---

૧. આ છપાયેલી છે.

૨. સરખાવો બીજી ચોવીસીનું ત્રેવીસમું સ્તવન.

યક્ષનું નામ (૧૪) શાસન-યક્ષિણીનુ [1]નામ

**સંતુલન**—જેમ આ ચોવીસીમાં [2]ચૌદ ચૌદ બોલ છે તેમ યશો-વિજયજીગણિએ રચેલી **વિહરમાણ-જિન-વીસી**માં નીચે મુજબના છ છ બોલ છે :-

(૧) તીર્થંકરનુ નામ (૨—૪) એમનાં માતા, પિતા અને પત્નીનાં નામ (૫) જન્મભૂમિ અને (૬) લાંછન.

**નામ-નિર્દેશ**—આ ચોવીસીનાં કેટલાંક સ્તવનોમાં ' જશ ' શબ્દનો શ્લેષ કરી એને અર્થ-સંદર્ભમા ખૂબીથી ગોઠવી દઈ કર્તાએ પોતાનુ નામ દર્શાવ્યુ છે કોઇ કોઈ સ્તવનમાં " કવિ જશવિજય " એવો પણ ઉલ્લેખ છે. કોઈકમા નામ ન આપતાં કર્તાએ પોતાને " નય-વિજયજીના શિષ્ય " તરીકે ઓળખાવ્યા છે. બાકીનાં સ્તવનોમા પહેલી બે **ચોવીસી**ના સ્તવનોની જેમ ' જશ ' એવો પણ ઉલ્લેખ છે.

**ઉપસંહાર**—ત્રણે ચોવીસીની કડી ૧૨૧ + ૮૮ + ૧૨૬ = ૩૩૫ છે. ૭૨ સ્તવનો પૈકી બીજી ચોવીસીનુ ૨૨ મુ સ્તવન હિન્દીમા છે; બાકીનાં ૭૧ ગુજરાતીમા છે.

---

૧. જૈન તત્ત્વાદર્શ ( પૃ. ૩૫-૭૦, પંચમી આવૃત્તિ )મા ૫૧, બોલની નોંધ છે. પૃષ્ઠ ૬૯ મા વર્ણવેલ **પાર્શ્વનાથનુ-સ્તવન** પાર્શ્વનાથને અંગે દરેક બાબતો પૂરી પાડે છે.

૨. સત્તરિસયઠાણ જેવી પાઈયકૃતિનુ આ સ્મરણ કરાવે છે.

[1]મૌન એકાદશીનું દોઢસો કલ્યાણકનું સ્તવન (વિ. સં. ૧૭૩૨)—આ સ્તવન બાર ઢાળમાં રચાયું છે. અંતે કળશ રૂપે એક પદ્ય છે. પહેલી ઢાળ સિવાયની બાકીની ઢાળો માટે દેશીનો ઉલ્લેખ છે, બાર ઢાળોમાં કડીની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે :-

૫, ૫, ૫, ૫, ૫, ૫, ૬, ૫, ૫, ૫, ૬ અને ૫.
આમ એકંદર ૬૨ કડી છે.

પહેલી ઢાળમાં કહ્યું છે કે હરિએ( કૃષ્ણે ) જિનને( નેમિનાથને ) પુછયુ એટલે એ જિને મૌન એકાદશીનું પર્વ ઉપદેશ્યું. એ દિવસ એટલે કે માગસર સુદ અગિયારસ ૧૫૦ કલ્યાણકોથી અલંકૃત છે. એ[2] પર્વની આરાધના માટે પૌષધ કરવો જોઇએ.

બીજી ઢાળમાં કહ્યું છે કે પાડે પાડે 'સર્વજ્ઞાય નમ.', 'નમો અર્હતે,' 'નમો નાથાય,' એમ કહેવું. ચોથી કડીમાં આગળની ઢાળના વિષયની યોજનાનો નિર્દેશ કરાયો છે. એ યોજના મુજબ બાકીની દસ ઢાળમાં અતીત, વર્તમાન અને અનાગત ચોવીસીના ત્રણ ત્રણ તીર્થંકરોનાં નામ

---

૧. આ સ્તવન **ગૂ. સા. સં.** ( વિ ૧, પૃ. ૧૮૬–૧૯૬ )માં છપાયું છે. એના પૃ. ૧૯૬ માં ટિપ્પણરૂપે કહ્યુ છે કે " પાઠકોની સરળતા ખાતર કેટલીક જગ્યાએ જૂની ભાષાને ચાલુ વર્તમાન ભાષામાં રાખી છે." આમ જે ફેરફાર કરાયો છે તેથી ભાષાના અભ્યાસને ધક્કો પહોંચ્યો છે અને એ કંઈ નાનીસૂની હાનિ ન કહેવાય એટલે એટલા ખાતર પણ આ સ્તવન મૂળભાષામા યોગ્ય રીતે પ્રકાશિત થવું ઘટે

૨. આ સંબધમા મે ' મૌન એકાદશીનું પર્વ અને એને અંગેનું સાહિત્ય" નામના મારા "આ૦ પ્ર૦" ( પૃ. ૫૬. અંક ૩ )મા છપાયેલા લેખમાં વિચાર કર્યો છે.

દસ ક્ષેત્રો પૈકી એકેકને લક્ષીને અપાયાં છે તેમા પાંચ ભરતક્ષેત્રનો ક્રમ નીચે મુજબ રખાયો છે :-

જબૂદ્વીપનું ભરતક્ષેત્ર, ધાતકીખડનું પૂર્વ ભરતક્ષેત્ર, પુષ્કરાર્ધનું પૂર્વ ભરતક્ષેત્ર, ધાતકીખંડનું પશ્ચિમ ભરતક્ષેત્ર અને પુષ્કરાર્ધનું પશ્ચિમ ભરતક્ષેત્ર આ જ ક્રમે પાંચ ઐરાવત ક્ષેત્રો પાંચ ભરતક્ષેત્ર પછી વિચારાયા છે.

આમ દસે ક્ષેત્રોમા ત્રણે ચોવીસીના ત્રણ ત્રણ તીર્થંકરોનાં પાંચ પાંચ કલ્યાણકો ગણતાં ૧૦[1] × ૩[2] × ૫[3]=૧૫૦ કલ્યાણકો થાય છે. ત્રણ ત્રણ તીર્થંકરો પૈકી એકનાં ત્રણ કલ્યાણકો અને બાકીના બબ્બેનાં એકેક કલ્યાણક મૌન એકાદશીએ છે.

દરેક તીર્થંકરનાં પાંચ કલ્યાણક હોય છે. ત્રણ ચોવીસીનો દસે ક્ષેત્ર આશ્રી વિચાર કરતાં ૫ × ૭૨ × ૧૦ = ૩૬૦૦ કલ્યાણકો થાય. એ પૈકી ૧૫૦ મૌન એકાદશીએ છે.

કળશમાં બાર ઢાળનો બાર ભાવના રુપી વૃક્ષની મંજરી તરીકે, બાર અગરૂપી વિવેકના પલ્લવ તરીકે, બાર વ્રતની શોભારૂપે અને બાર તપની વિધિના સાધન તરીકે ઉલ્લેખ છે.

**રચના-સ્થળ અને રચના-સમય**—બારમી ઢાળમાં આ સ્તવન વિ. સં. ૧૭૩૭માં ખંભાતના ચાતુર્માસ દરમિયાન રચ્યાનો કર્તાએ ઉલ્લેખ કર્યો છે. એમણે આ સ્તવનમાં પોતાની ગુરુપરંપરા દર્શાવી છે. તેમ કરતી વેળા એમણે કલ્યાણવિજયને વરવાચક( મહોપાધ્યાય ) અને વાદીઓરૂપ હાથીઓને વિષે સિંહસમાન કહ્યા છે.

---

૧—૩ આ અનુક્રમે ક્ષેત્ર, ચોવીસી અને કલ્યાણકની સખ્યા છે.

આ ઢાળમાં 'ગચ્યુણું' શબ્દ બે વાર જયારે બીજી ઢાળમાં એક વાર વપરાયેલ છે. પહેલી ઢાળમાં 'ગુણાગું' શબ્દ છે.

**સંતુલન**—આ સ્તવન સાથે **अरस्य प्रव्रज्या** થી શરૂ થતી **મૌન-એકાદશીની સ્તુતિ** સરખાવી શકાય.

**આદિનાથ-સ્તવન**—આ પાચ કડીનુ હિન્દીમાં રચાયેલું સ્તવન છે. પ્રભુને તારક કહી, સેવકને ભવનો પાર પ્રથમ પમાડી-એને તારી તારક બનવુ ઘટે એમ અહીં કહ્યુ છે.

**ઋષભદેવનું સ્તવન**—આ નવ કડીનું ગુજરાતીમા રચાયેલુ સ્તવન છે. એમાં ઋષભદેવની મૂર્તિના દર્શનથી અપૂર્વ લાભ થયાનુ કર્તાએ કહ્યું છે. જેમકે સુકૃતનો સંચય થયો, કલ્પવૃક્ષ ફળ્યું, કામઘટ મળ્યો, અમૃતની વૃષ્ટિ થઈ અને કુમતિરૂપ અંધકારનો નાશ થયો.

વિશેપમાં ઋષભદેવની અન્ય સુર સાથે તુલના કરતાં એ બેને નીચે મુજબ ઉપમા અપાઈ છે :—

| ઋષભદેવ | અન્ય સુર |
|---|---|
| કનક, મણિ | તૃણ |
| કુંજર | કરહ ( ઊંટ ) |
| કલ્પતરુ | બાવળનું ઝાડ[1] |

આ સ્તવનમાં ચમક-પાષાણ લોઢાને ખેંચે છે એ વાત કહી છે.

શરીર. જીભ, હૃદય, રાત અને દિવસની ધન્યતા શેમાં છે તે આ સ્તવનમાં દર્શાવાયુ છે.

૧. સરખાવો નેમિનાથનુ સ્તવન.

ઋષભદેવને ગુણના રત્નાકર કહી એક ગુણરૂપ રત્ન આપવામાં શી ખોટ આવશે એમ અહીં કહ્યું છે. આ વાતનો **વિહરમાણ-જિન-વીસી**ગત બારમા સ્તવનમાં પણ ઉલ્લેખ છે.

**અજિતનાથનું સ્તવન**—આ સ્તવન બે ઢાળમાં ગુજરાતીમાં રચાયું છે. પહેલી ઢાળમાં અગિયાર અને બીજીમાં ત્રણ કડી છે બંને ઢાળની દેશી દર્શાવાઈ છે. પહેલી ઢાળમાં 'તારંગ'ગિરિનો તેમજ કોટિશિલાનો ઉલ્લેખ છે. પરમ શ્રાવક કુમારપાલ નૃપતિએ 'કલિ૦' હેમચન્દ્રસૂરિના ઉપદેશથી **કુમરવિહાર** નામનો જૈન પ્રાસાદ બંધાવ્યો હતો.[1] અને એ પ્રાસાદ-જિનમંદિર દંડ, કળશ અને ધજા તેમજ તોરણ અને ઊંચા સ્તંભ તથા પુતળી વડે શોભે છે એમ અહીં કહ્યું છે. એમાં અજિતનાથની પ્રતિમા છે. તારણદેવી એ રક્ષપાલિકા-( રખવાળી ) છે. આ 'તારંગ'ગિરિ આણંદપુર( વડનગર ) પાસે આવ્યું છે એમ કર્તાએ કહ્યું છે.

બીજી ઢાળમાં 'તારણ'ગિરિના મંડનરૂપ અજિતનાથની પાસે એક ( ગુણરૂપ ) રત્નની યાચના કરાઈ છે.

**અભિનન્દનનાથનું સ્તવન**—આ છ કડીનું ગુજરાતીમાં રચાયેલું સ્તવન છે એમાં તીર્થંકરના ૩૪ અતિશય, એમની વાણીના ૩૫ ગુણો અને ૧૨ પર્ષદાનો બાધે ભારે ઉલ્લેખ કરાયો છે. કાર્ય, કારણ, નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ આ જિનેશ્વરે પર્ષદાઓને સમજાવ્યાનો, ગણધરને ત્રિપદી દર્શાવ્યાનો અને 'સમેતશિખર' ઉપર આ તીર્થંકરનું નિર્વાણ થયાનો અહીં ઉલ્લેખ છે.

---

૧. આબુની કોરણી, રાણકપુરની બાંધણી અને તારંગાની ઉંચાણી એવી લોકોક્તિ છે. એ દ્વારા તારંગાના જિનમંદિરની ઉંચાઈની પ્રશંસા કરાઈ છે.

**સુપાર્શ્વનાથનું સ્તવન**—આ ગુજરાતી સ્તવનમાં આઠ કડી છે. આમાં બાવના-ચંદન છ માસનો ક્ષય દૂર કરે એમ કહ્યુ છે. મોર જોઈને સર્પ નાસે એ વાતનો અહીં ઉલ્લેખ છે. એ કલ્યાણમન્દિર સ્તોત્ર( શ્લો. ૮ )નું સ્મરણ કરાવે છે. પાર્શ્વનાથના એક સ્તવનમા પણ આ હકીકત અપાઈ છે.

[1]**'મલકાપુર'મંડન સુપાર્શ્વનાથનું સ્તવન**—આ મારવાડી ભાષાની છાંટવાળા ગુજરાતી સ્તવનમાં પાંચ કડી છે. એ દ્વારા મલકાપુરમાંની સુપાર્શ્વનાથની પ્રતિમાની સ્તુતિ કરાઈ છે. આ [2]મલકાપુર તે કયુ તે નક્કી કરવુ બાકી રહે છે. એ નગર આગ્રાની પાસે હોવાનું કહેવાય છે.

**'ઉન્નતપુર'મંડન શાન્તિનાથનું સ્તવન**—આ ગુજરાતી કૃતિમા સોળ કડી છે. આ સ્તવનમા ઉન્નતપુરમાં ( હાલ ' ઉના ' તરીકે ઓળખાવાતા નગરમાં ) આવેલા શાન્તિનાથનો પ્રાસાદ પોરા વ્યવહારિયાએ બનાવાયોનો ઉલ્લેખ છે. અહી કર્તાએ શાન્તિનાથને ભવસાગરમાના 'અંતરદ્વીપ' કહ્યા છે. વળી જે ' કલિ'કાલમા તારાં ( શાન્તિનાથનાં ) દર્શન થયાં તે ધન્ય છે, પરંતુ એ દર્શન વિનાનો ' કૃત'યુગ નકામો છે એમ શાન્તિનાથની સ્તુતિરૂપે કર્તાએ ઉલ્લેખ કર્યો છે.

---

૧. આ ગૂ૦ સા૦ સ૦( વિ૦ ૧, પૃ૦ ૧૨૭ )માં છપાયું છે.

૨ આ સબંધમાં જુઓ મારો લેખ નામે "મલકાપુર તે કયુ ? ભૂગોલજ્ઞોને પ્રશ્ન" આ લેખ "જૈ૦ સ૦ પ્ર૦"( વ૦ ૨૨, અંક ૮ )મા છપાયો છે.

કર્તાએ પોતાના મનને ગિરિ, શાન્તિનાથને સિંહ, પાપને હાથી અને કુમતિને હરણી કહેલ છે. જ્યાં લગી ગ્રહો ગગનમાં ભમશે અને સમુદ્ર ગંભીર રહેશે ત્યાં સુધી મેરુના જેવા ધીર શાન્તિનાથ ચિરંજીવ હો એમ પંદરમી કડીમા ઉલ્લેખ છે. અંતમાં વિજયદેવસૂરિ અને વિજયસિંહસૂરિનાં નામનો નિર્દેશ છે.

પ્રશ્ન—કર્તાએ જે **ઉન્નતપુરસ્તવન** રચ્યાનું વિદ્વદ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ **ન્યા૦ ય૦ સ્મૃ૦**માના આમુખ( પૃ. ૧૨ )માં કહ્યું છે તે જ આ સ્તવન છે?

**નેમિનાથનું સ્તવન**—આ ચચ્ચાર પંક્તિની પાંચ કડીમા ગુજરાતીમાં રચાયેલુ સ્તવન છે. એમાં નેમિનાથને સુરમણિ અને સાકર કહ્યા છે. જ્યારે અન્ય દેવને કાચ અને લવણ કહ્યા છે.[1] જેમ ભ્રમર કમળને, શંકર ગંગાને, ચકોર ચન્દ્રને અને મોર મેઘને ચાહે છે તેમ હું તને— નેમિનાથને ચાહુ છું એમ કર્તાએ કહ્યું છે અને એ દ્વારા એમણે પ્રીતિનાં કેટલાક ઉદાહરણ રજૂ કર્યાં છે. કર્તાએ નેમિનાથને દાતા, ત્રાતા, ભ્રાતા, માતા અને તાત કહ્યા છે.

**પાર્શ્વનાથનું સ્તવન**—આ સ્તવન 'ધમાલ' રાગમા પચ્ચીસ કડીમાં હિન્દીમિશ્રિત ગુજરાતીમા રચાયેલું છે. આમાં કહ્યુ છે કે કેસર અને ચંદન વડે પ્રભુની પૂજા કરવી અને ત્યાર પછી નિમ્નલિખિત નામવાળાં પુષ્પો પ્રભુને ચડાવવા :—

કુન્દ( મોગરો ), કેતકી( કેવડો ), ચંપક( ચંપો ), જાઈ, જુઈ, દમણો, પિયંગ અને મચકુંદ. મનોહર આગી રચવી, અલંકારો ધારણ કરવાં અને દ્રવ્યસ્તવની વિધિ પૂર્ણ કરવી અને પછી ભાવ-સ્તવ કરવો એમ અહીં કહ્યુ છે.

---

૧. સરખાવો **ઋષભદેવનું સ્તવન** ( પૃ૦

[1]પાર્શ્વનાથનું સ્તવન—આ પાંચ કડીનુ 'ધમાલ' રાગમાં ગુજરાતીમાં રચાએલુ સ્તવન છે. એમાં પાર્શ્વનાથની જન્મભૂમિ તરીકે વાણારસીનો ઉલ્લેખ છે. એમનાં માતાપિતાનાં નામ, લાંછન, ઊંચાઈ, સહદીક્ષિતની સંખ્યા, આયુષ્ય, નિર્વાણસ્થળ તેમજ શ્રમણ અને શ્રમણીનો પરિવાર દર્શાવી શાસનના રક્ષક તરીકે ધરણ ઇન્દ્ર અને પદ્માવતીનો ઉલ્લેખ કરાયો છે.

[2]અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન—આ ૭ કડીનુ હિન્દી સ્તવન છે. એમાં કહ્યું છે કે કરોડ દેવો મળીને પણ પાર્શ્વનાથના અંગૂઠા જેવો અંગૂઠો બનાવી ન શકે.[3] આમ એના અદ્‌ભુતરૂપની પ્રશંસા કરાઈ છે.

ત્રીજી કડીમાં કેવલજ્ઞાનને કમળા અને પાર્શ્વનાથને ગોવિન્દ, પાંચમી કડીમાં મનને મધુકર અને પાર્શ્વનાથને અરવિન્દ તેમજ નયનને ચકોર અને પાર્શ્વનાથના મુખને ચન્દ્ર કહ્યાં છે.

[4]'ગોડી' પાર્શ્વનાથનું સ્તવન—આ નવ કડીનુ ગુજરાતી સ્તવન છે. એ "હિતકારી તે હિતકારી"થી શરૂ થાય છે. એમાં

---

૧ ગૂ૦ સા૦ સં૦મા એના શીર્ષક તરીકે 'પ્રભુ ગુણગાન મહિમા' રખાયુ છે.

૨ આ ગૂ૦ સા૦ સ૦( વિ૦ ૧, પૃ. ૯૭ )મા "પ્રભુ-મહિમા" એ નામથી છપાયું છે.

૩. આવી હકીકત પ્રત્યેક તીર્થંકરને અંગે ઘટે છે. જુઓ

૪. આ સ્તવન ન્યા૦ ય૦ સ્મૃ૦( પૃ. ૨૫૬ )મા છપાયું છે. એ પૂર્વે એ 'અપ્રસિદ્ધ હોવાનું "અનુક્રમણિકા" માં કહ્યુ છે ત્યા આનો 'ગીત' તરીકે ઉલ્લેખ છે તે વિચારણીય છે.

'ગોડી' પાર્શ્વનાથની મૂર્તિની મનોહરતા, એમની સેવા માટેનો અનુરાગ, દેવ તરીકેની એમની શ્રેષ્ઠતા અને એમની વાણીની પ્રશંસા વર્ણવાયાં છે. અંતમાં કર્તાએ "વાચક જશ" દ્વારા પોતાનો પરિચય આપ્યો છે.

[1]**'ગોડી' પાર્શ્વનાથનું સ્તવન**—આ ગુજરાતીમાં બાર કડીમાં રચાયેલું સ્તવન અતર્યમકથી અલંકૃત છે. એ અલંકારનો ખ્યાલ આવે એ માટે હુ એની પહેલી કડી રજૂ કરું છુ :—

"ગોડી પ્રભુ ગાજઇં રે, ઠકુરાઇ છાજઇં રે;
અતિ તાજઈ દિમાજઇં, રાજઇં રાજિઓ રે.—૧"

'ગોડી' પાર્શ્વનાથને આ સ્તવનમાં શરણાગતના ત્રાતા, દોલતના દાતા, સહજ નિઃસગી, વલ્લભ અને અદ્વિતીય કહ્યા છે. કર્તાએ પ્રભુજીને વિજ્ઞપ્તિ કરી છે કે મને શિવનારી પરણાવો.

[2]**'ચિન્તામણિ' પાર્શ્વનાથનું સ્તવન**—આ દસ કડીના ગુજરાતીમા રચાએલા સ્તવનમાં ચિન્તામણિ અને ચમક-પાષાણ એમ એને 'પત્થર' કહ્યા છે. વળી કાળ, સ્વભાવ અને ભવિતવ્યતાને 'ચિન્તામણિ' પાર્શ્વનાથના દાસ તરીકે ઓળખાવ્યાં છે. બાળક જેમ તેમ બોલે અને પિતા આગળ લાડ કરે એમ જે નવમી કડીમાં કહ્યું છે તે **રત્નાકર પંચવિંશાતિકા**( શ્લો ૩ )નું સ્મરણ કરાવે છે. ત્રીજી

---

૧. કર્તાએ જાતે આ સ્તવન જે પ્રતમાં લખ્યું હતું તે જ પ્રત ઉપરથી ગૂ૦ સા૦ સ૦ મા છપાવાયુ છે.

૨. આ ઉપર્યુક્ત પુસ્તક( વિ૦ ૧, પૃ૦ ૯૯-૧૦૦ )માં જોવાય છે. ત્યાં એનું શીર્ષક "મુક્તિયાચના" રખાયુ છે.

મનને વન, ભક્તિને મયૂરી ( ઢેલ ) અને પાપને સર્પ કહ્યાં છે.[1] વિશેષમાં પ્રભુની આજ્ઞાને કલ્પવેલી, મનને નંદનવન અને કુમતિ તથા કદાગ્રહને કાંટાનું વૃક્ષ કહ્યાં છે ૧૮૦૦૦ શીલાંગરથના બે ચક્ર તરીકે પ્રભુની ભક્તિનો રાગ અને એની આજ્ઞાના આરાધનનો ઉલ્લેખ છે.

અપરિણીત કન્યા પતિના સંયોગનું સુખ ન જાણે[2] એમ કહી અનુભવનું મહત્ત્વ દર્શાવાયુ છે. નિશ્ચય-નયનો નિર્દેશ તેરમી કડીમાં છે. હંસ ક્ષીર અને નીર જુદા પાડે અને કસ્તૂરી માટે મૂઢ ( કસ્તૂરી મૃગ ) બહાર ફરે એ બે ઉદાહરણ અપાયા છે.

પ્રભુની સિદ્ધ તરીકેની દશા વર્ણવાઈ છે. એને માતા, ત્રાતા, ભ્રાતા, પિતા, બંધુ અને મિત્ર કહ્યાં છે. આવી હકીકત **નેમિનાથનું સ્તવન** ( પૃ. 　 )માં[3] પણ જોવાય છે.

**ભાવ-પૂજાના રહસ્યથી ગર્ભિત[4] શામળા પાર્શ્વનાથનું સ્તવન**—આ સત્તર કડીનું ગુજરાતી સ્તવન છે. ભાવ-પૂજા કરતી વેળા ભાવવાના ભાવો અહીં વર્ણવાયા છે. જેમકે દાતણ કરતી વેળા

---

૧. સરખાવો **કલ્યાણમન્દિરસ્તોત્ર** (શ્લો ૮ ) તેમ જ **સુપાર્શ્વનાથનું સ્તવન**.

૨. આ હકીકત હરિભદ્રસૂરિએ એક કૃતિમાં દર્શાવી છે. યશોવિજયે આ વાત **સિદ્ધજિનનાં સહસ્રનામમાં** કહી છે.

૩. આ ગૂ૦ સા૦ સં૦ ( વિ. ૧, પૃ૦ ૮૯-૯૧ ) માં છપાયુ છે.

૪. સત્તરમી કડીમાં "પરમપુરુષ સામળાજી" એનો ઉલ્લેખ છે. એ ઉપરથી મેં આ વિશેષણ યોજ્યું છે.

'ગોડી' પાર્શ્વનાથની મૂર્તિની મનોહરતા, એમની સેવા માટેનો અનુરાગ, દેવ તરીકેની એમની શ્રેષ્ઠતા અને એમની વાણીની પ્રશંસા વર્ણવાયાં છે. અંતમાં કર્તાએ "વાચક જશ" દ્વારા પોતાનો પરિચય આપ્યો છે.

[1]**'ગોડી' પાર્શ્વનાથનું સ્તવન**—આ ગુજરાતીમાં બાર કડીમાં રચાયેલું સ્તવન અંતર્યમકથી અલંકૃત છે. એ અલંકારનો ખ્યાલ આવે એ માટે હુ એની પહેલી કડી રજૂ કરું છુ :—

"ગોડી પ્રભુ ગાજઈ રે, ઠકુરાઈ છાજઈ રે;
અતિ તાજઈ દિમાજઈ, રાજઈ રાજિઓ રે.—૧"

'ગોડી' પાર્શ્વનાથને આ સ્તવનમાં શરણાગતના ત્રાતા, દોલતના દાતા, સહજ નિ:સંગી, વલ્લભ અને અદ્વિતીય કહ્યા છે. કર્તાએ પ્રભુજીને વિજ્ઞપ્તિ કરી છે કે મને શિવનારી પરણાવો.

[2]**'ચિન્તામણિ' પાર્શ્વનાથનું સ્તવન**—આ દસ કડીના ગુજરાતીમા રચાએલા સ્તવનમાં ચિન્તામણિ અને ચમક-પાષાણ એમ બેને 'પત્થર' કહ્યા છે. વળી કાળ, સ્વભાવ અને ભવિતવ્યતાને 'ચિન્તામણિ' પાર્શ્વનાથના દાસ તરીકે ઓળખાવ્યા છે. બાળક જેમ તેમ બોલે અને પિતા આગળ લાડ કરે એમ જે નવમી કડીમાં કહ્યું છે તે **રત્નાકર પંચવિંશતિકા**(શ્લો. ૩)નું સ્મરણ કરાવે છે. ત્રીજી

---

૧. કર્તાએ જાતે આ સ્તવન જે પ્રતમાં લખ્યું હતું તે જ પ્રત ઉપરથી **ગૂ૦ સા૦ સ૦** મા છપાવાયુ છે.

૨. આ ઉપર્યુક્ત પુસ્તક( વિ૦ ૧, પૃ૦ ૯૯-૧૦૦ )માં જોવાય છે. ત્યાં એનું શીર્ષક "મુક્તિયાચના" રખાયુ છે.

[1]**પાર્શ્વનાથનું સ્તવન**—આ પાંચ કડીનુ 'ધમાલ' રાગમા ગુજરાતીમાં રચાએલુ સ્તવન છે. એમાં પાર્શ્વનાથની જન્મભૂમિ તરીકે વાણારસીનો ઉલ્લેખ છે. એમનાં માતાપિતાનાં નામ, લાંછન, ઊંચાઈ, સહદીક્ષિતની સખ્યા, આયુષ્ય, નિર્વાણસ્થળ તેમજ શ્રમણ અને શ્રમણીનો પરિવાર દર્શાવી શાસનના રક્ષક તરીકે ધરણ ઇન્દ્ર અને પદ્માવતીનો ઉલ્લેખ કરાયો છે.

[2]**અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન**—આ ૭ કડીનુ હિન્દી સ્તવન છે. એમાં કહ્યુ છે કે કરોડ દેવો મળીને પણ પાર્શ્વનાથના અંગૂઠા જેવો અંગૂઠો બનાવી ન શકે.[3] આમ એના અદ્ભુતરૂપની પ્રશંસા કરાઈ છે.

ત્રીજી કડીમાં કેવલજ્ઞાનને કમળા અને પાર્શ્વનાથને ગોવિન્દ, પાચમી કડીમાં મનને મધુકર અને પાર્શ્વનાથને અરવિન્દ તેમજ નયનને ચકોર અને પાર્શ્વનાથના મુખને ચન્દ્ર કહ્યાં છે.

[4]**'ગોડી' પાર્શ્વનાથનું સ્તવન**—આ નવ કડીનુ ગુજરાતી સ્તવન છે. એ "હિતકારી તે હિતકારી"થી શરૂ થાય છે. એમાં

---

૧. ગૂ૦ સા૦ સ૦માં એના શીર્ષક તરીકે 'પ્રભુ ગુણગાન મહિમા' રખાયુ છે.

૨. આ ગૂ૦ સા૦ સ૦( વિ૦ ૧, પૃ. ૯૭ )માં "પ્રભુ-મહિમા" એ નામથી છપાયું છે.

૩. આવી હકીકત પ્રત્યેક તીર્થંકરને અગે ઘટે છે. જુઓ

૪. આ સ્તવન ન્યા૦ ય૦ સ્મૃ૦( પૃ. ૨૫૬ )મા છપાયુ છે. એ પૂર્વે એ અપ્રસિદ્ધ હોવાનું "અનુક્રમણિકા" મા કહ્યુ છે ત્યા આનો 'ગીત' તરીકે ઉલ્લેખ છે તે વિચારણીય છે.

'ગોડી' પાર્શ્વનાથની મૂર્તિની મનોહરતા, એમની સેવા માટેનો અનુરાગ, દેવ તરીકેની એમની શ્રેષ્ઠતા અને એમની વાણીની પ્રશંસા વર્ણવાયાં છે. અંતમાં કર્તાએ "વાચક જશ" દ્વારા પોતાનો પરિચય આપ્યો છે.

[1]**'ગોડી' પાર્શ્વનાથનું સ્તવન**—આ ગુજરાતીમાં બાર કડીમાં રચાયેલું સ્તવન અંતર્યમકથી અલંકૃત છે. એ અલંકારનો ખ્યાલ આવે એ માટે હુ એની પહેલી કડી રજૂ કરું છુ :—

"ગોડી પ્રભુ ગાજઈ રે, ઠકુરાઈ છાજઈ રે;
અતિ તાજઈ દિમાજઈ, રાજઈ રાજિઓ રે.—૧"

'ગોડી' પાર્શ્વનાથને આ સ્તવનમાં શરણાગતના ત્રાતા, દોલતના દાતા, સહજ નિઃસંગી, વલ્લભ અને અદ્વિતીય કહ્યા છે કર્તાએ પ્રભુજીને વિજ્ઞપ્તિ કરી છે કે મને શિવનારી પરણાવો.

[2]**'ચિન્તામણિ' પાર્શ્વનાથનું સ્તવન**—આ દસ કડીના ગુજરાતીમા રચાએલા સ્તવનમાં ચિન્તામણિ અને ચમક-પાષાણ એમ એને 'પત્થર' કહ્યા છે. વળી કાળ, સ્વભાવ અને ભવિતવ્યતાને 'ચિન્તામણિ' પાર્શ્વનાથના દાસ તરીકે ઓળખાવ્યાં છે. બાળક જેમ તેમ બોલે અને પિતા આગળ લાડ કરે એમ જે નવમી કડીમાં કહ્યું છે તે **રત્નાકર પંચવિંશતિકા**(શ્લો. ૩)નું સ્મરણ કરાવે છે. ત્રીજી

---

૧. કર્તાએ જાતે આ સ્તવન જે પ્રતમાં લખ્યું હતું તે જ પ્રત ઉપરથી **ગૂ૦ સા૦ સ૦** મા છપાવાયુ છે.

૨. આ ઉપર્યુક્ત પુસ્તક( વિ૦ ૧, પૃ૦ ૯૯-૧૦૦ )માં જોવાય છે. ત્યાં એનું શીર્ષક "મુક્તિયાચના" રખાયુ છે.

કડીમાં સાંવત્સરિક દાન દઈ સમસ્ત પૃથ્વીને ઉરણુ કરી એમ કહી, મુક્તિરૂપ દાન પોતાને દેવા કર્તાએ યાચના કરી છે.

**'રાજનગર'મંડન મહાવીરસ્વામીનું સ્તવન**—આ ગુજરાતીમાં ચૌદ કડીમાં રચાયેલું સ્તવન છે. એ દ્વારા રાજનગરના એટલે કે અમદાવાદના મહાવીરસ્વામીને વિજ્ઞપ્તિ કરાઈ છે. જેમ માતા વિના બાળક ન રહી શકે તેમ હું તારા વિના રહી ન શકું એમ કર્તાએ મહાવીરસ્વામીને ઉદ્દેશીને કહી એમને પોતાના મનરૂપ મંદિરમાં પધારવા વિજ્ઞપ્તિ કરી છે. મનને મંદિર કહી મદિરમાં જે જે વસ્તુ વગેરે હોય તેને સ્થાને રૂપકદ્વારા અન્યનો ઉલ્લેખ નીચે મુજબ કરાયો છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કંટક | માયા | બિછાનાં | ક્રિયાની શુદ્ધિ | મણિનાં તોરણ | સુવિવેક |
| ધૂળ | ક્રોધ | તકિયા | પાંચ આચાર | ઓરડા | ગમા (?) |
| કસ્તુરીકપૂર | સુરુચિ | દીવો | જ્ઞાન | મણિનીપેટી | નય |
| ધૂપઘટી | શાસનની શ્રદ્ધા | | | કુસુમ | ધ્યાન |
| | | ધજા | અધ્યાત્મ | શય્યા | સમતા |

પ્રભુએ કર્તાની અરજી સ્વીકારી એઓ પધારતાં કર્તાને આનંદ થયો. એમણે કહ્યું કે અર્ઘપાદ તરીકે કરુણા–ક્ષમા અને તંબોલ તરીકે સસવચન રાખશું.

[1] **'રાજનગર'મડન મહાવીરસ્વામીનો સ્તવ**[2]—આ ચમ્માર

---

૧. આ કૃતિ સ્તવન તરીકે ગૂ૦ **સા૦ સ**૦(વિ૦ ૧, પૃ૦ ૧૦૮–૧૧૧)મા છપાઇ છે. એમાં નવમી કડીની અતિમ પક્તિ ખૂટતી હતી તે સ'પાદકે (?) ઉમેરી છે.

૨. કર્તાએ આ કૃતિને ૧૧ મી કડીમાં 'સ્તવ' કહેલ છે.

પંક્તિની અગિયાર કડીનો સ્તવ ગુજરાતીમાં છે. જો હુ તારાં દર્શન પામ્યો તો મારે આંગણે મેં કલ્પતરુ રોપ્યો એમ હું માનીશ એમ કર્તાએ મહાવીરસ્વામીને ઉદ્દેશીને કહ્યુ છે. ચમક-પાષાણ જેમ લોઢાને ખેંચે તેમ તારી ભક્તિ મુક્તિને ખેંચશે એમ જાણી કર્તાએ ભક્તિ કરી છે. કર્તાએ મહાવીરસ્વામીને સુરતરુ અને અન્ય દેવોને બાવળ કહ્યા છે. વળી એમણે કહ્યું છે કે જેમ કમળની સુવાસ વિના ભ્રમર રહી ન શકે અને મધુમાસના વિલાસ વિના કોયલ રહી ન શકે તેમ તારા ગુણના રસના પાન વિના મારું કાર્ય સરે નહિ. વિશેષમા આંબાની શાખ( શાખિયું ) ચાખ્યા બાદ આંબલીને કોણ ચાખે એવો પણ અહીં ઉલ્લેખ છે.

કર્તાએ કીર્તિને વેલ, પોતાના ચિત્તને વૃક્ષ, ભક્તિ અને રાગને પલ્લવ અને સમ્યક્ત્વને પુષ્પ અને ( ઉમેરાયેલી પંક્તિ અનુસાર ) મુક્તિના સુખને ફળ કહ્યાં છે. પ્રભુની વાણીની મીઠાશ સાકર, દ્રાક્ષ અને અમૃતથી ચડિયાતી કહી છે.

**'રાજનગર'મંડન મહાવીરસ્વામીનું સ્તવન**—આ ગુજરાતી સ્તવન બાર કડીમાં રચાયેલુ છે. એ દ્વારા ત્રિશલા-નન્દન(મહાવીરસ્વામી)ને વિજ્ઞપ્તિ કરાઈ છે. એમાં મોહે પોતાને કેવો સતાવ્યો તે વર્ણવી એ દૂર કરવા કર્તાએ પ્રભુને પ્રાર્થના કરી છે હું પોતે નિર્ગુણ છુ પણ સગુણ પ્રભુની સંગતિથી ગુણવાળો બનીશ એમ કહી કર્તાએ એના સમર્થનાર્થે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે :

" હુંએ ચંદન પર સંગથી, લિંબાદિક ચંદન માન રે સુણ૦-૫ "

હુ પોતે હે પ્રભુ ! તારી આજ્ઞા પાળતો નથી એટલે પતિત છું, પણ તારું નામ ' પતિતપાવન " છે એથી તારે મને તારવો જોઈએ

અને એમાં તને કંઈ ખર્ચ નહિ આવે. આમ આઠમી કડીમાં કહ્યું છે.

નવમી કડીમાં સમકિત( સમ્યક્ત્વ )ને "સુખડી" કહી છે.[1]

ચિન્તામણિ પત્થર હોવા છતાં એની આરાધના કરવાથી વાંછિત ફળે એમ ૧૧ મી કડીમાં કહ્યું છે.

આમ અહીં જે "રાજનગર" ના શણગાર રૂપ મહાવીરસ્વામીનાં ત્રણ સ્તવન યશોવિજયગણિએ રચ્યાં છે તે અમદાવાદના કયા જિન-મંદિરની કઈ પ્રતિમાને ઉદ્દેશીને છે તે જાણવું બાકી રહે છે.

**વર્ધમાન-જિન-સ્તવન**—આ સાત કડીનું ગુજરાતી સ્તવન છે. એનો પ્રારંભ **સરસ્વતી**ને અને પોતાના ગુરુને પ્રણામ કરી કર્તાએ કર્યો છે. વર્ધમાનને અર્થાત્ **મહાવીર**ને સ્વામી તેમ જ સોભાગી, વૈરાગી અને અરૂપી જિન કહી એનાં ચરણ ગ્રહણ કરવાનું–એનું શરણ લેવાનું કર્તાએ કહ્યું છે. હે **વર્ધમાન** ! તેં ભારેકર્મીને ઉગાર્યા છે તો મને કેમ નહિ? એમ કર્તાએ એ જિનેશ્વરને પૂછ્યું છે. કોઈ તીર્થના પ્રભાવે પત્થર જળમાં તરે તેમ હું તરીશ એમ કર્તાએ કહ્યું છે. **વર્ધમાન**! તારું નામ તરણ-તારણ છે, જ્યારે હું તારો સેવક છું એટલે હુ બીજાની યાચના નહિ કરુ. આમ વિજ્ઞપ્તિ કરવાથી જિનેશ્વર તુષ્ટ થયા એમ કર્તાએ કહ્યુ છે. સમ્યક્ત્વ-રત્ન આપવા જિનેશ્વરને કર્તાએ કહ્યું છે. **વીર** પ્રભુની બરાબર કોઇ નથી એમ અંતમા ઉલ્લેખ છે

[2]**મહાવીરસ્વામીનું સ્તવન**—આ સત્તર કડીનું ગુજરાતી સ્તવન **મહાવીરસ્વામી**ના સમવસરણનુ નીચે મુજબ વિસ્તૃત વર્ણન પૂરું પાડે છે.

---

૧. સરખાવો **સમકિત-સુખલડીની સજઝાય.**

૨. આ "સમવસરણ જિન-સ્તવન" ના નામથી **ગૂ૦ સા૦ સં**૦માં છપાયુ છે.

સમવસરણમાં સુરો અને અસુરોના સમૂહ મહાવીરસ્વામીની સેવા કરે છે. વાયુ એક યોજનની વૃષ્ટિ કરે છે. ઘૂંટણ સુધી પુષ્પની વૃષ્ટિ કરાય છે. મણિ અને રત્નો વડે ભૂતળ વ્યંતરના ઇન્દ્ર રચે છે.

ભવનપતિના ઇન્દ્ર રૂપાનો ગઢ રચી એના ઉપર સોનાનાં કોશીશાં (કપિશીર્ષક) રચે છે. એવી રીતે જ્યોતિષ્ક સોનાનો ગઢ બનાવી એના ઉપર રત્નનાં કોશીશાં અને સુરેન્દ્ર રત્નના ગઢ ઉપર મણિનાં કોશીશાં રચે છે.

ભીંતની જાડાઈ ૩૩ ધનુષ્ય, ૧ હાથ અને ૮ આંગળની દર્શાવાઈ છે. વૃત્ત સમવસરણમાં ભીંતોનુ અંતર ૧૩૦૦ ધનુષ્યનું છે. એ ભીંતો ૫૦૦ ધનુષ્ય ઊંચી છે.

જમીનથી પીઠબંધ ઉપર આવવા માટે ૧૦૦૦૦ પગથિયાં અને પહેલા ગઢથી બીજે ગઢે જવા માટે ૫૦૦૦ પગથિયાં અને બીજા ગઢથી ત્રીજે ગઢે જવા માટે ૫૦૦૦ પગથિયાં ચડવાં પડે છે. દરેક પગથિયું એક હાથ પહોળું અને એકેકથી એક હાથ ઊંચું હોય છે.

પ્રતર પચાસ ધનુષ્યનું છે. ચાર દ્વાર અને ત્રણ તોરણ છે. સમવસરણની મધ્યમાં મણિમય પીઠિકા છે. એ જમીનથી અઢી ગાઉ ઊંચી છે. અને એ લાંબી અને પહોળી બસો બસો ધનુષ્યની છે. અને એ જિનેશ્વરના દેહ જેટલી ઊંચી છે.

ચૈત્યસહિત અશોકવૃક્ષ જિનેશ્વરથી બાર ગણું ઊંચું છે. ચારે દિશામાં એકેક સિંહાસન છે. આઠ ચામર અને બાર છત્ર છે, સ્ફટિક રત્નનું ધર્મ-ચક્ર છે અને હજાર યોજન ઊંચા ચાર ધ્વજ છે.

ઈશાન ખૂણામાં પ્રભુને વિશ્રામ કરવા માટે દેવચ્છન્દ છે. પ્રભુ ચાર મુખે દેશના દે છે. એમનું ભામંડળ મનોહર છે.

બાર પર્ષદા ક્યાં ક્યાં હોય તેનો અહીં નિર્દેશ કરાયો છે.

તિર્યંચો બીજા ગઢમા છે અને ત્રીજા ગઢમાં વાહનો છે.

ચાર વાવડી ગોળ અને આઠ વાવડી ચોરસ છે.

અભ્યંતર ગઢની બહાર દિવાલ અને મધ્ય ગઢની અંદરની દિવાલ વચ્ચે ૧૫૦૦ ધનુષ્યનું અને મધ્યમ ગઢની બહારની દિવાલ અને સૌથી બહારના ગઢની અંદરની દિવાલ વચ્ચે ૧૦૦૦ ધનુષ્યનું અતર હોય છે. રત્નની ભીત અને ગઢની વચ્ચે વૃત્ત સમવસરણમા ૨૬૦૦ ધનુષ્યનું અને ચોરસ સમવસરણમા ૩૦૦ ધનુષ્યનુ હોય છે.

એ સમવસરણમા તુંબરુ વગેરે પોળિયા છે અને ઠેકાણે ઠેકાણે ધૂપઘટી છે. દ્વાર ઉપર મંગળ-પૂતળી છે અને દુન્દુભિ વાગે છે. દિવ્ય-ધ્વનિ સૌ સમજે છે અને વાણી એક યોજનના વિસ્તારવાળી છે. સાં કોઈ વૈર-વિરોધ નથી. પ્રભુ ચોત્રીસ અતિશયથી વિરાજે છે.

[1]**નવનિધાન નવ સ્તવનો**—આ સ્તવનોની એક[2] હાથપોથીમાં "નવ નિધાન નવ સ્તવન સપૂર્ણ" એવો અતમાં ઉલ્લેખ છે. એને અનુસરીને મેં આ શીર્ષક યોજ્યુ છે.

આ નવે સ્તવનો 'હિન્દી'[3] ભાષામાં છે. એ **જશવિલાસનો**

---

૧. આ સ્તવનો ગૂ૦ સા૦ સ૦ ( વિ૦ ૧, પૃ. ૭૩–૭૯ ) મા છપાયા છે. પૃ૦ ૭૩ મા આ સ્તવનોનો "નવ નિધાન સ્તવનો"ના નામથી નિર્દેશ કરાયો છે.

૨. આનો સંક્ષિપ્ત પરિચય ગૂ૦ સા૦ સ૦ (વિ૦ ૧, પૃ૦ ૭૯)માં અપાયો છે.

૩. કોઈ કોઈ વાર ગુજરાતીની છાટ જોવાય છે, એ લહિયાને આભારી હશે ?

એક ભાગ ગણાય છે. એ સ્તવનોના પ્રારંભિક ભાગ અને પદાંક નીચે પ્રમાણે છે :

(१) ऋषभदेव हितकारी जगद्गुरु　(પદ ૨૨)
(२) अजितदेव मुज वालहा　( ,, ૪૩)
(३) संभवजिन जब नयन मिल्यो हो　( ,, ૪૪)
(४) प्रभु तेरे नयनकी हुं बलिहारी　( ,, ૪૫)
(५) सुमतिनाथ साचा हो　( ,, ૪૬)
(६) घडी घडी सांभरे सांइ सलूना　( ,, ૪૭)
(७) ऐसें सामो सुपार्श्वसे दिल लगा　( ,, ૪૮)
(८) श्री चन्द्रप्रभ जिनराज राजे　( ,, ૭. ૪૯ અને ૬૯)
(९) मैं कीनो नहीं तो बिन ओर शुं राग　( ,, ૫૦ )

પરિમાણ—આ નવ સ્તવનોમાં અનુક્રમે ૬, ૫, ૪, ૫, ૫, ૫, ૫, ૫ અને ૫ કડી છે. આમ એકંદર ૪૫ કડી છે.

રાગ—આ નવે સ્તવનો પૈકી એકે માટે દેશીનો ઉલ્લેખ નથી, પરંતુ રાગોનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

(૧) રામકલી　(૨) કાફી　(૩) ગોડી　(૪) નટ　(૫) મારુ (૬) પૂરવી　(૭) યમન-કલ્યાણ　(૮) રામગ્રી અને　(૯) કેદારો.

વિષય—આ સ્તવનોનો વિષય અનુક્રમે ઋષભદેવથી શરૂ કરીને સુવિધિનાથ સુધીના નવ તીર્થંકરોનું ગુણોત્કીર્તન છે.

પહેલા સ્તવનમાં ઋષભદેવને આદ્ય તીર્થંકર, આદ્ય નરેશ્વર અને

આદ્ય યતિબ્રહ્મચારી કહ્યા છે. વિશેષમાં કર્તાએ અહીં કોઈ સાંસારિક વસ્તુનો લાભ નહિ માગતાં ચરણકમળની સેવાની યાચના કરી છે.

બીજા સ્તવનમાં એવો ઉલ્લેખ છે કે જેમ મધુકરને માલતી અને મુસાફરને ઘર ગમે છે તેમ મને તું અજિતનાથ ગમે છે, નહિ કે હરિ હર, બ્રહ્મા કે ઈન્દ્ર. આ સ્તવનમાં ભરત, ઐરાવત અને વિદેહ-ક્ષેત્રનો ઉલ્લેખ છે.

ત્રીજા સ્તવનમાં સંભવનાથના દર્શનથી કર્તાને થયેલા લાભોનો કર્તાએ નિર્દેશ કર્યો છે. એમાં "નવનિધિ"નો ઉલ્લેખ છે.

જેવી ભક્તિ તેવી કરુણા એ વાત સૂચવતી વેળા કર્તાએ સફેદ શંખમાં દૂધ ભર્યું એમ કહ્યું છે. વિશેપમાં અહીં સમ્યક્ત્વનો રત્ન તરીકે ઉલ્લેખ છે.

ચોથુ સ્તવન કાવ્યરસિકોને આનંદદાયક છે. એમાં અભિનન્દન જિનનાં નેત્રને અપ્રતિમ કહ્યા છે. એ નેત્રની શોભાથી કમળ જીતાતાં જળમાં રહે છે, હરણ હારી જતાં વનમાંથી ગગનમાં ચન્દ્રને શરણે ગયું છે, સ્વાભાવિક અને મનોરમ અંજન જોઈ અંજન પક્ષીનો ગર્વ ગળી ગયો છે, ચકોરની શોભા છિનવી લેવાઈ છે. દુઃખનો માર્યો અગ્નિ ભક્ષ્ય કરે છે અને મત્સ્યનો ચંચળતારૂપ ગુણ લેવાયો છે. એ પ્રભુના નેત્રની કીકી ભ્રમર જેવી કાળી છે જેમ હાથી મદના જળમાં ઘૂમે તેમ એમનાં નેત્ર સમતારસમાં ઘૂમે છે

**સન્તુલન**– આ વર્ણન કવિ પ્રેમાનન્દે વિ. સં. ૧૭૧૬માં રચેલા **નળાખ્યાનમાં** અપાયેલાં નળ અને દમયન્તીનાં વર્ણનોનું સ્મરણ કરાવે છે.

પાંચમા સ્તવનમાં એવો ઉલ્લેખ છે કે સુમતિનાથ સાચા દેવ ઉત્તમ હીરા જેવા છે, કેમકે એમની વાણી અને વર્તન એકરૂપ છે, જ્યારે ઈતર દેવો તેમ ન હોવાથી કાચા છે–કાચ જેવા છે.

[1] છટ્ઠા સ્તવનમાંની નિમ્નલિખિત પંક્તિ મનોરમ છે :—

'प्रभु गुनज्ञान ध्यान विधि रचना
पान सुपारी काथा चूना;
राग भयो दिलमें आयोगें,
रहे छिपाया ना छानाछूना."

સાતમુ સ્તવન ઉત્કટપ્રીતિનાં ઉદાહરણો દ્વારા કોને શું પ્રીતિકર છે તે નીચે મુજબ દર્શાવે છે :—

| | | | |
|---|---|---|---|
| રાજહંસ | માનસરોવર | મોર | મેઘ |
| હાથી | રેવા ( નર્મદાનુ જળ ) | ચકોર | ચન્દ્ર |
| હરિ | ક્ષીરસમુદ્ર | કામદેવ | વસંત |
| ભ્રમર | અમૂલ્ય પુષ્પ | દાની(દાતા) | ત્યાગ |
| કોયલ | આંબો | બ્રાહ્મણ | યાગ–યજ્ઞ |
| સીતા | રામ | યોગી | સંયમ |
| રતિ | કામ | દેવ | નન્દનવન |
| મુસાફર | ઘરનું આંગણું | ન્યાયી | ન્યાય[2] |
| જ્ઞાની | તત્ત્વની વિચારણા | | |

આઠમા સ્તવનમાં ચન્દ્રપ્રભસ્વામીના વદનને પૂર્ણિમાના ચન્દ્રની, ભવ્યજનોને ચકોરની, કવિઓને ભ્રમરની અને સુખને મકરન્દની

---

૧. આ સ્તવનની આદ્ય પંક્તિ ઉપરથી પ્રેરણા મેળવી શુભવિજયજીના શિષ્ય વીરવિજયજીએ "ક્ષણ ક્ષણ સાંભરે શાન્તિ સલૂણા" થી શરૂ થતું સ્તવન યોજ્યું હોય એમ મનાય છે જુઓ ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ ૧૬૪).

૨. આ પૈકી ઘણાંખરાં ઉદાહરણો યશોવિજયજીગણિ કૃત અનન્તવીર્ય-જિન-સ્તવનમાં જોવાય છે.

ઉપમા અપાઈ છે. એ તીર્થંકરનાં હૃદય અને હાથને વિશાળ કહ્યાં છે અને એમની ચાલને હાથી જેવી કહી છે.[1]

નવમા સ્તવનમાં સુવિધિનાથરૂપ સુદેવ અને કષાયની કૃષ્ણતાથી કલુષિત કુદેવ વચ્ચેનું અંતર નિમ્નલિખિત દ્વંદ્વો દ્વારા દર્શાવાયું છે :—

| | |
|---|---|
| માનસરોવરનો રસિયો રાજહંસ | અશુચિમાં રાચનારો કાગડો |
| વિષયરૂપ સર્પ પ્રત્યે ગરુડ | વિષયરૂપ વિષવાળો સર્પ |
| સમુદ્ર | છીલર જળ |
| સુરતરુ ( કલ્પવૃક્ષ ) | સૂકાઈ ગયેલું સાગનું ઝાડ |

અંતિમભાગમાં કહ્યું છે કે સુવિધિનાથ જ પુરુષોત્તમ, **નિરંજન** શંકર, **બ્રહ્મા** અને **બુદ્ધ** છે. આ હકીકત **ભક્તામર સ્તોત્રના** ૨૫ મા પદ્યનું સ્મરણ કરાવે છે

અંતમાં કર્તાએ પોતાના દિલને બાગ, સુવિધિનાથના ગુણોને પુષ્પ અને ભક્તિને પરાગ કહ્યાં છે.

**નામ-નિર્દેશ**—કર્તાએ આ નવ સ્તવનોમાં ભિન્ન ભિન્ન રીતે પોતાનો પરિચય આપ્યો છે. જેમકે નામોલ્લેખ વિના, **નયવિજયજીના** શિષ્ય તરીકે અને નામોલ્લેખપૂર્વક જશ અને વાચક જશવિજય તરીકે.

**આનંદઘન - ચોવીસીનો બાલાવબોધ**—મુનિવર **આનંદ**-ઘનજીએ ગુજરાતીમાં ઋષભદેવાદિ ૨૪ તીર્થંકરોને અંગે એકેક સ્તવન રચ્યું છે. એનો ગુજરાતીમાં બાલાવબોધ યશોવિજયજી ગણિએ રચ્યાનું કેટલાક કહે છે.

---

## વિશિષ્ટ-જિન-સ્તવનો રૂપ પંદર પદો

**આદિનાથનું સ્તવન ( પદ ૧૦ )**—આ ચાર કડીની હિન્દી

---

૧. સ્ત્રીને ગજગામિની કહેવાય છે. શું પુરુષને માટે એવું વિશેષણ વપરાય ખરું ?

કૃતિ દ્વારા શ્રેયાંસકુમારે ઋષભદેવને જે શેરડીનો રસ વહોરાવ્યો હતો તેનું કર્તાએ ઉપમાદ્વારા વર્ણન કર્યું છે. ઉદાહરણાર્થે હું બીજી કડી નોંધું છું :—

" मैं पुरुषोत्तम करके गंगा, तुं हो चरन निदान ।
इत गंगा अंबर तरजनकुं, मानुं चली असमान ॥ २ ॥ "

આ દસમા પદ માટે રાગ તરીકે " ગૌડ સારંગ તથા પૂર્વી " એવો ઉલ્લેખ છે.

**ઋષભદેવનું સ્તવન** ( પદ ૬૩ )—આ ત્રણ કડીની હિન્દી કૃતિમાં ઋષભદેવની જટાનું આલંકારિક વર્ણન ઉત્પ્રેક્ષાદિદ્વારા કરાયું છે. ઇન્દ્રે પ્રભુને એમની કેશાવલી રાખી મૂકવા વિજ્ઞપ્તિ કરી એમ અંતમાં કર્તાએ કહ્યું છે. આ ત્રેસઠમા પદ્ય માટે " ગૌડ સારંગ " રાગનો ઉલ્લેખ છે.

**શીતલનાથનું સ્તવન** ( પદ ૧૧ )—આ હિન્દી કૃતિ ૭ કડીમા રચાઈ છે. જ્યોતિથી જ્યોતિ મળી એમ ધ્યાન ધરે ત્યારે ભેદ ન રહે, પ્રભુ પાસે હોય તો બધુ પાસે, પ્રભુના ગુણના અનુભવની ધારા વિષયોની લગનીરૂપ અગ્નિને બુઝાવે તેમજ પ્રભુ ચંદન કરતાં અધિક શીતળ છે. એમ વિવિધ બાબતોનો આ અગિયારમા પદમાં ઉલ્લેખ છે. આ અગિયારમા પદ માટે " રાગ અડાણો " એવો ઉલ્લેખ છે.

**શાન્તિનાથનું સ્તવન** ( પદ ૧૬ ) આ ૭ કડીની હિન્દી કૃતિ છે. આમાં અચિરાના પુત્ર શાન્તિનાથનું ગુણોત્કીર્તન છે. હરિ અને હર વગેરેની ઋદ્ધિ કંઈ હિસાબમાં નથી, પ્રભુના ગુણનો અનુભવરૂપ રસ અદ્વિતીય છે, અનુભવ વિના સાચું સ્વરૂપ સમજાય નહિ, પ્રભુના ગુણના અનુભવરૂપ ચન્દ્રહાસ ખડ્ગ મ્યાનમાં ન રહે

ઈત્યાદિ બાબતો આ સોળમા પદમાં રજૂ કરાઈ છે. આ સોળમુ પદ "સારંગ"મા છે.

**નેમિનાથનું સ્તવન** ( પદ ૧૭ )—આ ત્રણ કડીની હિન્દી કૃતિ છે. એમાં **રાજુલ**( રાજીમતી ) **નેમિનાથ**ને ઉદ્દેશીને કહે છે કે તમને જોતાં જ તમે મારું ચિત્ત ચોરી લીધુ, મને તમારું નામ અહર્નિશ રુચે છે, સિદ્ધિવધૂની ખાતર તમે મને છોડી અને પશુઓને દોષ દીધો. અહી કર્તા કહે છે કે **નેમિનાથ** મળતાં રાજુલનું દુઃખ દૂર થયું અને એણે મુક્તિના સુખરૂપ અમૃતનું પાન કર્યું. આ સત્તરમા પદનો રાગ "કાફી" છે.

**નેમિનાથનું સ્તવન** ( પદ ૩૨ )—આ બે કડીની હિન્દી કૃતિમા **નેમિનાથ**નુ રૂપ અજબ છે અને એમના નેત્ર કરુણારૂપ અમૃતના કચોલા છે એમ કહ્યુ છે. આ બત્રીસમા પદનો રાગ "દેવગંધાર" છે.

**અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન** ( પદ ૧૮ )—આ ત્રણ કડીની નાનકડી હિન્દી કૃતિમા 'અન્તરીક્ષ' પાર્શ્વનાથને સાચા મિત્ર કહ્યા છે. "ભામણડે ભૂખ ન ભાગે" પરંતુ પેટમા ભોજન જાય તો ભૂખ ભાગે એ વાત કહી ભગવાનની ભક્તિ વિના બધુ નિષ્ફળ છે એવો ઉલ્લેખ કરાયો છે, આ અઢારમા પદનો રાગ ' કયાણ" ( ? કલ્યાણ ) છે.

**કલ્હારા પાર્શ્વનાથનું સ્તવન** ( પદ ૩૧ )—આ ચચ્ચાર પંક્તિની ચાર કડીની ગુજરાતી કૃતિમાં કર્તાએ 'કલ્હારા' **પાર્શ્વનાથ**ને વિજ્ઞપ્તિ કરી છે. એમણે કહ્યું છે કે તમારા સિવાય મારે કોઈ દેવ નથી. જેણે અમૃતનો રસ ચાખ્યો તેને બાકસ ભાવે નહિ તેમજ અગ્નિના પ્રલય સમયે 'કંચનગિરિ' ( મેરુ ) ગળે નહિ એમ બે

બાબત અહીં દર્શાવાઈ છે. અંતમાં કર્તા વિષે સીધો કે આડકતરી રીતે ઉલ્લેખ નથી તો આ એમની કૃતિ ગણાય? આ એકત્રીસમા પદ માટે રાગનો પણ નિર્દેશ નથી.

**દાદા(?) પાર્શ્વનાથનું સ્તવન (પદ ૮)**—આ પાંચ કડીની હિન્દી કૃતિમાં કર્તા પોતે પાર્શ્વનાથની કેવી રીતે સેવા કરશે—પ્રભુને સેવ્ય અને પોતાને સેવક ગણશે તે હૃદયંગમ રીતે દર્શાવાયું છે:

| સેવક | સેવ્ય | સેવક | સેવ્ય |
|---|---|---|---|
| ચકોર | ચન્દ્ર | ખગપતિ | ગોવિન્દ (કૃષ્ણ) |
| ચક્રવાક | સૂર્ય | મોર | ગર્જિત ઘન |
| મધુકર | અરવિન્દ | સુરસરિતા | સાગર |

પાંચમી (છેલ્લી) કડીમાં "દૂર કરો દાદા પાસજી" એવો ઉલ્લેખ છે. એ ઉપરથી આ સ્તવન દાદા-પાર્શ્વનાથનું હશે એમ લાગે છે. આઠમા પદનો રાગ "ઝિલાઉલ" છે.

**દાદા(?) પાર્શ્વનાથનું સ્તવન (પદ ૨૪)**—આ ચાર કડીની હિન્દી કૃતિ છે. એમાં પહેલી કડીમાં "દાદો પાસજી સુખદાઈ" એમ જે કહ્યું છે તેથી શું દાદા-પાર્શ્વનાથ સૂચિત છે? પાર્શ્વનાથના ગુણોત્કીર્તનરૂપે કર્તાએ કહ્યું છે કે કિંકરને શંકર બનાવે અને પોતાનું ઐશ્વર્ય આપે એવા તમે છો. ત્યારબાદ પ્રભુના ધ્યાનનો મહિમા વર્ણવાયો છે. પ્રભુની સેવા સુરતરુ અને ચિન્તામણિ કરતાં ચડિયાતી છે એમ અહીં કહ્યું છે. અંતમાં નવ નિધિનો ઉલ્લેખ છે. આ ચોવીસમું પદ 'નટ' રાગમાં છે.

[૧] **શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન (પદ ૩૦)**—આ છ

૧. આ સ્તવન "મારી દશા" ના નામથી પૂ૦ સા૦ સ૦ (વિ૦ ૧, પૃ૦ ૧૦૦-૧૦૧)માં છપાયું છે.

કડીની હિન્દી કૃતિ છે. કર્તાએ 'શંખેશ્વર' પાર્શ્વનાથને પોતાના અદ્વિતીય સ્વામી કહ્યા છે. જેમ કમળ ઉપર ભ્રમર હેત ધરાવે છે તેમ હું તારો રસિયો છું એમ કહી પ્રભુના નામનો પ્રભાવ કર્તાએ વર્ણવ્યો છે. જેમ અરણિ ઘસવાથી અગ્નિ પ્રકટે છે તેમ દુર્જન ક્રોધરૂપ અગ્નિ ઉત્પન્ન કરે છે અને એને શાંત કરવા તારા નામરૂપ જળ સમર્થ છે એમ કર્તાએ કહ્યું છે. વિશેષમાં પ્રભુની ભક્તિ કરનારને કશો ભય નહિ એવો અહીં ઉલ્લેખ છે. અંતિમ કડી આલંકારિક હોઈ નીચે મુજબ રજૂ કરું છુ:

"सज्जन-नयन-सुधारस-अंजन दुर्जन रवि भरनी ।
तुज्झ मूरति निरखे सो पावे सुख जस लील घनी ॥ ६ ॥"

આ ત્રીસમા પદનો રાગ "શ્રીરાગ" છે.

[1] **સૂરતિમંડન પાર્શ્વનાથનું સ્તવન** (પદ ૬૬)—આ ચૌદ કડીની ગુજરાતી કૃતિ છે. એ દ્વારા કર્તાએ અહીંના (સુરતના) પાર્શ્વનાથને વિજ્ઞપ્તિ કરી છે. ધનથી જાત્ય (સાચો) હીરો ભાગે નહિ એ વાત તેમજ માગ્યા વિના મા પણ ન પીરસે એ ઉખાણો(ણું) અહીં રજૂ કરાયેલ છે. તારી પાસે અખૂટ ખજાનો છે છતાં દાન કેમ દેતો નથી ? સેવામાં કચ્ચાસ જણાતી હોય તોપણ મને તારો ગણી મારું હિત કર એમ કર્તાએ પ્રભુને કહ્યું છે.

વિશેષમાં અહીં એવો ઉલ્લેખ છે કે ગાય, કૂવો અને બાગ જેમ આપવાથી સમૃદ્ધ બને છે તેમ જો તમે ગુણ આપશો તો તમારી કીર્તિ

---

૧. આ કૃતિનું નામ "મુક્તિદાનની યાચના" રખાયું છે. એ ઉપર્યુક્ત પુસ્તકમાં પૃષ્ઠ ૧૦૧-૧૦૨ માં કર્તાના પોતાના હાથની નકલ ઉપરથી છપાવાયું છે.

વધશે. અંતમાં કર્તાએ મુક્તિના સુખની માગણી કરી છે. આ છાસઠમા પદ માટે રાગનો ઉલ્લેખ નથી.

આ સ્તવન જે **પાર્શ્વનાથને** ઉદ્દેશીને રચાયું છે તે અહીંના ગોપીપુરાના વકીલના ખાંચામાં આવેલા **ધર્મનાથના** દહેરાસરમાંના ભોંયરામાંના **પાર્શ્વનાથ** કે જેની [1]વિ. સં. ૧૬૭૯માં ગોપીદાસે પ્રતિષ્ઠા કરાવી છે તેને અંગે હોય એમ લાગે છે આ પ્રતિમા ચમત્કારી ગણાતી હોવાથી મૂળનાયક ધર્મનાથને બદલે એનું સ્તવન રચાયું છે એમ કેટલાક માને છે.

કવિ લાધાશાએ રચેલી **ચૈત્યપરિપાટીમાં** નીચે મુજબ ઉલ્લેખ છે :

> " ત્રીજે શ્રી ધર્મનાથને દેહરામાંહિ સુણો સંતો રે,
> ' સૂરજમંડણ ' પાસજી ભૂંયરામાંહે ભગવંતો રે;
> ચોવીસ બિંબ પાષાણમેં સાત રતનમેં દીપે રે;
> એકસો સિત્તેર ધાતુમેં નિરખંતાં નયન છીપે રે. "

ઉપાધ્યાય વિનયવિજયજી ગણિએ પણ આ ધર્મનાથના મંદિરમાં ' સૂરતિ મંડન ' પાર્શ્વનાથની પ્રતિમા હોવાનું કહ્યું છે.

**મહાવીરસ્વામીનું સ્તવન** ( પદ ૨૬ ) આ સાત કડીની હિન્દી કૃતિ છે એમાં મહાવીરસ્વામીની કેટલીક જીવન-ઘટના વર્ણવાઈ છે. જેમકે ચોસઠ ઇન્દ્ર દ્વારા એમનું પૂજન, ઇન્દ્રાણી દ્વારા ગુણગાન, જન્મ-મહોત્સવ માટે ' મેરુ ' ના શિખર ઉપર ઇન્દ્રનુ પ્રભુને લાવવુ, હરિ-( સૌધર્મ ઇન્દ્ર )નો સંદેહ દૂર કરવા પ્રભુએ ' મેરુ ' ચલાવવો, દેવે ધારણ કરેલ સર્પ અને વેતાલરૂપથી મહાવીરસ્વામીનું નિર્ભય રહેવું અને એ દેવ દ્વારા મહાવીરસ્વામીનું ' વીર ' એવું નામકરણ, ઇન્દ્રના પૂછવાથી

૧. જુઓ સુરત ચૈત્ય પરિપાટી ( પૃ. ૮ )

**વીરે** જે કહ્યું તે ઉપરથી વ્યાકરણની રચના, વાર્ષિકદાન તેમ જ શાલવૃક્ષ નીચે કેવળજ્ઞાન. આ છવ્વીસમા પદના બે રાગ દર્શાવાયા છેઃ ( ૧ ) કાશી હુસેની અને ( ૨ ) કાનડો.

**મહાવીરસ્વામીનું સ્તવન** ( પદ ૨૮ ) — આ ચાર કડીની હિન્દી કૃતિમાં મહાવીરસ્વામીએ ચરણના અગૂઠા વડે ‘ મેરુ ’ કપાવ્યો તે વેળાનો પ્રસંગ વર્ણવાયો છે. આ અઠ્ઠાવીસમા પદનો રાગ “ કેદારો દરબારી ” છે

**મહાવીરસ્વામીનું સ્તવન** (પદ ૨૯)—આ ચાર કડીની હિન્દી કૃતિ છે. આમાં એક વેતાલે મહાવીરસ્વામીને પીઠ ઉપર ધારણ કરી સાત તાડ જેટલુ પોતાનું શરીર ઊંચું અને વિકરાળ બનાવ્યું પણ મહાવીર-સ્વામીને તલના ત્રીજા ભાગ જેટલો પણ ક્ષોભ ન થયો, અને એમણે એ વેતાલ ઉપર મુષ્ટિપ્રહાર કર્યો એટલે એણે શરીરનો સંકોચ કર્યો અને ઇન્દ્રે જેવી પ્રભુની પ્રશસા કરી હતી તેવા તમે છો એમ એણે મહાવીરસ્વામીને કહ્યુ

આ ઓગણત્રીસમા પદનો રાગ “ કેદારો દરબારી ” છે.

**વિહરમાણ-જિન-વીસી**—આજે આંપણા આ દેશમા–‘ભરત’ ક્ષેત્રમાં એક જૈન તીર્થંકર નથી. જૈન મંતવ્ય પ્રમાણે અન્ય ચાર ‘ ભરત ’ક્ષેત્રમાં અને પાંચે ‘ ઐરાવત.’ ક્ષેત્રમાં પણ આજે આ જ સ્થિતિ પ્રવર્તે છે, પરંતુ ‘મહાવિદેહ’ની વાત જુદી છે, કેમકે ત્યા તો આ કાળમાંએ અત્યારે વીસ તીર્થંકરો વિદ્યમાન છે-એઓ વિહરે છે-વિચરે છે એમને ઉદ્દેશીને કેટલીક કૃતિઓ રચાઈ છે એવી ગુજરાતીમાં રચાએલી એક કૃતિ તે આ પ્રસ્તુત “ વીસી ” છે. એમાં નીચે મુજબનાં નામવાળા વીસ તીર્થંકરો પૈકી એકેકને અંગે એકેક સ્તવન છે :—

(૧) [1]સીમન્ધર, (૨) યુગમન્ધર, (૩) બાહુ (૪) સુબાહુ
(૫) સુજાત, (૬) સ્વયંપ્રભ, (૭) ઋષભાનન, (૮) અનન્તવીર્ય
(૯) સુરપ્રભ, (૧૦) વિશાલ, (૧૧) વજ્રધર, (૧૨) ચન્દ્રાનન,
(૧૩) ચન્દ્રબાહુ, (૧૪) ભુજંગ, (૧૫) ઈશ્વર (૧૬) નેમિ
(૧૭) વીરસેન, (૧૮) મહાભદ્ર (૧૯) ચન્દ્રયશસ્ અને (૨૦) [2]અજિતવીર્ય

પરિમાણ—આ કૃતિમાંના સ્તવનોમાંની કડીઓની સંખ્યા નીચે પ્રમાણે છે :—

૭, ૬, ૫, ૫, ૬, ૭, ૭, ૬, ૫, ૫, ૬, ૭, ૭, ૬, ૫, ૫, ૬, ૭, ૭ અને ૭. આમ એકંદર ૧૨૨ કડી છે.

**દેશી**—૧૯ મા સ્તવન સિવાયનાં બાકીનાં માટે 'દેશી'નો ઉલ્લેખ છે.

**વિશેષતા**—પ્રત્યેક તીર્થંકરનું ગુણોત્કીર્તન એ આ વીસીનો સામાન્ય વિષય છે. વિશેષમાં વીસે વીસ સ્તવનોમાં તીર્થંકર અંગે નિમ્નલિખિત છ છ બોલનો ઉલ્લેખ છે :—

(૧) તીર્થંકરનું નામ, (૨) એમની જન્મભૂમિ, (૩-૫) એમનાં માતા, પિતા અને પત્નીના નામ અને (૬) તીર્થંકરનુ લાંછન.

પ્રથમ સ્તવનમાં મોટા અને નાના વચ્ચે ભેદભાવ ગિરુઆ (મોટા) દાખવતા નથી એમ કહી એ અંગે ચન્દ્ર, વરસાદ, છાયા, સૂર્ય અને ગંગાજળનાં ઉદાહરણ અપાયા છે જેમકે ચન્દ્રના દર્શનથી જેમ સાગર વધે છે તેમ કુમુદ (કૈરવ)નુ વન પણ વિકસે છે.

---

૧. અહીં (સુરતમા) **સીમન્ધરસ્વામીનુ** દહેરાસર તાળાવાળાની પોળમાં છે.

૨. એમની પ્રતિમા મૂળનાયક તરીકે અહીં (સુરતમાં) નાણાવટમાં હનુમાનની પોળના જૈન દહેરાસરમાં છે.

દ્વિતીય સ્તવનમાં કહ્યું છે કે હે પ્રભુ ! તારી સાથેનો સ્નેહ(રંગ) મજીઠના જેવો અચળ અને અભંગ છે. વિશેષમાં અહીં એવો ઉલ્લેખ છે કે ભવ્યજનોના મનરૂપ તાંબાનું વેધક સોનું બનાવે ત્યારબાદ એનું પાછું તાંબું બનતુ નથી.

તૃતીય સ્તવનમાં એવો ઉલ્લેખ છે કે જે વનમાં મોર વિચરે ત્યાં સર્પનો ભય ન હોય, સૂર્ય પ્રકાશે ત્યાં અંધકાર ન રહે અને સિંહ જ્યાં ક્રીડા કરે ત્યાં હાથી ફરકે નહિ. આ પૈકી પહેલી બાબત **કલ્યાણમન્દિર-સ્તોત્ર**ના આઠમા પદ્યમાં જોવાય છે.

ચતુર્થ સ્તવનમાં ભક્તિને દૂતિકા અને અનુભવને મિત્ર કહ્યાં છે.

પાંચમા સ્તવનમાં કહ્યું છે કે જેમ સૂર્ય અને કમળ એક બીજાથી ઘણા દૂર હોવા છતાં કમળ વિકસે છે અને ચકોર અમૃતનું પાન કરવા ગગનમાં રહેલા ચન્દ્ર સામે ધસે છે તેમ પ્રભુ દૂર હોવા છતાં મારું મન હે પ્રભુ ! તારી સાથે મળ્યું છે.

છટ્ઠા સ્તવનમાં સમ્યક્ત્વને ' સુખડી ' કહી છે.

સાતામા સ્તવનમાં એવો ઉલ્લેખ છે તારા ગુણોના ધ્યાનરૂપ નિમિત્તથી તપ, જપ અને ક્રિયા ફળે છે.

આઠમુ સ્તવન ઉત્કટ પ્રીતિનાં નીચે મુજબનાં અગિયાર ઉદાહરણો પૂરાં પાડે છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| મધુકર | માલતી | ચાતક | મેઘ | **સી**તા | રામ |
| કુમુદિની | ચન્દ્ર | મુસાફર | ઘર | ધર્મી | સંવર |
| હાથી | નર્મદા(નદી) | હંસ | માનસરોવર | વેપારી | પૈસો |
| કમળા | ગોવિન્દ | ઇન્દ્ર | 'નન્દન'વન | | |

આ પૈકી ઘણાખરા ઉદાહરણો "નવનિધાન નવ સ્તવનો"માંના સુપાર્શ્વનાથના સ્તવનમાં જોવાય છે.

નવમા સ્તવનમાં મુખ-મટકે, લોચન-લટકે, ચારિત્ર-ચટકે અને અટકે એવા પ્રયોગ દ્વારા શબ્દોની રમઝટ જમાવાઈ છે. આ અંતર્યમક ઉપરનું કર્તાનું પ્રભુત્વ દર્શાવે છે.

દસમા સ્તવનની નિમ્નલિખિત પંક્તિ નોંધપાત્ર જણાય છે:—

"અતિ ઘણું રાહી હો કે, અગ્નિ મજીઠ સહે;
ઘણ શું હણીએ હો કે, દેશ વિયોગ લહે."

અગિયારમા સ્તવનમાં દેવોને 'સ્વપ્નથી રહિત' કહ્યા છે.

બારમા સ્તવનમાં કહ્યું છે કે હે પ્રભુ ! તારી પાસે કેવલજ્ઞાનરૂપ શુભ અનન્ત ખજાનો છે તો તેમાંથી અંશ આપતાં તને શી ખોટ જવાની છે ? આના સમર્થનાર્થે રત્નથી પરિપૂર્ણ સમુદ્રનું, કમળના વનનું, આંબાની લૂંબનું અને ચન્દ્રનાં કિરણનું ઉદાહરણ અપાયેલ છે. સમુદ્ર-(રત્નાકર)માંથી એક રત્ન અપાય અને પરિમલના અર્થી ભ્રમરને કમળ પરિમલ આપે તો શી ન્યૂનતા આવે ? એવી રીતે કોયલ અને આંબાની લૂંબનો અને ચન્દ્રનાં કિરણ અને અમૃતના બિન્દુનો ઉલ્લેખ કરાયો છે.

તેરમા સ્તવનમાં અંતરંગ ગુણગોઠડીને 'નિશ્ચય-સમ્યક્ત્વ' કહી છે.

ચૌદમા સ્તવનમાંની નીચે મુજબની પંક્તિ મનનીય જણાય છે:—

"આસંગો મોટા તણો કુંજર ગ્રહવો કાન લાલ રે"

પંદરમા સ્તવનમાં તન, મન, જીભ અને સમયની ધન્યતા શેમાં છે તે દર્શાવાયું છે.

સોળમા સ્તવનમાં સુરતરુ, સુરમણિ અને પંડૂરનો ઉલ્લેખ છે.

સત્તરમા સ્તવનમાં કહ્યું છે કે શાહી વિના, તારા ગુણે કરી જે પ્રેમના અક્ષર લખાર્યા તેને ભક્તિરૂપ જળવડે જેમ જેમ ધોઇએ તેમ તેમ તે ઉઘડે છે

અઢારમા સ્તવનમાં મુક્તિનો 'લાખેણી લાડી' તરીકે અને ચારિત્રનો એના પિતા તરીકે નિર્દેશ છે.

ઓગણીસમા સ્તવનમાં કહ્યું છે કે હે પ્રભુ ! તારી કટિથી સિંહ હારતાં એ વનમાં ગયો, તારા વદનથી ચન્દ્ર હાર્યો અને એનું[1] વાન હજીયે વળતું નથી, તારા નેત્ર જોઈ શરમાઈ ગયેલાં કમળ જળમાં રહે છે, તારી લલિત ભુજાથી શેષનાગ જીતાતાં એ પાતાળમાં ગયો છે, અને તારા તેજથી પરાજિત થયેલો સૂર્ય આકાશમાં ફર્યા કરે છે.

આ વર્ણન પ્રેમાનંદ કૃત **નળાખ્યાન**નું સ્મરણ કરાવે છે.

વીસમા સ્તવનમાં પ્રભુના ગુણના સમૂહને ગંગાજળ કહ્યો છે. આ સ્તવનમાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"જે સસર્ગ અભેદ્દા રોપે સમાપત્તિ મુનિ માને"

**નામનિર્દેશ**—પ્રસ્તુત કૃતિમાં કર્તાએ પોતાને માટે **નય**વિજયજીના સુશિષ્ય, **નય**વિજયજીના શિષ્ય, વાચક જશ, જશ અને જસ એમ વિવિધરીતે ઉલ્લેખ કર્યો છે. એમાં "વાચક જશ" ની બહુલતા છે.

**સન્તુલન**—ખિમાવિજયના શિષ્ય જિનવિજયજીએ તેમ જ દેવચન્દ્રજીએ પણ એકેક **વિહરમાણ-જિન-વીસી** રચી છે.

[2]**સીમંધરસ્વામીનું સ્તવન**—આ છ કડીની ગુજરાતી કૃતિમાં

---

૧. શરીરનો બાંધો

૨. આ સ્તવન ગૂ૦ સા૦ સં૦ ( વિ૦ ૧, પૃ૦ ૧૧૨ )માં છપાયું છે.

કર્તાએ **સીમંધરસ્વામીને** 'ભરત'ક્ષેત્રમાં પધારવા-દર્શન દેવા વિજ્ઞપ્તિ કરી છે. સાથે સાથે પોતાનું મન માને તો એમની પાસે સયમ લેવાની વાત કર્તાએ કહી છે

[1] **સિદ્ધ-જિનનાં સહસ્ર નામ**—આ ૨૧ પદ્યોની કૃતિ 'ભુજંગ પ્રયાત' છંદમાં ગુજરાતીમાં રચાયેલી છે. એના [2]અંતિમ પદ્ય ઉપરથી મે આ કૃતિનું આ નામ યોજ્યું છે એમાં કર્તાએ નયવિજયજીના ચરણસેવક તરીકે પોતાનો નિર્દેશ કર્યો છે. એમાં 'જશ' જેવો કોઈ શબ્દ નથી તો શું એટલા જ ઉપરથી આ પ્રસ્તુત યશોવિજયજીની કૃતિ નથી એમ કેમ કહેવાય?

આ કૃતિનો વિષય તીર્થંકર તરીકેનું જીવન પૂર્ણ કરી સિદ્ધ થયેલા મુક્ત બનેલા પરમાત્માનાં વિવિધ નામોની સૂચિ છે. એ નામો આ કૃતિના અંતિમ પદ્ય પ્રમાણે એક હજાર હોવાં જોઈએ.

આ કૃતિમાં તથાગત(શ્લો. ૧), ત્રયીગીત(શ્લો ૫), વેદાંત કૃત અખિલ ઊહ(શ્લો. ૫), સ્વયંભૂ(શ્લો ૨૦) અને શંભુ(શ્લો૦ ૨૦) એ નામો નોંધપાત્ર જણાય છે.

---

૧. આ કૃતિ "**સિદ્ધ-સહસ્રનામ વર્ણન છંદ**"ના નામે **ગૂ૦ સા૦ સ૦** (વિ૦ ૧. પૃ૦ ૧૩૩-૧૩૬)માં વિ. સ. ૧૯૯૨ માં છપાવાઈ છે. વળી એ જ નામથી આ કૃતિ "અર્હન્નામસહસ્ર સમુચ્ચય" નામના પુસ્તક(પૃ૦ ૫૫-૫૮)મા "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં ૧૯૯૫ માં પ્રકાશિત કરાઈ છે અને તેમ કરતી વેળા ભાષામાં પરિવર્તન કરાયુ છે. વિશેષમાં અહીં પૃ૦ ૫૮ મા કહ્યુ છે કે "કર્તા તરીકે ઉ૦ શ્રી યશોવિજયજીનુ નામ આપવામાં આવ્યુ છે પરતુ કૃતિ જોતાં તે નામ સભવતું નથી. વળી સહસ્ર નામની સજ્ઞાનું કારણ પણ સમજાતુ નથી."

૨. આ નીચે મુજબ છે :—

"ઇસ્યાં સિદ્ધજિનનાં કહ્યા સહસ્ર નામ, રહો શબ્દ ઝગડો લહો શુદ્ધ ધામ;
ગુરુ **શ્રીનયવિજય**-બુધ-ચરણ સેવી, કહઈ શુદ્ધ પદમાંહિ નિજ દૃષ્ટિ દેવી.—૨૧"

શ્લો૦ ૮ માં કુમારી પતિના સમાગમનું સુખ ન જાણે[1] એ બાબતનો ઉલ્લેખ છે. વાણીની પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એમ ચાર કોટિ ગણાવાય છે તે પૈકી છેલ્લી ત્રણનો ઉલ્લેખ શ્લો૦ ૧૩ માં કરાયો છે. શ્લો૦ ૧૭ માં કહ્યું છે કે જગન્નાથનો યોગમહિમા અદ્‌ભુત છે. એમના પાંચે કલ્યાણકોને પ્રસંગે જગતનો અંધકાર ટળે છે.[2] શ્લો૦ ૧૦ માં કહ્યું છે કે સિદ્ધના અનંત ગુણ હોવાથી હું અનંત નામો વખાણું છું.

[3]**પરમાત્મ-પંચવિંશતિકા**[4]—આ 'અનુષ્ટુભ્' માં પચ્ચીસ પદ્યોમા સસ્કૃતમાં રચાયેલી કૃતિ છે. એ દ્વારા કર્તાએ પરમાત્માના સ્વરૂપ અને એમના ગુણો તેમજ સિદ્ધ પરમાત્માઓના સુખ ઉપર પ્રકાશ પાડ્યો છે. એની શરૂઆત "**પરમાત્મા**" થી કરાઈ છે.

**અનુવાદ**—ઉપર્યુક્ત કૃતિનો ગુજરાતીમાં પં. લાલને અનુવાદ કર્યો છે અને એ છપાવાયો છે.

[5]**પરમજ્યોતિ-પંચવિંશતિકા**[6]—આ પણ 'અનુષ્ટુભ્' માં

---

૧. આ હકીકત યશોવિજયજી ગણિએ **૨૫** કડીના હિન્દીમિશ્રિત ગુજરાતીમાં રચાયેલા **પાર્શ્વનાથ-સ્તવનમા** પણ કહી છે

૨. આ હકીકત ઠાણ (ઠા૦, ઉ૦ )ના ઉલ્લેખ સાથે બધબેસતો નથી.

૩. આ કૃતિ સુ. ૬. જૈ. મો. માં **પ્રતિમાસ્થાપનન્યાય** અને **પરમજ્યોતિ-પંચવિંશતિકા** સહિત **વીર** સંવત્ ૨૪૪૬માં પ્રસિદ્ધ કરાઇ છે. **ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકાના** અંતમાં પણ આ કૃતિ છપાવાઇ છે.

૪. આને જિ૦ ૨૦ કો૦ ( વિ. ૧, પૃ. ૨૩૭ ) માં **પરમાત્મ-જ્યોતિ પંચવિંશતિકા** કહી છે.

૫. આ પ્રકાશિત છે. જુઓ ટિ ૧.

૬. આ કૃતિ **જિ૦ ૨૦ કો૦** ( વિ. ૧, પૃ. ૨૩૬ ) મા આ નામથી નોંધાયેલી છે.

રચાયેલાં પચ્ચીસ પદ્યોની સંસ્કૃત કૃતિ છે. એમા આત્માના શુદ્ધ સ્વરૂપનું વર્ણન છે. આ પચ્ચીસીનો પ્રારંભ "ऐन्द्रं तत् परमं" થી કરાયો છે. **ઐન્દ્ર-સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ. ૮૭, ટિ૦ )માં 'આત્મ-જ્યોતિઃસ્વરૂપ-પંચવિશતિકા' એવું આ કૃતિનું નામાંતર અપાયું છે.

**અનુવાદ**—આ કૃતિનો ગુજરાતી અનુવાદ થયેલ છે.

[1]**ગણધર-ગુણગાન** ( પૂ વિ. સ ૧૭૧૮ )—આ છ છ પંક્તિની એકેક કડી ગણતાં અગ્યાર કડીમાં ગુજરાતીમાં રચાયેલી અને દેશીના ઉલ્લેખ વિનાની કૃતિ છે. એમાં મહાવીર સ્વામીના ઈન્દ્રભૂતિથી માંડીને પ્રભાસ સુધીના [2]અગિયારે ગણધરોનાં ગુણગાન ગવાયા છે. અને તેમ કરતી વેળા પ્રત્યેક ગણધરને અગે નિમ્નલિખિત છ છ બાબતની માહિતી અપાઈ છે.

( ૧ ) ગણધરનું નામ, ( ૨-૩ ) એમનાં માતાપિતાનાં નામ, ( ૪ ) ગણધરની જન્મભૂમિ, ( ૫ ) એમનો સંશય અને ( ૬ ) એમનું આયુષ્ય.

કર્તાએ પોતાનો "વાચક જસ" તરીકે મોટે ભાગે ઉલ્લેખ કર્યો છે. પ્રથમ કડીના અતમાં "ઉવઝાય" નો પ્રયોગ કર્યો છે.

---

૧. આ કૃતિ "ગણધર નમસ્કાર"ના નામથી ગૂ૦ સા૦ સ૦ (વિ. ૧, પૃ ૫૧૬-૫૧૯)માં પ્રસિદ્ધ કરાઇ છે. એમાં પ્રથમ કડીની બીજી, ચોથી અને છઠ્ઠી પંક્તિમા થોડા થોડા અક્ષરો ખૂટે છે જ્યારે પાચમી પક્તિમાં તમામ અક્ષરો ખૂટે છે વળી બીજી કડીની બીજી પક્તિમાં પણ થોડાક અક્ષરો ખૂટે છે. આમ આ અપૂર્ણ કૃતિ છે તો એની અન્ય હાથપોથી મેળવી ખૂટતા ભાગ પૂર્ણ કરાવા ઘટે.

૨ એમનાં નામ નીચે મુજબ છે

ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, મડિત, મૌર્યપુત્ર, અકંપિત, અચલભ્રાતા, મેતાર્ય અને પ્રભાસ

"अहङ्कारोऽपि बोधाय, रागोऽपि गुरुभक्तये ।
विषादः केवलायाभूत्, चित्रं श्रीगौतमप्रभोः ॥ "

પહેલી ઢાલમાં અઠ્ઠાવીસ લબ્ધિનો બાંધેભારે ઉલ્લેખ છે.

ચોથી ઢાલમાં કહ્યું છે કે મહાવીર જેવા ગુરુના ગુણનો પ્રેમ તે બાવન અક્ષરોનો સાર છે. બાવનાચંદન જગતના ચિત્તને ઠારે છે અને એ છ મહિનાના ક્ષર( ક્ષય )ને દૂર કરે છે, પણ જન્મના રોગને તો ગુરુ દૂર કરે છે એથી હું ગુરુના સમાગમને બાવનાચંદનથી અધિક ગણુ છુ. આ મુદ્રિત ભાસમાં અગિયાર ગણધરો પૈકી પહેલા પાંચનો જ અધિકાર છે તો એને અગે એ પ્રશ્ન સ્ફુરે છે કે શુ બાકીના છ ગણધરોને લગતું લખાણ હજી સુધી મળી આવ્યું નથી કે આ ભાસ આટલો જ રચાયો છે ?

**સાધુના ગુણગાનની** [1]**સજ્ઝાય**[2] **કિંવા સાધુવન્દના** ( વિ. સં. ૧૭૨૧ )—પ્રસ્તુત કૃતિમાં અનેક સાધુઓને–મુનિવરોને વંદન કરાયું હોવાથી એનું કોઈ કે **સાધુવંદના** નામ પાડ્યું હોય એમ જણાય છે. કર્તાએ આ કૃતિનું નામ આમાં તો દર્શાવ્યુ નથી.

**પરિમાણ**—આ ગુજરાતી પદ્યાત્મક કૃતિ આઠ ઢાલમાં વિભક્ત છે એમાંની કડીઓની સખ્યા અનુક્રમે નીચે મુજબ છે:—

૧૦, ૯, ૧૭, ૧૪, ૧૭, ૯, ૧૯ અને ૫.

આમ એકદર સો કડી છે. અંતમાં એક કડીનો "કલશ" છે.

**દેશી**—આઠ ઢાલ પૈકી ફક્ત ચોથી અને છઠ્ઠી માટે દેશીનો ઉલ્લેખ છે.

---

૧. આઠમી ઢાલની ત્રીજી કડીમા 'સજ્ઝાયા' એવો પ્રયોગ છે.

૨. આ નામ મે યોજ્યું છે. એ માટે મેં આઠમી ઢાલની ત્રીજી કડીનો ઉપયોગ કર્યો છે.

**વિષય**—પહેલી ઢાલમાં નિમ્નલિખિત મુનીશ્વરોને વંદન કરાયું છેઃ—

ઋષભદેવાદિ તીર્થંકરો, પુંડરીક વગેરે ગણધરો, ભરત તેમ જ આદિત્યયશસ્ વગેરે આઠ મહાનુભાવો કે જેઓ દર્પણમાં મુખ જોતાં કેવલી બન્યા. બાહુબલિ, સગર, સનત્કુમાર વગેરે ચક્રવર્તી, સુદર્શન શેઠ, બલરામ, મલ્લિનાથ દ્વારા પ્રતિબોધિત નૃપતિઓ તેમ જ સ્કન્દક મુનિના શિષ્યો.

બીજી ઢાલમા દેવકીના સાત પુત્રોને, ત્રીજી ઢાલમાં આઠમા અંગમાં નિર્દેશેલા મુનિવરોને તથા શ્રેણિકની [1]તેવીસ પત્નીઓને[2], ચોથી ઢાલમાં નવમા અંગમાં ઉલ્લેખાએલા શ્રેણિકના પુત્રોને અને પિસ્તાળીસ પ્રત્યેક બુદ્ધોને, પાંચમી ઢાલમાં દમદંત, કૂલવાલૂક, પ્રદેશી રાજા તેમ જ ઉત્તરજ્ઝયણ અને ભગવઈમાં નિર્દિષ્ટ મુનિવરોને, છટ્ઠી ઢાલમાં સૂયગડમા નિર્દેશાયેલા આર્દ્રકુમારાદિકને, અર્ણિકાસુતને તથા દૃઢપ્રહારીને, સાતમી ઢાલમા ઇન્દ્રભૂતિ વગેરે અગિયાર ગણધરોને, જંબૂકુમારથી માંડીને દેવર્દ્ધિ ક્ષમાશ્રમણને અને આઠમી ઢાલમાં દુઃપ્રસહને તેમ જ બ્રાહ્મી વગેરે શ્રમણીઓને નમસ્કાર કરાયો છે.

**રચનાવર્ષ અને રચનાસ્થળ**—પ્રસ્તુત કૃતિ વિ. સં. ૧૭૨૧ માં ખંભાતમાં રચાયાનો આઠમી ઢાલમાં ઉલ્લેખ છે. સાથે સાથે આ ઢાલમા કર્તાએ પોતાની ગુરુપરંપરાનો નિર્દેશ કર્યો છે.

**સાક્ષીરૂપ ગ્રંથો**—આ કૃતિમા નિમ્નલિખિત આગમોનો ઉલ્લેખ છે :

---

૧. ૧૩ + ૧૦.

૨. કાલીએ 'રત્નાવલી' નામની તપશ્ચર્યા અને બીજી ત્રણે અન્ય ત્રણ તપશ્ચર્યા કર્યાનો અને બાકીની છએ એક એક પ્રતિમા વહન કર્યાનો અહીં ઉલ્લેખ છે.

**ગણધરભાસ**[1] ( પૂ. વિ. સં. ૧૭૧૮ ) — આ ગુજરાતી કૃતિ અનુક્રમે ૭, ૭, ૭, ૬ અને ૭ કડીની પાચ ઢાલમાં વિભક્ત છે. આમ એકંદર ચોત્રીસ કડી છે. આ ઢાલોમાં શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના ઈન્દ્રભૂતિથી માંડીને સુધર્મા સુધીના આદ્ય પાંચ ગણધરો અંગે નીચે મુજબની બાર બાર વિગતો અપાઈ છે :–

( ૧ ) પ્રસ્તુત ગણધરનું નામ, ( ૨–૬ ) એમની જન્મભૂમિ, એમનાં માતા પિતા અને ગોત્રનાં તેમ જ એમનાં જન્મનક્ષત્રનાં નામ, ( ૭ ) એમનો સદેહ, ( ૮–૧૦ ) એમના ગૃહસ્થ–પર્યાય, છદ્મસ્થ–પર્યાય અને કેવલિ–પર્યાય, ( ૧૧ ) એમનું સમગ્ર આયુષ્ય અને ( ૧૨ ) એમના શિષ્યની સખ્યા.[2]

પાંચે ગણધરો અગેની બાર બાર વિગતોનું કોષ્ટક પેજ નં. ૯૧ માં છે.

પહેલી અને પાંચમી ઢાલને અંતે કર્તાએ પોતાને 'નયવિજય સુસિસ' કહ્યા છે. બીજી અને ચોથીમાં પોતાને 'વાચક' કહ્યા છે.

પહેલી ઢાલની છટ્ઠી કડીમાં ઈન્દ્રભૂતિને અગે કહ્યું છે કે એમણે અહંકારથી જ્ઞાન મેળવ્યુ, રાગે જગદ્‌ગુરુની સેવા કરી અને શોકે કેવલજ્ઞાન મેળવ્યું. આવી હકીકત **પજ્જોસવણાકપ્પ**( સુત્ત ૧૨૭ ) ઉપરની **વિનયવિજયજીગણિ** કૃત **સુબોધિકા** ( પત્ર ૧૨૧ અ )માં નીચે મુજબ અપાઈ છે .—

---

૧. કર્તાએ 'ભાસ' શબ્દ વાપર્યો નથી.

૨. અગિયારે ગણધરોનાં નામ અને આયુષ્ય વિષે **સમવાય**માંથી છૂટી-છવાઈ માહિતી મળે છે. જુઓ **સમવાય ૧૧**, ૭૪, ૭૮, ૯૨ ઈત્યાદિ. **પજ્જોસવણાકપ્પ**માની થેરાવલી( સુત્ત ૩ )માં અગિયારે ગણધરોના નામ, ગોત્ર અને શિષ્યોની સંખ્યાની નોંધ છે. **આવસ્સય**ની નિજ્જુત્તિ ( ગા. ૫૯૬ )માં અગિયારે ગણધરના સંદેહનો ઉલ્લેખ છે.

ગણુધરભાસ (પેજ નં. ૯૦)માં વર્ણવેલ પાંચે ગણુધરો અંગે બાર બાર વિગતોનું કોષ્ટક

| નામ | જન્મ-ભૂમિ | પિતા | માતા | ગોત્ર | નક્ષત્ર | ગૃહસ્થ પર્યાય વર્ષ | છદ્મસ્થ પર્યાય વર્ષ | કેવલિ પર્યાય વર્ષ | આયુ-ષ્ય વર્ષ | શિષ્ય સંખ્યા | સંદેહ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઇન્દ્રભૂતિ | ગોબર | વસુભૂતિ | પૃથિવી | ગૌતમ | જ્યેષ્ઠા | ૫૦ | ૩૦ | ૧૨ | ૯૨ | ૫૦૦ | જીવ છે ? |
| અગ્નિભૂતિ | ,, | ,, | ,, | ,, | કૃત્તિકા | ૪૬ | ૧૨ | ૧૬ | ૭૪ | ,, | કર્મ છે ? |
| વાયુભૂતિ | ,, | , | ,, | ,, | સ્વાતિ | ૪૨ | ૧૦ | ૧૮ | ૭૦ | ,, | જીવ તે જ શરીર ? |
| વ્યક્ત | કોલ્લાગ | ધનમિત્ર | વારુણી | ભારદ્વાજ | શ્રવણ | ૫૦ | ૧૨ | ૧૮ | ૮૦ | ,, | ભૂતો છે ? |
| સુધર્મા | ,, | ધમ્મિલ | ભદ્દિલા | અગ્નિ-વૈશ્યાયન | ઉત્તર ફાલ્ગુણિ | ૫૦ | ૪૨ | ૮ | ૧૦૦ | ,, | ભાવો સરખા? |

"अहङ्कारोऽपि बोधाय, रागोऽपि गुरुभक्तये ।
विषादः केवलायाभूत्, चित्रं श्रीगौतमप्रभोः ॥ "

પહેલી ઢાલમાં અઠ્ઠાવીસ લબ્ધિનો બાંધેભારે ઉલ્લેખ છે.

ચોથી ઢાલમાં કહ્યું છે કે મહાવીર જેવા ગુરુના ગુણનો પ્રેમ તે બાવન અક્ષરોનો સાર છે. બાવનાચંદન જગતના ચિત્તને ઠારે છે અને એ છ મહિનાના ક્ષર( ક્ષય )ને દૂર કરે છે, પણ જન્મના રોગને તો ગુરુ દૂર કરે છે એથી હું ગુરુના સમાગમને બાવનાચંદનથી અધિક ગણું છું. આ મુદ્રિત ભાસમાં અગિયાર ગણધરો પૈકી પહેલા પાંચનો જ અધિકાર છે તો એને અંગે એ પ્રશ્ન સ્ફુરે છે કે શું બાકીના છ ગણધરોને લગતુ લખાણુ હજી સુધી મળી આવ્યું નથી કે આ ભાસ આટલો જ રચાયો છે?

**સાધુના ગુણુગાનની** [1]**સજ્ઝાય**[2] **કિંવા સાધુવન્દના** (વિ. સં. ૧૭૨૧ )—પ્રસ્તુત કૃતિમાં અનેક સાધુઓને–મુનિવરોને વંદન કરાયું હોવાથી એનું કોઈકે **સાધુવંદના** નામ પાડ્યું હોય એમ જણાય છે. કર્તાએ આ કૃતિનુ નામ આમાં તો દર્શાવ્યું નથી.

**પરિમાણુ**—આ ગુજરાતી પદ્યાત્મક કૃતિ આઠ ઢાલમાં વિભક્ત છે એમાંની કડીઓની સખ્યા અનુક્રમે નીચે મુજબ છે:—

૧૦, ૯, ૧૭, ૧૪, ૧૭, ૯, ૧૯ અને ૫.

આમ એકંદર સો કડી છે. અંતમાં એક કડીનો "કલશ" છે.

**દેશી**—આઠ ઢાલ પૈકી ફક્ત ચોથી અને છઠ્ઠી માટે દેશીનો ઉલ્લેખ છે.

---

૧. આઠમી ઢાલની ત્રીજી કડીમા 'સજ્ઝાયા' એવો પ્રયોગ છે.

૨. આ નામ મેં યોજ્યું છે. એ માટે મેં આઠમી ઢાલની ત્રીજી કડીનો ઉપયોગ કર્યો છે.

**વિષય**—પહેલી ઢાલમાં નિમ્નલિખિત મુનીશ્વરોને વંદન કરાયું છે:—

ઋષભદેવાદિ તીર્થંકરો, પુંડરીક વગેરે ગણધરો, ભરત તેમ જ આદિત્યયશસ્ વગેરે આઠ મહાનુભાવો કે જેઓ દર્પણમાં મુખ જોતાં કેવલી બન્યા. બાહુબલિ, સગર, સનત્કુમાર વગેરે ચક્રવર્તી, સુદર્શન શેઠ, બલરામ, મલ્લિનાથ દ્વારા પ્રતિબોધિત નૃપતિઓ તેમ જ સ્કન્દક મુનિના શિષ્યો.

બીજી ઢાલમાં દેવકીના સાત પુત્રોને, ત્રીજી ઢાલમાં આઠમા અંગમાં નિર્દેશેલા મુનિવરોને તથા શ્રેણિકની [1]તેવીસ પત્નીઓને[2], ચોથી ઢાલમાં નવમા અંગમાં ઉલ્લેખાએલા શ્રેણિકના પુત્રોને અને પિસ્તાળીસ પ્રત્યેક બુદ્ધોને, પાંચમી ઢાલમાં દમદંત, ફૂલવાલૂક, પ્રદેશી રાજા તેમ જ ઉત્તરજ્ઝયણ અને ભગવઈમાં નિર્દિષ્ટ મુનિવરોને, છઠ્ઠી ઢાલમાં સૂયગડમાં નિર્દેશાયેલા આર્દ્રકુમારાદિકને, અર્ણિકાસુતને તથા દૃઢપ્રહારીને, સાતમી ઢાલમાં ઇન્દ્રભૂતિ વગેરે અગિયાર ગણધરોને, જંબૂકુમારથી માંડીને દેવર્દ્ધિ ક્ષમાશ્રમણને અને આઠમી ઢાલમાં દુઃપ્રસહને તેમ જ બ્રાહ્મી વગેરે શ્રમણીઓને નમસ્કાર કરાયો છે.

**રચનાવર્ષ અને રચનાસ્થળ**—પ્રસ્તુત કૃતિ વિ. સં. ૧૭૨૧ માં ખંભાતમાં રચાયાનો આઠમી ઢાલમાં ઉલ્લેખ છે. સાથે સાથે આ ઢાલમાં કર્તાએ પોતાની ગુરુપરંપરાનો નિર્દેશ કર્યો છે.

**સાક્ષીરૂપ ગ્રંથો**—આ કૃતિમાં નિમ્નલિખિત આગમોનો ઉલ્લેખ છે :

---

૧. ૧૩ + ૧૦.

૨. કાલીએ 'રત્નાવલી' નામની તપશ્ચર્યા અને બીજી ત્રણે અન્ય ત્રણ તપશ્ચર્યા કર્યાનો અને બાકીની છએ એક એક પ્રતિમા વહન કર્યાનો અહીં ઉલ્લેખ છે.

અંતગડ (૧, ૧૦.), આઠમુ અંગ (૩, ૧.), ઉત્તરાધ્યયન (૫, ૯.), છઠ્ઠું અગ (૪, ૧૪.), જંબુપન્નત્તી (૧, ૩.), નવમુ અગ (૪, ૧.), ભગવઈ (૧, ૬, ૫, ૧૭), રાયપ્રસેણી (૫, ૨.) અને સિદ્ધિદંડિકા (૧, ૪.).

**તપગચ્છપતિની સજઝાય** (પૃ. વિ. સં. ૧૭૧૮)—આ ૭ કડીની ગુજરાતી કૃતિ છે. એની દેશી તરીકે "નિંદરડી વેરણ હુઈ"નો ઉલ્લેખ છે આ કૃતિમા 'તપ'ગચ્છના આચાર્ય વિજયધર્મના ગુણગાન ગવાયાં છે. એમને કામ નૃપતિ જેવા રૂપવાળા, કરુણાસાગર, સુધા સમાન દેશના દેનાર અને નિષ્કારણ જગદ્બંધુ કહ્યા છે. એવા ગુરુ સાથેની થોડી પણ ગોષ્ઠી સારી એમ કહેતી વેળા થોડું ચંદન અને બીજા લાકડાનો ભારો એ ઉદાહરણ અપાયુ છે. અંતમા કર્તાએ પોતાનો ઉલ્લેખ 'કવિ વાચક જસ' તરીકે કર્યો છે.

**પ્રશ્ન**—અહીં એ પ્રશ્ન ઉઠે છે કે વિજયધર્મસૂરિ તે કોણ છે? શું વિજયદેવ કે વિજયપ્રભને બદલે 'વિજયધર્મ' નામ લખાઈ ગયું છે? **વિજયપ્રભસૂરિસ્વાધ્યાયં** નામની સંસ્કૃત કૃતિ **યશોવિજયે** રચી છે. એ દાર્શનિક હોઈ એનો આગળ ઉપર મેં વિચાર કર્યો છે.

**ગૌતમ-પ્રભાતિ-સ્તવન** (પદ ૨૩)—આ ચાર કડીની 'ગૌતમ' ઇન્દ્રભૂતિના ગુણગાનરૂપ હિન્દી કૃતિ છે. એમા કહ્યું છે કે એમનું નામ જપવાથી નવ નિધિ પ્રાપ્ત થાય વિશેષમાં અહીં કહ્યું છે કે ઘરને આંગણે સુરતરુ ફળ્યો હોય તો પછી વનમાં શા માટે ભમવુ? વળી ઘરમાં જો સુંદર ગાયનુ ઘી ખાવા મળતુ હોય તો તેલથી કોણ જમે? એ રીતે વિચારતાં ગૌતમસ્વામીની સેવા મળે તો બીજાની શી જરૂર? આ ૨૩ મું પદ 'વેલાવલ' રાગમાં છે.

**અષ્ટપદી**—આ હિન્દી કૃતિ બબ્બે કડીના આઠ પદમા વિભક્ત છે. એ દ્વારા **યશોવિજય ગણિએ** અધ્યાત્મરસિક **આનંદઘનની** સ્તુતિ કરી

છે એમ મનાય છે. પહેલા પદમાં સુમતિને આનંદઘનની સખી કહી છે. એ મુનિવર રતિ અને અરતિના સંગથી વર્જિત છે એમ ચોથા પદમાં કહ્યું છે. અહીં એ પણ વાત કહી છે કે કોઈક આ મુનિવરનાં છિદ્ર જુએ છે. આનંદઘનને મળવાથી પોતે આનંદઘન જેવા બન્યા એમ આઠમા પદમાં કહ્યું છે અને એ માટે એમણે લોઢાને પારસ(મણિ)નો સ્પર્શ થતાં એ સુવર્ણ બને છે એ ઉદાહરણ આપ્યું છે.

**રાગ અને તાલ**—પ્રસ્તુત **અષ્ટપદી** ગેય છે. એનાં બીજા અને સાતમા પદ સિવાયનાં પદોના રાગનાં નામ નીચે પ્રમાણે છે.—

કાનડો, નાયકી, નાયકી, નાયકી, કાનડો અને કાનડો છે.

ત્રીજા, ચોથા અને છઠ્ઠા એ ત્રણ પદના તાલ તરીકે એનાં નામ અનુક્રમે ચંપક, ચંપક અને રૂપક અપાયાં છે.

પ્રસ્તુત કૃતિની રચના જયદેવ કૃત **અષ્ટપદી**ને આભારી હશે.

[1]**વિમલાચળનું સ્તવન**—આ પાંચ કડીનું 'પ્રભાત' અથવા 'કાશી' રાગમાં ગુજરાતીમાં રચાયેલું સ્તવન વિમલગિરિનું માહાત્મ્ય વર્ણવે છે. મોક્ષવૃક્ષનું ફળ લેવા માટે એ ગિરિ જાણે ધર્મનો હાથ હોય એમ પહેલી કડીમાં ઉત્પ્રેક્ષા કરાઈ છે. બીજી કડી પણ 'ઉત્પ્રેક્ષા' અલંકારથી વિભૂષિત છે. એમાં કહ્યું છે કે એ ગિરિ ઉપરની જિનગૃહની ઉજ્જવળ અને ઉન્નત મંડળી એવી શોભે છે કે જાણે એને 'હિમાલય' માની આકાશ-ગંગા અહીં આવી છે. ત્રીજી કડીમાં એવો ઉલ્લેખ છે કે સીમન્ધરસ્વામીએ આ તીર્થ અદ્વિતીય છે એમ હરિને કહ્યું છે. અંતમાં આ ગિરિને વંદન કરનારનો જન્મ સફળ થાય એવો ઉલ્લેખ છે.

---

૧. આ કૃતિ "શ્રી વિમલાચલ જિન-સ્તવન"ના નામથી ગૂ૦ સા૦ સં૦ ( વિ. ૧, પૃ. ૧૧૨-૧૧૩ )માં છપાઈ છે.

# હિન્દી અને ગુજરાતી ગીતો

**જિન-ગીત**—આ પાંચ કડીની હિન્દી કૃતિ છે. એને માટે ‘વેલાઉલ’ રાગનો ઉલ્લેખ છે. અહીં કહ્યું છે કે હે પ્રભુ! તારા ગુણનો રસ મારા ગુણને સુવર્ણ બનાવે. એ સારું સુવર્ણ થયા પછી તાંબું કેમ થાય?

**નેમ-રાજુલનાં છ ગીત**—આ પૈકી પહેલાં ચાર ગીત તે અનુક્રમે નિમ્નલિખિત ક્રમાંકવાળાં પદ છેઃ—

૪૦, ૩૩, ૨૬ અને ૧૫.

છેલ્લાં બે ગીતરૂપ પદ પહેલી વાર **ગૂ૦ સા૦ સં૦** (ભા૦ ૧)માં અનુક્રમે પૃ૦ ૧૪૦-૧૪૧ માં અને પૃ ૧૪૪-૧૪૫ માં છપાવાયાં છે.

પહેલાં ચાર ગીત હિન્દીમાં છે અને બાકીનાં બે ગુજરાતીમાં છે.

‘હોરી’ રાગમાંના પહેલા ગીતમાં નવ કડી છે. એમાં વાસુદેવ કૃષ્ણની પત્નીઓ એમના દિયેર નેમિનાથને લગ્ન કરવા મનાવે છે એ વાત છે. આ માટે એ સ્ત્રીઓ એમની સાથે હોળી નિર્ભયપણે અને અમુક અંશે લાજશરમ મૂકીને ખેલે છે. કેટલીક સ્ત્રીઓ તાલ, કંસાલ, મૃદંગ અને ચંગ વગાડે છે, કેટલીક ગુલાલથી આંખો ભરી દે છે, કેટલીક ભરીભરીને પિચકારી છાંટે છે, કેટલીક ગીત ગાય છે, કેટલીક નાચે છે, કેટલીક સ્તન અને ભૂજાનું મૂળ દેખાડે છે. કોઇક ગળે હાથ લગાવે છે અને પરણવા માટે નેમિનાથને વિનવે છે, પણ એઓ તો મૌન સેવે છે.

આ ગીતમાંની ત્રીજી અને પાંચમી કડી ‘ઉત્પ્રેક્ષા’ અલંકારથી વિભૂષિત છે.

બીજા ગીતમાં આઠ પંક્તિની એક જ કડી છે. એના રાગ તરીકે "ગુર્જરી, પૂર્વનો નિર્દેશ છે. અહીં કહ્યું છે કે જાણે કામદેવની સેના ન હોય તેમ સ્ત્રીઓ એમના દિયેર નેમિનાથને ઘેરી વળે છે, ગળામાં મોતીની માળા વડે શોભતી કોઈ રૂપાળી બાલા નૃત્ય કરે છે, કોઈ દિયેરના ગુણ ગાય છે, કોઈ સ્ત્રીએ દખિણ ફાલી પહેરી છે, કોઈ વાંકું જુએ છે અને કોઈ લાજ મૂકી વર્તે છે, તો પણ નેમિનાથ મૌન જ સેવે છે.

ત્રીજા ગીતમાં અંતર્યમકથી અલંકૃત ચચ્ચાર પંક્તિની બે કડી છે. એનો રાગ 'ભૂપકલ્યાણ' છે. એમાં રાજુલ સખીને કહે છે કે શિવાદેવીના નંદન નેમિનાથને મનાવો, કેમકે એમના વિના મને કશું ચેન પડતું નથી.

ચોથા ગીતમાં ત્રણ કડી છે. એનો રાગ 'નાયકી કાનડો' છે. એમાં રાજીમતીને એની સખા કહે છે કે આમ ગાંડા જેવી તું શું કરે છે? વિરહાગ્નિને બુઝાવવા નયન-જળ સિંચ અને 'ગિરનાર' ચાલ તો તારા પતિ બતાવું. કર્તાએ અંતમાં કહ્યું છે કે નેમિનાથ અને રાજીમતી હળીમળીને મુક્તિ-મહેલમાં ખેલે છે.

**સન્તુલન**—આ જાતનો ભાવ વિનયવિજયજી ગણિએ રચેલા પદમાં જોવાય છે.[1]

પાંચમું ગીત ત્રણ કડીનું છે. એ માટે કોઈ રાગનો ઉલ્લેખ નથી. એમાં રાજુલ પોતાની સખીને કહે છે કે મારા નાથને તું મારી એ વિનતિ કહેજે કે યૌવનવતી યુવતિને જે છોડી તે ખંતને ખાર દીધો, જે ચૌદ જાણે તે ચારને ન ભૂલે, કર્મનો દોષ અન્યને ન દેવો, એ મંત્ર-તંત્રને સાધ્ય નથી.

---

૧. પ્રસ્તુત પદિત ગૂ૦ સા૦ સં૦ (વિ૦ ૧, પૃ૦ ૧૪૦) માં અપાઈ છે.

છઠ્ઠા ગીતમાં ચચ્ચાર પંક્તિની એકવીસ કડી છે. આ ગીત માટે કોઈ રાગનો ઉલ્લેખ નથી. આ ગીતમાં રાજુલની વિરહવેદના કાવ્યરસિકોને આનંદ અર્પે તેવી રીતે વર્ણવાઈ છે. એમા રાજુલ નેમિનાથ પાસે જવા ઉત્સુક છે એમ કહ્યું છે. રાજુલ કહે છે કે મને એક તો યૌવન અને બીજો મદન સંતાપે છે, વળી ત્રીજો વિરહ કાળજું કાપે છે અને ચોથો દુઃખદાયી કોયલ છે કે જે 'પિઉ પિઉ' પોકારે છે. જે ભોગીને સુખનાં સાધન છે તે વિરહીને દુઃખ દે છે એમ કહી શય્યા, મોટો મહેલ અને ઋદ્ધિનો ઉલ્લેખ કરાયો છે. રાજુલ કહે છે કે પ્રિયતમના વિરહને લઈને ભૂખ અને ઉંઘ બંને નાઠાં છે. કોયલ કયા પાપે કાળી થઈ અને ચન્દ્રમાં લાંછન કેમ છે તે વિષે કવિએ મનોરમ કલ્પના કરી છે. ઉત્પ્રેક્ષાનાં વિવિધ ઉદાહરણો આ ગીતની ગુણવત્તામાં વૃદ્ધિ કરે છે. અનમાં કવિ કહે છે કે રાજુલ વિવિધ વિલાપ કરતી 'ગિરનાર' ગઈ અને એના પતિ નેમિનાથને મળી અને હવે એ બંને જાણુ શિવમંદિરમાં રમે છે.

## પ્રકરણ ૨

## ચરિત્રો અને ધર્મકથા

[1]આર્ષભીય-ચરિત—આ સંસ્કૃત પદ્યાત્મક કૃતિ સંપૂર્ણ રચાઈ હોય તોપણ હજી સુધી તો પૂરેપૂરી મળી આવી નથી. આ કૃતિમાં ઋષભદેવનુ ચરિત્ર વિસ્તારથી અને મહાકાવ્યના લક્ષણને ચરિતાર્થ કરે તેવું યોજાયુ છે. આજે મળી આવેલા અંશમાં પ્રથમના ત્રણ સર્ગ સંપૂર્ણ અને ચોથા સર્ગનો અમુક ભાગ છે. આમ જે આ હાથપોથીમાં ચાર સર્ગ છે તેમાં પદ્યની સંખ્યા ઇત્યાદિ નીચે મુજબ છે :—

| સર્ગ | પદ્યસંખ્યા | પત્ર |
|---|---|---|
| ૧ | ૧૩૫ | ૧ અ – ૬ આ |
| ૨ | ૧૭૬ | ૬ આ – ૧૦ આ |
| ૩ | ૧૨૧ | ૧૦ આ – ૧૪ આ |
| ૪ | ૬૬ | ૧૪ આ – ૧૭ અ |

પ્રથમ સર્ગમાં ઋષભદેવને ધર્મવિધિના પ્રવર્તક કહ્યા છે. પ્રથમ સર્ગમાં ભરતને કળા શિખવવાનુ અને પુત્રોમાં રાજ્ય વહેંચી આપવાનું

૧ આની સત્તર પત્રની એક હાથપોથી મળે છે. એ કર્તાએ જાતે લખ્યાનું ન્યા૦ ય૦ સ્મૃ૦ ના આમુખ( પૃ. ૮ )માં ઉલ્લેખ છે. શરૂઆતનાં પત્ર ૫ અ સુધીનાં તેમ જ ત્યારપછીનાં પત્રોમા એકસરખા અક્ષર નથી એથી મને આ બાબત શંકા રહે છે.

પ્રારંભમા " ऐं नमः । श्री जिनाय नमः । " એવો ઉલ્લેખ છે. આ હાથપોથી એકંદર શુદ્ધ હોઈ હરતાલ દ્વારા અશુદ્ધિ વગેરે દૂર કરાઈ હોઈ એ એ સંપાદન માટે પૂરતી છે. એમા પત્ર ૧૬ આ અને ૧૭ આ કોરાં છે.

કાર્ય કરી ઋષભદેવે દીક્ષા લીધી એ વૃત્તાન્ત છે. દ્વિતીય સર્ગમાં ભરતના ૯૮ ભાઈઓએ દીક્ષા લીધાની વાત છે. તૃતીય સર્ગમાં ભરતને 'સિન્ધુ' દેશમાંથી નવ નિધિ પ્રાપ્ત થયાની હકીકત અપાઈ છે અને ચક્ર આયુધ-શાળામાં નહીં પેસતું હોવાથી બાહુબલિ સાથે યુદ્ધ કરવાની ભરતને એના મંત્રીએ સલાહ આપ્યાનું કથન છે. ચોથા સર્ગમાં ભરતનો સુવેગ નામનો દૂત અપશુકન થવા છતાં બાહુબલિની રાજધાની 'તક્ષશિલા'માં જાય છે. એ 'તક્ષશિલા'નું – ત્યાંની લેખશાળા (નિશાળ) વગેરેનું હૃદયગમ વર્ણન છે. એ દૂતને લોકો પૂછે છે કે તુ કોણ છે? એ કહે છે : હું ભરતનો દૂત છુ. ભરત તે કોણ એમ લોકો પૂછે છે અને દૂત જવાબ આપે છે.

આ અપૂર્ણ અંશ જોતાં એમ લાગે છે કે આ મહાકાવ્યમાં[1] જો એ સંપૂર્ણ રચાયું હોય તો આઠેક સર્ગ હશે અને એકંદર હજારેક પદ્યો હશે પ્રથમ સર્ગનાં આદ્ય અને અંતિમ પદ્ય અનુક્રમે નીચે પ્રમાણે છે :—

"शुभस्थिरैर्यैः कमलालयो यशः,
पुपोष विश्वे वृषभासनोचितः ।
तमःप्रमाथी पुरुषोत्तमः शुचि–
र्महेश्वरः पातु स नाभिनन्दनः ॥ १ ॥"

"अधिककमलोल्लासं कुर्वन् निरस्ततमोभरः,
प्रसृमरदृशां मार्गामार्गप्रदर्शनतत्परम् ।
अकलिततपस्तेजोराशिर्दिनेश इवोदितो,
भुवनविजयस्फीतां भेजे ततः [2]श्रीयशःश्रियम् ॥ १३५ ॥"

૧. પ્રથમ સર્ગના અંતની પુષ્પિકામાં આ શબ્દ વપરાયો છે. આ રહી પ્રસ્તુત પંક્તિ :—

"इत्यार्षभीय चरिते महाकाव्ये प्रथम. सर्गः"

૨. આ દ્વારા કર્તાએ પોતાના નામનું સૂચન કર્યું છે.

[૧]ચોથા સર્ગનું ૬૬ મુ પદ્ય નીચે મુજબ છેઃ—

" याऽपरोक्षपदसम्भववृत्ति-
　　व्याप्यताविदलितभ्रमसला ।
ब्रह्मवत् सकलसारचरित्रा
　　शुद्धबुद्धिभिरभूत् स्पृहणीया ॥ ६६ ॥

[૨]**શ્રીપાલ રાજાનો રાસ (ઉત્તરાર્ધ)**—( લ. વિ. સં. ૧૭૩૮ ) સિદ્ધચક્રનો પ્રભાવ વર્ણવનારી આ ગુજરાતી પદ્યાત્મક કૃતિની શરૂઆત મહોપાધ્યાય વિનયવિજયજી ગણિએ સુરતની પાસે આવેલા રાંદેરમાં વિ. સં. ૧૭૩૮ માં કરી હતી, પરન્તુ તેઓ આ રાસ પૂરો કરી શક્યા [૩]નહિ. એમના વિશ્વાસપાત્ર યશોવિજયજી ગણિએ–પ્રસ્તુત ચરિત્રનાયકે આ રાસ પૂર્ણ કર્યો. એ પૂર્ણાહુતિ વિ. સ. ૧૭૩૮ પછી ટૂંક સમયમાં —મોડામાં મોડો વિ. સં. ૧૭૪૫ ના પ્રારંભમાં કરાઈ હશે.

આ રાસ શ્રીપાલ રાજાનું સવિસ્તર જીવન–ચરિત્ર પૂરું પાડે છે. એમાં ૧૨૫૧ ગાથા છે. તેમાની છેલ્લી ૫૦૧ ગાથા યશોવિજયજીએ

---

૧. આનું પ્રારંભિક પદ્ય તો અનુષ્ટુભમાં છે. એ નીચે મુજબ છે.—

ऐन्द्रस्तोमनतायोग्र—प्रत्यूहव्यूहनाशिने ।
नमः श्रीपार्श्वनाथाय, श्रीशङ्खेश्वरमौलये ॥ १ ॥

૨. આ રાસ ભીમજી ભીમસિંહ માણકે ઈ. સ. ૧૮૯૪ માં ' દેવનાગરી ' લિપિમાં ગુજરાતી સમજુતી સહિત છપાવ્યો છે. આ રાસ ઘણે સ્થળેથી પ્રસિદ્ધ થયેલો છે. વર્ષમાં આંબેલની બ ને ઓળીના દિવસોમાં મારાં સ્વર્ગસ્થ પિતા અને માતા આ રાસ અમારા ઘરમાં વાચતાં હતાં અને બાળપણથી મને એ સાંભળવાનો અને આગળ જતાં માતા પિતા સાથે વાચવાનો સુયોગ મળ્યો હતો.

૩. " ત્રટ ત્રટ તૂટે તાંત ગમા જાયે ખસી હો લાલ " થી શરૂ થતી વીસમી કડી રચાતા રાસનું કાર્ય બંધ પડ્યું એમ અનુમનાય છે.

રચી છે. વિનયવિજયજીએ પહેલા ખંડમાં ૧૧ ઢાલ અને બીજામાં ૪ રચી. ત્યારબાદ ત્રીજામાં પાંચમી ઢાલનો થોડોક ભાગ રચાતાં એ કાર્ય અટક્યું અને એ ઢાલ યશોવિજયજીએ પૂર્ણ કરી કે પછી આખી જ રચી હોય એમ એ ઢાલની અંતિમ ( ૨૧મી ) કડીમાંના "તે વિનય સુજસ ઘણો" દ્વારા વપરાયેલ 'સુજસ' ઉપરથી જાણી શકાય છે. ત્રીજા ખંડમાં એકંદર આઠ ઢાલ છે. એમાની છેલ્લી ત્રણ અને પાંચમી ઢાલ ( થોડી કે પૂરેપૂરી ) યશોવિજયજીએ રચી છે. ચોથા ખંડમાં ચૌદ ઢાલ છે. એ પણ એમની રચના છે. એ દ્વારા એમણે શ્રીપાલ નરેશ્વરના જીવનને લગતી નિમ્નલિખિત ઘટનાઓ વર્ણવી છે અને તેમ કરીને વિનયવિજયજીગણિના કાર્યને પૂર્ણ કર્યું છે એટલું જ નહિ પણ એને દિપાવ્યું છે અને પોતાની ઉત્તમ કાવ્યકળાનો પરિચય પૂરો પાડ્યો છે :—

વીણાવાદનદ્વારા [1]ગુણસુંદરી સાથે લગ્ન, વામનરૂપે સ્વયંવરમાં ત્રૈલોક્યસુંદરી ઉર્ફે તિલકસુંદરી સાથેનું પાણિગ્રહણ ( ઢા૦ ૬ ), શૃંગારસુંદરી અને એની પાંચ સખીની સમસ્યા પૂતળાના મુખે પૂર્ણ કરાવી શ્રીપાલે શૃંગાલસુંદરી અને એની પાંચ સખી સાથે કરેલાં લગ્ન, (ઢા૦ ૭), [2]રાધાવેધ સાધી જયસુંદરી સાથે લગ્ન, સર્પદંશથી મૂર્ચ્છિત તિલકસુંદરીને સારી કરી તેની સાથે લગ્ન ( [3]ઢા૦ ૮ )[4], મયણાના પિતાને કહેણ,

૧. આ શ્રીપાલ રાજાની પાંચમી પત્ની છે. એ પહેલાની ચાર પત્નીના નામ મયણા( મદના )સુંદરી, મદનસેના, મદનમંજૂષા અને મદનમંજરી છે.

૨. આના વર્ણનાદિ માટે જુઓ મારો લેખ નામે "રાધાવેધ". આ લેખ અહીંના સુરતના ) "પ્રતાપ"( દીપોત્સવી અંક વિ. સં. ૨૦૦૫ ) માં છપાયો છે.

૩. અહીં ૨૧ મી કડીમાં આઠ દૃષ્ટિ વિષે બાનેસારે ઉલ્લેખ છે.

૪. અહીંથી ચોથા ખંડનો પ્રારંભ થાય છે.

અજિતસેનનો પરાજય, એમની દીક્ષા, શ્રીપાલે એમની ( દાર્શનિક તત્ત્વથી મંડિત ) કરેલી સ્તુતિ ( ઢા૦ ૫ ), અવધિજ્ઞાની અજિતસેનની દેશના ( મનુષ્ય – ભવ વગેરેની દુર્લભતા, દશવિધ ધર્મ, ચાર અનુષ્ઠાન તેમજ વિષ-ક્રિયા વગેરે પાંચ જાતની ક્રિયા ), શ્રીપાલનો પૂર્વભવ, ઉદ્યાપન ( ઢા૦ ૧૦ ), અરિહંતાદિ નવ પદોનું નિરૂપણ ( ઢા૦ ૧૧ ), અને શ્રીપાલાદિનો સ્વર્ગવાસ.

ચોથા ખડની પહેલી ઢાલની સાતમી કડીમાં અમૃતક્રિયાનાં લક્ષણ દર્શાવાયાં છે. ત્રીજા ખંડની છઠ્ઠી ઢાલની નિમ્નલિખિત ૨૧ મી કડી એક સંસ્કૃત સુભાષિતનું સ્મરણ કરાવે છે :—

" છે મધુર યથોચિત શેલડી, દધિ, મધુ સાકર ને દ્રાખ રે;
પણ જેહનું મન જિહાં વેધિયું, તે મધુર ન બીજા લાખ રે, જૂ૦ ૨૧ "

ઉપર્યુક્ત સુભાષિત નીચે પ્રમાણે છે :–

" दधि मधुरं मधु मधुरं द्राक्षा मधुरा सुधाऽपि मधुरैव ।
तस्य तदेव हि मधुरं यस्य मनो यत्र संलग्नम् ॥ "

—સુભાષિત રત્નભાંડાગાર પૃ. ૧૭૭, શ્લો૦ ૭૬૬

[1]બારમી ઢાલમાં જાણે મહાવીરસ્વામી શ્રેણિકને ઉદ્દેશીને નિશ્ચયનય-પૂર્વકની દેશના દે છે અને અરિહંતાદિ નવ પદનું એ રીતે નિરૂપણ કરી નવપદનો મહિમા વર્ણવે છે. તેરમી ઢાલમાં કવિ અનુભવજ્ઞાનની મહત્તા દર્શાવે છે. આના પછી કલશરૂપ ચૌદમી ઢાલ છે. એમાં યશોવિજયજી ગણિએ હીરવિજયસૂરિ વગેરેનું ગુણોત્કીર્તન કર્યું છે વિશેષમાં એમણે વિનયવિજયજી ગણિ સાતસો ગાથા રચી સ્વર્ગે સિધાવ્યા અને આ

૧. આ ઢાલની ચૌદમી (અંતિમ) કડીના અંતમાં નીચે મુજબ ઉલ્લેખ છે.
" વાણી વાચક-જશ તણી કોઈ નયે ન અધૂરી "

રાસનો પ્રારંભ એમણે ( વિનયવિજયજી ગણિએ ) ક્યાં અને ક્યારે કર્યો એ બાબતો રજૂ કરી છે.

યશોવિજયજીની રચનાની વિશેષતા એ છે કે એમાં એમણે વિનયવિજયજી ગણિની જેમ એકલો કાવ્યરસ પીરસ્યો નથી, પણ કેટલીક દાર્શનિક માહિતી પણ એમણે પૂરી પાડી છે.

જે કડીઓ રચ્યા બદલ વિ. સ. ૧૭૧૮ માં યશોવિજયજીને મારીપત્ર લખી આપવું પડ્યાનું કેટલાક કહે છે તેમાંની એક કડી તે નીચે મુજબની ચોથા ખંડની તેરમી ઢાલની નવમી કડી છે:—

"જિમ જિમ બહુશ્રુત બહુજન સમ્મત, બહુલ શિષ્યનો શેઠો,
તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ અનુભવ નેઠો રે. મુ૦ ૯"

આ સમ્મઈપયરણના ત્રીજા કાંડની ૬૬મી [1]ગાથાના અનુવાદરૂપ છે.

યશોવિજયજી ગણિએ 'બૃહદ્'ગચ્છના રત્નશેખરસૂરિએ વિ. સ. ૧૪૨૮ માં રચેલા સિરિવાલકહાનો ઓછેવત્તે અંશે ઉપયોગ કર્યો હોય એમ લાગે છે, ગા. ૧૨૧૮ થી ૧૨૯૮ નો સારાંશ ચોથા ખંડની અગિયારમી ઢાલ તરીકે અને ગા. ૧૩૨૭–૧૩૩૫ નો સારાંશ આ ખંડની બારમી ઢાલની પહેલી દસ કડીરૂપે જોવાય છે.

ચોથા ખંડની અગિયારમી ઢાલમા તીર્થંકરનું સ્વરૂપ વર્ણવતાં નીચે મુજબ ઉલ્લેખ કરાયો છે:—

"જેહને હોય કલ્યાણક દિવસેં, નરકેં પણ અજુઆળું;
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાળુ રે ભ૦સિ૦-૨"

અહિં કલ્યાણકોથી પાંચે અભિપ્રેત હોય એમ જણાય છે. જો

૧. "जह जह वहुस्सुओ सम्मओ य, सिस्सगणसम्परिवुडो य ।
अविणिच्छिओ य समए, तह तह सिद्धन्तपडिणीओ ॥ ६६ ॥"

તેમ જ હોય તો ઠાણ(ઠા. ૩, ઉ. ૧, સુ. ૧૩૪)માંના નિમ્નલિખિત ઉલ્લેખ સાથે એ સંગત થઈ શકે નહિ :—

"तिहिं ठाणेहिं लोगन्धयारे सिया तं० अरिहंतेहिं वोच्छिज्जमाणेहिं......तिहिं ठाणेहिं लोगोज्जोते सिया तं० अरहंतेहिं जायमाणेहिं, अरहंतेसु पव्वयमाणेसु अरहंताणं णाणुप्पायमहिमासु"

**સમજુતી**—પ્રસ્તુત રાસની ગુજરાતી સમજુતી કોઈકે આપી છે.

[1]**ભાવાર્થ**—ઉપર્યુક્ત રાસની ઢાલ ૧૧ અને ૧૨ નો ગુજરાતીમાં ભાવાર્થ કોઈકે તૈયાર કર્યો છે.

**કડખાની દેશી**—ચોથા ખંડની ચોથી ઢાલ કડખાની દેશીમાં છે, તેમ કેટલાકના મતે **વિજયપ્રભસૂરિ-સ્વાધ્યાય** પણ આ જ દેશીમાં છે.

[2]**નવપદપૂજા**—આ સકલનાત્મક કૃતિમાં અરિહંતાદિ નવ પદને અગે એકેક પૂજા છે. પહેલી પૂજાનો પ્રારંભ **उप्पन्नसन्नाण** થી શરૂ થતા એક જ૦ મ૦ મા રચાયેલા પદ્યથી થાય છે. ત્યારબાદ **नमोऽनन्त** થી શરૂ તથા એક પદ્યનો આદ્ય ભાગ સંસ્કૃતમાં હોય એવો ભાસ ઉત્પન્ન કરે છે. ત્યારબાદ ચાર પદ્યો ગુજરાતીમાં છે અને એ જ્ઞાનવિમલસૂરિની

---

૧. આ ભાવાર્થ "શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયકૃત નવપદજી પૂજા" નામના પુસ્તકમા કટકે કટકે અપાયો છે. આ પુસ્તક 'જૈ૦ આ૦ સ૦ તરફથી વિ સ. ૧૯૮૧ માં પ્રસિદ્ધ કરાયુ છે.

૨. આ કૃતિ "ઉપાધ્યાયજી યશોવિજયાદિ વિરચિત શ્રીનવપદની પૂજા અર્થ સહિત તથા નવપદની ઓળીની વિધિ"ના નામથી જે પુસ્તક "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી વિ૦ સ૦ ૧૯૯૦ (પ્રથમ આવૃત્તિ) છપાઈ છે તેમાં છે.

રચના છે એના પછી દેવચન્દ્ર કૃત બે ગુજરાતી પદ્યો છે. એના પછી "શ્રીપાલરાજાનો રાસ"ના ચોથા ખંડની અગિયારમી ઢાલની પહેલી પાંચ કડી છે. આગળ જતાં સિદ્ધથી માંડીને ચારિત્ર સુધીની પૂજામાં આ જ ઢાલની પાંચ પાંચ કડી અને 'તપ'ની પૂજામાં છ કડી ઉદ્ધૃત કરાઈ છે એ રીતે સમગ્ર અગિયારમી ઢાલ ગૂંથી લેવાઈ છે.

અગિયારમી ઢાલની પહેલી પાંચ કડી પછી એ જ રાસના ચોથા ખંડની બારમી ઢાલની બે કડી અપાઈ છે. જ્યારે સિદ્ધથી માંડીને ચારિત્ર સુધીની પૂજામાં એ રીતે એકેક કડી અને તપની પૂજામાં પાંચ કડી ઉદ્ધૃત કરાઈ છે. આમ આ બારમી ઢાલ પણ સંપૂર્ણ ગૂંથી લેવાઈ છે.

આ નવપદની પૂજામાં ઉપર્યુક્ત રાસની બે ઢાલ છે. એ ઉપરાંત ઉપર સુચવાયા મુજબ જ્ઞાનવિમળસૂરિ અને દેવચન્દ્રની રચનાઓ છે. વિશેષમાં નવમી પૂજાના અંતમાં ચાર પદ્યો અનુક્રમે જ૦ મ૦, સંસ્કૃત, ગુજરાતી અને ગુજરાતીમાં છે. એ કોઈ એકજ કર્તાના હોય તો પણ આ સમગ્ર પૂજા ચારેક કર્તાની કૃતિઓની સંકલના રૂપ છે. એ સંકલના કોણે ક્યારે કરી તે જાણવું બાકી રહે છે.[1]

**તુંબડાની[2] સજ્ઝાય**—આ દસ કડીની ગુજરાતી કૃતિ છે. એમાં દ્રૌપદીના પૂર્વભવોનું વર્ણન છે. દ્રૌપદીના જીવે બ્રાહ્મણી તરીકેના અવતારમાં કોઈ એક ભવમાં અજાણે વર્ષ ઉપર એક સાધુ(નામે ધર્મરુચિ)ને કડવા તુંબડાનું શાક વહોરાવ્યું (ભિક્ષા તરીકે આપ્યું). ગુરુને એ આહાર બતાવતાં તેમણે એ સાધુને આહાર વાપરવાની ના પાડી અને એને પરઠવવા અર્થાત્ યોગ્ય ભૂમિમાં દાટવા માટે કહ્યું એ સાંભળી વનમાં

૧. આ સબંધમાં જુઓ મારો લેખ નામે "નવપદપૂજાનું કર્તૃત્વ"

૨. કર્તાએ આ શબ્દ વાપર્યો નથી.

જઈ એ શાકનું એક જ બિન્દુ એમણે જમીન પર મૂક્યું તો અનેક જીવોનો સંહાર થતો જોયો. જીવો ઉપર દયા આવતાં એક માસના ઉપવાસી એ સાધુએ એ શાક ખાઈ લીધું અને એઓ કાળધર્મ પામી સર્વાર્થસિદ્ધમાં ઉત્પન્ન થયા.

આ તરફ પેલી બ્રાહ્મણી સંસારમાં રખડી-સાતે નરકોમાં ભમી અને આગળ જતાં દીક્ષા લઈ એણે નિદાન કર્યું-નિયાણું બાંધ્યું અને તે મુજબ પછીના ભવમાં દ્રૌપદી તરીકે પાંચ પાંડવોને પરણી. એ કાળાંતરે મોક્ષે જશે

અહીં કર્તાએ પોતાનું "જશ" એવું નામ રજૂ કર્યું છે.

**સંતુલન**—દ્રૌપદીનો આ વૃત્તાન્ત **નાયાધમ્મકહાના** પ્રથમ સુયક્ખંધ( શ્રુત-સ્કંધ )ના સોળમા અજ્ઝયણ( અધ્યયન )માં વિસ્તારથી લગભગ શરૂઆતમાં આપ્યો છે. આમ આ સજ્ઝાયનો આધાર જૈન આગમ- છઠ્ઠું અંગ છે.

**[1]જમ્બૂસ્વામીનો રાસ** ( વિ. સં. ૧૭૩૯ )—આ રાસનો પ્રારંભ યશોવિજયજી ગણિએ સાત "દૂહા"થી કર્યો છે. ત્યારબાદ એમણે ૩૭ ઢાલરૂપે પોતાનું વક્તવ્ય રજૂ કર્યું છે. તેરમી, બાવીસમી અને ઓગણત્રીસમી ઢાલ પછી બબ્બે વાર દૂહા છે. સાતમી, પાંત્રીસમી, છત્રીસમી અને સાડત્રીસમી ઢાલ પછી દૂહા નથી. પાંચમી ઢાલ અને એના દૂહા પછી પ્રથમ અધિકાર, તેરમી ઢાલના પહેલા દૂહા પછી દ્વિતીય અધિકાર, બાવીસમી ઢાલના પહેલા દૂહા પછી તૃતીય અધિકાર, ૨૯ મી ઢાલના પહેલા દૂહા પછી ચતુર્થ સર્ગ અને સાડત્રીસમી ઢાલના અંતમાં પાંચમો સર્ગ એમ ઉલ્લેખ જોવાય છે.

---

૧, આ રાસ ગુ૦ સા૦ સં૦ના દ્વિતીય વિભાગના લગભગ અંતમાં પૃ ૧-૮૩ માં છપાયો છે.

આમ જે પાંચ વિભાગ પુષ્પિકા દ્વારા દર્શાવાયા છે. તેમાંની પહેલા, બીજા અને પાંચમાની પુષ્પિકામાં "પ્રાકૃત પ્રબંધ" એવો ઉલ્લેખ છે

રાસની શરૂઆત શારદાદેવીની સ્તુતિદ્વારા અને પોતાના ગુરુ વિબુધ નયવિજયજીના નામોલ્લેખપૂર્વક યશોવિજયજી ગણિએ કરી છે. એમણે પહેલા જ દૂહામાં કહ્યું છે કે ગંગાકિનારે જાપ જપતાં શારદાદેવી મારા ઉપર તુષ્ટ થઈ. બીજા દૂહામાં એમ કહ્યું છે કે શારદાદેવીએ તુષ્ટ થતાં મને તર્ક અને કાવ્યનુ તે સમયે વરદાન આપ્યું.

પ્રારભમાં જંબૂસ્વામીના [1]ચાર ભવ નીચે મુજબ વર્ણવાયા છે:

બીજી ઢાલમાં રાષ્ટ્રકૂટની પત્ની રેવતીના બે પુત્ર નામે **ભ**વદેવ અને **ભ**વદત્તનો અધિકાર છે. **ભ**વદેવ **ના**ગિલાને પરણે છે. પછી એ **ના**ગિલાને કુળાચાર પ્રમાણે મંડિત કરે છે – શણગારે છે શરીરે ચંદન લગાડવું, કેશપાશ બાધવો, કેસરનું તિલક કરવુ, કપોલ ઉપર કસ્તૂરીની પત્રલતા કરવી અને ઉરોજનું મંડન કરવું એ કાર્ય એ કરે છે. એવામા એમના ભાઈ **ભ**વદત્ત આવે છે. એમનું વચન સાચું કરવા **ભ**વદેવ દીક્ષા લે છે. **ભ**વદત્તનો સ્વર્ગવાસ થતાં **ભ**વદેવ અર્ધમંડિત **ના**ગિલાને મળવા ઉપડે છે. અને સસાર માંડવાની વાત કરે છે, પણ **ના**ગિલા એમને પ્રતિબોધ પમાડી મુનિપણામાં સ્થિર કરે છે અને પોતે પણ દીક્ષા લે છે. પછી **ભ**વદેવ આયુષ્ય પૂર્ણ થતાં સૌધર્મમાં સામાનિક દેવ બને છે. ત્યાંથી ચ્યવી **પદ્મ**રથ રાજાની રાણી વનલતાને પેટે પુત્ર તરીકે અવતરે છે. એનું નામ શિવકુમાર રખાય છે. એના ભાઈ **ભ**વદત્ત સ્વર્ગમાથી ચ્યવી મનુષ્ય તરીકે અવતરી **સા**ગરદત્ત નામે સાધુ બને છે એઓ

---

૧. ભવદેવ, સૌધર્મમાં સામાનિક દેવ, **શિ**વકુમાર, અને બ્રહ્મલોકમા વિદ્યુન્માલી નામનો સામાનિક દેવ.

પોતાના એક વેળાના ભાઈ શિવકુમારને વૈરાગ્યવાસિત કરે છે. શિવકુમાર દીક્ષા માટે અનુજ્ઞા આપવા માતાપિતાને વિનવે છે, પણ એ ન મળતાં ભાવયતિ તરીકે જીવન વ્યતીત કરે છે. અંતમાં એઓ આયુષ્ય પૂર્ણ કરી બ્રહ્મલોકમાં સામાનિક દેવ તરીકે જન્મે છે. ત્યાં એનું નામ વિદ્યુન્માલી રખાય છે. એને ચાર પત્ની હોય છે. એ પાંચે જણ મનુષ્ય તરીકે જન્મે છે. વિદ્યુન્માલી તે જંબૂસ્વામી તરીકે ઓળખાય છે. એનાં લગ્ન એ પૂર્વભવની ચાર પત્ની તેમજ બીજી ચાર કન્યા સાથે થાય છે. એઓ પહેલાં નક્કી કર્યા મુજબ લગ્ન થતાં તરત જ દીક્ષા લેવા તૈયાર થાય છે એવામાં 'અવસ્વાપિની' અને 'તાલોદ્ઘાટિની" વિદ્યાવડે વિભૂષિત પ્રભવ નામનો ચોર ત્યાં આવે છે. એની વિદ્યા નામે 'અવસ્વાપિની'ની જંબૂસ્વામી ઉપર અસર થતી નથી. એથી એ પ્રભાવિત થઈ એમની સાથે વાતચિતમાં ઊતરે છે. પ્રભવચોરને જંબૂસ્વામી મધુબિન્દુનું દૃષ્ટાંત કહી એનો ઉપનય સમજાવે છે. પછી કુબેરદત્તના કથાનકદ્વારા અઢાર નાતરાંનું નિરૂપણ કરે છે. પ્રભવચોર કહે છે કે પુત્ર હોય તો પિતાને તારે. એ સાંભળી જંબૂસ્વામી મહેશ્વરદત્તની કથા કહે છે. ત્યારબાદ જંબૂસ્વામીની એક પત્ની નામે સમુદ્રશ્રી બક નામના ખેડૂતની કથા કહે છે. એના પ્રત્યુત્તરરૂપે જંબૂસ્વામી કાગડાની કથા કહે છે. પછી પદ્મશ્રી વાનર-વાનરીની કથા કહે છે. એના જવાબમાં જંબૂસ્વામી અંગારકારકની કથા કહે છે. ત્યારબાદ પદ્મસેના નૂપુરમંડિતા દુર્મિલાની કથા કહે છે. એના ઉત્તરરૂપે જંબૂસ્વામી વિદ્યુન્માલીનું વૃત્તાંત વર્ણવે છે. ત્યારબાદ વારાફરતી જંબૂસ્વામીની બાકીની [1] પાંચ પત્નીઓ પૈકી એકેક કથા અને જંબૂસ્વામી એના પ્રત્યુત્તરરૂપે એકેક કથા કહે છે. એ દસ કથાઓ નીચે મુજબ છે:—

---

૧. એનાં નામ અનુક્રમે કનકસેના, નભસેના, કનકશ્રી, કમલવતી અને જયસિરિ(જયશ્રી) છે.

શંખધમકની કથા, વાનરની, સ્થવિરાની, ઘોડાની, ગ્રામકૂટસુતની, સોલ્લાકની, [1]મા–સાહસની, ત્રણ મિત્રની, નાગશ્રીની અને લલિતાંગકુમારની.

જંબૂસ્વામીનો દીક્ષા લેવા માટેનો દૃઢ નિશ્ચય જાણીને એની આઠે પત્નીઓ દીક્ષા લેવા તૈયાર થાય છે. જંબૂસ્વામીનાં માતાપિતા અને સાસરા પણ દીક્ષાર્થી બને છે પ્રભવચોર પણ પ્રતિબોધ પામે છે. સવાર પડતાં જંબૂસ્વામી વગેરે દીક્ષા માટે સુધર્મસ્વામી પાસે જાય છે અને દીક્ષા લે છે. એવામા પ્રભવચોર પોતાના માતાપિતાની દીક્ષા માટે અનુજ્ઞા મેળવી આવી પહોચે છે અને એઓ પણ દીક્ષા લે છે.

સુધર્મસ્વામી સો વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષે સંચર્યા એટલે જંબૂસ્વામી પટ્ટધર બન્યા. એઓ **વીર** સંવત ૬૪ માં પ્રભવસ્વામીને પટ્ટધર બનાવી મોક્ષે ગયા.

૩૭ મી ઢાલના અંતમાં કર્તાએ પોતાની ગુરુપરંપરાનો તેમ જ આ રાસને અંગેના રચનાસ્થળનો અને રચનાવર્ષનો નિર્દેશ કર્યો છે.

છટ્ઠી ઢાલમાં કેટલાંક વૃક્ષ અને પુષ્પનો ઉલ્લેખ છે.
આઠમી ઢાલમા જંબૂસ્વામીના લગ્નને અગે રચાયેલા મડપનુ અને એમના લગ્નનુ વર્ણન છે.

૧૮ મી ઢાલમા નૂપુરપંડિતાની જલક્રીડા, ૨૬ મી ઢાલમાં ઘોડાનાં લક્ષણ અને ૩૧ મી ઢાલમાં લલિતાંગના દેહાદિનું વર્ણન છે.

મારવાડી ભાષાની છાટવાળી ૩૨ મી ઢાલમાં જંબૂસ્વામી અને એની આઠ પત્નીઓને અગે કર્તાએ વિવિધ સરખામણી કરી છે એ હુ નીચે મુખ્ય દર્શાવુ છું :—

1. આ પક્ષીનો પરિચય મે "મા–સાહસ પક્ષી" નામના લેખમા આપ્યો છે. આ લેખ "ભારતી" (વર્ષ ૭, વિ૦ સં૦ ૨૦૦૫) મા છપાયો છે.

| જંબૂસ્વામી | એમની પત્ની | | |
|---|---|---|---|
| સિદ્ધ | સિદ્ધિ | ક્ષેત્ર | વાડ |
| મહાદેવ | આઠ મૂર્તિ | પુણ્ય | વાસના |
| આકાશ | દિશા | ભાગ્ય | રેખા |
| સુવાસ | ચંદનનું કાષ્ઠ | સાગર | નદી |
| ચંદ્ર | ચાંદણી | વડ | બીજ |
| તરુવર | વેલ | મેઘ | વીજળી |
| વન | કેતકી | સુવર્ણ | વર્ણિકા ( ? ) |
| દીપક | જ્યોતિ | નગ | મુદ્રા ( વીંટી ) |
| યોગી | ભૂતિ | ચંપક | પાંખડી |
| અધિકારી | દોતી ( ? ) | | જોહાર ? |
| આંબો | મંજરી | પ્રાસાદ | વેદિકા |
| પંકજ | બાગ | મહેલ | ધજા |
| સૂર્ય | પદ્મિની | દ્વીપ | જગતી |
| રસ | રાગ | સંયમ | ધારણા |
| ધરણીધર | ધરા | રૂપી | રૂપ |

૩૫મી ઢાલમાં જંબૂસ્વામીની દીક્ષાના વરઘોડાનું અને એમના દર્શનાર્થે આતુર બનેલી નારીઓના સંભ્રમનું સવિસ્તર વર્ણન છે.

આ રાસ કેવળ કથાનકની દૃષ્ટિએ જ મહત્ત્વનો નથી, પરન્તુ કાવ્યરસિકોને પણ આનંદ અર્પે તેવો છે. એ અંતર્યમકાદિ શબ્દાલંકાર તેમ જ [1]ઉત્પ્રેક્ષાદિ અર્થાલંકારથી અલંકૃત છે. એમા 'શૃંગાર' રસ પણ ભરપૂર છે[2]. કોઈ કોઈ સ્થળે પાઠ્ય વગેરેમાં અવતરણ અપાયાં છે[3].

---

1. જુઓ–ઢાલ ૨, કડી ૧૬ અને ૧૯, ઢાલ ૬, કડી ૧૮ ને ૧૯.
2. કોઈ કોઈ સ્થળે અતિરેક છે,
3. જુઓ—પૃ. ૧૩, ૧૯, ૩૨, ૩૩, ૭૨, ૭૮.

**ભાવાનુવાદ**—પ્રસ્તુત રાસ પરિશિષ્ટ પર્વ (સ૦ ૧ શ્લો૦ ૨૮૬–૪૭૪; સ૦ ૨–૩)માંના જમ્બૂસ્વામિચરિત્રના ભાવાનુવાદની ગરજ સારે છે.

**બ્રહ્મગીતા** ( વિ. સં. ૧૭૩૮ )—આ ગુજરાતી પદ્યાત્મક કૃતિનો પ્રારંભ દુહાથી કરાયો છે. એના પછી 'ફાગ' છે. એના પછી દુહા છે. આવો ક્રમ લગભગ અંતસુધી જોવાય છે. અંતિમ ભાગમાં દુહા, ફાગ, દુહા, વેલિ અને દુહા છે[1] આ ૨૯ કડીનું કાવ્ય ખંભ(ખંભાત)-નગરમાં વિ. સં. ૧૭૩૮ માં રચાયું છે. એ દ્વારા નૈષ્ઠિક બ્રહ્મચારી જંબૂસ્વામીના ગુણગાન કરાયાં છે—એમના બ્રહ્મચર્યની પ્રશંસા કરાઈ છે. પૃ. ૫૪૯ માં કહ્યું છે કે શીલ અને સમ્યક્ત્વરૂપ તુંબડા વડે જંબૂસ્વામી ભવ(સાગર) તરી ગયા તો પછી સ્ત્રીરૂપ નદી તરવામાં એમની શી વાર ?

આ રાસમાંની મુખ્ય મુખ્ય હકીકતો એ છે કે સુધર્મસ્વામીના ઉપદેશથી જંબૂસ્વામી પ્રતિબોધ પામ્યા, એમણે પોતાનાં માતાપિતાને તેમ જ આઠ[2] પત્નીને પ્રતિબોધ પમાડ્યો, પ્રભવસ્વામી અને બીજા ચોરોએ પણ જંબૂસ્વામીનો એમની પત્નીઓ સાથેનો વાદવિવાદ સાંભળી

---

૧—આમ જો આ કૃતિમાં અનેકવાર 'ફાગ' છે એથી એને "ફાગુ-કાવ્ય" ગણવા કોઈ પ્રેરાય. પ્રાચીન ફાગુ-સંગ્રહ (પ્રસ્તાવના, પૃ. ૨૩ અને ૬૯)માં પ્રસ્તુત કૃતિનો ઉલ્લેખ છે, પણ આ કૃતિને એમાં સ્થાન અપાયું નથી. બાકી આ સંગ્રહમાં ચતુર્ભુજ કૃત **ભ્રમરગીતા** ( ? વિ. સં. ૧૫૭૬), વિનયવિજયગણિકૃત **નેમિનાથ ભ્રમરગીતા** ( વિ સં. ૧૭૦૬ ) વૃદ્ધિવિજયગણિકૃત **જ્ઞાન-ગીતા** ( વિ. સં. ૧૭૦૬ ) અને ઉદયવિજયગણિકૃત **પાર્શ્વનાથ-રાજગીતા** ( ? વિ સં. ૧૭૨૮ ) એમ ચાર 'ગીતા' તો અપાઈ છે.

૨. એ આઠેના મનોમોહક સૌન્દર્યનું વર્ણન કરાયું છે.

દીક્ષા લીધી, જંબૂસ્વામી ચતુર્દશ પૂર્વધર અને સુધર્મસ્વામીના પટ્ટધર બન્યા અને આગળ જતાં કેવલજ્ઞાની બની મોક્ષે સિધાવ્યા.

સુધર્મસ્વામીએ જંબૂસ્વામીને એક વાર કહ્યું હતું કે જિનેશ્વરની આજ્ઞા વિનાના આચારમાં અનાચાર છે એમ આચાર(આયાર)અંગમાં ઉલ્લેખ છે.

અંતમાં પાંચ યોગનો ઉલ્લેખ છે. ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર તેમ જ પ્રીતિ, ભક્તિ અને અસંગ વચન.

**કલ્પનાનાં ઉડ્ડયનો**—શીલનો મહિમા વર્ણવનારું આ અંતર્યમકથી અલંકૃત કાવ્ય કેટલીક હૃદયંગમ કલ્પના વડે શોભે છે. જેમકે વદનમાં એક લાખ જીભ હોય અને આયુષ્ય અસંખ્યાત દિવસનું હોય તો પણ જંબૂસ્વામીના ગુણ ગવાઈ નહિ શકે.

જંબૂસ્વામીની આઠ તરુણ અને સ્વરૂપવતી પત્નીઓ તે આઠ મદની રાજધાની છે. એ મદનની સેના છે. એ સ્ત્રીઓને જોવા સૂર્ય અને ચન્દ્ર થંભી જાય તેમ જ બ્રહ્મા, હરિ અને મહાદેવ આશ્ચર્યચકિત બને, પરન્તુ જંબૂસ્વામીનું મન એ સ્ત્રીઓથી ચલિત ન બને. મદન જે બાણ જંબૂસ્વામીને મારે છે તેને એઓ ધૈર્યરૂપી બખ્તર વડે ઝીલે છે એ બાણના બે ભાગ થયા તે ભવાં છે, અને ધૈર્યની પ્રશંસા તરીકે પુષ્પવૃષ્ટિ થઈ. વેણીને તરવાર કહી છે. કાનની ઝબૂકતી ઝાલને સુદર્શનચક્ર કહ્યું છે. નાકે મોતીને 'બંધૂક' કહી છે. કામની ઉત્પત્તિનું મૂળ સંકલ્પ છે. કામદેવ અંગ વગરનો થયો તે ઠીક થયું. જો એને શરીર હોત તો એ શું ન કરત?

અમારી સ્વામિની સમાન સીતા વગેરે અબલાથી મદન ભાગ્યો તો જંબૂસ્વામી સમા પુરુષથી તો એ નાસે જ.

એક વર્ષની દીક્ષા પળાય તો અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થવાય. પુદ્ગલના સંયોગ ઈન્દ્રજાળ જેવા છે. ગ્રંથ અને નિર્ગ્રન્થ કોણ તે વિષે અહીં નિર્દેશ છે.

[1]**વૈરાગ્ય કલ્પલતા** ( [2]ઉ. વિ. સં. ૧૭૧૬)— આ ૬૦૫૦ શ્લોક જેવડી મહામૂલ્યશાળી કૃતિ નવ સ્તબકમાં વિભક્ત છે. એ સ્તબકોની પદ્યસંખ્યા નીચે મુજબ છે:—

૨૬૯, ૨૮૧, ૨૩૦, ૭૫૩, ૧૫૦૧, ૭૬૧, ૫૬૨, ૮૮૫ અને ૧૧૪૦.

આમ અહીં ૪૫૮૨ પદ્યો છે. પાંચમો સ્તબક સૌથી મોટો છે.

આ કૃતિ સિદ્ધર્ષિએ રચેલી **ઉપમિતિભવપ્રપંચા કથા** ઉપરથી પ્રેરણા મેળવીને એ કથાની જેમ રૂપક–પદ્ધતિએ રચાઈ છે, અને અમુક અંશે તો એ એને ટપી જાય એવી બની છે. આ કૃતિમાં વૈરાગ્યરસ છલોછલ ભરેલો છે. એ ભવના સ્વરૂપનું આબેહુબ ચિતાર રજૂ કરે છે. એની રચના કાવ્યરસિકોને આનંદ અર્પે એવી છે. એ મહાકાવ્યની ઝાંખી કરાવે છે. એમાં [3]સૂર્યોદય, [4]સૂર્યાસ્ત, [5]ચન્દ્રોદય, [6]રણસંગ્રામ અને

૧. આ કૃતિનો પાચમા સ્તબકના ૧૪૯૧ મા પદ્ય સુધીનો અર્થાત લગભગ અર્ધો ભાગ ગુજરાતી ભાષાંતર અને ગુજરાતી વિષયાનુક્રમ સહિત "પૂર્વાર્ધ" તરીકે ભીમસિંહ માણેકે ઈ. સ. ૧૯૦૧ મા પ્રસિદ્ધ કર્યો હતો. ત્યારબાદ પં૦ ભગવાનદાસ હરખચંદ દ્વારા સંપાદિત કરાયેલી સંપૂર્ણ કૃતિ હીરાલાલ દેવચંદ શાહે ઇ. સ. ૧૯૪૩ માં પ્રકાશિત કરી છે. એ સપાદનાર્થે **યશોવિજયજી** ગણિના ગુરુ **નયવિજયજી** ગણિએ વિ. સં. ૧૭૧૬ માં સ્વર્ણગિરિમાં લખેલી પ્રસ્તુત **વૈરાગ્યકલ્પલતા**ની હાથપોથીનો ઉપયોગ કરાયો છે.

૨. જુઓ ટિ૦ ૧.

૩. જુઓ

૪. જુઓ સ્તબક ૫ શ્લો૦ ૯૦૧–૯૧૦.

૫. જુઓ સ્તબક ૫ શ્લો૦ ૯૧૧–૯૧૭.

૬. જુઓ સ્તબક ૪ શ્લો૦ ૩૮૭–૪૧૨ તેમ જ સ્તબક ૫ શ્લોક ૮૩૩–૮૩૬.

વિવિધ [1]ઋતુઓના આકર્ષક વર્ણનો છે પ્રથમ સ્તબકમાં વૈરાગ્યનો મહિમા વર્ણવાયો છે. એનો મહેલ તરીકે ઉલ્લેખ કરી એનું નિરૂપણ કરાયું છે. ધર્મનું યૌવન, ગુરુનુ માહાત્મ્ય, મોહના જાસુસો, ચારિત્રરાજાની સેના, સમાધિ, સમતા અને સત્તર પ્રકારના સંયમને પ્રથમ સ્તબકમાં સ્થાન અપાયું છે. આ સ્તવનના શ્લો૦ ૧૨૪–૨૬૯ માં વૈરાગ્યના હેતુરૂપે જે સમાધિનુ સ્વરૂપ વર્ણવાયું છે તે ઉપમિતિ૦માં જણાતુ નથી. એ સમાધિશતક સાથે સરખાવવુ ઘટે.

બીજા સ્તબકમાં ભવરૂપી નગર અને સંસારી જીવરૂપ દ્રમકનું વર્ણન છે. દ્રમકની ભિક્ષા, એના રોગો, એને અપાયેલ દેશવિરતિરૂપ અન્ન, એનો સદ્બુદ્ધિ સાથેનો સમાગમ, દ્રમકની રોગી અવસ્થા અને એનો ક્રિયોદ્ધાર તેમ જ ગુરુકૃપાનો પ્રભાવ એમ વિવિધ બાબતો આલેખાઈ છે.

ત્રીજા સ્તબકમાં અનુસુન્દર રાજા, સમંતભદ્ર, મહાભદ્રા, સુલલિતા, શ્રીગર્ભરાજા, નલિની રાણી, પુંડરીક, કર્મ–પરિણામ નામના રાજા અને કાલપરિણતિ નામની રાણી, સુમતિ અને સદાગમ નામના આચાર્યની કથા અપાઈ છે. વળી અહીં નૃગતિ અને અવ્યવહારરાશિ એ બે નગરોનું વર્ણન છે. અંતમાં લોકસ્થિતિ અને નિગોદનું નિરૂપણ છે અને સંસારી જીવને પુણ્યોદય નામના મિત્રના સમાગમનું કથન છે.

ચોથા સ્તબકમાં વિવિધ બાબતો રજૂ કરાઈ છે. જેમ કે પદ્મરાજા અને નંદારાણી, નંદિવર્ધન, વૈશ્વાનર, વિદુર, રિપુમર્દન રાજા અને મન્મથ–કદલી રાણી, બાલ અને મધ્યમ બુદ્ધિ, વિભાકર, મલયમંજરી, તેતલિ, કપિંજલા, મણિમંજરી, કનકમંજરી અને કનકશેખરની કથા, ચિત્તસૌન્દર્ય અને રૌદ્રચિત્ત નગરનાં વર્ણન અને વિવેકાચાર્યનું આગમન.

---

[1] જુઓ સ્તબક ૫.

પાંચમા સ્તબકમાં નરવાહન રાજા, રિપુદારણ, કલાચાર્ય, નરસુંદરી, મહામોહ રાજા, જ્ઞાનાચાર્ય, વેલ્લહલ્લ, મકરધ્વજ, ચંદ્ર અને રમણની કથા અપાઈ છે. વિશેષમાં રાજસચિત્ત, ભવચક્ર ઇત્યાદિ નગરોનું વર્ણન છે. અંતમાં છ દર્શનોનું સ્વરૂપ આલેખાયું છે.

છટ્ઠા સ્તબકમાં સંસારી જીવનો વામદેવ તરીકેના જન્મમાં માયા અને ચોરી સાથેનો સમાગમ, વામદેવની વિમલ સાથે મૈત્રી, રત્નચૂડનો વૃત્તાંત, વામદેવને ઉદ્‌ભવેલ રોગ, વિમલે કરેલી જિનની સ્તુતિ, બુધ-સૂરિનું આગમન અને એમણે નિરૂપેલું સંસારી જીવનું સ્વરૂપ, બકર ગુરુની કથા, વિમલ અને ધવલરાજની દીક્ષા અને વામદેવનો વધ એમ વિવિધ બાબતોને સ્થાન અપાયું છે.

સાતમા સ્તબકમાં સંસારી જીવનો ધનશેખર તરીકે જન્મ, એનાં બકુલશેઠની પુત્રી સાથે લગ્ન, હરિકુમાર સાથે મૈત્રી, પ્રશ્નોત્તર દ્વારા વિનોદ (શ્લો૦ ૧૧૧–૧૨૮), વાત વગેરે દોષોનો વિચાર, હરિકુમારનાં મયૂરમંજરી સાથે લગ્ન, ધનશેખરનું સમુદ્રમાં પતન, છ પુરુષોનું સ્વરૂપ, હરિની દીક્ષા અને ધનશેખરનું મૃત્યુ એ બાબતો રજૂ કરાઈ છે.

આઠમા સ્તબકમાં સંસારીજીવનો ઘનવાહન તરીકે જન્મ, અકલંક સાથે મૈત્રી, સંસારને અપાયેલી વિવિધ ઉપમાઓ, ચાર વણિક–મિત્રોની કથા, ચિત્ત–વાનરની રક્ષાનો ઉપાય, શ્રુતિ–સંગનો વૃત્તાન્ત, સંસારીજીવનો વિરોચનના ભવમાં સમ્યગ્દર્શનનો સમાગમ ઇત્યાદિ વિષયો હાથ ધરાયા છે.

નવમા સ્તબકમાં સંસારીજીવનો ગુણધારણ તરીકે જન્મ, કુલંધર સાથે મૈત્રી, મદનમંજરીનો વૃત્તાંત, ગુણધારણ સાથે એનાં લગ્ન, નિર્મલાચાર્યની દેશના, કર્મ–પરિણામના પાપોદય અને પુણ્યોદય નામના બે સેનાપતિ, દશ કન્યાનું પાણિગ્રહણ, સદ્‌બોધનો જ્ઞાનસંવરણ સાથેના યુદ્ધમાં વિજય, ગુણધારણની દીક્ષા, સંસારીજીવનાં સિદ્ધકુમાર તરીકે

જન્મ, દીક્ષા અને આચાર્ય-પદવી, મોહનું સામર્થ્ય, અનુસુન્દરનો વૃત્તાન્ત, સુલલિતાની કથા, જિનશાસનનો સાર, અજૈનોના ધ્યાન-યોગો, સદ્‌વૈદ્ય અને કૂટવૈદ્યની કથા, જૈનદર્શનની વ્યાપકતા, પુણ્ડરીક મુનિ અને ધનેશ્વરસૂરિના વૃત્તાંત તેમ જ સાત પદ્યાની પ્રશસ્તિ એમ વિવિધ બાબતો વર્ણવાઈ છે.

ચોથા અને નવમા સ્તબક સિવાયનાં સ્તબકનાં નામ નીચે મુજબ છે:—

પ્રસ્તાવના, ગુરુ-પ્રભાવ-વર્ણન, તિર્યગ્-ગતિ-વિપાક-વર્ણન, માન-મૃષાવાદ - જિહ્વેન્દ્રિય - વર્ણન, માયા - સ્તેય-ઘ્રાણેન્દ્રિય-વિપાક-વર્ણન, લોભ-મૈથુન-ચક્ષુરિન્દ્રિય-વિપાક-વર્ણન અને મહામોહ-પરિગ્રહ-શ્રવણેન્દ્રિય-વિપાક-વર્ણન.

સ્ત૦ ૧, શ્લો૦ ૧૮૦-૧૯૨ માં મદના પ્રકારોનો ઉલ્લેખ છે. એ પ્રશમરતિ( શ્લો૦ )નું સ્મરણ કરાવે છે.

સ્ત૦ ૧ શ્લો૦ ૧૯૭ માં એવુ કથન છે કે વર્ણોએ-અક્ષરોએ પદો બનાવ્યાં છે, પદોએ વાક્યો બનાવ્યાં છે અને વાક્યોએ સમગ્ર પ્રબધ-ગ્રંથ બનાવ્યો છે એ જાતના નિશ્ચયને સમાધિપૂર્વક ધારણ કરનાર કોણ 'હું ગ્રંથ કરું છુ-રચું છું' એવુ અભિમાન કરે?

**મુક્તા-શુક્તિ-સંવાદ—વૈરાગ્યકલ્પલતા**માં આ સવાદ છે એમ **જિ૦ ૨૦ કો૦** ( વિ૦ ૧, પૃ૦ ૩૧૦ )મા ઉલ્લેખ છે. **જૈ૦ ગ્રં૦** ( પૃ૦ ૧૦૫ )માં **મુક્તાશુક્તિ** નામની એક કૃતિની નોંધ છે તે શું આ સંવાદ જ છે?

**ભાષાન્તર**—આ **વૈરાગ્યકલ્પલતા** નામની સંસ્કૃતભાષાની અને સાથે સાથે જૈનદર્શનનો બોધ કરાવનારી હૃદયંગમ કૃતિનુ પાંચમા સ્તબકના શ્લો૦ સુધીનું ભાષાંતર હીરાલાલ વિ૦ હંસરાજે કર્યું છે.

---

# પ્રકરણ ૩

## ઔપદેશિક સાહિત્ય

**વૈરાગ્યરતિ**—આની ૭૭ પત્રની એક હાથપોથી મળે છે. એની પ્રતિકૃતિ જોતાં એમાં ૬૧ મુ પત્ર ખૂટે છે તેમ જ એ હાથપોથી અપૂર્ણ છે. આ આશરે ૪૮૦૦ શ્લોક જેવડી છે. એમાં પદ્યાંકોમાં ક્વચિત્ સ્ખલન જણાય છે. એ વાત બાજુએ રાખતાં આ કૃતિમાં ઓછામાં ઓછા આઠ સર્ગ છે અને એ મુખ્યતયા અનુષ્ટુભ્ છંદમાં રચાયેલા છે. આ સર્ગોના અંતમાંના પદ્યાંક પ્રમાણે એનાં પરિમાણાદિ નીચે મુજબ છે:—

| સર્ગ | પત્રાંક | પદ્યાંક |
|---|---|---|
| ૧ | ૧ અ – ૪ અ | ૧–૨૭૫ |
| ૨ | ૪ આ– ૭ આ | ૧–૨૧૩ |
| ૩ | ૭ આ–૧૯ અ | ૧–૭૧૪ |
| ૪ | ૧૯ અ –૪૨ આ | ૧–૧૨૫૯ |
| ૫ | ૪૨ આ–૫૪ અ | ૧–૬૫૦ |
| ૬ | ૫૪ અ –૬૩ અ | ૧–૫૨૫ |
| ૭ | ૬૩ અ –૭૬ આ | ૧–૬૦૯ |
| ૮ | ૭૭ અ | ૧–૬; [illegible] પત્ર અપૂર્ણ છે. |

આ કૃતિ "[illegible]" [illegible]થી અંકિત છે અને એનો વિષય વૈરાગ્ય[illegible] માટે [illegible] [illegible] છે એમ પ્રથમ સર્ગમાંના [illegible] [illegible] [illegible] લાગે છે.

આ કૃતિનું આદ્ય પદ્ય નીચે મુજબ છે :—

"ऐन्द्रश्रेणिनतपदान्, नत्वा तीर्थङ्करान् परमभक्त्या।
शमगुण[1]मौक्तिकशुक्तिम्, वक्ष्ये वैराग्यरतियुक्तिम् ॥ १ ॥"

મુખ્યતયા આર્યામાં રચાયેલા પ્રથમ સર્ગના અંતમાં નીચે મુજબ પુષ્પિકા છે અને એ ઉપરથી આ કૃતિનું નામ વૈરાગ્યરતિ છે એમ જાણી શકાય છે :—

"वैराग्यरतौ प्रथमः सर्गः"

સાતમા સર્ગનાં અંતિમ પદ્યો નીચે પ્રમાણે છે :—

"द्वादशापि मया स्वर्गा, बान्धवत्रयसंयुता।
प्रत्येकं प्रेक्षिता भद्रे!, क्वचित् प्रक्ष(?)श्च बान्धवैः ॥ ६७७ ॥

तयाऽथ द्वादश स्वर्गान्मनुजा वास तन्मुखम्।
प्रस्थापितो विशालाक्षि 'पुण्योदय'सुहृद्युतः ॥ ६७८ ॥

भवति विगतस्वान्तध्वान्तः परिग्रहमोहयोः,
परिणतिमिमां कृत्वा दुष्टांश्च तैरपि यः सुधीः।
स इह लभते धर्मध्यानप्रथाप्रसरज्जिन-
प्रव(च)नकथानीतस्वात्मा तु भूतियशःश्रियम् ॥ ६७९ ॥"

આઠમા સર્ગનું છઠ્ઠું પદ્ય અને અપૂર્ણ સાતમું પદ્ય નીચે પ્રમાણે છે :—

"तस्य चास्ति महादेवी लावण्यगुणशालिनी।
ततरम्भा मनःस्तम्भा धाम्ना नाम्नी सुमालिनी ॥ ६ ॥
निवेशितोऽहं तत्कुक्षौ, पुण्योदययुत"

---

૧. શું આ ઉપરથી આ કૃતિને મુક્તાશુક્તિ તરીકે કેટલાક ઓળખાવે છે ?

**અમૃતવેલની** [1] સજ્ઝાય—આ નામની બે ગુજરાતી કૃતિ છે: મોટી અને નાની. પહેલામાં ૨૯ કડી છે તો બીજામાં ૧૯. બંનેની પ્રારંભિક તેમ જ ઉપાન્ત્ય પંક્તિ પણ પ્રાયઃ સરખી છે. બંનેનો વિષય પણ હિતશિક્ષા છે. એ રીતે પણ આ બેમાં સમાનતા છે. કર્તાએ બંને કૃતિને અતમા "સી(શી)ખડી અમૃતવેલ" કહી છે. નાની કૃતિમાં જે હિતોપદેશ અપાયો છે તે કોઈ પણ ધર્મના માનવીને ગ્રહણ કરવા યોગ્ય છે. એ દાનવ મટીને માનવ થવાનો માર્ગ દર્શાવે છે. એમાં સમકિત, ગારવ, દર્શન અને ચરણ એમ જૈન-દર્શનના પારિભાષિક શબ્દો વપરાયા છે મોટી કૃતિ ખાસ કરીને જૈનોને ઉદ્દેશીને રચાયેલી છે. જો કે એમાં હરકોઇને ઉપયોગી થઈ પડે એવા પણ શિખામણના બોલ છે. આ કૃતિમા અરિહંત( જૈન તીર્થંકર ), સિદ્ધ( પર-મુક્ત ), સાધુ અને ધર્મના ચાર શરણ સ્વીકારવાનો, દુષ્કૃતની-વિવિધ પાપાચરણની નિંદા કરવાનો અને સુકૃતની-પાંચ પરમેષ્ઠીની, શ્રાવકની અને સમ્યક્ત્વધારીની, તેમજ અન્ય મતના ગુણીની અનુમોદના કરવાનો ઉપદેશ અપાયો છે. આગળ જતાં આત્માનું સ્વરૂપ આલેખાયુ છે. અને અંતમાં કર્તાએ પોતાનું નામ 'સુજસ' દ્વારા સૂચવ્યું છે.[2]

[3] **વિવેચન—અમૃતવેલની નાની સજ્ઝાય** ઉપર શ્રી ધીરજલાલ ટો. શાહે ગુજરાતીમાં વિવેચન લખ્યુ છે.

---

૧. કર્તાએ "સજ્ઝાય" શબ્દ વાપર્યો નથી.

૨. નાની કૃતિમા 'જસ' એવો ઉલ્લેખ છે.

૩ આ વિવેચન મૂળ કૃતિ સહિત "ધર્મબોધ ગ્રન્થમાલા"ના સોળમા પુષ્પમાં પૃ. ૧૩-૨૩ મા વિ સં. ૨૦૦૯ માં પ્રકાશિત થયુ છે. આ પુષ્પનું નામ "મનનું મારણ" છે.

[1]અઢાર પાપસ્થાનકની સજ્ઝાય (પૂ. વિ. સં. ૧૭૧૮)— જૈનદર્શનમાં નીચે મુજબનાં ૧૮ પાપસ્થાનકો ગણાવાયાં છે :—

(૧) હિંસા, (૨) મૃષાવાદ (અસત્ય), (૩) ચોરી, (૪) અબ્રહ્મ, (૫) પરિગ્રહ, (૬) ક્રોધ, (૭) (અભિ)માન, (૮) માયા, (૯) લોભ, (૧૦) રાગ, (૧૧) દ્વેષ, (૧૨) કલહ, (૧૩) અભ્યાખ્યાન યાને આળ, (૧૪) પૈશુન્ય યાને ચાડીચૂગલી, (૧૫) રતિ–અરતિ, (૧૬) પરનિન્દા, (૧૭) માયા–મૃષાવાદ અને (૧૮) મિથ્યાત્વ.

આ ૧૮ પાપસ્થાનકો પૈકી પ્રત્યેકને અંગે એકેક ઢાલ ભિન્ન ભિન્ન દેશીમાં રચાઈ છે. આમ આ કૃતિ ૧૮ ઢાલમાં વિભક્ત છે. એ ઢાલોની કડીની સંખ્યા નીચે પ્રમાણે છે :—

૬, ૬, ૬, ૧૧, ૮, ૮, ૬, ૮, ૮, ૯, ૯, ૭, ૫, ૫. ૭, ૯, ૧૨ અને ૮.

આમ એકંદર ૧૩૮ કડીવાળી આ ગુજરાતી રચના એકેક ઢાલ દ્વારા તે તે પાપસ્થાનકના સેવનથી થતી હાનિ અને એના ત્યાગથી થતા લાભ વિષે પ્રકાશ પાડે છે. તેમ કરતી વેળા [2]તેર ઢાલમાં કોઈ

---

૧. આ કૃતિ **ગૂ૦ સા૦ સં૦** (વિ ૧, પૃ. ૩૪૨–૩૬૬) માં છપાવાઈ છે. વિશેષમા આ કૃતિની પહેલી આવૃત્તિ કર્પૂરવિજયજીના ગુજરાતી અર્થ અને રહસ્ય સહિત "જૈન ધર્મ પ્રસારક સભા" તરફથી વિ. સં. ૧૯૭૩ માં પ્રસિદ્ધ કરાઈ છે. એમાં છેલ્લી નવ ઢાલ ઉપર કુંવરજી આણંદજીનું થોડુક વિવેચન પણ અપાયુ છે. આ પુસ્તકનું નામ **અઢાર પાપસ્થાનક તથા બાર ભાવનાની સજ્ઝાય** રખાયુ છે. આની બીજી આવૃત્તિ આ જ સભા તરફથી વિ. સં. ૧૯૮૯ માં છપાવાઈ છે. આ પૂર્વે આ કૃતિ ગુજરાતી લિપિમા મોટા ટાઈપમાં "અઢાર પાપસ્થાનક સજ્ઝાયોની ચોપડી"ના નામથી શેઠ દલસુખભાઈ ભગુભાઈએ ઈ. સ. ૧૮૬૭ મા છપાવી હતી.

૨. ૧૧, ૧૩, ૧૪, ૧૬ અને ૧૭ એ ક્રમાંકવાળી ઢાલ સિવાયની ઢાલો.

કોઈ વ્યક્તિનો ઉદાહરણાર્થે ઉલ્લેખ પણ કરાયો છે. આ હકીકત હું એ વ્યક્તિનાં નામ અને ઢાલના ક્રમાંક સહિત નીચે મુજબ રજૂ કરું છું :–

| | | | | | |
|---|---|---|---|---|---|
| અંગજ | ૧૫ | નંદ | ૫ | વીરસેન | ૧૮ |
| આપાઢભૂતિ | ૧૦ | નંદિષેણ | ૧૦ | શુ( શૂ )રસેન | ૧૮ |
| કાલિ(લ)કસૂરિ | ૨ | નારદ | ૧૨ | સગર | ૫ |
| કુરગડુ | ૬ | બાહુબલિ | ૭ | સીતા | ૪ |
| કુસુમપુરનો શેઠ | ૮ | બ્રહ્મદત્ત | ૧ | સુદર્શન શેઠ | ૪ |
| કૂચીકર્ણ | ૫ | રામ | ૪ | સુભૂમ | ૧ |
| ચક્રવર્તી | ૯ | રાવણ | ૪–૭ | સ્થૂલિ(લ)ભદ્ર | ૭ |
| તિલક શેઠ | ૫ | રૌહિણીયો (રૌહિણેય) ચોર | ૩ | હરિ (　　) | ૭ |
| તીર્થંકરો (મલ્લિનાથ અને નેમિનાથ સિવાયના બાવીસ) | ૧૦ | વલ્લભ | ૧૫ | હરિ (　　) | ૯ |
| | | વસુનૃપ | ૨ | | |

આ સજ્ઝાયમાં નિમ્નલિખિત આગમોની સાક્ષી અપાઈ છે. ઉત્તરજ્ઝયણ ( ઢાલ ૯, કડી ૫ ), દસવેયાલિય ( ઢાલ ૧૬, કડી ૬ ) અને સૂયગડ ( ઢાલ ૧૬, કડી ૫ ).

ચોથી ઢાલની સાતમી કડીમાં "દશ શિર રજમાંહે રોળીયાં, રાવણ વિવશ અબંભ" દ્વારા જે રાવણને દસ મસ્તકવાળો કહ્યો છે તે વૈદિક હિન્દુઓની માન્યતા અનુસારનું કથન છે.

**સંતુલન**—પ્રસ્તુત કૃતિની કેટલીક કડીઓમાં દર્શાવાયેલ વિગતો-ભાવને અંગે ગૂ૦ **સા૦ સં૦** ( ભાગ ૧, પૃ. ૩૪૩–　)માં ટિપ્પણ રૂપે કોઈ કોઈનો સંતુલનાર્થે ઉલ્લેખ કરાયો છે. એને લક્ષીને હું નીચે મુજબ સંતુલન રજૂ કરું છું :—

| ઢાલ | કડી | ગ્રંથ |
|---|---|---|
| ૧ | ૬ | વૈરાગ્યકલ્પલતા (સ્ત૦ ૩, શ્લો. ૪૧ ઈ૦ ) |
| ૩ | ૫ | યોગશાસ્ત્ર ( પ્ર. ૨, શ્લો. ૭૫ ) |
| ૪ | ૬ | યોગશાસ્ત્ર ( પ્ર. ૨, શ્લો. ૧૦૨ ) |
| ૫ | ૨ | જ્ઞાનસાર (પરિગ્રહાષ્ટક, શ્લો. ૧ ) |
| ૫ | ૩ | યોગશાસ્ત્ર ( પ્ર. ૨, શ્લો. ૧૦૭ ) |
| ૫ | ૪ | યોગશાસ્ત્ર ( પ્ર. ૨, શ્લો. ૧૧૩ ) |
| ૫ | ૫ | જ્ઞાનસાર (પરિગ્રહાષ્ટક, શ્લો. ૨ ) સીમંધરજિનસ્તવન (ઢા૦ ૬, કડી ૭૧ ) |
| ૫ | ૭ | યોગશાસ્ત્ર ( પ્ર. ૨, શ્લો ૧૧૨ ) |
| ૫ | ૮ | યોગશાસ્ત્ર ( પ્ર. ૨, શ્લો. ૧૧૪ ) |
| ૬ | ૪ | યોગશાસ્ત્ર ( પ્ર. ૪, શ્લો. ૧૦ ) |
| ૭ | ૧ | સમતાશતક (શ્લો. ૨૮) |
| ૭ | ૩ | જ્ઞાનસાર ( અનાત્મશંસાષ્ટક, શ્લો. ૪ ) |
| ૭ | ૫ | યોગશાસ્ત્ર ( પ્ર. ૪, શ્લો. ૧૨ ) |
| ૮ | ૩ | અધ્યાત્મસાર ( દંભત્યાગ અધિકાર, શ્લો ૫ ) |
| ૮ | ૪ | જ્ઞાનસાર ( સ્થૈર્યાષ્ટક, શ્લો. ૩ ) |
| ૯ | ૩ | યોગશાસ્ત્ર ( પ્ર. ૪, શ્લો. ૧૯ ) |
| ૯ | ૪ | યોગશાસ્ત્ર ( પ્ર. ૪, શ્લો. ૨૦ ) |
| ૯ | ૫ | યોગશાસ્ત્ર ( પ્ર ૪, શ્લો. ૨૧ ) |
| ૧૫ | ૨ | વૈરાગ્યકલ્પલતા (સ્ત૦ ૧, શ્લો. ૧૪૬–૭) અને અધ્યાત્મોપનિષદ્ ( શ્લો ) |
| ૧૫ | ૭ | વૈરાગ્યકલ્પલતા ( સ્ત૦ ૧, શ્લો. ૧૪૪ ) |

**અર્થ, રહસ્ય અને વિવેચન**—'સદ્‌ગુણાનુરાગી' કર્પૂરવિજયજીએ અર્થ અને રહસ્ય ગુજરાતીમાં લખ્યાં છે, જ્યારે કુંવરજી આણંદજીએ ગુજરાતીમાં કેટલુંક વિવેચન કર્યું છે.

[1] **ઉવએસરહસ્સ** ( [2] ઉપદેશ રહસ્ય )—આ ૨૦૩ પદ્યની જ. મ. માં રચાયેલી કૃતિ છે. ૨૦૨ મા પદ્યમાં આનો ' પયરણ ' તરીકે ઉલ્લેખ છે. આનું નામ જ કહી આપે છે તેમ આનો વિષય ઉપદેશ છે. એની રચનાનો મુખ્ય આધાર હરિભદ્રસૂરિ કૃત **ઉવએસપયનો** ઉત્તરાર્ધ છે. **ઉવએસરહસ્સ**માંના મુખ્ય વિષયો નીચે મુજબ છે :—

સ્વરૂપ–હિંસા અને અનુબંધ–હિંસા ( ગા. ૪ ), અપુનર્બન્ધક ( ગા. ૨૨–૨૬ ), સ્યાદ્વાદ ( ગા. ૧૦૦–૧૦૨ ), દ્રવ્ય–હિંસા અને ભાવ–હિંસા ( ગા. ૧૧૮ ), ઉત્સર્ગ અને અપવાદ ( ગા. ૧૪૨ ), સદ્‌ગુરુનું લક્ષણ ( ગા. ૧૫૦ ) તેમ જ પદાર્થ, વાક્યાર્થ ઇત્યાદિનું નિરૂપણ ( ગા. ૧૫૫–૧૬૪ ).

ગા. ૧૦૦ અને ૧૦૧ માં ' વિભજ્જવાદ ' પદ વપરાયેલું છે. એનો અર્થ ' સ્યાદ્વાદ ' થાય છે.

[3] **સ્વોપજ્ઞવિવરણ**—આદિ અને અંતમાં એકેક પદ્યથી વિભૂષિત આ વિવરણ સસ્કૃતમાં છે અને એનું પરિમાણ ૩૭૦૦ શ્લોક જેવડું છે. એમાં વિવિધ ગ્રંથોની સાક્ષી અપાઈ છે.

---

૧. આ કૃતિ સ્વોપજ્ઞ વિવરણ સહિત મનસુખભાઈ ભગુભાઇએ અમદાવાદથી વિ. સ. ૧૯૬૭ માં પ્રકાશિત કરી છે. એમા પ્રારભમા સસ્કૃતમાં વિષયસૂચી છે અને ત્યારપછી મૂળ કૃતિના પદ્યોની અકારાદિ ક્રમે અનુક્રમણિકા છે. અંતમાં સાક્ષીરૂપ અવતરણોની સૂચી છે.

૨. આ નામની અને ૫૦૦ શ્લોક જેવડી એક અજ્ઞાતકર્તૃક સંસ્કૃત કૃતિની નોંધ જૈ૦ ગ્ર૦ ( પૃ. ૧૭૩ અને ૨૬૫)મા છે.

૩. આ પ્રકાશિત છે.

[1] વહાણ–સમુદ્ર–સંવાદ—( વિ. સં. ૧૭૧૭ )—આ નામ મેં આ કૃતિના નિમ્નલિખિત પ્રારંભિક ભાગને તેમ જ એના અંતમાંના ઉલ્લેખને લક્ષ્યમાં રાખી યોજ્યું છે :—

" કરસ્યુ કૌતક કારણે, વાહણ–સમુદ્ર વૃત્તાન્ત "

**"इति यानपत्र–यादस्पत्योः परस्परं प्रशस्यसंवादालापः समाप्तः श्रीघोघाबंदिरे"**

એક હાથપોથીમાં " સમુદ્ર વાહણ વિવાદ રાસ " એવો અંતમાં ઉલ્લેખ છે.

**પરિમાણ**—શરૂઆતમાં દૂહામાં ચાર કડી છે. ત્યારપછી એક ઢાલ અને એને અંતે દૂહાની ઓછીવત્તી કડી એમ પંદર ઢાલ છે. એના પછી સોળમી ઢાલ અને ચોપાઈમાં ૧૪ કડી અને એના પછી ૧૭મી ઢાલ છે અને એ રીતે આ કૃતિ પૂર્ણ કરાઈ છે.

અહીં [2]કડીઓની સંખ્યા નીચે મુજબ છે :—

૪; ૧૦, ૪; ૧૦, ૬; ૧૦, ૬; ૮, ૨; ૧૦, ૨; ૯, ૮; ૯, ૭; ૧૩, ૬; ૧૫, ૪; ૧૪, ૭; ૯, ૨; ૧૪, ૧૦; ૧૦, ૩; ૯, ૩; ૧૧, ૫; ૧૩, ૧૪; અને ૧૯. આમ એકંદર ૨૮૬ કડી છે અને એ ૧૭ ઢાલમાં વિભક્ત છે.

ઢાલો વિવિધ દેશીમાં રચાયેલી છે.

---

૧ આ કૃતિ સમુદ્ર–વહાણુ સંવાદના નામથી ચૂ૦ સા૦ સં૦ ( વિ. ૧, પૃ. ૪૭૨–૫૧૫ ) મા પ્રકાશિત કરાઈ છે. એનો પં. ધુરંધરવિજયજી ગણિએ તૈયાર કરેલો સારાંશ " જૈ૦ ધ૦ પ્ર૦ " ( પુ. ૭૨, અં. ૩–૪, ૫, ૬, ૮ અને ૯ ) માં પાંચ (?) કટકે પ્રસિદ્ધ થયો છે.

૨. બધી કડીઓનું માપ સરખું નથી.

પ્રયોજન—આ કૃતિ કૌતુકાર્થે રચ્યાનો ઉલ્લેખ છે. શરૂઆતમાં કહ્યું છે કે કોઈએ ગર્વ ન કરવો. રત્નાકરે(સમુદ્રે) ગર્વ કર્યો અને વહાણે એ ટાળ્યો. એ બેની વચ્ચે કેવો વાદ થયો તેનો ચિતાર અહીં અપાયો છે. આ ઉપદેશાત્મક કૃતિ છે અને ગર્વના ત્યાગ કરવામાં કલ્યાણ છે એ સૂચવવા આ કૃતિ રચાઈ છે એમ અંતમાં કહ્યું છે.

વિષય—ઘોઘામાંના 'નવખંડા' પાર્શ્વનાથને વંદન કરી વેપારીઓ વહાણોમાં ઉપડે છે. એમ કરતાં કરતાં એ વહાણો ભરદરિયે આવી પહોંચે છે. ત્યાં સમુદ્રને ગર્વ કરતો જોઈ એક વહાણ એની સાથે વાદવિવાદમાં ઉતરે છે સમુદ્ર કોપાયમાન થઈ વહાણની અવદશા કરે છે[1] એ સમયે ઉદધિકુમાર દેવ સમુદ્રને મોટો ગણી એને નમવા વહાણને કહે છે પણ વહાણ તેમ ન કરતા 'નવખંડા' પાર્શ્વનાથને ભજે છે અને બધો ઉત્પાત શમી જાય છે પછી વહાણો સજ્જ કરી વેપારીઓ ઇચ્છિત બંદરે પહોચે છે અને ત્યાં પુષ્કળ વેપાર કરી, કરિયાણા વગેરેથી વહાણો ભરી સ્વદેશ( ઘોઘા ) પાછા ફરે છે એઓ 'નવખંડા' પાર્શ્વનાથનું કેસર અને ચંદનથી પૂજન કરે છે, મોતીના સાથિયા પૂરે છે અને રત્નની આંગી કરે છે.

ગુજરાતીમાં જાતજાતના [2]સંવાદો જૈન મુનિવરોએ રચ્યા છે. પરન્તુ એમા વહાણ અને સમુદ્ર વચ્ચેનો સંવાદ આ યશોવિજયજી ગણિ સિવાય કોઈએ રચ્યો હોય એમ જાણવામાં નથી.

---

૧. સમુદ્ર કોપાયમાન થતા એણે મચાવેલા ઉત્પાતનુ સચોટ વર્ણન તેરમી ઢાલમા કરાયુ છે.

૨. આની નોંધ મેં મારા લેખ નામે "સંવાદો સબધી જૈન સાહિત્ય" માં લીધી છે. આ લેખ જૈન(સાપ્તાહિક)ના તા. ૨૩-૩-૪૭ અને તા. ૩૦-૩-૪૭ ના અંકમા બે કટકે છપાયો છે.

એથી તથા રોચક શૈલીએ ઉત્પ્રેક્ષાદિથી અલંકૃત રસમય વાણીમાં એ ગુંથાયેલી હોવાથી તેમ જ લૌકિકાદિ સંતવ્યો રજૂ કરાયા હોવાથી આ કૃતિ મૂલ્યશાળી બની છે. એનો વિશેષ પ્રચાર થાય તે માટે એ સ્વતંત્ર છપાવાવી જોઈએ.

**રચના-વર્ષ ઇત્યાદિ**—આ સંવાદ ઘોઘામાં વિ. સં. ૧૭૧૭ માં રચાયો છે.

---

# ઉપખંડ ૩

## દાર્શનિક સાહિત્ય

### પ્રકરણ ૧

### જ્ઞાનમિમાંસા

[1]જ્ઞાનબિન્દુ (ઉ. વિ. સં.     ) આ સંસ્કૃત પ્રકરણ ૧૨૫૦ શ્લોક જેવડું છે. એના પ્રારંભમાં એક પદ્ય અને અંતમાં પ્રશસ્તિરૂપે નવ પદ્યો છે. એ બાદ કરતાં બાકીનો ભાગ ગદ્યમાં છે. આના મુખ્ય વિષયો આઠ છે: (૧) સામાન્ય ચર્ચા દ્વારા જ્ઞાનનો પીઠિકાબન્ધ,

---

૧. આ કૃતિ "ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી કૃત ગ્રન્થમાલા"માં પત્ર ૧૩૩ અ–૧૬૪ આ રૂપે જૈ૦ ધ૦ પ્ર૦ સ૦ તરફથી વિ. સં. ૧૯૬૫ માં છપાવાઈ છે. ત્યારબાદ "જ્ઞાનબિન્દુ પ્રકરણ"ના નામથી આ કૃતિ "સિંઘી જૈન ગ્રન્થમાલા" માં સોળમા મણિ તરીકે ઈ. સ. ૧૯૪૨ માં પ્રકાશિત કરાઈ છે. એનું સંપાદન પં૦ સુખલાલજી સંઘવી, પં૦ દલસુખ માલવણિયા અને પંડિતા હીરાકુમારી દેવી એ ત્રણે મળીને કર્યું છે. આ પ્રકાશન સંપાદકકૃત સંસ્કૃત ટિપ્પણો, પં૦ સુખલાલે હિન્દીમાં લખેલો વિસ્તૃત અને મનનીય "જ્ઞાનબિન્દુ–પરિચય" તેમ જ નિમ્નલિખિત પાંચ પરિશિષ્ટોને લઈને અધ્યયન અને અધ્યાપન માટે ઉપયોગી સાધનની ગરજ સારે તેમ છે:—

જ્ઞાનબિન્દુગત (૧) પારિભાષિક શબ્દોની સૂચી, (૨) વિશેષનામોની સૂચી, (૩) ન્યાયોની સૂચી (૪) અવતરણોની સૂચી તેમ જ (૫) ટિપ્પણગત પારિભાષિક શબ્દોની સૂચી

કેટલાંક અવતરણોનાં મૂળ સ્થળ જાણવાં બાકી રહે છે. વિષયાનુક્રમ સંસ્કૃતમાં અપાયો છે.

(૨) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન વિષે ચર્ચા, (૩) અવધિજ્ઞાનની ચર્ચા, (૪) મનઃપર્યાયજ્ઞાનની ચર્ચા, (૫) કેવલજ્ઞાનની ચર્ચા, (૬) બ્રહ્મજ્ઞાનની સમીક્ષા, (૭) કેવલજ્ઞાન અને કેવલદર્શનના ભેદાભેદની ચર્ચા અને પ્રશસ્તિ. હવે આ બાબત હું થોડાક વિસ્તારથી દર્શાવું છું :–

[1]જ્ઞાનનું લક્ષણ, સપૂર્ણ જ્ઞાનના પ્રતિબન્ધક તરીકે અને સાથે સાથે મતિજ્ઞાનાદિ ચાર પ્રકારના અપૂર્ણ જ્ઞાનના જનક તરીકે કેવલજ્ઞાનાવરણનો ઉલ્લેખ, બ્રહ્મને જ અજ્ઞાનનો આશ્રય તેમ જ અજ્ઞાનનો વિષય માનનારા વિવરણાચાર્યના મતનું ખંડન, જીવને અજ્ઞાનનો આશ્રય અને બ્રહ્મને અજ્ઞાનનો વિષય માનનારા વાચસ્પતિમિશ્રના મંતવ્યનું નિરસન, મન્દપ્રકાશના ક્ષયોપશમના ભેદને લઈને વૈવિધ્ય, રસસ્પર્ધકોનું નિરૂપણ, મતિજ્ઞાનનું લક્ષણ, મતિજ્ઞાનના શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એવા બે પ્રકારો અને એ બંનેનાં લક્ષણ, વાક્યાર્થજ્ઞાનના પદાર્થ, વાક્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ એમ ચાર પ્રકારોનું નિરૂપણ, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં ભેદ, ભેદની સીમા તેમ જ એ બે જ્ઞાન વચ્ચેના અભેદની ચર્ચા, મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ ચાર પ્રકારો અને એનો પરસ્પર કાર્યકારણ ભાવ, અપાયગત પ્રામાણ્યના નિર્ણય સંબંધી મલયગિરિસૂરિના મતની સમાલોચના, પ્રામાણ્યના સ્વતસ્ત્વ અને પરતસ્ત્વને અંગે મીમાંસક અને નૈયાયિક મંતવ્યોનું નિરસન અને અનેકાન્ત દૃષ્ટિનું અવલંબન, પ્રામાણ્યના વિવિધ પ્રકારોનો ઉલ્લેખ, અહિંસાને અંગે ઉત્સર્ગ અને અપવાદની વિચારણા, ષટ્સ્થાનની ચર્ચા, વ્યંજનાવગ્રહનો કારણાંશ તરીકે, અર્થાવગ્રહ અને ઈહાનો વ્યાપારાંશ તરીકે, અપાયનો ફલાંશ તરીકે અને ધારણાનો પરિપાકાંશ તરીકે નિર્દેશ, અન્ય મત પ્રમાણે શ્રુતનું લક્ષણ, અવધિજ્ઞાનનું લક્ષણ, એના પ્રકાર, પરમાવધિનું સ્વરૂપ,

૧. જ્ઞાન એટલે આત્માનો સ્વપરપ્રકાશક અસાધારણ ગુણ.

અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનમાં અભેદ, પરિમાણની તરતમતા દ્વારા કેવલજ્ઞાનની [1]સિદ્ધિ, કેવલજ્ઞાનનુ પરિષ્કૃત લક્ષણ, કેવલજ્ઞાનની ઉત્પત્તિનાં કારણોમાં કર્મક્ષયરૂપ કારણનો સ્વીકાર, રાગ, દ્વેષ અને મોહની ઉત્પત્તિને લગતા [2]ત્રણ મતનું સૂચન અને તેનું નિરસન, નૈરાત્મ્યવાદનું ક્ષણભંગ-વાદનું દલન, અખડ એકરસ બ્રહ્મજ્ઞાનને કેવલજ્ઞાન માનનારનું [3]ખંડન, અજ્ઞાનગત ત્રણ શક્તિઓની સમાલોચના, દૃષ્ટિસૃષ્ટિવાદનું તેમ જ

---

૧. આ યુક્તિનો ઉપયોગ **દ્વાદશારનયચક્રમાં મલ્લવાદીએ** કે પછી સિંહવાદિગણિ ક્ષમાશ્રમણજીએ તેમ જ હરિભદ્રસૂરિજી વગેરેએ કર્યો છે.

૨. ( અ ) રાગની ઉત્પત્તિ કફથી, દ્વેષની પિત્તથી અને મોહની વાતથી થાય છે. આ બાર્હસ્પત્ય મત છે. એ મતમાં રાગાદિ દોષનું નિવારણ વાતાદિ ત્રણ ધાતુનું સામ્ય સંપાદિત કરવાથી થાય એમ કહ્યું છે.

( આ ) રાગ શુક્રના ઉપચયથી ઉદ્ભવે છે, ઇત્યાદિ. જેમ પહેલા મતને ચિકિત્સાશાસ્ત્રે અપનાવ્યો છે તેમ બીજા મતને કામશાસ્ત્રે બીજા મતના પુરસ્કર્તા સમુચિત કામસેવનથી રાગ દૂર થાય એમ કહે છે.

( ઇ ) શરીરગત પૃથ્વી અને જળ એ બે તત્ત્વોની વૃદ્ધિ થતા રાગ, તેજસ્ અને વાયુ વૃદ્ધિની થતાં દ્વેષ અને જળ અને વાયુની વૃદ્ધિ થતા મોહ ઉદ્ભવે છે. આ ત્રીજો મત હઠયોગના પુરસ્કર્તાનો સભવે છે એમ પં. સુખલાલનું માનવું છે. ( જુઓ પૃ. ૪૮ )

૩ **મધુસૂદન** કૃત **વેદાન્તકલ્પલતિકામા** બ્રહ્મજ્ઞાનનું જે પરિભાષામાં અને જે વિસ્તારથી વર્ણન છે તે જ પરિભાષામાં અને તેવા જ વિસ્તારથી એનું ખંડન ઉપાધ્યાયજીએ **જ્ઞાનબિન્દુમા** કર્યું છે એમ "પરિચય" ( પૃ. ૫૦ )માં કહ્યું છે.

બ્રહ્માકાર અને બ્રહ્મવિષયા વૃત્તિનું ખંડન, શ્રુતિ અને સ્મૃતિનાં વાક્યોની જૈન મતને અનુકૂળ વ્યાખ્યા તેમ જ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ કેટલીક વિચારણા.

**વિશેષતા**—હવે પ્રશસ્તિગત વિષય વિષે હું થોડુંક કહું તે પૂર્વે **જ્ઞાનબિન્દુ**ની એક વિશેષતા હું નોંધું છું. એ એ છે કે **સમ્મઇ-પયરણ**ના જ્ઞાનકાંડમાંની ગા. ૩, ૪, ૨૨ અને ૩૦ ની વ્યાખ્યા અભયદેવસૂરિજીએ આ ગ્રન્થ ઉપરની પોતાની ટીકા નામે **વાદ-મહાર્ણવ**માં આપી છે તે વ્યાખ્યાઓની સમાલોચના કરી એમાં ત્રુટિ દર્શાવી એની નવીન વ્યાખ્યા ઉપાધ્યાયજીએ આપી છે[1].

કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગને અંગે ત્રણ પક્ષ જોવાય છે:—

(૧) કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ભિન્ન છે અને પ્રથમ સમયે કેવલજ્ઞાનરૂપ ઉપયોગ હોય છે તો દ્વિતીય સમયે કેવલદર્શનરૂપ ઉપયોગ હોય છે. આમ આ 'ક્રમ' પક્ષ છે અને એના પુરસ્કર્તા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે.

(૨) કેવલજ્ઞાન અને કેવલદર્શન એક સાથે યુગપત્ હોય છે, નહિ કે એક સમયના અંતરે. આ 'યૌગપદ્ય'પક્ષના પુરસ્કર્તા મલ્લવાદી ક્ષમાશ્રમણ છે.

(૩) કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગ વચ્ચે કશો તાત્ત્વિક ભેદ નથી. આ 'અભેદ'પક્ષના પુરસ્કર્તા વાદિમુખ્ય સિદ્ધસેન દિવાકર છે.

મલયગિરિસૂરિએ નંદીની ટીકા (પત્ર ૧૩૪)મા સિદ્ધસેન દિવાકરને 'યૌગપદ્ય'પક્ષના પુરસ્કર્તા કહ્યા છે તે અભ્યુપગમને આભારી છે એમ

---

૧. જુઓ "પરિચય" (પૃ. ૬૨) અને જ્ઞાનબિન્દુની કંડિકા ૧૦૪–૧૦૬, ૧૧૦, ૧૪૮ અને ૧૬૫.

ઉપાધ્યાયજીએ આ ભિન્નતાનો તોડ કાઢ્યો છે. વિશેષમાં એમણે ઉપર્યુક્ત ત્રણ પક્ષ પૈકી 'અભેદ' પક્ષનું સમર્થન કર્યું છે અને બીજા બેનું નિરસન કર્યું છે. આગળ જતાં રુચિરૂપ દર્શન તે સમ્યગ્જ્ઞાન જ છે એમ એમણે પ્રતિપાદન કરી નવ પદ્યની પ્રશસ્તિ આપી છે. એનાં બીજા અને ચોથા પદ્ય ખાસ મહત્ત્વના છે. બીજા પદ્યમાં એમણે ઉપયોગ અંગેના ત્રણ પક્ષના પુરસ્કર્તાઓના કથનનો સમન્વય સાધ્યો છે. એમણે કહ્યું છે કે મલ્લવાદીએ ભેદને સ્વીકારનારા 'વ્યવહાર'નયનો, જિનભદ્રગણિએ કારણ અને ફળની સીમામાં શુદ્ધ 'ઋજુસૂત્ર'નો અને સિદ્ધસેન દિવાકરે ભેદનો ઉચ્છેદ માનનાર 'સંગ્રહ'નો આશ્રય લીધો છે. આમ નયભેદને લઈને ત્રણે આચાર્યનાં કથનમાં ભિન્નતા છે એટલે કે એ અસંગત નથી. પાંચમા પદ્યમાં નીચે મુજબના ત્રણ વિકલ્પોનું સૂચન છે:—

(૧) અજ્ઞાનનો નાશ અને જ્ઞાનની ઉત્પત્તિ બંને ભિન્ન છે અને બંનેની ઉત્પત્તિ એક જ સમયમાં નથી.

(૨) ઉપર્યુક્ત નાશ અને ઉત્પત્તિ ભિન્ન છે ખરાં પણ બંનેની ઉત્પત્તિ એક સાથે છે.

(૩) અજ્ઞાનનો નાશ તે જ જ્ઞાનની ઉત્પત્તિ છે. એ બે અભિન્ન છે. પ્રથમ કથન નિષેધાત્મક યાને અભાવપરક છે તો દ્વિતીય કથન વિધેયાત્મક યાને ભાવપરક છે.

**ઉલ્લેખો**—જ્ઞાનબિન્દુમાં કેટલાક ગ્રંથો અને ગ્રંથકારો વિષે ઉલ્લેખ છે. એ પૈકી ગ્રંથોનાં નામ તરીકે ઉપાધ્યાયજી કૃત અધ્યાત્મસાર (પૃ. ૧૩), અનેકાન્તવ્યવસ્થા (પૃ. ૪૦) અને જ્ઞાનાર્ણવ (પૃ. ૧૬) તેમ જ અન્યકર્તૃક કલ્પભાષ્ય, [1]ચિન્તામણિ ગ્રન્થ, નિશ્ચય-દ્વાત્રિંશિકા અને સિદ્ધાન્તબિન્દુની તેમ જ ગ્રંથકારો પૈકી અકલંક

૧. સંપૂર્ણ નામ **તત્ત્વચિંતામણિ** છે.

( પૃ. ૨૧ ), મધુસૂદન અને વિવરણાચાર્યની હું અહીં નોંધ લઉં છું. અકલંકને બદલે સમન્તભદ્ર જોઈએ, કેમકે અહીં આપ્તમીમાંસાની ચોથી કારિકા ઉદ્ધૃત કરાઈ છે અને એના પ્રણેતા સમન્તભદ્ર છે.

**અવતરણો**—જ્ઞાનબિન્દુમાં જે ગ્રંથોમાંથી અવતરણો અપાયાં છે તે પૈકી જૈન ગ્રંથોનાં નામ નીચે મુજબ છે :—

અધ્યાત્મસાર, આપ્તમીમાંસા, આચાર, આવસ્સયની નિજ્જુત્તિ, કપ્પભાસ( કલ્પભાષ્ય ), સિદ્ધસેનકૃત દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, તત્ત્વાર્થ સૂત્ર, નન્દી, નિશ્ચયદ્વાત્રિંશિકા, પંચસંગ્રહ, પણ્ણવણા, [1]પ્રમાણનયતત્ત્વાલોક, પ્રશમરતિ, વિવાહપણ્ણત્તિ, વિસેસાવસ્સયભાસ, ષોડશક અને સમ્મઈપયરણ.

અજૈન ગ્રંથોનાં નામ નીચે પ્રમાણે છે :—

અષ્ટાધ્યાયી( પાણિનિ કૃત ), ઋગ્વેદ, [2]કેનોપનિષદ્, [3]છાન્દોગ્યોપનિષદ્, તત્ત્વચિંતામણિ, [4]તૈત્તિરીયોપનિષદ્, પંચદશી, પ્રમાણવાર્તિક, [5]બૃહદારણ્યકોપનિષદ્, ભગવદ્ગીતા, [6]મુણ્ડકોપનિષદ્, શાટ્યાયનીયોપનિષદ્, ( કુમારિલભટ્ટ કૃત ) શ્લોકવાર્તિક, [7]શ્વેતાશ્વતરોપનિષદ્ અને સિદ્ધાન્તબિન્દુ.

નિમ્નલિખિત અવતરણોનાં મૂળ સ્થળ જાણવાં બાકી રહે છે :-

**अन्यद्युष्माकमन्तरम्** ( પૃ ૩૦ ), **अर्थापत्तौ नेह देवदत्तः** ( પૃ. ૧૪ ), **केवलनाणमणंतं जीवसरूवं** ( પૃ. ૧ ), **तदेव सत्यं निःशङ्कं** ( પૃ. ૧૨ ), **तरत्यविद्यां विततां** ( પૃ. ૩૦ ) **प्रामाण्याप्रामाण्ययो** ( પૃ. ૧૪ ), **भवेद् वा समयमेककालं** ( પૃ ૩૮ ) **वेदैनैव यद् वेदितव्यम्** ( પૃ. ૨૮ ), **सर्वे वेदा यत्रैकं भवन्ति**

---

૧ આનું નામ ઉપાધ્યાયજીએ **ગુરુતત્ત્વવિણિચ્છય** ( ગા. ૫૨ )ની સ્વોપજ્ઞ ટીકા ( પત્ર ૧૫૫ )મા **પ્રમાણનયતત્ત્વલોકાલંકાર** આપ્યું છે.

૨—૭. આ ૭ ઉપનિષદ્ છે.

( પૃ ૩૧ ), **सव्वाओ लद्धीओ सागारो** ( પૃ. ૩૭ ), અને **सव्वे पाणा सव्वे भूआ** ( પૃ. ૭ ).

'કલ્પભાષ્યમાં કહ્યું છે' એવા ઉલ્લેખપૂર્વક જે અવતરણ અપાયું છે એને અગે **જ્ઞાનબિન્દુ** ( પૃ. ૧૨૯ )માં નીચે મુજબની મતલબનું સંપાદકીય ટિપ્પણ છે :—

જો કે આ ગાથા મુદ્રિત **બૃહત્કલ્પસૂત્ર**ના લઘુભાષ્યમાં નથી અને બૃહદ્ભાષ્યમાં **ज चउदसपुव्वधरा** ( બૃહત્કલ્પ–લઘુભાષ્ય ગા ૯૬૫ )ની વ્યાખ્યા પ્રસંગે એ અપાઈ છે પણ એ વિશેષાવશ્યક ભાષ્યમાંથી જ ત્યાં ઉદ્ધૃત કરાઈ છે એમ શ્રી પુણ્યવિજયજીનું કહેવુ છે, કેમકે બૃહદ્-ભાષ્યના પ્રણેતા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણજીની પછી થયા છે એવો એમને અભિપ્રાય છે.

**હાથપોથી—જ્ઞાનબિન્દુ**ની વિ. સં. ૧૭૩૧ માં લખાયેલી હાથપોથી મળે છે એમ **જિ૦ ૨૦ કોશ** (વિ. ૧, પૃ ૧૪૮) જોતા જણાય છે. આટલી પ્રાચીન હાથપોથીનો ઉપયોગ એકે સસ્કરણમાં કરાયો નથી.

**ટીકા**—કોઈકે **જ્ઞાનબિન્દુ** ઉપર ટીકા રચી છે. અને એની એક હાથપોથી અહીના ( સુરતના ) મોહનલાલજીના ભંડારમાં છે એમ **જિ૦ ૨૦ કો૦** ( વિ. ૧, પૃ ૧૪૮ ) માં ઉલ્લેખ છે પણ એ ભ્રાન્ત જણાય છે. આ બાબત મેં " જ્ઞાનબિન્દુની અન્યકર્તૃક અને જ્ઞાનસારની સ્વોપજ્ઞ ટીકા[1] " નામના મારા [1]લેખમાં ચર્ચી છે.

**ટિપ્પણ**—જ્ઞાનબિન્દુ ઉપર સસ્કૃતમાં ટિપ્પણો છે અને એ સપાદક કૃત છે.[2]

---

૧. આ લેખ " જૈ૦ ધ૦ પ્ર૦ " ( પુ૦ ૭૪, અ. ૭–૮ ) માં એક જ કટકે છપાયો છે.

૨. જુઓ પૃ.

**અનુવાદ**—**જ્ઞાનબિન્દુ**ની પ્રશસ્તિગત શ્લો. ૧–૭ નો મેં ગુજરાતી અનુવાદ કર્યો હતો અને એ [1]**આર્હતદર્શનદીપિકા** નામના મારા વિસ્તૃત વિવેચન (પૃ ૫૪–૫૫) માં છપાયો છે. "પરિચય" (પૃ. ૬૨–૬૪) માં પ્રશસ્તિના પહેલા આઠ શ્લોકોનો હિન્દીમાં સાર અપાયો છે.

[2]**જ્ઞાનાર્ણવ**—આ **જ્ઞાનબિન્દુ** અને **સ્યાદ્વાદકલ્પલતા** તેમ જ **ન્યાયાલોક** કરતાં પહેલી રચાયેલી સસ્કૃત કૃતિ છે. એ [3]પદ્યાત્મક કૃતિ હજી સુધી તો પૂરેપૂરી મળી આવી નથી. અત્યારે તો એના ચાર જ તરંગો અને તેમાં પણ છેલ્લા ત્રણ તો ખડિત ઉપલબ્ધ છે. પ્રથમ તરંગમાં ૫૮ + ૩ પદ્યો છે. બીજામાં ૯૩ છે, પરંતુ પદ્ય ૧૮–૨૪ અને ૪૧–૯૩ અનુપલબ્ધ છે. ત્રીજા તરંગમાં પહેલાં ચાર પદ્યો તેમ જ પદ્ય ૨૧–૫૯ ખૂટે છે. ચોથા તરંગમાં પહેલા ૨૯ પદ્યો અને ૩૧મું પદ્ય ખૂટે છે; એનાં પદ્ય ૩૦, ૩૨ અને ૩૩ એ ત્રણ જ ઉપલબ્ધ છે

આ **જ્ઞાનાર્ણવ**માં મતિ વગેરે પાંચ જ્ઞાનો વિષે વિસ્તૃત નિરૂપણ છે.

**સ્વોપજ્ઞ ટીકા**—**જ્ઞાનાર્ણવ**ની ગહનતા જોઈને કર્તાએ એના ઉપર ટીકા રચી હશે. એ ટીકા પૂરી મળે છે કે અંશતઃ કે સર્વથા અનુપલબ્ધ છે તે જાણવુ બાકી રહે છે. ગમે તેમ એ ટીકા અમુદ્રિત છે.

---

૧. આ **જૈનતત્ત્વપ્રદીપ**નું વિસ્તૃત વિવેચન છે. એ મૂળ સહિત "યશોવિજય જૈન ગ્રંથમાળા" તરફથી વિ સ. ૧૯૮૮ માં છપાવાયુ છે.

૨. આ મૂળ કૃતિ "જૈ૦ ગ્રં૦ પ્ર૦ સભા" તરફથી વિ સ. ૧૯૯૭ માં પ્રકાશિત કરાઈ છે.

૩. આમ કહેવાનુ કારણ એ છે કે **જ્ઞાનબિન્દુ** (પૃ. ૧૬), **સ્યાદ્વાદકલ્પલતા** (પત્ર ૨૦ અ) અને **ન્યાયાલોક**માં **જ્ઞાનાર્ણવ** જોવાની ભલામણ કરાઈ છે.

## પ્રકરણ ૨

## ન્યાય યાને તર્કશાસ્ત્ર

ન્યાય યાને તર્કશાસ્ત્ર કિંવા આન્વીક્ષિકી વિદ્યા–બુદ્ધિનો વિકાસ કરે છે, પ્રજ્ઞાના નવનવા ઉન્મેષમાં વૃદ્ધિ કરે છે, વસ્તુના યથાર્થ રહસ્ય ઉપર પ્રકાશ પાડે છે અને સત્યનુ માર્ગદર્શન કરાવે છે.

જૈન ન્યાય એટલે પ્રમાણ, નય, નિક્ષેપ, સપ્તભંગી, સકલાદેશ, વિકલાદેશ અને સ્યાદ્વાદ પૈકી એક કે એથી વધારેની વિચારણા.

[1]**તર્ક**[2]**ભાષા**—આ સંસ્કૃત કૃતિનો પ્રારભ એક પદ્યથી અને એનો અંત ચાર પદ્યની પ્રશસ્તિથી કરાયેલ છે, જ્યારે બાકીનું લખાણ ગદ્યમાં છે. સમગ્ર કૃતિ ત્રણ પરિચ્છેદોમાં વિભક્ત છે. એ પરિચ્છેદો અનુક્રમે પ્રમાણ, નય અને નિક્ષેપને લગતા છે.

---

૧. આ કૃતિ **જૈનતર્કભાષાના** "ન્યા૦ ય૦ ગ્ર૦ મા" પત્ર ૧૧૪ અ– ૧૩૨ આ માં છપાવાઇ છે. ત્યારબાદ આ જ નામથી આ કૃતિ "સિ૦ જૈં૦ ગ્રં૦" માં ઈ સ. ૧૯૩૮ માં પ્રસિદ્ધ કરાઈ છે. એ સસ્કરણમાં પ૦ સુખલાલ કૃત '**તાત્પર્ય સંગ્રહ**' નામની સંસ્કૃત વૃત્તિ, મૂળ કૃતિગત વિશેષ-નામોની, પારિભાષિક શબ્દોની અને અવતરણોની એકેક સૂચીરૂપ ત્રણ પરિશિષ્ટો તેમ જ ઉપર્યુક્ત વૃત્તિગત વિશેષનામોની સૂચીરૂપ ચોથું પરિશિષ્ટ તથા પ્રારભમાં હિન્દી પરિચય અને યશોવિજય ગણિ કૃત ગ્રન્થોની સૂચી અપાયા છે.

૨. ગ્રન્થકારે આ નામ શરૂઆતમાં સૂચવ્યુ છે ખરું, પરન્તુ એમના એક કાગળમાં (જુઓ **ગૂ૦ સા૦ સ૦** ના દ્વિતીય વિભાગનું પૃ. 103) **જૈન તર્કભાષા** નામ દર્શાવ્યુ છે. **જૈન તર્કપરિભાષા** એવું નામ કેટલાક દર્શાવે છે તે ભ્રાન્ત જણાય છે.

[1]પ્રથમ પરિચ્છેદમાં પ્રમાણનું લક્ષણ, પ્રમાણ અને ફળમાં અભેદ, પ્રત્યક્ષ પ્રમાણના સાંવ્યવહારિક અને પારમાર્થિક એવા બે ભેદો, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં તફાવત, મતિજ્ઞાનના અવગ્રહાદિ ચાર પ્રકાર, મન અને નેત્રની અપ્રાપ્યકારિતાનું સમર્થન, મતિજ્ઞાનના બહુ, બહુવિધ ઈત્યાદિ પ્રકારો, શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ, સંજ્ઞાક્ષરાદિ ત્રણ ભેદ, પારમાર્થિક પ્રત્યક્ષના અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન અને કેવળજ્ઞાન નામના ત્રણ પ્રકારોનું નિરૂપણ, યોગધર્મજન્ય જ્ઞાનમાં અને કેવળજ્ઞાનમાં તફાવત, પરોક્ષ પ્રમાણનાં લક્ષણ અને સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એ પાંચ પ્રકારોનું સ્વરૂપ, સ્મરણનું પ્રામાણ્ય, પ્રત્યભિજ્ઞાનમાં અનુમાનાદિનો અંતર્ભાવ, હેતુ અને સાધ્યના સ્વરૂપ સંબંધી ચર્ચા, દૃષ્ટાન્તની આવશ્યકતા, ત્રણ હેત્વાભાસો, સપ્તભંગીનું તેમજ સકલાદેશ, વિકલાદેશ અને એનાં કારણરૂપ કાલાદિનું નિરૂપણ એમ વિવિધ બાબતો આલેખાઈ છે.

દ્વિતીય પરિચ્છેદમાં નયનું લક્ષણ તેમ જ સાત નયો અને નયાભાસોની સમજણ અપાઈ છે. વિસ્તારથી કહું તો અર્પિત, અનર્પિત, વ્યવહાર, નિશ્ચય અને જ્ઞાન-ક્રિયાને લગતા નયોની વિચારણા છે.

તૃતીય પરિચ્છેદમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપોનાં સ્વરૂપ અને પ્રયોજનનું નિરૂપણ છે. વળી એમાં નિક્ષેપોનો નયોમાં અવતાર કરાયો છે અને અંતમાં જીવને અંગે નિક્ષેપો વિચારાયા છે.

પ્રેરણા—કેશવમિશ્રે અને પ્રજ્ઞાકરગુપ્તે **તર્કભાષા** નામની એકેક કૃતિ રચી છે. એ ઉપરથી પ્રેરણા મેળવી યશોવિજયજી ગણિએ તર્કભાષા રચી એમ લાગે છે.

---

૧. આને અંગેના ૩૫ પ્રશ્નો માટે જુઓ **ન્યા૦ય૦સ્મૃ૦** ( પૃ૦ ૧૯૩).

ઉલ્લેખ—તર્કભાષામાં કેટલાક ગ્રન્થો અને ગ્રન્થકારોનો ઉલ્લેખ છે એમાં યશોવિજયજી ગણિ કૃત **નયરહસ્યનો** ઉલ્લેખ પૃ ૨૯ માં છે. **ન્યાયદીપિકાના** કર્તા દિ૦ ધર્મભૂષણનો નામોલ્લેખ પૃ ૧૧ માં છે. એમનો સંક્ષિપ્ત પરિચય મેં ઉપોદ્‌ઘાતમાં આપ્યો છે.

**અવતરણો**—તર્કભાષામાં તેર અવતરણો અપાયાં છે. એનાં મૂળ તરીકે નિમ્નલિખિત ગ્રન્થો છે.

અણુઓગદ્દાર, તત્ત્વાર્થશ્લોકવાર્તિક, પરીક્ષામુખ, પ્રમાણનયતત્ત્વાલોક, પ્રમાણવાર્તિક, લઘીયસ્ત્રયની સ્વોપજ્ઞ વિવૃતિ, વિસેસા૦ તેમજ શ્લોકવાર્તિક ( કુમારિલનું ). નિમ્નલિખિત બે અવતરણોનાં મૂળ જાણવામાં નથી :-

**धूमाधीर्वह्निविज्ञानं** અને **पयोऽम्बुभेदी हंसः स्यात्** ।

**તાત્પર્યસંગ્રહા**—આ વિસ્તૃત વૃત્તિ સસ્કૃતમાં પ. સુખલાલે રચી છે

**બાલાવબોધ**—પ્રથમ કાગળ ( પૃ. ૧૦૫ ) વિચારતાં અને **ન્યા૦ ય૦ સ્મૃ૦** ( પૃ. ૧૭૫ )માંનો ઉલ્લેખ જોતાં આ રચાયો હોય એમ લાગે છે એ મળે છે ખરો ?

**[1]ન્યાયસિદ્ધાન્તમંજરી અને એની ટીકા—ન્યાયસિદ્ધાન્તમંજરીને સિદ્ધાન્તમંજરી** પણ કહે છે. એ અજૈન કૃતિ છે અને એના કર્તા જાનકીનાથ શર્મા છે. એમણે આ કૃતિને ચાર પરિચ્છેદમાં—ચાર ખંડમાં વિભક્ત કરી છે : (૧) પ્રત્યક્ષ-ખંડ, (૨) અનુમાન-ખંડ ( ૩ ) ઉપમાન ખંડ અને ( ૪ ) શબ્દ-ખંડ.

---

૧. આ કૃતિ એના ઉપર યાદવાચાર્યે રચેલી **ન્યાયમંજરીસાર** નામની સંસ્કૃત ટીકા સહિત E. J. Lagarns & Co. માટે ભગવતીપ્રસાદે વિ. સ. ૧૯૭૨ ( ઇ. સ. ૧૯૧૬ ) માં છપાવી છે.

ન્યાયસિદ્ધાન્તમંજરીનું આદ્ય પદ્ય નીચે મુજબ છે :—

"प्रणम्य परमात्मानं, जानकीनाथशर्मणा ।
क्रियते युक्तिमुक्ताभिर्न्यायसिद्धान्तमञ्जरी ॥ १ ॥"[1]

આ ઉપરથી બે બાબત તારવી શકાય છે :—

(૧) આ કૃતિનું નામ **ન્યાયસિદ્ધાન્તમંજરી** છે.

(૨) આ કૃતિના પ્રણેતાનું નામ **જાનકીનાથ** શર્મા છે.

પ્રથમ ખંડના અંતમાં (પૃ. ૬૦ માં) નીચે મુજબ પુષ્પિકા છે :—

"इति श्रीचूडामणिभट्टाचार्यविरचितायां न्यायसिद्धान्त-मञ्जर्यां प्रत्यक्षपरिच्छेदः ।"

એવી રીતે બાકીના ખંડો માટે પણ આ જાતની પુષ્પિકા છે. એમાં પ્રત્યક્ષને બદલે અનુમાન, ઉપમાન અને શબ્દ એમ અનુક્રમે ઉલ્લેખ છે.[2]

જાનકીનાથ શર્માનો સંક્ષિપ્ત પરિચય A His of Ind. Logic (પૃ. ૪૬૬) માં નીચે મુજબ અપાયો છે :—

એમણે ચાર પ્રકારનાં પ્રમાણોને અંગે '**ન્યાયસિદ્ધાન્તમંજરી**' નામનું પુસ્તક રચ્યું છે. એનો રચનાસમય ઈ. સ. ૧૫૫૦ હોવાનો ઘણો સંભવ છે. આ પુસ્તકમાં એમણે શિવાદિત્યમિશ્ર, મુરારિમિશ્ર અને ચિન્તામણિનો ઉલ્લેખ કર્યો છે. એમના આ પુસ્તક ઉપર બારેક ટીકા છે. એમને 'ભટ્ટાચાર્ય ચૂડામણિ' કિંવા 'ન્યાયચૂડામણિ' તરીકે ઓળખાવાય છે.

---

૧. આ મંગલાચરણરૂપ પદ્યને બાદ કરતાં સમગ્ર કૃતિ ગદ્યમાં છે.

૨. જુઓ પૃ ૧૧૮, ૧૨૮ અને ૨૯૪ પૃ. ૨૯૪ માં "ઈતિ" પછી 'મહામહોપાધ્યાય' એટલો શબ્દગુચ્છ વધારે છે.

**ન્યાયસિદ્ધાન્તમંજરી**ના બધા ટીકાકારનાં નામ તો ઉપર્યુક્ત પુસ્તકમાં અપાયા નથી, પણ બે નામ એમાં નોંધાયેલાં છે :—

(૧) નૃસિંહપંચાનન (લ. ઈ. સ ૧૬૭૫).[1] એમણે **ન્યાયસિદ્ધાન્તમંજરી** ઉપર **ન્યાયસિદ્ધાન્તમંજરીભૂષા** નામની ટીકા રચી છે.

(૨) શ્રીકૃષ્ણન્યાયાલંકાર (લ. ઈ. સ. ૧૬૫૦)[2]. એમણે **ન્યાયસિદ્ધાન્તમંજરી** ઉપર **ભાવદીપિકા** નામની ટીકા રચી છે.

આ ઉપરાંત બે ટીકાકારનાં નામ હું નોંધુ છું : (૧) નૃસિંહ વ્યાસના પુત્ર યાદવ અને (૨) ન્યાયાચાર્ય **યશોવિજય**જી ગણિ. યાદવે પોતાની ટીકાને પ્રારંભમા **મંજરીકૌતુક** કહી છે. મુદ્રિત પુસ્તકમાં એનો **ન્યાયમંજરીસાર** તરીકે ઉલ્લેખ છે. આ સસ્કૃત ટીકાના પ્રારંભમાં ૭ પદ્યો છે.

ઉપર્યુક્ત ચારે ખંડો ઉપર યશોવિજયજી ગણિએ ટીકા રચી હતી કે કેમ તે એક પ્રશ્ન છે. અત્યારે તો શબ્દ–ખંડ પૂરતી અને અપૂર્ણ જણાતી ટીકાની એક [3]હાથપોથી મળે છે. એમાં " ऐं नमः " એવા ઉલ્લેખપૂર્વક આ ટીકાનું આદ્ય પદ્ય નીચે મુજબ અપાયુ છે :—

" तात्पर्यव्यपदेशपेशलनयस्याद्वादमीमांसया,
　　विक्षेपणयमिधानविश्रुतकथाप्रामाण्यमुद्राङ्किता ।
सन्देहव्यपनोदनाय सुधियामेकादशानामपि,
　　श्रीवीरेण पटुस्वरं प्रकटितो वेदध्वनिः पातु वः ॥१॥"

---

૧. જુઓ પૃ. ૪૮૨.　　　　૨. જુઓ પૃ. ૪૮૩.
૩. આમાં ચોવીસ પત્રો છે અને અક્ષર મોટા અને વિશદ છે.

આ લગભગ[1] ૧૨૦૦ શ્લોક જેવડી ટીકામાં **સિદ્ધાન્તમંજરી**ના પ્રતીક આપી એનુ સ્પષ્ટીકરણ કરાયું છે. તેમ કરતી વેળા [2]વિવિધ મતો દર્શાવાયા છે અને કેટલાકનું ખંડન કરાયુ છે. શરૂઆતમાં ઉપર્યુક્ત મંગલાચરણ બાદ ઉપમાનરૂપ પ્રમાણની ચર્ચા થઈ ગયા પછી શબ્દરૂપ પ્રમાણની ચર્ચા કરવાની પ્રતિજ્ઞા કરાય છે એમ કહી ' અર્થ 'ના અર્થની વિચારણા કરાઈ છે. ત્યારપછી નિરૂપણ, શબ્દ, જન્ય, અસંભવ, આપ્ત, સંકેત વગેરે શબ્દો સમજાવાયા છે. અમુક ચર્ચા પૂરી થતાં "इति दिक्" એવો ઉલ્લેખ કરાયો છે.

પ્રસ્તુત ટીકામાં નિમ્નલિખિત ગ્રન્થોનો ઉલ્લેખ છે :—

( યશોવિજયજી ગણિ કૃત ) **અલંકાર–ચૂડામણિ વિવરણ** ( પત્ર ૮ આ ), **અષ્ટસહસ્રી વિવરણ** ( પત્ર ૬ આ અને ૨૨ આ ), ( ઉદયનાચાર્ય કૃત )[3]**કુસુમાંજલિ**( પત્ર ૫ અ ), ( યશોવિજયજી ગણિ કૃત ) **નયામૃતતરંગિણી** ( પત્ર ૨૧ આ ) અને **વિશેષાવશ્યકભાષ્ય** (પત્ર ૧૨ અ ).

**સિદ્ધાન્તમંજરી**ની ઉપર્યુક્ત ટીકામાં કેટલાક ગ્રંથકારોનો ઉલ્લેખ છે. દા. ત. ઉદયનાચાર્ય ( પત્ર ૫ અ અને ૧૦ અ ), **ચિન્તામણિકૃત** ( પત્ર ૭ આ, ૧૩ અ ), **પક્ષધર મિશ્ર** ( પત્ર ૨ આ ), **પ્રભાકર** ( પત્ર ૧૧ અ ), **ભટ્ટ** ( પત્ર ૯ આ ), **ભટ્ટાચાર્ય** (પત્ર ૮ અ, ૨૪ અ),

---

૧. $\frac{૨૪ \times ૨ \times ૧૬ \times ૫૦}{૩૨} = ૧૨૦૦.$

૨. દા ત. અર્થવાદ વાક્ય, લૌકિકવાક્ય, વૈદિક વાક્ય અને વિધિવાક્ય સંબંધી મીમાંસકોનું મંતવ્ય, વૈયાકરણોનો સમાસશક્તિવાદ (પત્ર ૨૦ આ –૨૧ આ ) અને વિશિષ્ટ લક્ષણાવાદ ( પત્ર ૨૨ અ ).

૩. આમાથી એક અવતરણ અપાયુ છે.

ભૂપણકાર (પત્ર ૭ અ, ૨૧ આ), મણિકૃત (પૃ ૧૮ અ), મનુ (પત્ર ૪ આ), મિશ્ર (પત્ર ૭ આ, ૧૪ અ) અને [1]હેમસૂરિ (પત્ર ૧૫ અ).

[2]**સપ્તભંગી-**[3]**નયપ્રદીપ**—આ સંસ્કૃત કૃતિનો પ્રારંભ એક પદ્યથી કરાયો છે. બાકીનું લખાણ ગદ્યમાં છે. આ સમગ્ર કૃતિ બે સર્ગમાં વિભક્ત કરાઈ છે. પ્રથમ સર્ગનું નામ 'સપ્તભંગી-સમર્થન' છે.[4] બીજાનું નામ 'નયપ્રદીપ' હોય એમ લાગે છે.[5] પ્રથમ સર્ગમા સપ્તભંગી જાણવાની આવશ્યકતા, સપ્તભંગીનું લક્ષણ, સાત ભંગ( ભાંગા )નું સ્વરૂપ, સપ્તભંગીના પ્રત્યેક ભંગના સકલાદેશ અને વિકલાદેશ એવા બે

---

૧. એમના નામોલ્લેખપૂર્વક નીચે મુજબનું અવતરણ અપાયું છે :—

"रसोद्बोधप्रौढोक्तिनिर्मितवैज्ञानिकसम्बन्धेन उच्चारयितृत्वमेव प्रयोजकम्"—પત્ર ૧૫ અ.

૨. આ કૃતિ **નયપ્રદીપ** નામથી **ન્યા૦ ય૦ ગ્રં૦**માં પત્ર ૯૫ અ-૧૦૫ આ, મા છપાઈ છે. ત્યારબાદ આ કૃતિ **સપ્તભંગી-નયપ્રદીપ-પ્રકરણના** નામથી શ્રી વિજયલાવણ્યસૂરિજીએ રચેલી **બાલબોધિની** નામની વિવૃતિ અમદાવાદની "જૈન પ્રકાશક સભા" તરફથી વિ. સં. ૨૦૦૩ માં પ્રસિદ્ધ કરાઈ છે.

૩ **નયપ્રદીપના** નામથી આ કૃતિ **જિ૦ ૨૦ કો૦** ( વિ૦ ૧, પૃ. ૨૦૪ )માં નોંધાઈ છે. અહીં એનો રચનાસમય વિ. સં. ૧૬૬૫ નો દર્શાવાયો છે તે મને તો ભ્રાન્ત જણાય છે.

૪. જુઓ દ્વિતીય પ્રકાશન ( પૃ. ૨૩ ).

૫. એજન, ( પૃ ૧૧૧ ).

પ્રકારો તેમ જ કાલાદિ આઠનો નિર્દેશ એમ વિવિધ બાબતોનું નિરૂપણ છે.

દ્વિતીય સર્ગમાં નયનાં છ ભિન્ન ભિન્ન લક્ષણો, જિનમતમાં કથનની સાપેક્ષતા, નયાભાસનું લક્ષણ, નયના દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવા બે પ્રકારો, દ્રવ્યનાં લક્ષણ, સ્વભાવ–પર્યાય અને વિભાવ–પર્યાય, પર્યાયનું લક્ષણ અને એના બાર પ્રકારો, દ્રવ્યના સામાન્ય દસ ગુણ અને વિશેષ સોળ ગુણ, દ્રવ્યાર્થિક નયના દસ ભેદ, પર્યાયના ચાર પ્રકાર, પર્યાયાર્થિક નયના છ પ્રકારો, ગુણાર્થિક નયનો અસંભવ, સામાન્યના બે પ્રકાર અને એનાં લક્ષણ, નયોની અપેક્ષા અનુસાર વિવિધ સંખ્યા, નૈગમાદિ નયોનું નિરૂપણ, નૈગમાભાસાદિ અને અજૈન દર્શનો, વ્યવહારના ચૌદ અને ઉપચારના નવ પ્રકારો, કાલાદિ છ ભેદનાં ઉદાહરણો તેમ જ નયના સાતસો ભેદનું સૂચન એમ જાતજાતના મુદ્દાઓ ચર્ચાયા છે. અંતમાં કહ્યું છે કે પરસ્પર વિરોધી નયો વચ્ચે મેળ જૈન સાધુ સાધે છે. વિષના ઘણા કણો પણ પ્રૌઢ મંત્રવાદીના પ્રયોગથી નિર્વિષ બને અને એ કોઢ વગેરેથી પીડિત જનને આપતાં અમૃતરૂપે પરિણમે એ વાત અહીં સમર્થનાર્થે રજૂ કરાઈ છે.

**અવતરણો**—પ્રસ્તુત પુસ્તકમાંનાં કેટલાંક[1] અવતરણોનાં મૂળ નીચે મુજબ છે :—

અણુઓગદ્દારની વૃત્તિ, અષ્ટાધ્યાયી (પાણિનીય), ઉત્તરજ્ઝયણ, પંચાશત્, પવયણસારુદ્ધારની વૃત્તિ, પ્રમાણનયતત્ત્વાલોક, રત્નાકરાવતારિકા, રાયપ્પસેણઇજ્જની વૃત્તિ, વિસેસા૦ અને એની વૃત્તિ, સમવાયની વૃત્તિ અને સ્તુતિદ્વાત્રિંશિકા.

૧. બધા જ અવતરણોના સ્થળો કોઈ મુદ્રિત પુસ્તકમાં દર્શાવાયા નથી.

[1]**બાલબોધિની**—આ સંસ્કૃત વિવૃતિ શ્રી વિજયલાવણ્યસૂરિજીએ વિ. સં. ૨૦૦૩ માં રચી છે.

[2]**અનુવાદ અને** [3]**વિવેચન—સપ્તભંગીનયપ્રદીપ**નો ગુજરાતીમાં અનુવાદ તેમ જ એનુ ગુજરાતીમાં વિવેચન શ્રી મનઃસુખભાઈ કિરતૂચંદ મહેતાએ કર્યાં છે.

[4]**નય-રહસ્ય**—આ સસ્કૃત કૃતિને ગ્રન્થકારે અંતમાં ‘પ્રકરણ’ કહી છે. આના પ્રારંભમાં એક પદ્ય અને અંતમા પ્રશસ્તિરૂપે ત્રણ પદ્યો છે, જ્યારે બાકીનો ભાગ ગદ્યમાં છે. નયનું લક્ષણ, નયનાં છ નામાંતર અને તેની સમજણ, ગોળ અને સૂંઠ(શુણ્ઠી)નું ઉદાહરણ, દ્રવ્યાર્થિક નયના જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના મતે નૈગમાદિ ચાર પ્રકાર અને વાદી સિદ્ધસેનના મતે નૈગમાદિ ત્રણ પ્રકાર, નૈગમાદિ નયોની

૧. આ પ્રકાશિત છે.

૨–૩. આ બંનેને **નયપ્રદીપ અને નયચક્રસ્વરૂપ** નામના પુસ્તકમાં સ્થાન અપાયું છે. એ પુસ્તક ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ કિ મહેતાએ ઈ. સ. ૧૯૫૦ મા છપાવ્યુ છે.

૪. આ કૃતિ “ન્યા૦ ય૦ ગ્ર૦” માં પત્ર ૭૯ અ – ૯૪ આ માં છપાવાઇ છે. વળી આ કૃતિ શ્રી વિજયલાવણ્યસૂરિજી કૃત **પ્રમોદા** નામની સંસ્કૃત વિવૃતિ, એ વિવૃતિ અને મૂળ કૃતિની ભેગી વિષયાનુક્રમણિકા તેમ જ એ બંનેમાં આવતાં અવતરણોનાં મૂળ સ્થળના નિર્દેશપૂર્વકની સૂચી, પદ્યોની અનુક્રમણિકા વગેરે સહિત **નયરહસ્ય પ્રકરણ**ના નામથી “જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦” તરફથી વિ. સ. ૨૦૦૩ માં પ્રસિદ્ધ કરાઈ છે. અવતરણની સૂચીમાં નિમ્નલિખિત અવતરણની નોંધ નથી તો એના મૂળ વિષે તો ઉલ્લેખ ક્યાથી જ હોય ?

“वस्तुन एव समानः परिणामोऽयं स एव सामान्यम् ।
असमानस्तु विशेषो वस्त्वेकमनेकरूपं तु ॥”

ઉત્તરોત્તર વિશુદ્ધિ દર્શાવનારાં પ્રદેશ, [1]પ્રસ્થક અને વસતિ એ ત્રણ દૃષ્ટાંતોનું નિરૂપણ, નામાદિ ચાર નિક્ષેપ, નૈગમાદિ નયોનાં લક્ષણ ઇત્યાદિ વિવિધ મુદ્દાઓ વિચારાયા છે.

**ઉલ્લેખ**—પૃ. ૩૧ માં **ત્રિસૂત્ર્યાલોક** નામના ગ્રન્થનો અને પૃ. ૧૦૯ માં શ્રીહર્ષનો ઉલ્લેખ છે.

**અવતરણો**—" पलालं न " થી શરૂ થતું પદ્ય **નયોપદેશ**ના ૩૧ મા પદ્ય તરીકે જોવાય છે. કેટલાંક અવતરણોનાં મૂળ નીચે મુજબ છે :—

**અણુઓગદ્દાર** ( પૃ. ૭૨), **આવસ્સયની નિજ્જુત્તિ** ( પૃ. ૮૪), **આવસ્સયનું મૂળ ભાસ** ( પૃ. ૮૭), [2]**ખંડનખંડખાદ્ય** ( પૃ. ૧૦૯ ), **ચરકસંહિતા** ( પૃ. ૨૦ ), **તત્ત્વાર્થસૂત્ર** ( પૃ. ૩૦ ), **તત્ત્વાર્થસૂત્રની સિદ્ધસેનીય ટીકા** ( પૃ. ૮૬ ), **ત૦ સૂ૦નું ભાષ્ય** ( પૃ. ૧૦ ), **દવ્વસંગહ** ( પૃ. ૧૩૫) અને **વિસેસા૦** ( પૃ. ૮૪).[3]

**પૌર્વાપર્ય** – **તર્કભાષા** ( પૃ. ૨૯ ) માં **નયરહસ્ય**નો ઉલ્લેખ છે.

**પ્રમોદા**—આ સંસ્કૃત વિવૃતિ શ્રી **વિજયલાવણ્યસૂરિજી**એ વિ. સં. ૨૦01 માં રચી છે. એની પ્રશસ્તિમાં પૃ. ૧૮૨ માં રચનાવર્ષ તરીકે " आशाकाशदृशा " એવો જે ઉલ્લેખ છે એથી તો રચનાવર્ષ વિ. સં. ૨૦૧૨ ગણાય એટલે આ શબ્દાંક ખોટો છે.

---

૧. મગધદેશમાંનું અનાજ માપવાનું એક માપ.

૨. આના કર્તા શ્રીહર્ષ (ઈ. સ. ૧૧૮૭?) છે. એમણે આ વાદગ્રન્થમાં અનેક વાદીઓના સિદ્ધાન્તોનું ખંડન કરી અનિર્વચનીયતા-વાદનું મંડન કર્યું છે. જુઓ **હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ** (ઉત્તરાર્ધ, પૃ. ૨૨૦).

૩. નિમ્નલિખિત અવતરણનું મૂળ સ્થળ જાણવું બાકી રહે છે :—

" अर्थाभिधानप्रत्ययास्तुल्यनामधेया." ( પૃ. ૭૫ )

[1]નયોપદેશ—આ ૧૪૪ પદ્યની કૃતિ છે. એમાં નીચે મુજબની બાબતોને સ્થાન અપાયુ છે :—

નયનું લક્ષણ, શાબ્દબોધની સાપેક્ષતા, નયવાક્ય, અને પ્રમાણ-વાક્યમાં તફાવત, નયજ્ઞાનની સંશય, સમુચ્ચય, વિભ્રમ અને પ્રમાથી વિલક્ષણતા, નયની પ્રમાણાંશતા, દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની માન્યતાઓ અને એ બંનેના પ્રકારોની સંખ્યા પરત્વે મતભેદ, નૈગમાદિ સાત નયો અને એનાં લક્ષણ, જીવ, અજીવ, નોજીવ અને નોઅજીવની વિચારણા, સિદ્ધ નિશ્ચયથી જીવ જ છે એ દિગમ્બર મતનું ખંડન (શ્લો. ૪૮), પ્રદેશાદિ ત્રણ ઉદાહરણો સંબંધી નૈગમાદિ નયોનું વક્તવ્ય, નયોના[2] અધિકારી કોણ?, દિગંબરોનો 'નગ્ન' તરીકે ઉલ્લેખ (૭૯), ચાર નિક્ષેપાની સમજણ, પ્રતિષ્ઠા, [3]શાશ્વત અને અશાશ્વત પ્રતિમાનું પૂજન, અજૈન દર્શનોની ઉત્પત્તિ, ઋજુસૂત્રાદિકમાંથી સૌત્રાન્તિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક એમ બૌદ્ધોના ચાર સંપ્રદાયોનો ઉદ્ભવ, ધર્મ્યંશમાં નાસ્તિક કેવળ બાર્હસ્પત્ય અને ધર્માંશમાં સર્વે અન્યતીર્થિકો, જ્ઞાનનય અને ક્રિયા-નયનાં મંતવ્યો અને ગ્રન્થકારનો પરિચય.

---

૧. આ કૃતિ "ન્યા૦ ય૦ ગ્ર૦"માં પત્ર ૧૦૬ અ - ૧૧૩ આ માં **ભાવપ્રભસૂરિકૃત** પર્યાય સહિત છપાવાઇ છે. વળી આ કૃતિ **નયામૃતતરંગિણી** અને તેના ઉપરની શ્રી વિજયલાવણ્યસૂરિજીએ રચેલી **તરંગિણીતરણિ** સહિત "શ્રી વિજય લાવણ્યસૂરીશ્વરજ્ઞાનમંદિર" તરફથી, બોટાદથી બે ભાગ (પ્રથમ ભાગ વિ. સં. ૨૦૦૮ અને દ્વિતીય ભાગ વિ. સં. ૨૦૧૧)માં છપાવાઇ છે.

૨. પરિણામ, અપરિણામ અને અતિપરિણામ એમ અહીં ત્રણ પ્રકાર દર્શાવાયા છે.

૩. જુઓ શ્લો. ૧૦૫.

**ઉલ્લેખ**—નિમ્નલિખિત ગ્રન્થોનો અહીં ઉલ્લેખ છે :—

સમ્મતિ (શ્લો. ૧૦), મહાભાષ્ય (શ્લો. ૪૦ અને ૮૬), તત્ત્વાર્થભાષ્ય (શ્લો. ૪૦), અનુયોગદ્વાર (શ્લો. ૭૩ અને ૮૮), આવશ્યક (શ્લો. ૮૩) તેમ જ ભાષ્ય (શ્લો. ૯૫ અને ૧૦૮).

**પૌર્વાપર્ય**—**નયોપદેશ**નું ૩૧મુ પદ્ય **નયરહસ્ય** (પૃ. ૧૨૭)માં જોવાય છે. એ ઉપરથી **નયોપદેશ નયરહસ્ય** કરતા પહેલા રચાયો છે એમ ફલિત થાય છે. વળી **નયોપદેશ**નો ઉલ્લેખ **ત૦ સૂ૦** ની ટીકા (પત્ર ૭૨ અ) માં છે. એ હિસાબે આ એ ટીકા કરતાં પહેલાંની કૃતિ છે એમ સિદ્ધ થાય છે.

[1]**નયામૃતતરંગિણી**—આ વિસ્તૃત અને મનનીય સ્વોપજ્ઞ સ્પષ્ટીકરણની શરૂઆત સર્વજ્ઞની વાણીના વિજયોલ્લેખસૂચક પદ્ય દ્વારા કરાઈ છે. એમાં અનેક ગ્રન્થોમાંથી [2]અવતરણ અપાયાં છે. દા. ત. દસવેયાલિય, **વીસવીસિયા**, **સમ્મઈ-પયરણ**, **વિસેસા૦**, ખંડનખંડખાદ્ય, અણુઓગદાર, ષોડશ પ્રકરણ, **આયાર**, **ત૦ સૂ૦** નું ભાષ્ય, વાક્યપ્રદીપ, [3]દીધિતિ, અને પ્રમાણનયતત્ત્વાલોક.

---

૧. આ પ્રકાશિત છે.

૨. **નયામૃતતરંગિણી**ગત અવતરણોની સૂચી બે ભાગમાં બોટાદથી પ્રકાશિત આવૃત્તિમાં અપાઇ છે. કેટલાકનાં મૂળ દર્શાવાયા નથી.

૩. આના કર્તા રઘુનાથ શિરોમણિ છે. એમણે **તત્ત્વચિન્તામણિ** ઉપર ટીકા રચી છે.

આ સ્પષ્ટીકરણમાં [1]નવ્ય ન્યાયની ઝલક છે. વળી મથુરાનાથના મતનું નિરસન છે ( પૃ ૮૫ ). પૃ. ૧૪૭ માં **અનેકાન્ત વ્યવસ્થાનો** ઉલ્લેખ છે. **ન્યાયસિદ્ધાન્તમંજરી** ગત શબ્દખંડની યશોવિજયજી ગણિએ રચેલી [2]ટીકામાં **નયામૃતતરંગિણીનો** ઉલ્લેખ છે.

**તરંગિણીતરણી**—આ **નયામૃતતરંગિણીના** સ્પષ્ટીકરણરૂપ સંસ્કૃત વૃત્તિ છે. એ શ્રી **વિજયલાવણ્યસૂરિજીએ** રચી છે.

[3]**પર્યાય**—આ **નયોપદેશની** સંક્ષિપ્ત ટીકા છે. એ **ભાવપ્રભસૂરિની** રચના છે.

[4]**નયની અપેક્ષાએ સામાયિક**—**જસવિલાસના** ૩૫ મા પદ માટે આ પ્રમાણેનું શીર્ષક **ગૂ૦ સા૦ સં૦** ( વિ. ૧, પૃ. ૧૬૮ ) માં અપાયું છે. આ આઠ કડીના આધ્યાત્મિક પદમાં નૈગમાદિ સાત નયોની અપેક્ષાએ સામાયિક કોને કહેવાય એ વાત ટૂંકમાં દર્શાવાઈ છે.

**સંતુલન**—વિવાહપણ્ણત્તિ ( સયગ ૧, ઉદ્દેસગ ૯, સુત્ત　 )માં આત્મા એ જ સામાયિક છે એમ કહ્યું છે.

---

૧. આમાં અવચ્છેદકાવચ્છિન્નની અવિચ્છિન્ન પરંપરા જોવાય છે, જ્યારે પ્રાચીન ન્યાયવિષયક લખાણમાં વિકલ્પોની સતત પરંપરા નજરે પડે છે. નવ્ય ન્યાયના શ્રીગણેશ ઉપાધ્યાય ગંગેશે વિક્રમની બારમી સદીમાં **તત્ત્વ-ચિન્તામણિ** ગ્રંથ રચીને માંડ્યા. આગળ જતાં પક્ષધરમિશ્રે અને રઘુનાથ-શિરોમણિએ તેનો વિશેષ પ્રચાર કર્યો અને ભટ્ટાચાર્ય જગદીશ અને ગદાધરના સમયમાં આ નવીન પદ્ધતિ ખૂબ પ્રતિષ્ઠિત બની.

૨. જુઓ આની પૃ.　　 માં નિર્દેશાયેલી હાથપોથી ( પત્ર ૨૧ આ ).

૩-૪. બંને કૃતિઓ પ્રકાશિત છે.

[1]શાંતિજિનસ્તવન[2] (વિ. સં. ૧૭૩૨ કે ૧૭૩૪)—આ ગુજરાતી કૃતિ ભિન્ન ભિન્ન દેશીમાં રચાયેલી ૭ ઢાલમાં વિભક્ત છે અને અંતે એક પદ્યનો 'કલશ' છે. ૭ ઢાલમાં અનુક્રમે ૫, ૬, ૯, ૭, ૧૦ અને ૯ કડી છે. કલશની એક કડી ગણતાં આ સ્તવનમાં ૪૭ કડી છે. એનું રચનાવર્ષ યુગ-ભુવન-સંયમ એવા શબ્દાંક દ્વારા 'કલશ'માં દર્શાવાયું છે. યુગના બે તેમ જ ચાર એમ બંને અર્થ થાય છે એટલે રચનાવર્ષ વિ. સં ૧૭૩૨ કે ૧૭૩૪ ગણાય.

**વિષય**—આ સ્તવનનો પ્રારંભ **શાન્તિનાથના** ગુણોત્કીર્તનથી કરાયો છે તેમ અંત પણ એ રીતે રજૂ થયો છે. આ સ્તવનની પહેલી ઢાલમાં કહ્યું છે કે વાણીરૂપ ગંગાના તરંગ ઉછળે છે, વળી નય, ગમ, ભંગ અને પ્રમાણના પુષ્કળ પ્રવાહ વહે છે અને નિશ્ચય-નય અને વ્યવહાર-નય ત્યાં ભમરી ભમે છે. આ ઢાલમાં આ બે નયોનો સ્યાદ્વાદના ધરના બે ઘોડા તરીકે નિર્દેશ છે.

બીજીથી પાંચમી ઢાલ પૈકી પ્રત્યેક ઢાલમાં નિશ્ચય-નય-વાદી પોતાનો પક્ષ રજૂ કરે છે જ્યારે વ્યવહાર-નય-વાદી એનો ઉત્તર આપે છે. પછી એ બંને વાદી **શાન્તિનાથના** સમવસરણમાં જાય છે અને એ તીર્થંકર દ્વારા એમના ઝગડાનો અંત આવતાં બંને વચ્ચે સુમેળ સધાય છે.

---

૧. આ સ્તવન **ગૂ૦ સા૦ સં૦** (વિ. ૧, પૃ. ૧૯૭-૨૦૫) માં છપાવાયુ છે.

૨. આ સ્તવનની રૂપરેખા મેં **સીમન્ધર-જિન-વિનતિ** વિચારણાની સાથે ભેગી મારા લેખ નામે 'વાચક જશના નિશ્ચય અને વ્યવહારને અગેનાં સ્તવનો"માં આલેખી છે. આ લેખ "આ૦ પ્ર૦" (પુ ૫૫, અં. ૪) માં છપાયો છે.

આ સ્તવનમાં ઉપર્યુક્ત બે વાદીઓ વચ્ચે સંવાદ થયો તેમાં સામસામી દલીલો જે કરાય તે હું નીચે મુજબ દર્શાવું છું :—

| નિશ્ચય-નય-વાદી | વ્યવહાર-નય-વાદી |
|---|---|
| ભાવ એ જ ખરી વસ્તુ છે. | ક્રિયા વિના ભાવ આવે નહિ. |
| જે ક્રિયા અનંતવાર મળી તેથી રાચવું નહિ | રત્નને શુદ્ધ કરવા ખારના સો પુટ અપાય. |
| ભરત અને મરુદેવા ભાવથી ભવ-સાગર તર્યાં. દ્રવ્ય-ક્રિયાનું ઉત્કૃષ્ટ ફળ ગ્રૈવેયક છે. | ક્રિયા અને પરિણામનાં ફળ ભિન્ન છે ગળિયા બળદ જેવા જનો કોળિયા કરીને કેમ ખાય છે? વ્યવહાર વિના ભાવ ક્ષણમાં તોલો અને ક્ષણમાં માસો છે. |
| ગુરુ કોણ અને ચેલો કોણ? આત્મા પોતે એકલો સ્વભાવમાં રમે છે. જે કર્મની વિભાવશક્તિને તોડે તે આત્માને સ્વભાવ-શક્તિમાં જોડે. | ગુરુકુળમાં રહી વ્યવહારમાં સ્થિર પરિણામ રાખનારો ત્રિવિધ અવંચક યોગથી મહોદયને પામે. |
| ર્તા થનાર હાથીની પેટે ઝૂઝે જ્યારે સાક્ષી થનાર નિજ ગુણમાં સલૂઝે કર્તાને ક્રિયાનું દુઃખ હોય જ્યારે સાક્ષી ભવવૃક્ષનો ઉચ્છેદ કરે. | જે અભિમાનથી રહિત હોય તે સાક્ષી છે. |
| જ્ઞાનીને ક્રિયા ન હોય, એ કર્મ-સ્થિતિ પાકવાથી નરમ થયો છે. | સમગ્ર શક્તિ ક્રિયામાં રહેલી છે. સાધન ક્રિયા વિના કામ ન આપે. |

પુદ્‌ગલના જે અશુદ્ધ ભાવો છે તે આત્માથી ભિન્ન છે.

અમે મોક્ષરૂપ નિજ ગુણને વર્યા એટલે મોક્ષ માટે કોણ ક્રિયા કરે ?

ભોજન જોવાથી ભૂખ ન ભાગે, ડાંગરનાં છોતરાં ખંડાયા વિના ન નીકળે, અને પાત્ર મંજાયા વિના ઉજળું ન બને.

તીર્થંકર અને ગણધર પોતાને મુક્ત માનવા છતાં ક્રિયા ચાલુ રાખે છે.

ભાવ વિના ક્રિયા લેખે લાગે નહિ. ભાવ હોય તો ક્રિયાની જરૂર ન રહે.

ધરાયેલી વ્યક્તિને ભોજન ન ભાવે.

લિંગનું પ્રયોજન મનુષ્યના મનનું રંજન છે.

ભાવ એ ક્રિયાથી ઉત્તમ બને. એના વિના એ કાચો રહે. વળી નવો ભાવ ક્રિયા કરવાથી ઉદ્‌ભવે અને આવેલો ભાવ ક્રિયાથી વધે.

મુનિ ક્રિયા કરે છે તેનું કારણ ગુણશ્રેણિથી પડાય નહિ પણ ચડાય તે છે.

ભાવ એટલે પોતાનો જ પરિણામ. આત્મા એ સામાયિક છે.

ક્રિયા ન પાળનાર નિશ્ચયને જાણતો નથી.

સમતા એ છ દર્શનોનો સાર છે. સમતા મોક્ષનું સાધન છે.

સિદ્ધના પંદર ભેદોમાં ભાવલિંગ એક જ છે અને તે સમતા છે.

સમતા અમને પણ પ્રિય છે. સમતા મળે એ માટે તો ક્રિયા કરાય છે.

દ્રવ્યલિંગથી મોક્ષ મળે કે ન પણ મળે.

ભાવલિંગરૂપ રાજમાર્ગને અનુસરનારી ક્રિયા પ્રત્યે સ્નેહ રાખો,

પાંચ લઘુ અક્ષર ઉચ્ચારતાં જેટલો વખત લાગે એટલા વખતમાં મોક્ષ મળે.

સ્થવિરકલ્પની અને જિનકલ્પની ક્રિયા અનેક જાતની છે

સામાચારીઓ ભિન્ન ભિન્ન છે.

ક્રિયામાં હઠરૂપી કૂવો છે અને મોહરાજા ફાંસો દે છે.

એને છોડો નહિ અને આળસુ ન બનો.

ભરતાદિના દૃષ્ટાંત દ્વારા ભાવને ગણાવનાર એકાંતે પાસત્થા છે, અને પ્રવચનના નાશક છે.

ક્રિયા એ કર્મના પ્રતિકારરૂપ છે. રોગ ઘણા એટલે ઔષધ ઘણા. માટે ક્રિયા અનેક પ્રકારની હોય તેમાં વાંધો નહિ.

વિનયાદિક મુદ્રાવિધિ અનેક જાતની હોવા છતાં એ પરસ્પર વિરુદ્ધ નહિ.

**સાક્ષીરૂપ ગ્રંથો**—આ સ્તવનમાં નિમ્નલિખિત ગ્રંથોની સાક્ષી અપાઈ છે :—

**આચાર** ( ઢા. ૫ ), **આવશ્યક** ( ઢા. ૫ ), ઉત્તરાધ્યયન ( ઢા. ૪ ), **ઓઘ** ( ઢા. ૪ ), **ઓઘનિર્યુક્તિ** ( ઢા. ૪ ) અને **ભગવઈ** ( ઢા. ૪ ).

[1] **સીમન્ધરસ્વામીને વિનતિ**—આ ગુજરાતી સ્તવન ચાર ઢાલમાં રચાયું છે અને અંતમાં એક પદ્યનો ‘ કલશ ’ છે ચાર ઢાલમાં અનુક્રમે ૧૨, ૧૨, ૧૦ અને ૬ કડી છે. આમ આ સ્તવનમાં કુલ્લે ૪૧ ( ૪૦ + ૧ ) કડી છે. આ સ્તવન વિજયપ્રભસૂરિના રાજ્યમાં એટલે કે વિ. સં. ૧૭૧૦ થી ૧૭૪૭ ના ગાળામાં રચાયું છે. અંતમાં કર્તાએ પોતાને માટે ‘વાચક’નો પ્રયોગ કર્યો છે તે તેમ જ એમના સ્વર્ગગમનનું વર્ષ વિચારતાં આ સ્તવન વિ. સં. ૧૭૧૮ થી ૧૭૪૫

૧. આ કૃતિ ગૂ૦ સા૦ સ૦ ( વિ. ૧, પૃ. ૨૦૬–૨૧૧ )માં છપાવાઈ છે.

દરમ્યાન રચાયેલું ગણાય.

આ સ્તવન દ્વારા કર્તાએ પ્રારંભમાં **સીમન્ધરસ્વામીને** વિનતિ કરી છે અને અંતમાં એમના પ્રત્યે પોતાનો ભક્તિભાવ દર્શાવ્યો છે. આ કૃતિનો મુખ્ય વિષય નિશ્ચય-નય અને વ્યવહાર-નયનું સ્વરૂપ દર્શાવવાનો છે. પહેલી ઢાલમાં કહ્યું છે કે આ બંને નયોનું સેવન કરાય તો તે ઉપકારી નીવડે. એના સમર્થનાર્થે (૧) શિબિકા ઊંચકનારનું તેમ જ (૨) અનેક રત્નો જે છૂટાંછવાયાં હોય તે એક દોરડામાં સાંકળી લેવાય તો એથી બનનારી માળાનું દૃષ્ટાંત અપાયેલ છે. એકેક નય ભિન્ન ભિન્ન હોય તો તે મિથ્યાત્વ છે, જ્યારે એ ભેગા હોય તો સમ્યક્ત્વ છે. પંખીને ઉડવા માટે જેમ બે પાંખની અને રથ ચાલે તે માટે બે પૈડાની જરૂરિયાત છે તેમ જૈન શાસનને ઉપર્યુક્ત બંને નય જોઈએ.

આ બંને નય સરખા શુદ્ધ તેમ જ અશુદ્ધ છે. એ નયો પોતપોતાને વિષે શુદ્ધ અને અન્યને વિષે અશુદ્ધ છે.

નિશ્ચય-નય પરિણામની અપેક્ષાએ મોટો નથી.

નિશ્ચય-નય એ કાર્ય છે, જ્યારે વ્યવહાર-નય કારણ છે.

નિશ્ચય-નય પ્રમાણે કોઈ ગુરુ, શિષ્ય, કર્તા કે ભોક્તા નથી. એથી એ નય મુજબની દેશના ઉન્માર્ગ છે, જ્યારે વ્યવહાર-નય પ્રમાણે ગુરુ વગેરે સંભવે છે એટલે એ નય અનુસારની દેશના સન્માર્ગ છે.

વિધિને જોઈને વ્યવહાર ત્યજાય તે ઉચિત નથી. એ તો દ્રવ્યાદિક પ્રમાણે હોય. પાઠ, ગીત અને નૃત્યની કળા પહેલેથી જ શુદ્ધ હોતી નથી; એ તો અભ્યાસથી એવી બને. મણિ શોધવા માટે સો પુટ અપાય છે અને એ દરેક પુટ સાચું છે.

વિષ વગેરે પાંચ પ્રકારની ક્રિયાઓમાં પહેલી ત્રણ ત્યાજ્ય છે,

જ્યારે છેલ્લી બે ગ્રાહ્ય છે. અમૃત-ક્રિયા સર્વથા દોષથી મુક્ત છે.

જેમ ચક્રવર્તીનું ભોજન ન મળે ત્યાં સુધી પોતાનું સામાન્ય ભોજન ન છોડવું ઘટે તેમ નિશ્ચય-નયના ફળરૂપ કેવલજ્ઞાન મળે નહિ ત્યાં સુધી વ્યવહાર ત્યજવો ન જોઈએ.

વ્યવહાર પુણ્યનો હેતુ છે. એ પુણ્ય પાપને બાળે.

ભવ્ય જીવ જો ક્રિયાવાદી હોય તો એ જ એક પુદ્ગલપરાવર્તમાં મોક્ષે જાય. કેવળ સમ્યક્ત્વથી મોક્ષ ન મળે; વિરતિ જોઈએ. શ્રેણિકનું દૃષ્ટાંત આપનારે યાદ રાખવું ઘટે કે એ વિરતિથી રહિત હોવાથી નરકગતિ દૂર ન કરી શક્યા જો કે એઓ સમ્યક્ત્વના બળે મોક્ષે જનાર છે.

સમ્યક્ત્વ વિરતિને તાણી લાવે. વધુમાં વધુ બેથી નવ પલ્યોપમ જેટલી વાર લાગે. આનંદ જેવાને તો સમ્યક્ત્વની સાથે જ વિરતિની પ્રાપ્તિ થઈ હતી.

બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધા વિનાના લવસત્તમ દેવો વ્રતી ન ગણાય.

અવિરત દશા હોય તો પાપ ન કરાય તો યે પાપ લાગે.

વ્યવહાર-નય પ્રમાણે સેવક-સેવ્યભાવ છે શુદ્ધ આત્માની દૃષ્ટિએ સીમંધરસ્વામી અને કર્તા સમાન છે.

જેમ સર્વે નદીઓનાં જળ સમુદ્રમાં ભળી જાય તેમ અખંડ બ્રહ્મ અને સખંડ બ્રહ્મ ધ્યાનમાં ભેગા થઈ જાય.

ઉલ્લેખ—આ સ્તવનમાં નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ છે :—

આવશ્યકભાષ(ષ્ય) (ઢા. ૩), ઉપદેશમાલા (ઢા. ૩), દશાચૂર્ણિ (ઢા. ૨), ધર્મસંગ્રહણી (ઢા ૨), પંચવસ્તુ (ઢા. ૨), યોગબિન્દુ (ઢા. ૨) અને વ્યવહારભાષ્ય (ઢા. ૧).

**જ્ઞાનક્રિયાની સજ્ઝાય**—આ નામની એક કૃતિ ઉપાધ્યાયજીએ

રચ્યાનું કેટલાક કહે છે. એ જોયા વિના શું કહી શકાય? એમાં ગુજરાતીમાં જ્ઞાન-નય અને ક્રિયા-નયનું સ્વરૂપ સમજાવાયું હશે. જો એમ જ હોય તો **જસવિલાસ**નું ૩૬ મું પદ સંતુલનાર્થે વિચારવું ઘટે.

**[1]સીમન્ધરસ્વામીને વિનતિરૂપ સ્તવન યાને સવાસો ગાથાનું નયરહસ્યગર્ભિત સ્તવન**[2]—આ ગુજરાતી સ્તવનમાં અગિયાર ઢાલ છે અને અંતમાં ચાર પંક્તિના એક પદ્યરૂપ "કલશ" છે. અગિયાર ઢાલની કડીઓની સંખ્યા અનુક્રમે નીચે પ્રમાણે છે:—

૧૦, ૧૧, ૧૫, ૧૫, ૧૨, ૧૫, ૫, ૧૦, ૧૧, ૯ અને ૧૧.

આમ એકંદર ૧૨૪ કડી છે. એમાં "કલશ"ની એક કડી ઉમેરતાં ૧૨૫ થાય છે. એને 'ગાથા' ગણી આ સ્તવનને **સવાસો ગાથાનું સ્તવન** કહે છે.

---

૧. આ સ્તવન **પ્રકરણ રત્નાકર** (ભા. ૩, પૃ. ૭૩૦-૭૫૯)માં ઈ. સ. ૧૮૭૮ મા, **સજ્જન સન્મિત્ર** (પૃ. ૨૯૯-૩૦૯)માં ઈ. સ. ૧૯૧૩ માં, "મહાવીર જૈન સભા" તરફથી પ્રકાશિત **શ્રીમદ્ યશોવિજયજી વિરચિત પ્રાચીન સ્તવનો** (પૃ. ૧-૩૦)માં, પદ્મવિજય(?)ના બાલાવબોધ સહિત વિ. સ. ૧૯૭૫ માં, **ગૂ૦ સા૦ સં૦** (વિ૦ ૧, પૃ. ૨૧૨-૨૩૮)માં વિ. સં. ૧૯૯૨ માં, જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી અમદાવાદથી વિ. સં. ૧૯૯૬ માં પ્રકાશિત **પ્રાચીન સ્તવનાદિસંગ્રહ** (પૃ. )માં છપાવાયુ છે. વિશેષમાં આ સ્તવન સાક્ષીપાઠ સહિત નિમ્નલિખિત નામથી "ઋ૦ કે૦ શ્વે૦ સં૦" તરફથી ઈ. સ ૧૯૩૩ માં પ્રકાશિત પુસ્તકમાં છપાયું છે:—

"न्यायाचार्यश्रीयशोविजयकृतानि स्तवनानि साक्षिधृतपाठयुतानि सवासो दोढसो ने साढी त्रणसो गाथाना स्तवनो साक्षिपाठ सहित"

૨. આનો પરિચય મેં "જૈ૦ સ૦ પ્ર૦" (વ. ૧૨, અં. ૭)માં પ્રકાશિત "ન્યાયાચાર્ય યશોવિજયગણિનાં ત્રણ બૃહત્ સ્તવનો" નામના મારા લેખમા આપ્યો છે

**દેશી**—અગિયારે ઢાલની દેશી ભિન્ન ભિન્ન છે. આઠમી ઢાલની દેશી " ચોપાઈ " છે.

**રાગ**—બીજી ઢાલના રાગનું નામ ' ગોડી ' અને પાંચમી ઢાલના રાગનું નામ ' કેદારો ' છે.

**વિષય**—ઢાલ દીઠ વિષય નીચે મુજબ છે :—

(૧) કુગુરુનું અને શુદ્ધ દેશનાનું સ્વરૂપ, (૨) આત્માની ઓળખાણ, (૩) આત્મતત્ત્વનો પરામર્શ, (૪) શુદ્ધ નય અર્થાત્ નિશ્ચય-નય પ્રમાણેની પ્રરૂપણા, (૫-૬) વ્યવહાર-નયની સિદ્ધિ, (૭) મોક્ષમાર્ગની અને ભવમાર્ગની સમજણ, (૮-૯) દ્રવ્યસ્તવ અને ભાવ-સ્તવનું નિરૂપણ, (૧૦) નિશ્ચય-ધર્મ અને વ્યવહાર-ધર્મ અને (૧૧) પ્રભુ પ્રત્યે વાસ્તવિક રાગ.

**કુગુરુની ઝાટકણી અને માફીપત્ર**—પહેલી ઢાલમાં કુગુરુની ઝાટકણી કઢાઈ છે. તેમ કરતી વેળા જે નિમ્નલિખિત ત્રણ કડીઓ રચાઈ તેને અંગે વિ. સ. ૧૭૧૭ માં " માફી પત્ર " યશોવિજયગણિને લખી આપવુ પડ્યુ એમ કેટલાકનુ માનવું છે, પણ મને તો એ વાત યથાર્થ જણાતી નથી :—

" કામકુંભાદિક અધિકનું, ધર્મનું કો નવિ મૂલ રે;
કોડિ કુગુરુ તે દાખવે, શું થયું એહ જગશૂલ રે? સ્વામિ૦ ૫
અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે;
પરમ પદનો પ્રગટ ચોર તે, તેહથી કિમ વહે પંથ રે? સ્વામિ૦ ૬
વિષયરસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદપૂર રે;
ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાનમારગ રહ્યો દૂર રે." સ્વામિ૦ ૭

**સાક્ષીરૂપ ગ્રન્થો**—આ સ્તવનમાં નિમ્નલિખિત ગ્રંથોનો સાક્ષી તરીકે ઉલ્લેખ છે :—

આવશ્યક (૫)[૧], ઉપદેશમાલા (૬), કલ્પસૂત્ર (૯), જીવાભિગમ (૯), પંચાશક (૬), [૨] પહેલું અંગ (૨, ૩, ૯), [૩] પ્રથમ અગ (૪, ૭), ભગવઈ (૩), મહાનિશીથ (૭, ૯), રાયપસેણી (૯), [૪] લોકસાર (૩) અને શક્રસ્તવ (૯).

વિશેષમાં આ સ્તવનમાં કોઈ કોઈ સ્થળે ઓહનિજ્જુત્તિ, યોગશાસ્ત્ર અને ષોડશકની છાયા જોવાય છે.

ત્રીજી ઢાલની પહેલી કડી પછી "यतः" એવા ઉલ્લેખપૂર્વક [૫] બે પદ્યો સંસ્કૃતમાં છે

**સાક્ષીરૂપ પાઠ**—સાક્ષીરૂપ પાઠો ઇત્યાદિ ન્યા૦ ય૦ સ્ત૦ સા૦માં અપાયા છે.

**સ્વોપજ્ઞ બાલાવબોધ**—આ સ્તવન ઉપર કર્તાએ ગુજરાતીમાં બાલાવબોધ રચ્યાનું મનાય છે.

**વાર્તિક**—ઉત્તમવિજયના શિષ્ય [૬] પદ્મવિજયે પ્રસ્તુત સ્તવન ઉપર વાર્તિક રચ્યું છે એમ કેટલાક કહે છે.

---

૧. આ ઢાલનો ક્રમાંક છે.

૨–૩. આ આયાર અભિપ્રેત છે.

૪. આ આયાર (સુય૦ ૧)નું પાંચમું અજ્ઝયણ (અધ્યયન) છે.

૫. "आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवा यतः ।
यत् तदात्मक एवैष शरीरमधितिष्ठति ॥
आत्मानमात्मना वेत्ति मोहत्यागाद् य आत्मनि ।
तदेव तस्य चारित्रं तद्ज्ञानं तच्च दर्शनम् ॥"

૬. એમની ગુરુ પરંપરા માટે જુઓ "ન્યાયાચાર્ય યશોવિજયગણિનાં ત્રણ બૃહત્ સ્તવનો" નામનો મારો લેખ (પૃ. ૧૨૮).

[1]**સપ્તભંગી તરંગિણી**—આ જ નામની એક કૃતિ દિ૦ અનન્તદેવસ્વામીના શિષ્ય વિમલદાસે રચી છે. એ જોઈને પ્રસ્તુત કૃતિ રચાઈ હશે કે કેમ તે જાણવુ બાકી રહે છે. 'તપ'ગચ્છના વિજયરાજસૂરિજીના શિષ્ય દાનવિજયજી ગણિએ **સપ્તભંગી પ્રકરણ** રચ્યું છે. યશોવિજયજી ગણિની પ્રસ્તુત કૃતિ હજી સુધી તો મળી આવી નથી પરન્તુ એનો ઉલ્લેખ લઘુ **સ્યાદ્વાદરહસ્ય** (પત્ર ૬ અ) અને **બૃહત્ સ્યાદ્વાદરહસ્ય** (પત્ર ૧૮ આ,માં જોવાય છે.

[2]**અનેકાન્તવ્યવસ્થા યાને જૈનતર્ક**—આના પ્રારંભમાં ત્રણ અને

---

૧. આ કૃતિ "રાયચદ જૈન શાસ્ત્રમાળા"માં વીર સંવત્ ૨૪૩૧ માં પ્રકાશિત કરાઇ છે. વળી એ "શાસ્ત્ર મુક્તાવલી"માં ગ્રંથાક ૮ તરીકે કાજીવરમથી ઇ. સ. ૧૯૦૧ મા છપાવાઇ છે.

૨. આ કૃતિ **અનેકાન્ત વ્યવસ્થા** પ્રકરણના નામથી "જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સ. ૧૯૯૯ મા પ્રકાશિત કરાઈ છે. એમા અવતરણોની સૂચી અપાઈ છે પણ તે અકારાદિ ક્રમે નથી. વળી એના જે મૂળ દર્શાવાયા છે તે અમુક અંશે અપૂર્ણ છે. ગુજરાતી પ્રકાશકીય નિવેદનમા વિષયોનું વિહંગાવલોકન છે. પૃ. ૮૭ અ મા જે સમાપ્તિસૂચક પક્તિ છે તેમા આ કૃતિના નામાંતર તરીકે **જૈનતર્ક**નો ઉલ્લેખ છે. તો શુ એ કર્તાનો પોતાનો છે? "અનેકાન્તવ્યવસ્થા પ્રકરણ"ના નામથી આ કૃતિનો 'સંગ્રહ નય' સુધીનો (પત્ર ૨૭ આ સુધીનો) પ્રથમ વિભાગ શ્રી **વિજયલાવણ્યસૂરિજી**એ રચેલી **તત્ત્વબોધિની** વિવૃતિ, એમાંનાં તેમ જ મૂળ કૃતિમાના અવતરણોની સ્થળના નિર્દેશપૂર્વકની ભેગી સૂચી તેમ જ સસ્કૃતમા બનેના વિષયાનુક્રમ સહિત "વિ૦ લા૦ જ્ઞા૦" તરફથી વિ. સ. ૨૦૦૮ મા પ્રકાશિત કરાયો છે. આ પ્રકાશનમાં મુખપૃષ્ઠાદિ ઉપર **જૈનતર્ક પરિભાષા** એવું નામાંતર છે તે સાચુ છે? દ્વિતીય વિભાગ પણ ઉપર્યુક્ત વિવૃતિ વગેરે સહિત વિ. સં. ૨૦૧૩ (?) મા છપાવાયો છે.

અંતમાં સત્તર પદ્યો છે; બાકીનું લખાણ ગદ્યમાં છે. આ ગ્રંથમાં પ્રાચીન ન્યાયની તેમ જ નવ્ય ન્યાયની એમ બંનેની પદ્ધતિને સ્થાન અપાયું છે. એમાં [1] અનેકાન્તનું લક્ષણ આપી [2] જૈન તેમ જ વિવિધ [3] અજૈન દર્શનોનું પણ સંક્ષિપ્ત પરન્તુ સચોટ નિરૂપણ કરાયું છે. પ્રસંગવશાત્ કેટલીયે કૃતિઓમાંથી અવતરણો આપી આ નિરૂપણને સમર્થિત કરાયું છે. અજૈન દર્શનકારોએ પણ અનેકાન્તવાદનો સ્વીકાર કર્યો છે એ વાત નૈગમાદિ નયોના સવિસ્તર આલેખન પ્રસંગે દર્શાવાઈ છે.[4] પત્ર ૫૪ 'અ'મા કહ્યું છે કે "ઋજુ સૂત્ર" નય એ પર્યાયનયરૂપ વૃક્ષનું મૂળ છે, જ્યારે 'શબ્દ'નય એની શાખા છે, 'સમભિરૂઢ'નય એની પ્રશાખા છે અને 'એવંભૂત'નય તો પ્રશાખાની પ્રતિશાખા છે. કેટલાક દિગંબરો નય નવ ગણાવે છે તે બાબતનું અહીં નિરસન કરાયું છે અને વિશેષ માહિતી માટે પોતે રચેલા **આપભ્રંશિક પ્રબન્ધ**ની ભલામણ કરાઈ છે. આ ગ્રન્થની એક વિશેષતા એ છે કે **અધ્યાત્મસાર** વગેરેમાં સાંખ્ય દર્શનની ઉત્પત્તિ સંગ્રહ–નયના એકાન્ત સેવનને આભારી જણાવી છે પરન્તુ અહીં તેમ જ અન્યત્ર અશુદ્ધ દ્રવ્યાર્થિક નયરૂપ વ્યવહાર–નયમાંથી એ જણાવી છે.

---

૧. "तत्त्वेषु भावाभावादिशवलैकरूपत्वम्"—પત્ર ૧ અ.

૨. જૈનદર્શન અતિશય ગંભીર છે અને એ અનન્ત નયથી ઓતપ્રોત છે. એથી હરણ જેમ વાઘના વદનને સૂંઘી નહિ શકે તેમ નયનો અંશ જાણનારાઓ એને સૂંઘી શકે નહિ.—પત્ર ૧ અ.

૩. વૈશેષિક, નૈયાયિક, વેદાન્ત, સાંખ્ય, ....

૪. સરખાવો :—

"दर्शितेयं यथाशास्त्रं नैगमस्य नयस्य दिक् ।
कणाददृष्टिहेतुः श्री यशोविजयवाचकैः ॥" પત્ર ૧૮ આ.

આ ગ્રન્થમાં સપ્તભંગીનું વિસ્તૃત નિરૂપણ છે. એના "**સ્યાદ્-વક્તવ્ય એવ**" નામના ત્રીજા ભંગના સોળ વિકલ્પ દર્શાવાયા છે (જુઓ પત્ર ૬૭ અ-૬૯ અ). વિશેષમાં સાત ભંગોના અનુક્રમે ૩, ૩, ૧૦, ૧૦, ૧૩૦, ૧૩૦ અને ૧૩૦ પ્રતિભંગો સૂચવાયા છે. આમ એકંદર ૪૧૬ પ્રતિભંગોનો ઉલ્લેખ છે (જુઓ પત્ર ૭૧ આ). એના અવાતર ભંગો વિચારતાં તેની સંખ્યા ૧૪૩૬ ની અને સાંયોગિક ભંગાદિ ગણતાં કરોડની દર્શાવાઈ છે (જુઓ પત્ર ૭૧ આ), ગુણાર્થિક નયની અનુપપત્તિ, દિગંબર માન્યતા અનુસાર ગુણનું લક્ષણ તેમ જ દસ સામાન્ય ગુણોનું અને સોળ વિશેષ ગુણોનું નિરૂપણ, દ્રવ્યાર્થિક નયના ૧૦, પર્યાયાર્થિક નયના ૬, નૈગમના ૩, સંગ્રહના ૨, વ્યવહારના ૨, ઋજુસૂત્રના ૨ અને શબ્દાદિનો એકેક ભેદ એ ૨૮ ભેદોનું નિરૂપણ, તેમ જ દિ૦ અમૃતચન્દ્ર કૃત **પ્રવચનસારવૃત્તિ**ગત પર્યાયવિચારોનું ખંડન, અનેકાન્તવાદમાં અનેકાન્તવાદનો સ્વીકાર તેમ જ ઘટાભાવનો અભાવ જેમ ઘટસ્વરૂપ છે, તેમ 'એકાન્તપક્ષાપત્તિ' દોષનો અને પ્રમેયત્વાદિનાં ઉદાહરણો દ્વારા અનવસ્થા દોષોનો પરિહાર અને ઉપસંહાર-રૂપે અનેકાન્તવાદનો મહિમા અને અજૈન દર્શનો દ્વારા એનો સત્કાર.

**અવતરણોની સંખ્યા**—સમર્થક સંવાદપાઠોની યાને અવતરણોની સંખ્યા લગભગ [1] ૩૮૫ ની છે. તેમાં લગભગ ૭૫ **વિસેસા૦** નામના મહાભાષ્યમાંના અને લગભગ ૧૦ **સમરાઇચ્ચકહા**નાં છે.

**મૂળ**—પ્રસ્તુત ગ્રન્થમાં અપાયેલાં અવતરણોનાં મૂળ તરીકે હું નિમ્નલિખિત ગ્રન્થો જૈન તેમ જ અજૈન એમ બે વિભાગમાં ગણાવું છું :—

---

૧. **ધમ્મપરિક્ખા**ની સ્વોપજ્ઞવૃત્તિમા આશરે ૫૫૦ અવતરણો છે.

## [ અ ] જૈન

અણુઓગદાર, અધ્યાત્મોપનિષદ્, અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા, [૧]આકર, આગમ, આયારની ટીકા, આવસ્સયની નિજ્જુત્તિ, ઉત્તરજ્ઝયણ, તત્ત્વાર્થસૂત્ર, ત૦ સૂ૦નું ભાષ્ય, દવ્વસંગહ, નવતત્ત, પંચાસગ, પવયણસારુદ્ધાર, પ્રશમરતિ, ભાસારહસ્સ, વિવાહપણ્ણત્તિ, [૨]વિસેસા૦, સમ્મઇપયરણ અને સૂત્ર.

આ પૈકી અધ્યાત્મોપનિષદ્ અને ભાસારહસ્સ એ બે **યશોવિજય**ગણિની પોતાની કૃતિ છે.

## [ આ ] અજૈન[૩]

ગૌતમસૂત્ર, છાન્દોગ્યોપનિષદ્, યોગદર્શન, વસિષ્ઠવાક્ય (?), વાક્યપ્રદીપ, વાર્તિક(?), શ્રુતિ અને સાંખ્યકારિકા.

**ઉલ્લેખ—આપભ્રંશિક પ્રબન્ધ** ( પત્ર ૫૪ આ ) અને **સ્યાદ્વાદકલ્પલતા** ( પત્ર ૫૫ અ ) એ બે ગ્રન્થો જોવાની અહીં ભલામણ કરાઈ છે.

**ઉદ્ધરણ**—જેમ **શ્રીપાલ રાજાનો રાસ**ના ચતુર્થ ખંડની ઢાલ ૧૧ અને ૧૨ **નવપદપૂજારૂપ** સંકલનાત્મક કૃતિમાં ઉદ્ધૃત કરાઈ છે—ગૂંથી લેવાઈ છે તેમ આ **અનેકાન્તવ્યવસ્થા**નાં આદ્ય ત્રણ પદ્યો અને

---

૧. આથી પ્રમાણનયતત્ત્વાલોક અભિપ્રેત છે.

૨. આનો પત્ર ૪ અ માં **મહાભાષ્ય** તરીકે ઉલ્લેખ છે.

૩. 'શ્રુતિ' એવા બાઘેભારે નિર્દેશ કરી પત્રાકાર પ્રકાશનમાં નોંધ છે, જ્યારે ત્યાર પછીના પ્રકાશનમાં એથી અભિપ્રેત કૃતિનો ઉલ્લેખ છે.

અંતમાંના સત્તર પદ્યો એકત્રિત કરી [૧] **અનેકાન્તવાદમાહાત્મ્યવિંશિકા** તરીકે કોઈ કે એનો ઉલ્લેખ કર્યો છે. આમ આ એક સંકલના છે, નહિ કે સ્વતંત્ર કૃતિ.

[૨]**તત્ત્વબોધિની**—આ સંસ્કૃત વિવૃતિ શ્રી વિજયલાવણ્યસૂરિજીએ રચી છે.

**પૌર્વાપર્ય**—**અનેકાન્તવ્યવસ્થામાં** ઉપર્યુક્ત ઉલ્લિખિત ગ્રન્થો તેમ જ **ભાસારહસ્સ** કે જેમાથી એની ૩૦ મી ગાથા અવતરણરૂપે અપાઈ છે એ ગ્રન્થોના પ્રણયન બાદ પ્રસ્તુત ગ્રન્થ રચાયો છે, જ્યારે નિમ્નલિખિત ગ્રન્થોમાં આ ગ્રન્થનો ઉલ્લેખ હોવાથી એ ગ્રન્થો કરતાં તો આ પહેલાં રચાયો છે :—

અધ્યાત્મોપનિષદ્ ( ? ), જ્ઞાનબિન્દુ, નયરહસ્ય, નયામૃતતરંગિણી અને પ્રતિમાશતકની સ્વોપજ્ઞ વૃત્તિ.

**હાથપોથી**—પ્રસ્તુત ગ્રન્થનું[૩] પ્રથમ પ્રકાશન કઈ કઈ હાથ-પોથીને આધારે કરાયુ તેનો નિર્દેશ નથી. મેં ' પંજાબકેસરી ' શ્રી વિજયવલ્લભસૂરિજી દ્વારા પંજાબના એક ભંડારની **અનેકાન્તવ્યવસ્થાની** એક હાથપોથી મેળવી જે મુદ્રણાલયપુસ્તિકા તૈયાર કરી હતી તેનો ઉપયોગ આ પ્રકાશનમાં કરાયો છે.

---

૧. આ સંકલનાત્મક રચના **શ્રી યશોવિજયવાચક ગ્રથસંગ્રહમાં** "ઉદ્ધૃતા" એવા ઉલ્લેખપૂર્વક અંતમાં છપાવાઈ છે.

૨. આનો ' સંગ્રહ'નય સુધીના નિરૂપણ પૂરતો પ્રથમ અંશ તેમ જ અવશિષ્ટ અંશ પ્રકાશિત છે.

૩. દ્વિતીય પ્રકાશનમાંની મૂળ કૃતિ તો પ્રથમ પ્રકાશનને જ આભારી છે.

[1]**અનેકાન્ત પ્રવેશ**—આ કૃતિ **યશોવિજયગણિએ** રચી છે એમ **અષ્ટસહસ્રીવિવરણ** ( પત્ર ૧૯ આ ) જોતાં જણાય છે. એ અનુપલબ્ધ કૃતિના વિષય માટે હું એવી અટકળ કરું છુ કે એ અનેકાન્તવાદના ગહન ગ્રંથમાં પ્રવેશ કરવા માટે જે બોધ આવશ્યક ગણાય તે મેળવવા માટેના મુદ્દાઓ એમાં વિચારાયા હશે.

**સ્યાદ્વાદરહસ્ય** યાને **વીતરાગસ્તોત્ર ( પ્ર. ૮ )ની વૃત્તિ**—'કલિ૰' હેમચન્દ્રસૂરિએ **વીતરાગસ્તોત્ર** રચ્યું છે. એના ઉપર વિક્રમની ચૌદમી સદીમાં થયેલા **પ્રભાનન્દસૂરિએ** [2]**દુર્ગપદપ્રકાશ** નામની વૃત્તિ, **સોમોદયગણિએ** વિ સં. ૧૫૧૨ માં એક ટીકા, **રાજશેખર** અને **માણિક્યસાગરની** એકેક ટીકા, **મેઘરાજે** વિ સ. ૧૫૧૦ માં અને **નયસાગર**( ? નંદિસાગર )ગણિએ વિ. સ. ૧૫૨૫ માં રચેલી અવચૂરિ ઈત્યાદિ વિવરણાત્મક સાહિત્ય **યશોવિજયગણિની** પૂર્વે રચાયુ છે.

**વીતરાગસ્તોત્રના** બાર પદ્યમાં રચાયેલા આઠમા પ્રકાશમાં કહ્યું છે કે પ્રત્યેક વસ્તુ નિત્યાનિત્ય છે, બે વિરુદ્ધ ધર્મ સાથે હોઈ શકે તેમ જ ખરી રીતે અનેકાંતવાદ યાને સ્યાદ્વાદનો અજૈન દર્શનકારો તિરસ્કાર કરી શકે તેમ નથી, કેમકે બૌદ્ધ, નૈયાયિક, વૈશેષિક અને સાંખ્ય દર્શનોમાં પણ એક રીતે વિચારતાં સ્યાદ્વાદનો આશ્રય લેવાયો છે. આ બાબત **યશોવિજયગણિએ** આ પ્રકાશ ઉપરની પોતાની ત્રણ વૃત્તિમાં સ્પષ્ટ કરી છે. એ ત્રણે વૃત્તિનો **સ્યાદ્વાદરહસ્ય** તરીકે ઉલ્લેખ કરાય છે.

---

૧. **અનેકાન્તવાદ પ્રવેશ** નામની એક કૃતિ હરિભદ્રસૂરિએ રચી છે અને એ છપાયેલી છે.

૨. આની પ્રશસ્તિમાં પ્રભાનન્દનો 'પ્રતિભાસમુદ્ર' અને 'મુનીશ્વર' તરીકે ઉલ્લેખ છે તો શું આ એમનું પોતાનું કથન છે ?

આમ **સ્યાદ્વાદરહસ્ય** નામની [1]ત્રણ કૃતિ છે: (૧) લઘુ, (૨) મધ્યમ અને (૩) બૃહદ્. તેમાં પ્રથમ કૃતિ સંપૂર્ણ મળે છે, જ્યારે બીજી બે હજી સુધી તો પૂરેપૂરી પ્રાપ્ત થઈ નથી. આ કૃતિઓનાં નામ વિચારતાં એમાં સ્યાદ્વાદનું તલસ્પર્શી અને ઝીણવટભર્યું વિવેચન હશે એમ લાગે. **લઘુ( ? )-સ્યાદ્વાદ-રહસ્ય**ની રચના વિ સં. ૧૭૦૧ માં કપડવંજ (કપડવણજ, સં. કર્પટવાણિજ્ય)ની પાસે આવેલા આંતરોલી ગામમાં કરાઈ હતી.[2]

આ કે બીજાં બે **સ્યાદ્વાદરહસ્ય**માંથી કોઈ એકનો ઉલ્લેખ **સ્યાદ્વાદકલ્પલતા** ( પત્ર )માં છે.

[3]**સ્યાદ્વાદરહસ્ય** ( લઘુ ) ( વિ. સં ૧૭૦૧ )—આની તેર પત્રની એક સપૂર્ણ હાથપોથી મળે છે. એમાં પ્રસ્તુત કૃતિનો પ્રારંભ નિમ્નલિખિત પદ્ય દ્વારા કરાયો છે:—

" **ऐंकारस्फारमन्त्रस्मरणकरणतो याः स्फुरन्ति स्ववाचः**
**स्वच्छास्ताः कर्तुमिच्छुः सफलसुखकरं पार्श्वनाथं प्रणम्य ।**
**वाचाटानां परेषां प्रलपितरचनोन्मूलने वज्रकक्षो**
**वाचां श्रीहेमसूरेर्विवृतिमतिरसोल्लासभाजां तनोमि ॥ १ ॥"**

અંતમાં પ્રશસ્તિનાં નવ પદ્યો છે. નવમુ પદ્ય નીચે મુજબ છે:—

---

૧. આ ત્રણે અપ્રકાશિત છે.

૨. ન્યા૦ ય૦ સ્મૃ૦ના આમુખ (પૃ. ૧૨)માં આ નોંધ છે તે વાસ્તવિક છે.

૩. આ નામ પ્રશસ્તિના નવમા પદ્યમાં તેમ જ હાથપોથીના પ્રારંભગત ભાગમાં દર્શાવાયુ છે.

" स्याद्वादरहस्यमिदं व्यधायि तत्पादपद्मभृङ्गेण ।
जसविजयाभिधगणिना शिष्येण नवीनतर्कधियै ॥ १ ॥ "

એના પછી નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

" इति श्रीस्याद्वादरहस्यग्रंथः संपूर्णः संवत् १७०१ वर्षे गणिजसविजयेनान्तरपल्यां कृत इति श्रेयः । "

એ પછી બે પદ્યો નીચે મુજબ છે :—

" अंतरपल्यां प्रकरणमेतदनुस्मृत्य तर्कशास्त्राणि ।
अध्यात्ममतपरीक्षादीक्षादक्षो यतिर्व्यतनोत् ॥ १ ॥
स्वैरमिदमुपादातुं कृतत्वरा एव सज्जना जगति ।
परहितमात्रैकफला गुणगृह्यानां यतो वृत्तिः ॥ २ ॥ "

[1]લગભગ ૧૨૩૫ શ્લોક જેવડી આ વૃત્તિમાં મૂળના તેમ જ કેટલીક વાર અવતરણનાં પણ પ્રતીક અપાય છે. મુદ્દો પૂર્ણ થતાં " इति दिक् " એવો ઉલ્લેખ છે

**રચનાસમય અને રચનાસ્થળ**—પ્રસ્તુત વૃત્તિ[2] વિ. સં. ૧૭૦૧ માં અતરપલ્લી યાને આંતરોલીમાં રચાઈ છે.

**ઉલ્લેખ**—આમાં નિમ્નલિખિત ગ્રન્થકારના નામ છે :—

ઉદયન, દીધિતિકૃત્ અને મણિકૃત્

ગ્રન્થો તરીકે નીચે મુજબનાં નામ જોવાય છે :—

અધ્યાત્મમતપરીક્ષા ( પત્ર ૪ આ ), ન્યાયવાદાર્થ ( પત્ર ૩ અ ),

---

૧. $\frac{૧૩ \times ૧ \times ૨૦ \times ૫૬}{૩૨} = ૧૨૩૫$.

૨ પ્રશસ્તિમાં વિજયદેવસૂરિના સામ્રાજ્યમાં રચાયાનો ઉલ્લેખ છે.

[1]બૃહત્કલ્પવૃત્તિ ( પત્ર ૮ આ ), **શ્રીપૂજ્યલેખ** ( પત્ર ૨ અ ) અને **સપ્તભંગીતરંગિણી** ( પત્ર ૬ અ ).

આ પૈકી **ન્યાયવાદાર્થ**, **શ્રીપૂજ્યલેખ** અને **સપ્તભંગીતરંગિણી** એ ઉપાધ્યાયજીની પોતાની અનુપલબ્ધ કૃતિઓ છે.

**ખંડન**—પ્રસ્તુત વૃત્તિમાં **દીધિતિકૃત**ના મતનું ખંડન છે. વળી અંધકાર એ તેજનો અભાવ છે[2] એ માન્યતાનું પણ જે ખંડન કરાયું છે એ **સ્યાદ્વાદકલ્પલતા**નું સ્મરણ કરાવે છે. વિશેષમાં નૈતાતિક, સ્વતંત્રો અને નવ્ય ચાર્વાકોના મત દર્શાવાયા છે.

પત્ર ૧૩ અ માં બૌદ્ધાદિકે સ્યાદ્વાદના કરેલા સ્વીકારની વાત પૂર્ણ થાય છે.

પત્ર ૧૩ આ માં **पयो व्रतो न दध्यत्ति** વાળું પદ્ય અવતરણરૂપે અપાયું છે તે **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** (                ) માં તેમ જ **આપ્તમીમાંસા**ના પદ્ય તરીકે જોવાય છે.

પ્રશસ્તિમાં સૌથી પ્રથમ **નયવિજયગણિ**ની પ્રશંસા છે અને ત્યાર બાદ **હીરવિજયસૂરિ**, **વિજયસેનસૂરિ**, **વિજયદેવસૂરિ**, **વિજયસિંહસૂરિ**, **કલ્યાણવિજય**, **લાભવિજય**, **જીતવિજય** અને **નયવિજય** વિષે ઉલ્લેખ છે.

**સ્યાદ્વાદરહસ્ય** ( મધ્યમ ? )—આની ૨૫ પત્રની હાથપોથીમાં પ્રારંભમાં કલ્યાણવિજયગણિના શિષ્ય પં. લાભવિજયગણિના શિષ્ય

---

૧. આમાં " पणणवणिज्जा વાળી ગાથા હોવાનું કહ્યું છે. એ ગાથા કલ્પના ભાસની છે એટલે ખરી રીતે મૂળ તરીકે એ ભાસનો ઉલ્લેખ થવો જોઇતો હતો.

૨. આના ખંડન માટે એક પદ્ય અપાયું છે ( પત્ર ૬ અ ). એ પદ્યનો પ્રારંભ " तेजसः किल निवृत्तिरूपता " થી કરાયો છે.

પં. જીતવિજયગણિના સતીર્થ્ય **નયવિજયગણિ** એમ કહી **નયવિજયને** નમસ્કાર કર્યાનો ઉલ્લેખ છે. ત્યાર બાદ એક પદ્ય છે. એ **લઘુસ્યાદ્વાદ-રહસ્યની** સાથે લગભગ સર્વાંશે મળતું આવે છે. ફેર એટલો જ છે કે "**ताः कर्तुमिच्छुः**" ને બદલે "**एताश्चिकीर्षुः**" એવો પાઠ છે. આનાં પછીનાં બે પદ્યમાં અનુક્રમે વિજયદેવસૂરિ અને વિજયસિંહસૂરિની સ્તુતિ કરાઈ છે.

આ હાથપોથીમાં મૂળનાં પ્રતીક અપાયાં છે.

નવ્ય ન્યાયની શૈલીએ રચાયેલી આ વૃત્તિમાં **મણિકૃત્**ના મતનું ખંડન છે[1] પત્ર ૩ આ માં **દીધિતિકૃત્**નો ઉલ્લેખ છે અને પત્ર ૧૩ અ માં ખંડન છે. પત્ર ૯ આ માં કોઈક કૃતિમાંથી બે પદ્યો અવતરણ-રૂપે અપાયાં છે. વિશેષમાં પોતે રચેલી સ્તુતિમાંથી [2]એક પદ્ય અવતરણરૂપે અપાયુ છે ( પત્ર ૧૨ આ ). એવી રીતે પોતાની કોઈ કૃતિમાંથી એક[3] અવતરણ પત્ર ૧૩ અ માં અપાયું છે.

આ વૃત્તિમાં નિમ્નલિખિત ગ્રન્થોનો ઉલ્લેખ છે :—

**અધ્યાત્મમત પરીક્ષા** ( પત્ર ૨૪ આ ), [4]**આગમ** ( પત્ર ૧૦

---

૧. જુઓ પત્ર ૨ અ, ૮ અ, ૮ આ ( અવતરણ છે ).

૨. આ પદ્ય પૂરેપૂરું નીચે મુજબ અપાયુ છે: —
"एकत्र वृत्तौ हि विरोधभाजोर्य्येषामवच्छेदकभेदयाञ्चा ।
द्रव्यत्वपर्य्यायतयोर्व्विभेदं विज्ञानतां सा कथमस्तु वस्त्विति ॥".

૩. "अण्ण घडाउ रूवं ण पुढो त्ति विसारदा ण ववहारो ।
भेदो उ णो पुधत्तं भेज्जदि ववहारबाधेणं ति ॥"

૪. આથી **આવસ્સય**ની નિજ્જુત્તિ અભિપ્રેત છે.

અ ), ગુણસ્થાન ક્રમારોહ ( પત્ર ૨૪ આ ), ધર્મસંગ્રહણી ( પત્ર ૨૪ આ ) અને પ્રવચનસાર ( પત્ર ૧૩ અ ).

આ પૈકી **અધ્યાત્મમત પરીક્ષા** સ્વકૃત છે.

**વિષય**—આ વૃત્તિમાં પ્રતિયોગિતાવિચાર, ધ્વંસના સ્વરૂપનું નિરૂપણ, અન્યોન્યાભાવાવ્યાપ્યવૃત્તિત્વની વ્યવસ્થા, ચક્ષુની અપ્રાપ્યકારિતાની ચર્ચા, વૈશિષ્ટ્યવાદ, સમવાયનું નિરસન, દિગંબરોનો મત, ભેદાભેદવાદ, એકાન્ત અનિત્યતાના દૂષણો અને સિદ્ધ પરમાત્મા ચરિત્રી કે નહિ એની ચર્ચા એમ વિવિધ બાબતો આલેખાઈ છે.

પત્ર ૨૧ અ માં આદ્ય પદ્યની વૃત્તિ પૂરી થાય છે અને બીજાની શરૂ થાય છે.

પત્ર ૨૩ આ માં બીજા પદ્યની વૃત્તિ પૂર્ણ થાય છે અને ત્રીજાની શરૂ થાય છે.

પત્ર ૨૪ આ માં ચોથા પદ્યની વૃત્તિનો પ્રારંભ કરાયો છે.

[1]પત્ર ૨૫ અ માં નીચે મુજબના ઉલ્લેખપૂર્વક આ વૃત્તિ અપૂર્ણ રહે છે :—

"सुषुप्तिकाले ज्ञानानुत्पत्तिनिर्वाहायोपयोगरूपव्यापार-साचिव्येनैव जीवस्य ज्ञानजनकत्वस्वीकारात् "

**સ્યાદ્વાદરહસ્ય** ( બૃહત્ ? )—આની ૪૯ પત્રની હાથપોથીમાં

૧. પત્ર ૨૫ આ કોરુ છે. આ હાથપોથીમા લગભગ ૧૧૭૫ શ્લોક છે. એમાં પ્રતિપત્ર ૧૫ પંક્તિ અને પ્રતિ પંક્તિ પચાસેક અક્ષર છે. $\frac{૨૫ \times ૨ \times ૧૫ \times ૫૦}{૩૨} = ૧૧૭૧\frac{૧}{૮}$.

મધ્યમ સ્યાદ્વાદરહસ્યની હાથપોથીની જેમ કલ્યાણવિજયગણિ વગેરે ચારનો ઉલ્લેખ કરી નયવિજયગણિને નમસ્કાર કરી શરૂ કરાઈ છે. ત્યાર બાદ મધ્યમ સ્યાદ્વાદરહસ્યમાં અપાયેલું પદ્ય છે. નવ્ય ન્યાયની શૈલીમાં રચાયેલી આ [1]૨૩૦૦ શ્લોક જેવડી કૃતિમાં નિમ્નલિખિત ગ્રન્થોનો ઉલ્લેખ છે :—

અધ્યાત્મમતપરીક્ષા ( પત્ર ૧૩ આ અને ૩૦ અ ), અષ્ટસહસ્ત્રી ( પત્ર ૪૩ આ ), [2]આગમ ( પત્ર ૫ અ ), ગુણસ્થાનક્રમારોહ ( પત્ર ૧૩ અ ), ચિત્રરૂપપ્રકાશ ( પત્ર ૩૩ અ ), [3]ન્યાયવાદાર્થ ( પત્ર ૩૨ અ ), વિશેષાવશ્યકવૃત્તિ ( પત્ર ૪ અ ), [4]શ્રીપૂજ્યલેખ ( પત્ર ૬ અ, ૧૮ આ ), સપ્તભંગીતરંગિણી ( પત્ર ૧૮ આ ) અને [5]સ્તુતિ ( પત્ર ૬ અ ).

આ પૈકી અષ્ટસહસ્રી, આગમ, ગુણસ્થાનકમારોહ અને વિશેષાવશ્યકવૃત્તિ સિવાયના ગ્રન્થો ઉપાધ્યાયજીએ જાતે રચેલા છે.

ચક્ષુની અપ્રાપ્યકારિતા વિષે પત્ર ૩ આ માં ચર્ચા શરૂ કરતી વેળા નીચે મુજબ ઉલ્લેખ કરાયો છે :—

“ चक्षुरप्राप्यकारित्वं ब्रूते न्यायविशारदः ”

---

૧. $\frac{૪૯ \times ૨ \times ૧૮ \times ૪૨}{૩૨} = ૨૩૧૫\frac{૩}{૪}$

૨. આથી આવસ્સયની નિજ્જુત્તિ અભિપ્રેત છે.

૩. આમાં ચિત્રરૂપ સબંધી વિચારણા હોવાનું કહ્યું છે.

૪. પત્ર ૧૮ આમાં કાલાદિ આઠને અંગે આ ગ્રન્થ અને એની વિશેષ માહિતી માટે સપ્તભંગીતરંગિણી જોવા ભલામણ કરાઇ છે.

૫. एकत्र वृत्तौ થી શરૂ થતું પદ્ય પૂરું અપાયું છે.

આ વાદને અંગે પત્ર ૪ આ માં **योग्या चेदयोग्यता** થી શરૂ થતાં પાંચ પદ્યો અપાયાં છે પત્ર ૫ અ થી અધકારવાદનું પ્રતિવિધાન શરૂ કરાયું છે.

શક્તિ વિના સ્વભાવથી જ કાર્ય થાય એ વાદનું નિરસન [1]પત્ર ૩૭ આ માં કરાયું છે. આગળ જતાં શબ્દની પૌદ્ગલિકતા સિદ્ધ કરાઈ છે. વિશેષમાં **પ્ર૦ ન૦ ત૦** માંથી સૂત્ર આપી ૮૧ પદ્યો અપાયાં છે. [2]અંતિમ પદ્ય પત્ર ૪૬ આ માં છે. એ પૈકી પ્રારંભિક પદ્ય નીચે મુજબ છે :—

**भाषितेऽत्र भगवन्मतस्पृशां**
**कर्णकोटरकुटुम्बिनि स्फुराम् ।**
**आः किमेतदिति भूरिसम्भ्रमा-**
**दाह गौतमिकुटुम्बमुच्चकैः ॥ १ ॥**—પત્ર ૪૪ અ.

ગ્રંથકારો તરીકે ઉદયન, દીધિતિકૃત્, પ્રાભાકર, [3]**મણિકૃત્** અને **વર્ધમાન**નો ઉલ્લેખ છે.

પત્ર ૬ અ માં **पविभक्तपदे सत्त्वं** થી શરૂ થતું પદ્ય અવતરણરૂપે અપાયું છે.

---

૧. અહીં ત્રણ પદ્યો અપાયાં છે તેમ જ નીચે મુજબનુ સૂત્ર અપાયુ છે :—

"वीतरागजन्मादर्शनात्"

૨. એ અંત્ય પદ્ય નીચે મુજબ છે :—

"तद्गोलाङ्गूललाङ्गूला चापलव्यापभागिदम् ।
कथञ्चिद् भेदपक्षस्य प्रत्यक्षादर्शदर्शनात् ॥ ८१ ॥"

૩. એમણે અનુમાનખંડમાં કહ્યું છે એવો ઉલ્લેખ છે.

પત્ર ૧૭ અ માં **सङ्गीता सप्तभङ्गी** થી શરૂ થતું પદ્ય અને **अत्र ब्रूमः प्रमाणं** થી શરૂ થતું બીજુ પદ્ય છે.

પત્ર ૨૭ અ માં ' શંખેશ્વર ' પાર્શ્વનાથની સ્તુતિ કરાઈ છે.

પત્ર ૪૩ અ માં **પ્ર૦ ન૦ ત૦** ( પરિચ્છેદ ૭, સૂત્ર ૫૬ ) માંથી નિમ્નલિખિત સૂત્ર અપાયુ છે :—

" **चैतन्यस्वरूपः परिणामी कर्ता साक्षाद् भोक्ता स्वदेह-परिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकाः दृष्टवांश्च** "

પત્ર ૯ અ માં પહેલા પદના પૂર્વાર્ધની વૃત્તિ પૂરી થાય છે અને પત્ર ૧૧ અ માં ઉત્તરાર્ધની વૃત્તિ પૂર્ણ કરી મંગલાચરણરૂપે એક પદ્ય અપાયું છે. પત્ર ૩૬ અ માં ઉપાંત્ય ( અગિયારમા ) પદ્યની વૃત્તિનો પ્રારંભ કરાયો છે.[1]

**પ્રમારહસ્ય-ઉત્રએસ્સરહસ્સ** ( ગા. ૧ ) ના સ્વોપજ્ઞવિવરણ ( પત્ર ૧ આ ) માં આ કૃતિનો ઉલ્લેખ છે પણ એ કૃતિ અનુપલબ્ધ છે એટલે એના વિષય વિષે ચોકસાઈથી કહેવાનું કેમ બને ? પ્રમાનો અર્થ " યથાર્થ યાને સંશય વિનાનું જ્ઞાન " એમ થાય છે તો શું આ પ્રમાણવિષયક કૃતિ છે ?

**સિદ્ધાન્તતર્કપરિષ્કાર**—આ **યશોવિજયગણિ**ની કૃતિ છે, કેમકે એમણે પોતાના એક ( દ્વિતીય ) કાગળમાં કે જે **ગૂ૦ સા૦ સં૦** ( વિ. ૨, પૃ. ૧૦૦ )માં છપાયો છે તેમાં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે :—

---

૧. પત્ર ૪૯ માં નીચે મુજબની પંક્તિ દ્વારા વૃત્તિ અપૂર્ણ રખાઈ છે :—

$$\frac{૪૯ \times ૨ \times ૧૮ \times ૪૨}{૩૨} = ૨૩૧૫\frac{૩}{૪}$$

"કાલ તે જીવાજીવ પર્યાય જ યુક્ત. એ અસ્મત્કૃત સિદ્ધાન્તતર્કપરિષ્કાર-ન્યાયલોકાદિ ગ્રંથ પ્રસિદ્ધ છઇ."

આ કૃતિનો અન્યત્ર પણ ઉલ્લેખ છે.

**સિદ્ધાન્તતર્કપરિષ્કાર** અદ્યાપિ અનુપલબ્ધ છે અને એના વિષય ઉપર વેધક પ્રકાશ પાડે એવું એમાંથી એક પણ અવતરણ મારા જોવા જાણવામાં નથી. આથી આ કૃતિ શુદ્ધ ન્યાયની હશે કે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે રચેલી **વિસેસણવઇ** જેવી હશે કે કોઈ સ્વયૂથિક કે પરયૂથિક દાર્શનિક મંતવ્યોની ચર્ચારૂપ હશે તે નક્કી કરવું બાકી રહે છે.

મુનિશ્રી **ભાનુવિજયજી**એ પોતાના એક [1]લેખમાં [2]**સિદ્ધાન્તમત પરિષ્કાર** નામની કૃતિનો ઉલ્લેખ કર્યો છે તે આ જ હશે. ગમે તેમ પણ એમણે નિર્દેશેલી કૃતિના વિષયની નીચે મુજબ સંભાવના કરી છે :—

"એક સિદ્ધાન્તમતપરિષ્કારનું નામ જ એવું છે કે જેમાં લાગે છે કે જૈન આગમશાસ્ત્રોમાં આવતા વિવિધ મતાંતરો મળે છે તેના પરસ્પરના અવિસંવાદી સમન્વય તે પણ જૈન શાસનના ખાસ વિશિષ્ટ નયવાદના બળ ઉપર કેવા સુંદર કરેલા હશે."

[3]**વિજયપ્રભસૂરિસ્વાધ્યાય**—આ સાત પદ્યની સંસ્કૃત કૃતિ

૧. જુઓ **ન્યા૦ ય૦ સ્મૃ૦** ( પૃ. ૩૯–૫૦ ).

૨. આ નામ દર્શાવવા માટે શો આધાર છે તે શ્રી **ભાનુવિજયજી** જણાવવા કૃપા કરશે ?

૩. આ કૃતિ **સ્તુતિચતુર્વિંશતિકા**ની મારી સંસ્કૃત ભૂમિકા (પૃ. ૧૦૫) માં ઈ. સ. ૧૯૩૦ માં, **જૈનસ્તોત્રસન્દોહ** ( ભા. ૧ )ની મુનિશ્રી ચતુરવિજયજીની સંસ્કૃત પ્રસ્તાવના ( પૃ. ૮૮–૮૯ )માં ઈ. સ. ૧૯૩૨ માં તેમ જ **ગૂ૦ સા૦ સં૦** ( ભા. ૧, પૃ. ૪૨૪–૪૨૭ )માં પાઠાન્તરપૂર્વક એમ ત્રણ સ્થળેથી છપાઈ છે.

દ્વારા યશોવિજયજી ગણિએ પોતાના ગચ્છના નાયક [1]વિજયપ્રભસૂરિજીની ભક્તિપૂર્વક તર્કયુક્તિદ્વારા સ્તુતિ કરી છે એઓ વિજયદેવસૂરિના પટ્ટરૂપ ગગનમાં સૂર્ય સમાન છે એમ અહીં કહ્યું છે. વિશેષમાં અહી એમની બુદ્ધિની અને વાણીની પ્રશંસા કરાઈ છે. આ કૃતિમાં સમવાય, અપોહની અને જાતિની શક્તિ, જગત્કર્તૃત્વવાદ, પ્રકૃતિ, સ્ફોટ અને બ્રહ્મ એ અજૈન દાર્શનિક મંતવ્યોનો તેમજ **સંમતિ**( પ્રકરણ )નો ઉલ્લેખ છે. આ કૃતિ કડખાની દેશીમાં રચાયાનું મનાય છે. ગમે તેમ પણ એ 'ગેય' કાવ્ય છે.

**અનુકરણ**—આ કૃતિના અનુકરણ રૂપે મુનિ ( હાલ પં. ) ધુરંધરવિજયજીએ [2]**વિજયનેમિસૂરિસ્વાધ્યાય** નામની નવ પદ્યની સંસ્કૃત કૃતિ પ્રભાતિયાના રાગમાં ગવાય તેવી રચી છે.

---

૧. આ વિજયપ્રભસૂરિએ દેવપત્તનના જિનાલયમાં એક તીર્થંકરને ઉદ્દેશીને **જિનસ્તવન** રચ્યું છે અને એ **જૈ૦ સ્તો૦ સ૦** (ભા ૧, પૃ. ૩૬) માં છપાયું છે.

૨. આ ઈ. સ. ૧૯૪૬ માં પ્રકાશિત સટીક ઈન્દુદૂતના પ્રારંભમાં છપાયેલ છે.

## પ્રકરણ ૩

## પદાર્થપરામર્શ યાને દ્રવ્યવિચારણા

**તત્ત્વાર્થસૂત્રની અને એના ભાષ્યની ટીકા** — વિદ્યાવારિધિ [1]ઉમાસ્વાતિજીએ સંસ્કૃત ભાષામાં સૂત્રાત્મક શૈલીએ **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** નામની નાનકડી પરતુ મનનીય કૃતિ રચી છે. એને **તત્ત્વાર્થાધિગમસૂત્ર** તેમ જ **તત્ત્વાર્થસૂત્ર** પણ કહે છે. એના સૂત્રપાઠ બે પ્રકારના છે: (૧) [2]સ્વોપજ્ઞભાષ્યમાં સ્વીકારાયેલા યાને ભાષ્યમાન્ય અને (૨) દિ૦ પૂજ્યપાદકૃત **સર્વાર્થસિદ્ધિ**મા અપનાવાયેલા યાને સર્વાર્થસિદ્ધિમાન્ય પ્રથમ પ્રકારનો સૂત્રપાઠ શ્વેતાંબરોને રુચિકર છે અને એમા ૩૪૪ સૂત્રો છે જયારે બીજા પ્રકારનો સૂત્રપાઠ દિગંબરોને અભિપ્રેત છે અને એમાં ૩૫૭ સૂત્રો છે.

આ દસ અધ્યાયોમાં વિભક્ત **ત૦ સૂ૦**નો મુખ્ય વિષય જૈનોને માન્ય નિમ્નલિખિત સાત તત્ત્વોનું નિરૂપણ છે —

(૧) જીવ, (૨) અજીવ, (૩) આસ્રવ, (૪) બન્ધ, (૫) સંવર, (૬) નિર્જરા અને (૭) મોક્ષ.

અન્ય રીતે વિચારતાં પ્રથમ અધ્યાય જ્ઞાનને અગે, ત્યારપછીના ચાર અધ્યાયો જ્ઞેય પરત્વે અને બાકીના પાંચ અધ્યાયો ચારિત્ર વિષે

---

૧. ૫. નાથુરામ પ્રેમી એમને 'યાપનીય' માને છે.

૨. ઘણાખરા દિગંબરો ભાષ્યને સ્વોપજ્ઞ માનતા નથી, જ્યારે શ્વેતાંબરો તેમ જ કેટલાક દિગંબર અને પાશ્ચાત્ય વિદ્વાનો સુદ્ધા એથી વિરુદ્ધ મત ધરાવે છે.

માહિતી પૂરી પાડે છે. અવાંતર વિષયો તરીકે ન્યાય, ભૂગોળ, છ દ્રવ્યોની મીમાંસા, કર્મસિદ્ધાન્ત, તેમ જ શ્રાવક અને શ્રમણનાં વ્રતો ગણાવી શકાય.

ત૦ સૂ૦ એ શ્વેતાંબરોને તેમ જ દિગંબરોને એટલે કે જૈનોના મુખ્ય બંને ફિરકાના તમામ અનુયાયીઓને ખૂબ આદરણીય છે. આને લઈને બંને ફિરકાના કેટલાક વિદ્વાનોએ એના ઉપર સંસ્કૃતમાં ટીકા રચી છે. શ્વેતાંબરોને મતે ભાષ્ય સ્વોપજ્ઞ હોવાથી શ્વેતાંબર ટીકાકારોએ ભાષ્યાનુસારિણી ટીકાઓ રચી છે. આની ટીકાઓ નીચે મુજબ છે :—

(૧) સિદ્ધસેનગણિજીએ રચેલી.

(૨) હરિભદ્રસૂરિજીએ શરૂ કરેલી અને યશોભદ્રે અને એમના શિષ્યે પૂર્ણ કરેલી.

(૩) દેવગુપ્તની સંબંધકારિકા પૂરતી ઉપલબ્ધ.

(૪) મલયગિરિસૂરિની અનુપલબ્ધ.

(૫) ન્યાયાચાર્ય યશોવિજયગણિ કૃત.

આ ઉપરથી જોઈ શકાશે કે મલયગિરિસૂરિ પછી લગભગ પાંચસો વર્ષના ગાળામાં થયેલા કોઈ શ્વેતાંબર મુનિએ કે ગૃહસ્થે સંસ્કૃતમાં [1]ટીકા રચેલી જણાતી નથી. આ પરંપરાને આગળ ચલાવવાનું કાર્ય આપણા ચરિત્રનાયકે કર્યું છે. એમણે જે ભાષ્યાનુસારિણી [2]ટીકા રચી

---

૧. કોઈ ચિરંતન મુનિએ–શ્વેતાંબર સાધુએ શક સંવત્ ૧૨૧૪ માં રચાયેલી સ્યાદ્વાદમંજરીના ઉલ્લેખપૂર્વકનું ટિપ્પણ રચ્યું છે.

૨. આ ટીકાનો ઉપલબ્ધ અંશ માણેકલાલ મનસુખભાઈએ અમદાવાદથી ઈ. સ. ૧૯૨૪ માં પ્રકાશિત કર્યો છે. એના પ્રારંભમાં શ્રી વિજયોદયસૂરિજીએ સંબંધકારિકા (૧–૫) ને અંગે રચેલા વિવરણને સ્થાન અપાયું છે.

છે તે પ્રથમ અધ્યાય પૂરતી જ ૭૭ સુધી તો મળી આવી છે. તેમાં પણ આદ્ય પાંચ સંબંધકારિકાને લગતો અંશ ખૂટે છે. એની પૂર્તિ શ્રી વિજયનેમિસૂરિજીના શિષ્યરત્ન શ્રી વિજયોદયસૂરિજીએ કરી છે (જુઓ પત્ર ૧ અ – ૮ આ).

યશોવિજયગણિએ '**अवदाम**' એવા ઉલ્લેખપૂર્વક પત્ર ૭૧ અ અને ૭૬ આ માં અવતરણ આપ્યાં છે. જેમકે **भावत्वे वर्तमानत्व०** (પત્ર ૭૧ અ), **अयं न संशयः कोटैरैक** (પત્ર ૭૬ આ), **न समुद्रो समुद्रो** (પત્ર ૭૬ આ).

વિશેષમાં નિમ્નલિખિત નામોનો નિર્દેશ છે :—

**ભાષ્યકાર** (પત્ર ૧૦ અ), **હરિભદ્રાચાર્ય** (પત્ર ૧૬ અ), **સમ્મતિ** (પત્ર ૧૭ અ), **ભદ્રબાહુ** (પત્ર ૨૬ અ), **સિદ્ધસેન** (પત્ર ૩૮ અ, ૪૦ આ), **નન્દી** (પત્ર ૩૯ આ), **દેવસૂરિ** (પત્ર ૪૦ આ), **ભાષ્યસુધાંભોનિધિ** (પત્ર ૪૬ આ), **ઉદયનકારિકા** (પત્ર ૫૨ અ), **વાક્યપ્રદીપ** (પત્ર ૭૦ અ) અને **નયોપદેશ** (પત્ર ૭૨ અ).

**ત૦ સૂ૦** (અ. ૧, સૂ. ૫)ની ટીકા (પત્ર ૨૪ અ)માં યશોવિજયગણિએ કહ્યું છે કે નૈયાયિકાદિ અજૈનોએ પણ નામાંતરથી નામાદિ નિક્ષેપોનો સ્વીકાર કર્યો છે. એમણે વ્યક્તિ, આકૃતિ અને જાતિનો જે ઉલ્લેખ કર્યો છે તે જૈન નિક્ષેપો પૈકી દ્રવ્ય, સ્થાપના અને ભાવનું સ્મરણ કરાવે[1] છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણેની હોવાથી **સન્મતિતર્ક** (પૃ. ૪)ના

---

૧. "व्यक्त्याकृतिजातयस्तु पदार्थाः" इति तावन्नैयायिकादिभिरपि प्रतिपन्नमेव । तत्र व्यक्तिर्द्रव्यम्, आकृतिः स्थापना, जातिर्भाव इति निक्षेपत्रयमागतम् । नाम च वैयाकरणै. पदार्थ इष्यते ।"

ટિપ્પણમાં પં. સુખલાલે અને પં. બેચરદાસે જે નીચે મુજબ વિધાન કર્યું છે તે સમુચિત ગણાય [1]ખરું ?

"અનેકાર્થક શબ્દ આવે ત્યાં વિવક્ષિત અર્થનો નિર્ણય કરવાના ઘણા ઉપાયો અલંકારશાસ્ત્રમા બતાવેલા છે, પણ જૈન નિર્યુક્તિગ્રંથો સિવાય કોઈ પણ વૈદિક કે બૌદ્ધ ગ્રંથમાં નિક્ષેપ જેવી વિચારસરણી જોવામાં આવી નથી."

**તત્ત્વાર્થસૂત્રનો બાલાવબોધ અને એના કર્તા—ત૦ સૂ૦** ઉપરના ગુજરાતીમાં રચાયેલા બાલાવબોધની એક હાથપોથી પ્રવર્તકશ્રી કાન્તિવિજયજીના શાસ્ત્રસંગ્રહમા છે અને તેમા નીચે મુજબની પુષ્પિકા છે :—

"**इति श्वेतांवराचार्यश्रीउमास्वामिगण(णि)कृततत्त्वार्थसूत्रं तस्य वालाववोधः श्रीयशोविजयगणिकृतः समाप्तः**"

આ પુષ્પિકા બાલાવબોધકારે જાતે રચી હોય એમ જણાતું નથી. કેમકે એ રચનાર યશોવિજયગણિ પોતાના નામ આગળ 'શ્રી'નો પ્રયોગ કરે ખરા ? વળી બાલાવબોધમાં ઉમાસ્વાતિ નામને બદલે 'ઉમાસ્વામિ' એ નામ છે તે શું કોઈ શ્વેતાંબર લેખકને માન્ય હોય ખરું ?

બાલાવબોધકાર યશોવિજયજી ગણિ તે પ્રસ્તુત [2]યશોવિજયજી ગણિ જ છે કે કેમ એ એક પ્રશ્ન છે. પં. સુખલાલને મતે તો એ બંને ભિન્ન જ છે. [3]આ મતના સમર્થનાર્થે એમણે કોઈ પ્રમાણ આપ્યું

---

૧. આ બાબત મેં The Jaina Religion and Literature ( Vol. I, p. 141, Fn ) માં દર્શાવી છે.

૨. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે બાલાવબોધ રચ્યો છે એવો ઉલ્લેખ ઉપાધ્યાયજી કૃત ગ્રન્થોની અઢારમી સદીની પ્રાચ્યગ્રન્થસૂચીમાં છે.—**સંપાદક.**

૩. જુઓ **તત્ત્વાર્થસૂત્ર** ( ગુજરાતી વ્યાખ્યા સહિત )નો પં. સુખલાલનો પરિચય ( પૃ. ૯૮, દ્વિતીય આવૃત્તિ ).

નથી, અને મારી પાસે પણ કોઈ નથી, પરંતુ નીચે મુજબની વિગતોને લક્ષ્યમાં લેતાં હું આ બેને અભિન્ન માનવા લલચાઉં છું :—

( ૧ ) બાલાવબોધ માટે મોટે ભાગે **સર્વાર્થસિદ્ધિમાન્ય** એટલે કે દિગંબરોને માન્ય સૂત્રપાઠ સ્વીકારાયો છે[1] અને તેમ છતાં એનો બાલાવબોધ રચાયો છે. આવું કાર્ય ગુણગ્રાહી પ્રસ્તુત **યશોવિજયગણિ** જેવા જ કરી શકે, એમ **અષ્ટસહસ્રી** નામની દિગંબરીય કૃતિ ઉપરનું એમનું વિવરણ જોતાં જણાય છે.

( ૨ ) દિગંબરોને માન્ય પાઠ લઈ શ્વેતાંબરોને સર્વથા સ્વીકાર્ય અર્થ અહીં કરાયો છે.[2] એ કાર્ય કંઈ બાળકનો ખેલ નથી. એ તો પ્રસ્તુત **યશોવિજયગણિ** જેવા વિદ્વાન જ કરી શકે.

( ૩ ) બાલાવબોધની ભાષા અને શૈલી વિચારતાં એ વિક્રમની સત્તરમી–અઢારમી સદીની રચના હોય એમ લાગે છે[3] અને પ્રસ્તુત યશોવિજયગણિનો જીવનકાળ પણ આ જ છે.

( ૪ ) આ બાલાવબોધ એક બાજુથી દિગંબરોને **ત૦ સૂ૦**નાં સૂત્રોના સાચા અર્થથી વાકેફગાર કરે છે તો બીજી બાજુથી પક્ષભેદને લઈ ને દિગંબરીય પાઠભેદથી ભડકનારા શ્વેતાંબરોની એ ભડક દૂર કરે છે.[4] આમ આ બાલાવબોધની વિશિષ્ટતા છે.

સમગ્ર બાલાવબોધ સમીક્ષાત્મક સ્વરૂપે પ્રસિદ્ધ કરાય તો ઉપાધ્યાયજીના અન્ય ગુજરાતી બાલાવબોધની સાથે ભાષા અને શૈલીની દૃષ્ટિએ એનું પરિશીલન થઈ શકે. એ દરમ્યાનમાં બાલાવબોધની

---

૧. જુઓ **તત્ત્વાર્થસૂત્ર** (ગુજરાતી વ્યાખ્યા સહિત)નો પં સુખલાલનો પરિચય ( પૃ. ૬૮, દ્વિતીય આવૃત્તિ).

૨. જુઓ “ પરિચય ” ( પૃ. ૬૯ )

૩. એજન ( પૃ. ૬૭ ).

૪. એજન ( પૃ. ૬૯ ).

હાથપોથી જેમને મળી શકે તેમ હોય તેમણે આ બાલાવબોધનો અને એ હાથપોથીનો સંક્ષિપ્ત પરિચય પૂરો પાડવા હું વિનવું છું.

અહીં એ વાત ઉમેરીશ કે કોઈ એવો પ્રશ્ન ઉઠાવે કે યશોવિજય-ગણિએ ત૦ સૂ૦ ઉપર સસ્કૃતમાં ટીકા રચી છે તો પછી તેઓ જ એનો ગુજરાતીમાં બાલાવબોધ રચે ખરા ?

આનો ઉત્તર એ છે કે આ ગણિએ **અજ્ઝપ્પમયપરિક્ખા, જૈનતર્કભાષા ( ? ), જ્ઞાનસાર** અને **ધમ્મપરિક્ખા** અંગે આવું કાર્ય કર્યું છે તેનું કેમ ?

**દ્રવ્યાલોક**—આ કૃતિ યશોવિજયજી ગણિએ રચી છે એમ કેટલાંક વર્ષોથી મનાતું આવ્યું છે ખરું, પરંતુ જ્યાં સુધી આ કૃતિનો ઉલ્લેખ આ ગણિએ પોતાની કોઈ કૃતિમા પોતાની કૃતિ તરીકે ઉલ્લેખ કર્યાનું અગર તો અન્યકર્તૃક ગ્રંથમા યશોવિજયગણિની [1]કૃતિ તરીકે આ **દ્રવ્યાલોક**નો ઉલ્લેખ હોવાનું દર્શાવાય નહિ ત્યા સુધી મારા જેવો તો ઉપર્યુક્ત કથન ન સ્વીકારે.

આ કૃતિ ઉપર સંસ્કૃતમાં સ્વોપજ્ઞવિવરણ હોવાનું પણ કેટલાક કહે છે. એ હિસાબે આ કૃતિ કાં તો સંસ્કૃતમાં કે કાં તો પાઇયમાં હશે.

**તત્ત્વાલોક અને એનું વિવરણ—તત્ત્વાલોક**ના રચનાર કોણ છે અને એનો વિષય શો છે તે જાણવામાં નથી **જિનરત્નકોશ** (વિ. ૧, પૃ. ૧૫૭ )માં તો **તત્ત્વાલોક** તે શું ત૦ સૂ૦ છે કે કોઈ અજૈન ગ્રંથ છે એમ પ્રશ્ન ઉઠાવાયો છે. એ ત૦ સૂ૦ તો નથી જ એમ મારું માનવું થાય છે.

---

૧. આ કૃતિ ઉપાધ્યાયજીની જ છે એનો પુરાવો મળ્યો છે. ઉપાધ્યાયજીના જીવન કવન ઉપર હું કંઈક લખવા ધારું છું. ત્યારે તે પુરાવો રજૂ થશે.—સંપા૦

**ત્રિસૂત્ર્યાલોક**—યશોવિજયગણિએ પોતાની કૃતિ નામે **નયરહસ્ય** ( પૃ. ૩૧ )માં **ત્રિસૂત્ર્યાલોક** જોવાની ભલામણ કરી છે. પ્રસ્તુત ઉલ્લેખ નીચે મુજબ છે :—

**"तदिदमुक्तम्–अर्पितानर्पितसिद्धेः (त०सू० अ. ५, सू. ३१) इति, अधिकं त्रिसूत्र्यालोके"**

અહીં 'અસ્મત્કૃત' કે 'મત્કૃત' જેવો કોઈ નિર્દેશ નથી. એથી આ **ત્રિસૂત્ર્યાલોક** પ્રસ્તુત ગણિની રચના નહિ હશે એમ ભાસે છે. ગમે તેમ **ત્રિસૂત્ર્યાલોક**ની એકે હાથપોથી અદ્યાપિ મળી આવી નથી. એથી એના વિષય વિષે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. મને એમ લાગે છે કે ત૦ સૂ૦ ( અ. ૫ )નાં નિમ્નલિખિત ત્રણ સૂત્રોને [1]કેટલાક 'ત્રિસૂત્રી' કહે છે તો એ સૂત્રો વિષે **ત્રિસૂત્ર્યાલોક**માં નિરૂપણ હશે :—

**" उत्पादव्ययध्रौव्ययुक्तं सत् । २९ ।**
**तद्भावाव्ययं नित्यम् । ३० ।**
**अर्पितानर्पितसिद्धेः । ३१ । "**

**વિવરણ**—**ત્રિસૂત્ર્યાલોક** ઉપર યશોવિજયગણિએ વિવરણ રચ્યાનું મનાય છે. એ વાત ખરી હો યા નહિ, પણ હજી સુધી એ વિવરણની એકે હાથપોથી પ્રાપ્ત થઈ નથી.

---

૧. જુઓ શ્રી વિજયલાવણ્યસૂરિએ વિ. સં. ૧૯૯૯ માં રચેલી અને "જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી વિ સ. ૨૦૦૧ માં પ્રકાશિત **તત્ત્વાર્થત્રિસૂત્રી** પ્રકાશિકાની પ્રશસ્તિ ( શ્લો. ૧૭ ).

[1]ઉત્પાદાદિસિદ્ધિ અને એની ટીકા—ઉત્પાદાદિસિદ્ધિ નામના પ્રકરણમાં ૩૨ સંસ્કૃત પદ્યો છે. એમાં આ પ્રકરણના નામ પ્રમાણે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સબંધી વિચાર કરાયો છે. એ ઉત્પાદાદિ વિના વસ્તુની ઉત્પત્તિ નથી એ વાત અહીં દર્શાવાઈ છે. વળી ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય અને અન્વયનાં લક્ષણો અપાયાં છે. આ ઉપરાંત દ્રવ્ય અને પર્યાયના ભેદાભેદ તેમ જ ધર્મી અને ધર્મના ભેદાભેદ વિષે નિરૂપણ છે.

કર્તૃત્વ—આ દ્વાત્રિંશિકાના કર્તા 'કલિ૰' હેમચન્દ્રસૂરિના ગુરુભાઈ યાને સહોદર પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય ચન્દ્રસેનસૂરિ છે એમણે કોઈ અન્ય કૃતિ રચી છે.[2]

સ્વોપજ્ઞવિવરણ (વિ. સં. ૧૨૦૭)—ચન્દ્રસેનસૂરિએ વિ. સં. ૧૨૦૭ માં ઉત્પાદાદિસિદ્ધિ ઉપર સંસ્કૃતમાં વિવરણ રચ્યું છે. એમાં ધર્મકીર્તિકૃત હેતુબિન્દુ અને અર્ચટ ઉર્ફે ધર્માકરદત્તકૃત એની ટીકામાંથી તેમ જ ન્યાયાવતારના શાન્તિસૂરિ કૃત વાર્તિકમાંથી અનેક પાઠો અપાયા છે. અંતમાં મલ્લવાદી કૃત નયચક્રની વિધિનિયમ થી શરૂ થતી એક કારિકા અપાઈ છે.

[3]વિવરણ—યશોવિજયગણિએ આ ઉત્પાદાદિસિદ્ધિ નામના

---

૧. આ કૃતિ સ્વોપજ્ઞ વિવરણ, એ બંનેના ભેગા વિષયાનુક્રમ, સાક્ષિપાઠ તેમ જ વિવરણગત ગ્રન્થકારાદિનાં નામ સહિત "ઋષભદેવજી કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા" તરફથી, રતલામથી ઈ. સ. ૧૯૩૬ માં પ્રકાશિત કરાઈ છે. વિશેષમાં આ મૂળ કૃતિ, એનાં આદ્ય સાત પદ્યો તેમ જ એને અંગેનું ન્યાયાચાર્યકૃત ત્રુટક વિવરણ "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સ. ૨૦૦૦ માં નિમ્નલિખિત નામથી પ્રકાશિત પુસ્તકમાં છપાયા છે:—

"उत्पादादिसिद्धिप्रकरणविवरणं वादमाला अस्पृशद्गतिवादः विजयप्रभसूरिस्वाध्यायश्चेति ग्रन्थचतुष्टयी"

૨. જુઓ સ્વોપજ્ઞ વિવરણ (પત્ર ૪૨ આ).

૩. આ અંશતઃ પ્રકાશિત છે.

પ્રકરણ ઉપર વિવરણ રચ્યું છે, પરંતુ એ સાત પદ્ય પૂરતું પણ પૂરું હજી સુધી તો મળી આવ્યું નથી, એમાં પ્રથમ અને ચતુર્થ પદ્યનાં વિવરણનો પ્રારંભિક ભાગ, દ્વિતીય અને સાતમા પદ્યના વિવરણનો અંતિમ ભાગ અને તૃતીય પદ્યના વિવરણનો સંપૂર્ણ ભાગ નથી. ઉપલબ્ધ ભાગનો પ્રારંભ "**ह्रिरित्यार्हतमतानुयायिनो वयमालोचयामः**"થી છે. એવી રીતે સાતમા પદ્યના વિવરણનો અંતિમ ભાગ નીચે મુજબ છે :—

"**द्रव्यतयाऽस्ति पर्यायतया नास्तीति तद्रूपाभ्यां युगपदुपलम्भानुपलम्भयोरविरोधात् । न**"

આ વિવરણમાં નિમ્નલિખિત બાબતોને સ્થાન અપાયું છે :—

વેદની અપૌરુષેયતાનું ખંડન, સર્વજ્ઞકથિત આગમનું જ પ્રામાણ્ય, સર્વજ્ઞતાની સિદ્ધિ, ભટ્ટાચાર્યના મતનું ખંડન, નૈયાયિકોની યોગિજ્ઞાનમાં સર્વવિષયકત્વરૂપ માન્યતાનું ખંડન, સત્ત્વની જૈન દૃષ્ટિએ વિચારણા અને અજૈન દર્શનોએ દર્શાવેલા સત્ત્વનાં લક્ષણોનું ખંડન, બૌદ્ધમાન્ય સત્ત્વના શક્તિલક્ષણનું તથા ઉપલબ્ધિ એ જ સત્તા છે એમ માનનારા કેટલાક બૌદ્ધોની એ માન્યતાનું ખંડન, બૌદ્ધોના અર્થખંડન પ્રશ્નો, અવયવિનિરાસ-વિચાર, **ન્યાયબિન્દુ**ની આલોચના, અમુક અપેક્ષાએ પરમાણ્વાત્મક અને પરમાણુજન્ય સ્થૌલ્ય તત્ત્વનું સમર્થન, વિલક્ષણ સંયોગવાળા અણુઓ જ પટ છે એવી નવ્ય નાસ્તિકોની માન્યતાનું ખંડન, કર્મની અવ્યાપ્યવૃત્તિતા નથી એમ માનનાર પ્રાચીન નૈયાયિક મતનું અને એથી વિપરીત મત ધરાવનાર નવ્ય નૈયાયિક મતનું તથા મથુરાનાથનું ખંડન, ઉત્પાદાદિની સમજણ, અર્ચટના મતનું ખંડન, **આપ્તમીમાંસા**ની સાક્ષી, 'પશુપાલીય' મતે દર્શાવેલા 'અનવસ્થા' દોષનો પરિહાર અને પરિણામવાદનું સમર્થન.[1]

---

૧. જુઓ उत्पादादि० चतुष्टयी નું પ્રાસ્તાવિક નિવેદન (પત્ર ૨ અ–૨ આ).

[1]દ્રવ્ય અનુયોગ વિચાર યાને [2]દ્રવ્ય ગુણ પર્યાયનો [3]રાસ (ઉ. વિ. સં. ૧૭૧૧ )—આ મહામૂલ્યશાળી કૃતિ ૧૭ ઢાલમાં વિભક્ત છે. એની કડીઓની સંખ્યા નીચે મુજબ છે :—

૯, ૧૬, ૧૫, ૧૪, ૧૯, ૧૬, ૧૯, ૨૫ ( ? ), ૨૮, ૨૧, ૧૨, ૧૪, ૧૮, ૧૯ + ૮, ૧૩, ૭ અને ૧૧.

એમાં કળશની એક કડી ઉમેરતાં ૨૮૪ કડી થાય છે.

પહેલા કાગળ( પૃ. ૧૦૧ )માં **દ્રવ્યગુણપર્યાયરાસ** તરીકે કર્તાએ જાતે ઓળખાવેલી આ કૃતિ દ્રવ્યાનુયોગને અંગેની ગુજરાતી પદ્યાત્મક કૃતિઓમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. એનો પ્રથમાદર્શ કર્તાના ગુરુ પં. નયવિજયે સિદ્ધપુરમાં વિ. સં ૧૭૧૧ માં લખ્યો એથી આની મહત્તા સૂચવાય છે.[4]

પહેલી ઢાલમાં જીતવિજય અને નયવિજયને ગુરુ તરીકે સંબોધી પ્રસ્તુત કૃતિ આત્માર્થીના ઉપકારાર્થે રચવાની પ્રતિજ્ઞા કરાઈ છે. આ ઢાલમાં દ્રવ્યાનુયોગના જ્ઞાનનું અને એના જ્ઞાનીનું મહત્ત્વ દર્શાવાયું છે.

બીજી ઢાલમાં દ્રવ્ય, ગુણ અને પર્યાય એ ત્રણનું એકેક લક્ષણ, સામાન્યના ઊર્ધ્વતા–સામાન્ય અને તિર્યક્–સામાન્ય એ બે પ્રકારો, ઓઘ શક્તિ અને સમુચિત શક્તિ, દિગંબર મતનું ખંડન, ગુણાર્થિક નયની

૧. મે આ નામ આ કૃતિના આદ્ય-પદ્ય ઉપરથી યોજ્યુ છે.

૨. આ નામથી આ કૃતિ સ્વોપજ્ઞ ટબ્બા સહિત **ગૂ૦ સા૦ સ૦** ( વિ. ૨, પૃ ૧–૨૦૫ )માં ઇ. સ. ૧૯૩૮ માં છપાવાઇ છે.

૩ આ શબ્દ વિ. સં. ૧૭૨૯ ની હાથપોથીના અંતમાં એ વપરાયો છે.

૪. જુઓ **જૈન ગૂર્જર કવિઓ** ( ભા. ૨, પૃ. ૩૦ ). આની નોંધ **ન્યા૦ ય૦ સ્મૃ૦** ( પૃ. ૧૬૦ )માં લેવાઈ છે.

અનુપપત્તિ અને દ્રવ્યાદિમાં સંજ્ઞા, સંખ્યા અને લક્ષણથી ભેદ એમ વિવિધ બાબતો વિચારાઈ છે.

ત્રીજી ઢાલમાં દ્રવ્ય, ગુણ અને પર્યાયમાં એકાન્તે ભેદ માનવાથી ગુણ–ગુણીભાવનો ઉચ્છેદ, અનવસ્થાદોષ અને વ્યવહારનો નાશ, સંધ અને દેશ( અવયવ )માં ભેદ માનવાથી બમણો ભાર તેમ જ નૈયાયિક અને યોગાચારના મતનો નિર્દેશ એ બાબતો નિરૂપાઈ છે.

ચોથી ઢાલમાં ભેદાભેદના વિરોધનો પરિહાર કરાયો છે અને સપ્તભંગીનું સ્વરૂપ વર્ણવાયું છે.

પાંચમી ઢાલમાં પ્રમાણ અને નય વચ્ચે ભેદ દર્શાવી દિગંબર માન્યતા મુજબ નવ નય અને ત્રણ ઉપચારનો ઉલ્લેખ કરી, અધ્યાત્મશૈલીએ [1]બે જ નય છે એમ કહી નવ નય પૈકી દ્રવ્યાર્થિક નયના દસ પ્રકારો સમજાવાયા છે.

છઠ્ઠી ઢાલમાં નવ નય પૈકી પર્યાયાર્થિકના છ પ્રકારોનું તેમ જ નૈગમાદિ સાત નયોનું સ્વરૂપ વિચારાયું છે. આમ અહીં અવશિષ્ટ આઠ નયોની હકીકત અપાઈ છે.

નૈગમના ૩, સંગ્રહના ૨, વ્યવહારના ૨ અને ઋજુસૂત્રના ૨ ભેદ ગણાવી કુલ્લે નયના[2] ૨૮ ભેદનો નિર્દેશ કરાયો છે.

સાતમી ઢાલમાં ઉપનયોના પ્રકારો દર્શાવાયા છે. સદ્ભૂત વ્યવહાર એ પ્રથમ ઉપનયનો ભેદ કહી એના શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારો

---

૧. નિશ્ચય–નય અને વ્યવહાર–નય.

૨. દ્રવ્યાર્થિક નયના ૧૦, પર્યાયાર્થિક નયના ૬, નૈગમાદિ ચાર નયના અને શબ્દાદિ ત્રણ નયોના એકેક એમ ૨૮ ભેદ છે.

જણાવાયા છે. ત્યાર બાદ અસદ્દ્ભૂત વ્યવહારના નવ પ્રકાર ગણાવી અન્ય અપેક્ષાએ એના ત્રણ પ્રકાર દર્શાવાયા છે. વળી ઉપચરિતોપચરિત અસદ્દ્ભૂત વ્યવહારના પણ ત્રણ પ્રકાર સૂચવાયા છે.

આઠમી ઢાલમાં નિશ્ચય-નયના બે ભેદ દર્શાવી વ્યવહાર-નયના બે ભેદ અને બંને ભેદના બબ્બે ઉપભેદનું નિરૂપણ છે. ત્યાર બાદ દિગંબરો જે નવ નય માને છે તેનું ખંડન કરાયું છે. અર્પિત અને અનર્પિતને દિગંબરોએ જુદા કેમ ગણાવ્યા નથી એ પ્રશ્ન એમને પૂછાયો છે. ત્યાર પછી દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની સંખ્યા પરત્વે જિનભદ્રગણિજી અને સિદ્ધસેનદિવાકરજીમાં મતભેદ છે એમ કહ્યું છે. વિભક્તને વિભાગ ગણતાં વ્યવસ્થા રહે નહિ અને ઉપનયોનો વ્યવહાર-નયમાં સમાવેશ થાય છે એ બાબત દર્શાવી નિશ્ચય-નય અને વ્યવહાર-નયનું એકેક લક્ષણ અપાયું છે. દેવસેને **નયચક્ર**માં જે નવ નય વગેરેનું નિરૂપણ કર્યું છે તે બાળજીવોના બોધ માટે છે, નહિ કે તાત્ત્વિક. એમ કહી આ ઢાલ પૂર્ણ કરાઈ છે.

નવમી ઢાલમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય વિષે વિસ્તૃત નિરૂપણ છે. આ ઢાલના પ્રારંભમાં કહ્યું છે કે એકે એક પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત છે. એ ત્રણમાં પરસ્પર વિરોધ નથી. આ સબંધમાં સુવર્ણના ઘડા અને મુગટનું સુપ્રસિદ્ધ ઉદાહરણ અપાયું છે. ઇષ્ટાનિષ્ટ વાસનાના ભેદથી વસ્તુમાં ભેદ ન માનવો એ બૌદ્ધ માન્યતાનું નિમિત્તના ભેદની યુક્તિથી ખંડન કરાયું છે. યોગાચાર બૌદ્ધ મત માનવાથી માધ્ય-મિક બૌદ્ધનો મત આવી જાય એમ કહી એનું પણ ખંડન કરી ઉત્પાદ અને વ્યયનો એકાન્ત ભેદ માનનાર નૈયાયિકના મતનું નિરસન કરાયું છે. દહીં, દૂધ અને ગોરસ( ગાયનો રસ )ના દૃષ્ટાંત દ્વારા પ્રસ્તુત વિષયનું સમર્થન કરાયું છે. સઘયણાદિક ભવભાવથી સિદ્ધ થતા કેવલજ્ઞાન જાય એ બાબત **સમ્મઇપયરણ**માંથી દર્શાવાઈ છે. ઉત્પાદના પ્રયોગ-

જન્ય અને વિસ્રસા અર્થાત્ સ્વભાવજનિત એમ બે પ્રકારો, વિનાશના રૂપાંતર-પરિણામ-વિનાશ અને અર્થાન્તર ભાવગમન-વિનાશ એમ બે પ્રકારો તેમ જ ધ્રૌવ્યના સ્થૂળ અને સૂક્ષ્મ એમ બે પ્રકારો દર્શાવી તેની સમજણ અપાઈ છે.

દસમી ઢાલમાં શરૂઆતમાં સમ્યક્ત્વના આદર માટે ભલામણ કરાઈ છે. ત્યાર બાદ ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યોનાં નામ અને લક્ષણ દર્શાવાયાં છે. કાળ એ જીવ અને અજીવના પર્યાયરૂપ છે એ એક માન્યતા અને જ્યોતિષ્ચક્રની ગતિ અનુસાર જૂનું નવું કરનાર-ઉત્પન્ન થનારી ભાવસ્થિતિનું અપેક્ષાકારણ તે કાળ છે એ બીજી માન્યતા-અને બંનેનો **ધમ્મસંગહણી**માં ઉલ્લેખ, કાળને લગતી દિગંબરોની માન્યતા, **યોગશાસ્ત્ર**ના અંતર શ્લોકમાં એનો સ્વીકાર ઇત્યાદિ બાબતો વિચારાઈ છે.

અગિયારમી ઢાલમાં દસ સામાન્ય ગુણનાં નામ દર્શાવી દરેક દ્રવ્યમાં એ પૈકી આઠ આઠ ગુણ છે એમ કહી સોળ વિશેષ ગુણો ગણાવાયા છે. ચેતનત્વાદિ સ્વજાતિની અપેક્ષાએ સામાન્ય ગુણ છે, જ્યારે પરજાતિની અપેક્ષાએ વિશેષ ગુણ છે એમ કહી સ્વભાવના અગિયાર ગુણોનો નિર્દેશ કરાયો છે. નિમ્નલિખિત સ્વભાવો ન હોય તો શું ? એ વાત ચર્ચાઈ છે :—

અસ્તિ ભાવ અને નાસ્તિ ભાવ, નિત્ય સ્વભાવ અને અનિત્ય સ્વભાવ, એક-સ્વભાવ અને અનેક-સ્વભાવ, ભેદ-સ્વભાવ અને અભેદ-સ્વભાવ તેમ જ ભવ્ય-સ્વભાવ અને અભવ્ય-સ્વભાવ.

બારમી ઢાલમાં ૧૦ વિશેષ સ્વભાવ દર્શાવી એમાં પૂર્વોક્ત ૧૧ સામાન્ય સ્વભાવો ઉમેરતાં જે ૨૧ સ્વભાવ થાય તે પૈકી જીવાદિ છ દ્રવ્યોમાં કેટકેટલા હોય તે બાબત નિરૂપાઈ છે.

તેરમી ઢાલમાં ૨૧ સ્વભાવોને અંગે નયની વિચારણા કરાઈ છે.

ચૌદમી ઢાલમાં પર્યાયના વ્યંજન-પર્યાય અને અર્થ-પર્યાય એ એ ભેદ દર્શાવી એનાં લક્ષણ આપી એ બંનેના બે રીતે બબ્બે ઉપભેદોનો નિર્દેશ કરાયો છે. વળી આ ભેદાદિકનાં ઉદાહરણ અપાયાં છે. આ ઉપરાંત દિગંબરોની કેટલીક માન્યતાનું ખંડન કરાયું છે.

પંદરમી ઢાલનો વિષય ગીતાર્થોના જ્ઞાનની ખૂબી અને સ્તુતિ છે. સાથે સાથે જ્ઞાનથી વિહીન જનોની ઝાટકણી કઢાઈ છે.

સોળમી ઢાલમાં જિનેશ્વરની વાણીની પ્રશંસા કરાઈ છે.

સત્તરમી ઢાલમાં કર્તાએ પોતાની ગુરુપરંપરાના ગુણ ગાયા છે. વિશેષમાં પોતાના ગુરુની કૃપાથી પોતે ચિન્તામણિનો અભ્યાસ કરી શક્યા એમ કર્તાએ કહ્યું છે.

અંતમાં " કલશ " તરીકે એક પદ્ય છે અને ત્યાર બાદ સંસ્કૃતમાં એક પદ્ય છે અને એ દ્વારા જૈન વાગ્દેવીની ધ્યાનરૂપ પુષ્પો વડે ચરણપૂજા હો એમ કહ્યું છે.

ઉલ્લેખ—મૂળ કૃતિમાં નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ છે :—

ઉત્તરાધ્યયન [1](૧૭૦, ૨૩૬), ઉપદેશપદ (૩,૨૪૯), ઉપદેશમાલા (૫), ગચ્છાચાર (૨૬૧), [2] ચિન્તામણિ (૨૮૨), તત્ત્વાર્થ (૯, ૧૧૭, ૧૭૩), ધર્મસંગ્રહણી (૧૭૩), [3] નયચક્ર (૧૧૫), પંચકલ્પભાષ્ય (૪), બૃહત્કલ્પભાષ્ય (૨૫૧), ભગવઈ (૧૭૨), મહાનિશીથ (૨૫૦), મહાભાષ્ય (૧૨૦), યોગદૃષ્ટિસમુચ્ચય (૨૪૭,

૧. આ પદ્યનો અંક છે.

૨. આ અજૈન કૃતિ છે.

૩. આના કર્તા દિ૦ દેવસેન છે.

૨૬૭), યોગશાસ્ત્ર (૧૭૫), વિશેષાવશ્યક (૬૦), ષોડશક (૨૪૬), [1]સમય (૧૭૧), સમ્મતિ (૨, ૭, ૯, ૨૦, ૬૦, ૧૪૬, ૨૧૭, ૨૩૧), સમ્મતિવૃત્તિ (૨૦૦) અને [2]સૂત્ર (૨૧, ૧૭૮).

ગ્રંથકાર તરીકે નીચે મુજબનાં નામ છે :–

જિનભદ્રજી (૧૨૦), દેવસેન (૧૩૧, ૨૪૨), અને સિદ્ધસેનજી (૧૨૧).

અન્ય વિશેષ નામો નીચે પ્રમાણે છે :—

દેવદત્ત (૪૫, ૧૧૪), નૈયાયિક (૩૪, ૪૦, ૧૪૦), બુદ્ધ (૧૩૮), યોગાચાર (૩૬), અને સાંખ્ય (૪૦).

**સ્વોપજ્ઞ ટબ્બો**— યશોવિજયગણિએ જાતે **દ્રવ્યગુણપર્યાયરાસ** ઉપર ગુજરાતીમાં એ રાસના સ્પષ્ટીકરણ રૂપે ટબ્બો રચ્યો છે. એ દ્વારા કેવળ મૂળ લખાણને વિશદ બનાવાયું છે એટલુંજ નહિ પણ સમર્થનાર્થે અવતરણો આપી એને સમૃદ્ધ કરાયું છે. એમાં અનેક ગ્રંથોની સાક્ષી અપાઈ છે. એ પૈકી કેટલાકનાં જ નામ હું અહીં નોંધુ છું :—

અનુયોગદ્વાર( પૃ ૭૪, ૭૮ ), અનેકાન્તવ્યવસ્થા (પૃ ૪૧), અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા (પૃ. ૩૧, ૩૨, ૮૩), આકર (પૃ. ૭૯), આચારાંગ સૂત્ર (પૃ. ૩), આવશ્યક (પૃ. ૭૨, ૧૬૭, ૧૬૮), ઉત્તરાધ્યયન (પૃ. ૧૧૦, ૧૪૭, ૧૫૩, ૧૫૯), ઉપદેશમાલા (પૃ. ૬), ઉપદેશરહસ્ય (પૃ. ૧૫૯), કલ્પ (પૃ. ૮), ગચ્છાચાર (પૃ. ૧૬૫), ગણિતશાસ્ત્ર (પૃ. ૧૯), ગીતા (પૃ. ૧૬), ચન્દ્રપ્રજ્ઞપ્તિ (પૃ. ૪), ચિન્તામણિ (પૃ. ૧૭૮), જીવાભિગમ (પૃ ૧૧૦), જ્ઞાતા (પૃ. ૩), તત્ત્વાર્થ (પૃ. ૩, ૧૧, ૭૧, ૭૨, ૭૯, ૯૦, ૧૧૨), તર્કશાસ્ત્ર (પૃ. ૪૮, ૧૭૮), દષ્ટિ-

૧–૨ આથી આગમ અભિપ્રેત છે.

વાદાધ્યયન (પૃ. ૮), દ્રવ્યસંગ્રહ (પૃ ૪૮, ૧૧૩), દ્વાદશારનયચક્ર (પૃ. ૩૭), ધર્મસંગ્રહણી (પૃ. ૧૧૨), નયચક્ર (પૃ. ૭૧, ૮૨, ૧૫૪, ૧૫૬), નિશીથ (પૃ. ૮), નિશ્ચય-દ્વાત્રિંશિકા (પૃ. ૧૧૨), પંચ-કલ્પભાષ્ય (પૃ. ૫), પ્રજ્ઞાપનાવૃત્તિ (પૃ. ૧૦૦), પ્રશમરતિ (પૃ ૬, ૧૦૫), બૃહત્કલ્પ (પૃ. ૧૬૦), ભગવતી (સૂત્ર) (પૃ. ૧૧૧, ૧૧૫), ભાષા-રહસ્યપ્રકરણ (પૃ ૧૨૪), મહાનિશીથ (પૃ. ૧૫૯), યોગદૃષ્ટિસમુચ્ચય (પૃ ૧૫૮, ૧૭૦), યોગશાસ્ત્ર (પૃ. ૧૧૩, ૧૧૬), લલિતવિસ્તરા (પૃ. ૯, ૧૬૭), વિશેષાવશ્યક (પૃ ૪૬, ૭૩, ૮૦), વીસી (પૃ. ૧૬), વિંશિકા (પૃ ૧૦૩), વ્યવહાર (પૃ. ૮), શતારનયચક્રાધ્યયન (પૃ. ૩૭), શિરોમણિ (પૃ. ૧૭૮), ષોડશક (પૃ. ૫, ૧૫૭), સમ્મતિ (પૃ. ૩, ૪, ૮, ૯, ૧૮, ૧૯, ૩૫, ૪૬, ૮૧, ૯૩, ૯૪, ૯૬, ૯૭, ૯૮, ૧૦૦, ૧૦૧, ૧૪૩, ૧૫૦, ૧૫૫), સમ્મતિવૃત્તિ (પૃ. ૧૩૪), સિદ્ધાન્ત (પૃ. ૮૧), સૂત્ર (પૃ. ૭૮, ૧૦૮, ૧૧૫) અને સૂત્રકૃતાંગ (પૃ. ૩, ૫).

**નવ્ય ન્યાયની છાંટ**—નવમી ઢાલની પાંચમી કડીના ટબ્બામાં નિમ્નલિખિત પંક્તિમાં 'અવચ્છેદ'નો પ્રયોગ કરાયો છે :—

"સર્પનઇં પૃષ્ઠાવચ્છેદઇ શ્યામતા છઇ, ઉદરાવચ્છેદઇ નથી. તથા સર્પમાત્રઈં કૃષ્ણતા નથી. શેષનાગ શુક્લ કહવાઇ છઇ"

[1]**દ્રવ્યાનુયોગતર્કણા**—**દ્રવ્યગુણપર્યાયરાસ** જોઈ એ ઉપરથી પ્રેરણા મેળવી 'તપા'ગચ્છના વિનીતસાગરના શિષ્ય ભોજસાગરે આ કૃતિ સ્વોપજ્ઞ ટીકા સહિત વિજયદયાસૂરિના રાજ્ય(વિ. સં. ૧૭૮૫–૧૮૦૯)માં રચી છે.

---

૧. આ કૃતિ હિન્દી અનુવાદ સહિત "પરમશ્રુત પ્રભાવક મંડળ" તરફથી ઈ. સ. માં પ્રકાશિત કરાઈ છે.

[1]કમ્મપયડિ અને એની ટીકા—કમ્મપયડિ એ કર્મસિદ્ધાન્તને લગતી ૪૧૫ પદ્યમાં જ૦ મ૦ માં [2]શિવશર્મસૂરિએ રચેલી મહત્ત્વની કૃતિ છે. એમાં બન્ધનાદિ આઠ કરણો, ઉદય અને સત્તાનું નિરૂપણ કરાયું છે. આ કૃતિ ઉપર નીચે મુજબનું વિવરણાત્મક સાહિત્ય યશોવિજયગણિની પૂર્વે રચાયું છે :—

( ૧ ) ૭૦૦૦ (સાત હજાર) શ્લોક જેવડી અજ્ઞાતકર્તૃક ચુણ્ણિ.

( ૨ ) ૧૯૨૦ શ્લોક જેવડી મુનિચન્દ્રસૂરિજીએ રચેલી [3]વિશેષ વૃત્તિ.

( ૩ ) ૮૦૦૦ શ્લોક જેવડી મલયગિરિસૂરિજીકૃત વૃત્તિ.

( ૪ ) વિ. સં. ૧૨૨૨ માં લખાયેલી અજ્ઞાતકર્તૃક ટીકા.

( ૫ ) અજ્ઞાતકર્તૃક ટીકા. આ જિ૦ ર૦ કો૦ (વિ.૧,પૃ.૭૧)માં નોંધાયેલી છે. અહીં પ્રસ્તુત યશોવિજયગણિએ

---

૧. આ કૃતિ ચુણ્ણિ તેમ જ મલયગિરિસૂરિજીએ તેમ જ યશોવિજયજી ગણિએ રચેલી સંસ્કૃત વૃત્તિઓ સહિત શ્રી. ખૂબચંદ પ.નાગચંદે ડભોઈથી ઈ. સ. ૧૯૩૭ માં છપાવી છે. મૂળ કૃતિ સંસ્કૃત છાયા તેમ જ પ. ચંદુલાલ કૃત ગુજરાતી અન્વયાર્થ અને ભાવાર્થ સાથે શ્રી. માણેકલાલ ચુનીલાલે ઈ. સ. ૧૯૩૮ માં પ્રસિદ્ધ કરી છે.

૨. એમની અન્ય કૃતિ તે (બંધ)સયગ છે. આ બંને કૃતિ વિષે મેં "કમ્મપયડિ અને બંધસયગ" નામના મારા લેખમા માહિતી આપી છે. એ લેખ "આ૦ પ્ર૦" (પુ. ૪૮, અ. ૨)માં છપાયો છે.

૩. આને ચૂર્ણિ-ટિપ્પન પણ કહે છે.

૪૭૫ શ્લોકમાં સંસ્કૃતમાં કર્મપ્રકૃતિ રચ્યાનો અને એને સ્વોપજ્ઞ ટીકાથી વિભૂષિત કર્યાનો ઉલ્લેખ છે.

**બે વૃત્તિ**—યશોવિજયજી ગણિએ ૧૩૦૦૦ શ્લોક જેવડી [1]બૃહદ્ વૃત્તિ તેમજ અપૂર્ણ મળેલી [2]લઘુવૃત્તિ એમ કમ્મપયડિ ઉપર બે વૃત્તિ રચી છે. બૃહદ્ વૃત્તિની રચનામાં ચુણ્ણિ અને મલયગિરિસૂરિકૃત વૃત્તિનો ઉપયોગ કરાયો છે.

**બૃહદ્ વૃત્તિની વિશેષતા**—બૃહદ્ વૃત્તિ મલયગિરીય વૃત્તિ કરતાં દોઢ ગણી મોટી છે એટલે એમાં અધિક સ્પષ્ટીકરણ ઉપરાંત શી વિશેષતા છે તે જાણવાની ઉત્સુકતા રહે એ સ્વાભાવિક છે, પણ એ તારવવા માટે મારી પાસે યથેષ્ટ સમય નથી.

**ઉલ્લેખ**—પાતંજલ યોગદર્શન ( પાદ ૨, સૂ. ૧૩ )ની સંક્ષિપ્ત વ્યાખ્યા ( પૃ. ૨૬ )માં યશોવિજયજી ગણિએ સક્રમની ચર્ચા કરતી વેળા અમારી રચેલી કર્મપ્રકૃતિ વૃત્તિ યથાર્થ રીતે અવલોકીને વીતરાગના સિદ્ધાન્ત અનુસાર કર્માશયનાં સ્વરૂપની વ્યાખ્યા કરવી એમ કહ્યું છે. આ વૃત્તિ તે બૃહદ્ વૃત્તિ હશે. એ ગમે તે હો, પણ બે વૃત્તિમાંથી કોઈ એક તો પાતંજલ યોગદર્શનની વ્યાખ્યા કરતા પહેલી રચાયાનું તો આથી ફલિત થાય છે જ.

**ચૌદ ગુણસ્થાનકની સજ્ઝાય**—આ ગુજરાતી કૃતિમાં સાત કડી છે. એમાં અભવ્ય અને ભવ્યને મિથ્યાત્વ ક્યાં સુધી હોય તે કહ્યું છે. વળી સાસ્વાદન વગેરે ગુણસ્થાનકોના સમયનો પણ અહીં નિર્દેશ છે.

---

૧. આ પ્રકાશિત છે. જુઓ પૃ. ૧૯૦, ટિ૦ ૧.

૨. આ ગુરુતત્ત્વ વિનિશ્ચયના અંતમાં છપાયેલી છે એ સાત (?) ગાથા પૂરતી છે.

વિશેષમાં નિશ્ચય અને વ્યવહાર નયની અપેક્ષાએ ગુણસ્થાનકનું સૂચન કરાયું છે.

**ઉપશમશ્રેણિની સજ્ઝાય**—આ સજ્ઝાય ઉપર્યુક્ત કૃતિથી ભિન્ન જ હોય તો એ મારા જોવા જાણવામાં નથી. એમાં ઉપશમશ્રેણિનું નિરૂપણ હશે.

[1]**સંયમશ્રેણિવિચાર**( સજ્ઝાય )—'સજ્ઝાય' તરીકે ઓળખાવાતી આ પદ્યાત્મક ગુજરાતી કૃતિ ત્રણ ઢાલમાં વિભક્ત છે. એમાં અનુક્રમે ૭, ૯ અને ૫ કડી છે. આમ એકંદર ૨૧ કડીની આ કૃતિમાં કર્મસિદ્ધાન્તને લગતો એક વિષય ચર્ચાયો છે. એ વિષય તે કંડક અને સ્થાનકને અંગેનો છે. એ **કમ્મપયડિ** ( બંધન-કરણ, ગા. ૩ )ને આધારે યોજાયો હોય એમ લાગે છે.

પહેલી ઢાલના અંતમાં કલ્પના ભાસનો ઉલ્લેખ છે.

**સ્વોપજ્ઞ ટબ્બો**—ઉપર્યુક્ત કૃતિ ઉપર ગુજરાતીમાં કર્તાએ જાતે ટબ્બો રચ્યો છે, પણ અત્યારે તો એ અમુદ્રિત છે.

**ઉલ્લેખ**—ઉત્તમવિજયે વિ. સં. ૧૭૯૯માં જે [2]**સંયમશ્રેણિ-સ્તવ**[3] રચ્યો છે તેની પહેલી ઢાલની ત્રીજી કડીમાં પ્રસ્તુત કૃતિ વિષે

---

૧. આ કૃતિ **ગૂ૦ સા૦ સં૦** ( વિ. ૧, પૃ. ૪૫૧–૪૫૪ )માં છપાવાઈ છે. એના પૃ. ૪૫૩ માં મો. દ. દેસાઇનું ટિપ્પણ છે. તેમાં એમણે કંડકવર્ગને લગતી સંસ્કૃત નોંધ "શ્રી યશોવિજયે ખુદ સ્વહસ્તે લખેલી મારી પાસેની એક પ્રતિમા છે" એમ કહ્યું છે. વિશેષમાં આ કૃતિ પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ કે જે જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦ તરફથી વિ. સં. ૧૯૯૬ માં પ્રસિદ્ધ કરાયો છે તેમાં છપાવાઈ છે.

૨. આ નામ કર્તાએ પોતે રચેલા બાલાવબોધમાં આપ્યું છે.

૩. આ કૃતિ સ્વોપજ્ઞ બાલાવબોધ સહિત **જૈન પ્રાચીન પૂર્વાચાર્યો વિરચિત સ્તવન સંગ્રહ** કે જે **મોતીચંદ** રૂપચંદ ઝવેરીએ ઈ. સ. ૧૯૧૯ માં પ્રકાશિત કર્યો છે તેમા પૃ. ૧૬૩ અ – ૧૮૩ અ માં છપાવાઈ છે.

નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે :—

" વાચક જશવિજયે રચ્યો જી સંક્ષેપે સજઝાય "

આમ અહીં આને સજઝાય કહી છે.

**સંયમશ્રેણિપ્રરૂપણા**—આ ગદ્યાત્મક ગુજરાતી કૃતિ યશોવિજયગણિએ રચી છે એમ **ન્યા૦ ય૦ સ્મૃ૦** (પૃ. ૧૬૨)માં ઉલ્લેખ છે. શું એ ઉપર્યુક્ત ટબ્બો છે ?

[1]**કાયસ્થિતિનું સ્તવન**—આ કૃતિ અત્યારે તો અમુદ્રિત છે. એ ગુજરાતીમાં હશે એનું નામ વિચારતાં એમ લાગે છે કે એમાં સંસારી જીવોની કાયસ્થિતિનું નિરૂપણ હશે.

કોઈ કે [2]**કાયથિઇથોત્ત** ચોવીસ પદ્યોમાં જ૦ મ૦માં રચ્યું છે અને એના ઉપર કુલમંડનગણિએ તેમ જ **રામસિંહે** એકેક ટીકા રચી છે. વળી એક અજ્ઞાતકર્તૃક ટીકા પણ છે. આ સાધનનો ઉપયોગ પ્રસ્તુત કૃતિમાં કરાયો હોય તો ના નહિ.

[3]**અષ્ટસહસ્રી વિવરણ**—દિ૦ તાર્કિક **સમન્તભદ્રજીએ** ૧૧૫

---

૧. આ સ્તવનની નોંધ **ન્યા૦ ય૦ સ્મૃ૦** (પૃ. ૧૯૫) માં છે.

૨. આ કૃતિ " જૈ૦ આ૦ સ૦ " તરફથી વિ. સ. ૧૯૬૮ માં પ્રસિદ્ધ કરાઈ છે.

૩. આ વિવરણ **આપ્તમીમાંસા**, **અષ્ટશતી** અને **અષ્ટસહસ્રી** તેમ જ **અષ્ટસહસ્રી વિવરણની** શ્રી વિજયોદયસૂરિજીએ સંસ્કૃતમાં તૈયાર કરેલી વિસ્તૃત વિષયસૂચી સહિત " અષ્ટસહસ્રીતાત્પર્યવિવરણ " ના નામથી જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦ તરફથી ઇ. સ. ૧૯૩૭ માં છપાવાયુ છે. એનું સંશોધન શ્રી વિજયોદયસૂરિજીએ કર્યું છે અને એ માટે લાં૦ પ્રા૦ સં૦ મં૦ માં મુંબઈ

પદ્યમાં સંસ્કૃતમાં **દેવાગમસ્તોત્ર**ના નામે પણ ઓળખાવાતી **આપ્તમીમાંસા** રચી છે અને એ દ્વારા આપ્ત તે કોણ તેનું તાર્કિક દૃષ્ટિએ નિરૂપણ કર્યું છે. એના ઉપર દિ૦ **અકલંક**જીએ સંસ્કૃતમાં **અષ્ટશતી** તરીકે નિર્દેશાતું ભાષ્ય રચ્યું છે અને દિ૦ **વિદ્યાનન્દ**જીએ એ ભાષ્ય ઉપર સંસ્કૃતમાં **અષ્ટસહસ્રી** નામની ટીકા રચી છે. એ ટીકાને **અષ્ટશતીભાષ્ય** તેમ જ **આપ્તમીમાંસાલંકૃતિ** પણ કહે છે. એના ઉપર **યશોવિજય**જી ગણિએ સંસ્કૃતમાં આઠ હજાર શ્લોક જેવડું વિવરણ રચ્યું છે. એ નીચે મુજબ દસ પરિચ્છેદમાં વિભક્ત કરાયું છે :—

| | | | ( વિવરણ વિષયક ) |
|---|---|---|---|
| પ્રથમ | પરિચ્છેદ | પત્ર ૧ અ – ૨૩૧ અ | શ્લો. ૧–૨૩ |
| દ્વિતીય | ,, | ,, ૨૩૨ અ – ૨૫૪ આ | ,, ૨૪– ૩૬ |
| તૃતીય | ,, | ,, ૨૫૫ અ – ૨૮૪ અ | ,, ૩૭– ૬૦ |
| ચતુર્થ | ,, | ,, ૨૮૪ આ – ૩૦૦ આ | ,, ૬૧– ૭૨ |
| પંચમ | ,, | ,, ૩૦૧ અ – ૩૦૩ આ | ,, ૭૩– ૭૫ |
| ષષ્ઠ | ,, | ,, ૩૦૪ અ – ૩૦૯ આ | ,, ૭૬– ૭૮ |
| સપ્તમ | ,, | ,, ૩૦૯ આ – ૩૨૫ અ | ,, ૭૯– ૮૭ |
| અષ્ટમ | ,, | ,, ૩૨૫ અ – ૩૨૬ આ | ,, ૮૮– ૯૧ |
| નવમ | ,, | ,, ૩૨૭ અ – ૩૩૧ અ | ,, ૯૨– ૯૫ |
| દસમ | ,, | ,, ૩૩૧ આ – ૩૬૬ આ | ,, ૯૬–૧૧૫ |

---

સરકારની માલિકીની જે હાથપોથી છે તેનો જ ઉપયોગ કરાયો છે પ્રસ્તુત વિવરણનો અંતિમ ભાગ અશત. ખંડિત હોવાથી ટિપ્પણી દ્વારા એને પૂર્ણ કરાયું છે એવો "પ્રકાશકીય નિવેદન" ( પત્ર ૨ આ )માં ઉલ્લેખ છે. શરૂઆતના પત્ર ૬૨ આ મા યશોવિજયગણિ કૃત ૭ પદ્યનું **આદિજિન સ્તવન** (સસ્કૃત) છપાવાયુ છે. ઉપર્યુક્ત હાથપોથીનું વર્ણન મેં D C G C M ( Vol. XVIII, PT.1, PP. 204–205 )માં આપ્યું છે.

નવ્ય ન્યાયની શૈલીમાં રચાયેલા આ મનનીય વિવરણના પ્રારંભમાં પાંચ પદ્યો છે. પ્રથમ પદ્યમાં કર્તાએ પોતાનો નિર્દેશ 'ન્યાયવિશારદ' તરીકે કર્યો છે અને અષ્ટસહસ્રીને વિષમ કહી એનું ૮૦૦૦ શ્લોક જેવડું વિવેચન કરું છું એમ કહ્યું છે. ત્રીજા પદ્યમાં કહ્યું છે કે દૃષ્ટિવાદરૂપ સાગરમાં ઉદ્ભવેલો જે કોઈ સ્યાદ્વાદાર્થ કોઈકના કોઈપણ શાસ્ત્રમાં હોય તો તેનું વ્યાખ્યાન કરવા મારી ભારતી અભિલાષા ધરાવે છે. આગળ જતાં અગિયાર નિયોગ દર્શાવી તેનું ખંડન કરાયું છે (પત્ર ૧૪ આ – ૧૮ અ), વળી પત્ર ૩૬ આ – ૪૧ અ માં તત્ત્વોપપ્લવવાદીઓનો મત દર્શાવી તેનું ખંડન કરાયું છે.

આ વિવરણમાં ગુરુમત, જરન્નૈયાયિક અને વૈદાન્તિપશુનો પ્રયોગ કરાયો છે.

**ઉલ્લેખ**—પ્રસ્તુત વિવરણમાં વિવિધ [1]ગ્રંથોનો ઉલ્લેખ છે. દા. ત. [2]**અનેકાન્તવ્યવસ્થા** (પત્ર ૫૩ આ), કુસુમાંજલિ (૬૭ અ), [3]**તત્ત્વાર્થટીકા** (　　), [4]**તત્ત્વાર્થશ્લોકવાર્તિક** (૪૫ અ), **નવ્ય** સિદ્ધાન્ત (૧૩૮ આ), **ન્યાયબિન્દુ** (૭૨ આ), [5]**ભૂષણસાર** (૬૫ અ), **વાક્યપ્રદીપ** (૬૧ આ, ૧૬૦ આ), **વાર્તિક** (૫૫ અ), **સમ્મતિ** (૪ અ, ૫૪ અ), અને **સિદ્ધહેમચન્દ્ર** (૬૫ આ).

ગ્રન્થકારો તરીકે નિમ્નલિખિત નામો હું નોંધું છું:—

---

૧. આની કે વિવરણમાં નિર્દેશાયેલા ગ્રન્થકારોની કે અવતરણોની સૂચી મુદ્રિત આવૃત્તિમાં અપાઈ નથી. આથી આ ત્રણે સૂચી તેમ જ અન્ય ઉપયોગી બાબત સહિત આ વિવરણ ફરી છપાવવું ઘટે.

૨–૩. આ ન્યાયાચાર્યની કૃતિ છે.

૪. આમાથી ૧૮ પદ્યો અપાયાં છે.

૫. આ વ્યાકરણ છે. જુઓ His of Ind. Logic ( P. 220 ).

ઉદયનાચાર્ય ( ૬૭ અ ), ચિન્તામણિકૃત્ ( ૭૨ અ ), તૌતાતિક ( ૧૧૩ અ ), થિલ ( ૪૧ અ ), દિગ્નાગ ( ૯૯ અ ), પ્રજ્ઞાકર ( ૨૬ આ, ૫૬ અ ), ભટ્ટ ( ૬૦ આ ), ભાષ્યકાર ( ૫૭ આ ), ભૂષણ-સારકૃત્ ( ૬૫ અ ), મંડનમિશ્ર ( ૫૧ આ ), મુરારિ ( ૭૧ આ ), રઘુદેવ ભટ્ટાચાર્ય ( ૬ અ ), વાચકચક્રવર્તી ( ૬૫ આ ) અને હરિભદ્રાચાર્ય ( ૫૩ અ ).

પત્ર ૧૪ અ માં અવતરણરૂપે ચાર પદ્યો, પત્ર ૧૫ આ માં બે, પત્ર ૪૩ આ માં પાંચ, પત્ર ૪૪ અ માં ત્રણ અને પત્ર ૪૪ આ માં આઠ છે. **ઘટમૌલિ**૰વાળું અને **પયો વ્રત**૰વાળું પદ્ય **આપ્ત-મીમાંસા**મા છે.

**પૌર્વાપર્ય**—પ્રસ્તુત વિવરણમાં યશોવિજયગણિએ પોતાની નિમ્નલિખિત કૃતિઓનો ઉલ્લેખ કર્યો છે એટલે આ વિવરણ આ કૃતિઓ કરતાં પાછળનું છે :—

અનેકાન્તપ્રવેશ ( ૧૯૦ આ ), અનેકાન્તવ્યવસ્થા ( ૫૩ આ, ૨૧૧ આ ), ઉપદેશામૃતતરંગિણી ( ૩૨૭ આ ), જ્ઞાનબિન્દુ ( ૮૩ આ, ૧૭૮ આ, ૩૦૯ અ ), તત્ત્વાર્થટીકા ( ૩૩૦ અ ), નયોપદેશ ( ૨૧૨ અ ), ન્યાયબિન્દુ ( ૭૨ આ ), ન્યાયાલોક ( ૧૧૨ અ ), વાદમાલા ( ૨૪૩ અ ), સ્યાદ્વાદકલ્પલતા ( ૮૭ આ ) અને સ્યાદ્વાદ-રહસ્ય ( ૮૭ આ ).[1]

યશોવિજયગણિની પ્રતિમાશતક વગેરે કૃતિઓમાં પ્રસ્તુત વિવરણનો ઉલ્લેખ છે એટલે એ વિવરણ આ કૃતિઓ કરતાં પહેલું રચાયું છે.

[1]**સ્યાદ્વાદરહસ્યપત્ર**—**અષ્ટસહસ્રીવિવરણ**ના પત્ર ૨૮૨

---

૧. આ કૃતિ શ્રી વિજયનંદનસૂરિજી કૃત વિવૃતિ સહિત " જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦ " તરફથી ઈ. સ. ૧૯૩૬ માં છપાવાઈ છે.

અ થી પત્ર ૨૮૪ અ ઉપરના ચોથા પદ્ય સુધીના ભાગને કોઈકે આ નામ આપ્યું છે. એ પત્ર સ્તંભતીર્થના ગોપાલ, સરસ્વતી વગેરે એકાન્તવાદી પંડિતોની મંડળી ઉપર સ્યાદ્વાદનું સ્થાપન કરવા માટે કોઈક પ્રસંગે યશોવિજયગણિએ સંસ્કૃતમાં લખ્યો હતો તેને એમણે જ ઉપર્યુક્ત વિવરણમાં સ્થાન આપ્યું છે. આ પત્રના પ્રારભમાં મહાવીરસ્વામીની સ્તુતિરૂપ એક પદ્ય અને અતમાં ચાર પદ્યો છે, જ્યારે બાકીનો ભાગ ગદ્યમાં છે. અંતિમ પદ્યો પૈકી પહેલું પદ્ય " जगन्नेत्रं पत्रं " થી શરૂ થાય છે. એ પત્ર સ્યાદ્વાદનો આશ્રય લઈને લખાયો હોઈ એ સો કુમતનો નાશ કરે છે એમ કહ્યું છે. વિશેષમા આ આદ્ય પદ્યમાં સ્યાદ્વાદની પ્રશસા કરાઈ છે. અંતિમ પદ્યમાં કર્તાએ પોતાના ગુરુની પોતાના ઉપરની કૃપાદૃષ્ટિના ફળનું સૂચન કર્યું છે.

[1]વિવૃતિ—આ [વિદ્યમાન] શ્રી **વિજયોદયસૂરિજી**ના શિષ્ય શ્રી **વિજયનંદનસૂરિજી**ની વિ. સં. ૧૯૯૨ ની રચના છે.

[2]**પાતંજલ યોગદર્શન અને એની સંક્ષિપ્ત વ્યાખ્યા—**

---

૧. આ સસ્કૃત વિવૃતિ પ્રકાશિત છે. જુઓ પૃ. ૧૯૬, ટિ૦ ૧.

૨. આ કૃતિ "આત્માનદ જૈન પુસ્તક પ્રચારક મડળ" તરફથી આગ્રાથી ઈ. સ. **૧૯૨૨** મા પ્રકાશિત કરાઈ છે. એમાં આ **પાતજલ યોગદર્શન** ઉપરાત એને અગેના ભાષ્યનો અમુક ભાગ તથા **યોગદર્શન**નાં કેટલાક (૨૭) સૂત્રો ઉપરની યશોવિજયજી ગણિ કૃત વ્યાખ્યા, હારિભદ્રીય **જોગવિહાણવીસિયા** અને એના ઉપરનું યશોવિજયજી ગણિકૃત વિવરણ, **યોગદર્શનની** વ્યાખ્યાનો સાર, **જોગવિહાણવીસિયા**નો અનુવાદ અને એનો સાર, ઉપર્યુક્ત વૃત્તિ અને વિવરણમાંના અવતરણોની સૂચી, ગ્રથકારાદિનો નિર્દેશ તેમ જ પ્રસ્તાવના અપાયાં છે. વિ. સ. **૧૯૯૮** માં પ્રકાશિત **ય૦ વા૦ ગ્રં૦** માં પાતંજલ યોગદર્શન અને એની ન્યાયાચાર્યકૃત વ્યાખ્યા છપાઈ છે. પાઇય સાક્ષીપાઠની સસ્કૃત છાયા અપાઈ છે, પરતુ પહેલુ સંસ્કરણ આ કરતાં ચડે છે.

મહર્ષિ પતંજલિએ ૧૯૫ સૂત્રમાં સંસ્કૃતમાં **યોગદર્શન** નામનું પુસ્તક રચ્યું છે. એ ચાર પાદમાં વિભક્ત છે. એનાં નામ અને એ દરેકની સૂત્રસંખ્યા નીચે મુજબ છે :—

( ૧ ) સમાધિ–પાદ ૫૧

( ૨ ) સાધન–નિર્દેશ ૫૫

( ૩ ) વિભૂતિ–પાદ ૫૫

( ૪ ) કૈવલ્ય–પાદ ૩૪

સાંખ્ય દર્શનને અનુસરીને સાંગોપાંગ યોગપ્રક્રિયા રજૂ કરનારા આ **યોગદર્શન** ઉપર સૌથી પ્રાચીન અને મહત્ત્વનું ભાષ્ય **વ્યાસે** રચ્યું છે અને એ ભાષ્ય પણ સાંખ્ય સિદ્ધાન્ત અનુસાર છે.

વ્યાખ્યા—યશોવિજયજી ગણિએ સમગ્ર **યોગદર્શનની** સંસ્કૃતમાં વ્યાખ્યા ન રચતાં એનાં ૨૭ સૂત્રો ઉપર જ વ્યાખ્યા રચી છે. કેમકે એમનો ઉદ્દેશ જૈન દર્શન અને સાંખ્ય દર્શન વચ્ચે જ્યાં જ્યાં મતભેદ હોય તે દર્શાવવાનો તેમ જ જ્યાં બંને દર્શનો વચ્ચે કેવળ પરિભાષા પૂરતો જ ભેદ હોય ત્યાં એ બંને દર્શનોનું મિલન સૂચવવાનો હતો. આ ઉદ્દેશને લક્ષ્યમાં રાખી એમણે ટિપ્પણીરૂપ સંક્ષિપ્ત વ્યાખ્યા કરી છે અને તેમ કરતી વેળા ૨૭ સૂત્રોના ભાષ્યગત અર્થને લક્ષ્યમાં રાખ્યો છે. વ્યાખ્યાની શરૂઆતમાં “ **ऐं नमः** ” એવા ઉલ્લેખપૂર્વક એક પદ્ય દ્વારા કરાઈ છે. અંતમાં એક પદ્ય છે. એમાં કર્તાએ પોતાને વિષે બહુવચનમાં ઉલ્લેખ કર્યો છે.

વ્યાખ્યામાં **યશોવિજયજી** ગણિએ નિમ્નલિખિત ગ્રન્થોનો ઉલ્લેખ કર્યો છે :—

કર્મપ્રકૃતિ વૃત્તિ ( પૃ. ૨૬ ), યોગબિન્દુ ( પૃ. ૭ ), [૧]લતા ( પૃ. ૪૫ ), ષોડશક ટીકા ( પૃ. ૧૧ ) અને સ્થાનાંગ ( પૃ. ૧૯ ). આ પૈકી **કર્મપ્રકૃતિ વૃત્તિ** અને **ષોડશક ટીકા** એ બંને **યશોવિજય**જી ગણિની રચના છે.

ગ્રન્થકારો તરીકે નિમ્નલિખિત નામો દર્શાવાયાં છે :—

**અકલંક** ( પૃ. ૩૧ ), [૨]**આચાર્ય** ( પૃ. ૨ ), **ભાષ્યકૃત** (પૃ. ૪), [૩]**મહાવાદી** ( પૃ. ૨૯ ) તેમ જ [૪]**સ્તુતિકાર** ( પૃ. ૩૭ ). કેટલાંક અવતરણોનાં મૂળ નીચે મુજબ હોવાનું પં. સુખલાલે કહ્યું છે :—

**આયાર** ( પૃ. ૬, ૩૭ ), **આવસ્સયની નિજ્જુત્તિ** ( પૃ. ૧૧ ), **જ્ઞાનસાર** ( પૃ. ૧૩ ), [૫]**ભગવદ્ગીતા** ( પૃ. ૨૫ ), **વિસેસા૦** ( પૃ. ૪ ) અને **વીસવીસિયા** ( પૃ. ૨[૬], ૯[૭] ).

નિમ્નલિખિત અવતરણોનાં મૂળ જાણવાં બાકી રહે છે :—

**अस्मिन् हृदयस्थे सति** પૃ. ૧૫
**यल्लेश्यो म्रियते तल्लेश्येषूत्पद्यते** પૃ. ૨૬

---

૧. પં સુખલાલે આનો **યશોવિજયગણિ**ની કૃતિ તરીકે પૃ. ૧૪૩ માં ઉલ્લેખ કર્યો છે તે શું વાસ્તવિક છે ?

૨. 'આચાર્ય'થી હરિભદ્રસૂરિજી અભિપ્રેત છે.

૩. મહાવાદી તે સિદ્ધસેન દિવાકરજી છે.

૪. આથી સિદ્ધસેન દિવાકરજી સમજવા કે સમન્તભદ્રજી એ પ્રશ્ન છે.

૫ " यं यं चापि स्मरन् भावं " એટલું જ અવતરણ ( અ. ૮, શ્લો. ૬ )માંથી અપાયું છે.

૬. **જોગવિહાણવીસિયા**માંથી ઉલ્લેખ છે.

૭. **અણાઈવીસિયા**માંથી ઉલ્લેખ છે.

[1]**વેદાન્ત નિર્ણય**—આ અને **વેદાન્તવિવેકસર્વસ્વ** બંને કૃતિઓ યશોવિજયજી ગણિએ રચ્યાનું મનાય છે પણ એ માટે મને કોઈ સબળ પુરાવો મળ્યો નથી. આ કૃતિ વેદાન્તદર્શનનું યથાસ્થિત સ્વરૂપ જ દર્શાવે છે કે એ દર્શનનાં કેટલાક મંતવ્યોનું નિરસન કરે છે કે એ બંને વિષય રજૂ કરે છે તે જાણવુ બાકી રહે છે. ગમે તેમ પણ આ કૃતિ સંસ્કૃતમાં હશે.

---

જો મમતા જાગી ઉઠે તો વિષયો છોડવાથી શું? કાંચળીનો ત્યાગ કરવા માત્રથી સર્પ કંઈ નિર્વિષ નથી બની જતો.

અધ્યાત્મસાર ]　　　　[ શ્રીમદ્ યશોવિજયજી

---

૧. ‘વેદાન્તનિર્ણય’ ગ્રન્થની નોધ વિ. સં. ૧૭૬૭ ની ઉપાધ્યાયજીના ગ્રન્થોની યાદીમાં છે એટલે એ ગ્રન્થ ઉપાધ્યાયજીએ રચ્યો હતો એ નિશ્ચિત છે.—**સંપાદક.**

# પ્રકરણ ૪
## પરમત સમીક્ષા

મનુષ્યોના બે વર્ગ પડાય: (૧) જૈન અને (૨) અજૈન. તેમાં જૈનો એ **યશોવિજયજી** ગણિની અપેક્ષાએ 'સ્વયૂથિક' છે, કેમકે આ ગણિ ધર્મે જૈન છે, જ્યારે અજૈનો 'પરયૂથિક' છે.

જૈનોના મુખ્ય બે ઉપવર્ગ ગણાય: (૧) શ્વેતાંબર અને (૨) દિગંબર. આ બંનેના મૂર્તિપૂજક અને અમૂર્તિપૂજક એવા બબ્બે ભેદ છે. **યશોવિજયજી** ગણિના સમય સુધી તો અમૂર્તિપૂજક શ્વેતાંબરો એટલે લુંપક, સ્થાનકવાસી, ઢુંઢક ઇત્યાદિ નામે ઓળખાવાતા પંથના અનુયાયીઓ, એમ સમજાતું હતું, કેમકે 'તેરાપંથી'મત તો વિ સં. ૧૮૧૮ માં નીકળ્યો.

અજૈનોના મુખ્ય ઉપવર્ગો નીચે મુજબ છે:—

(૧) બૌદ્ધ, (૨) નૈયાયિક, (૩) વૈશેષિક, (૪) સાંખ્ય, (૫) મીમાંસક (પૂર્વમીમાંસાના અનુયાયીઓ), (૬) વેદાન્ત (ઉત્તરમીમાસાના અનુયાયીઓ) અને (૭) ચાર્વાક (લૌકાયતિક).

અજૈન દર્શનકારોની કેટલીક માન્યતા જૈન દૃષ્ટિએ વિચારણીય જણાય છે એટલે એની સમાલોચના છેક **મહાવીરસ્વામી**ના સમયથી તો થતી આવી છે. આ પરિસ્થિતિમાં **યશોવિજયજી** ગણિએ કેટલીક સ્વતંત્ર કૃતિઓ રચી છે તો કેટલીક પુરોગામીની આ વિષયને લગતી કૃતિની ટીકા રચી છે. [1]બીજા પ્રકારની રચના ઓછી – બે જ–હોવાથી એ આપણે સૌથી પ્રથમ વિચારીશું.

---

૧. દા. ત. **શાસ્ત્રવાર્તાસમુચ્ચય**ની વૃત્તિ નામે **સ્યાદ્વાદકલ્પલતા** અને **સ્યાદ્વાદમંજરી**ની ટીકા.

[1]**શાસ્ત્રવાર્તાસમુચ્ચય** અને [2]**સ્યાદ્વાદકલ્પલતા**—હરિભદ્રસૂરિજીએ **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** નામની મહામૂલ્યશાળી કૃતિ ૭૦૧ (સાતસો ને એક) પદ્યમાં રચી છે. એ દ્વારા એમણે લૌકાયતિક તેમ જ વેદવિહિત હિંસા તે હિંસા નથી એમ માનનારાના મતની સમાલોચના કરી છે. વળી એમણે કાર્યસિદ્ધિને અંગે પાંચ કારણો દર્શાવ્યાં છે. આ ઉપરાત એમણે સાંખ્ય, બૌદ્ધ અને બ્રહ્માદ્વૈતવાદીની કેટલીક માન્યતાનું તેમ જ સર્વજ્ઞતાને અંગેની મીમાંસકોની માન્યતાનું ખંડન કર્યું છે. વિશેષમાં એમણે [3]સત્ત્વ તેમ જ મુક્તિ સંબંધી જૈન મંતવ્યો રજૂ કર્યાં છે.

[4]**દિક્પ્રદા**—આ હરિભદ્રસૂરિજીએ જાતે રચેલી ૭૦૦૦ શ્લોક જેવડી વૃત્તિ છે.

**સ્યાદ્વાદકલ્પલતા**—આ સંસ્કૃત ટીકા **યશોવિજયજી** ગણિએ ૧૩૦૦૦ શ્લોક પૂરતી નવ્ય ન્યાયની શૈલીએ રચી છે અને એ દ્વારા એમણે મૂળ કૃતિ અને **દિક્પ્રદા** ઉપર વિશિષ્ટ પ્રકાશ પાડ્યો છે.

---

૧. મૂળ કૃતિ "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી ઇ સ. ૧૯૦૮ માં પ્રસિદ્ધ કરાઇ હતી. ત્યાર બાદ આ મૂળ કૃતિ **સ્યાદ્વાદકલ્પલતા** સહિત દે૦ લા૦ જૈ૦ પુ૦ સંસ્થા તરફથી ઈ. સ ૧૯૧૪ મા છપાવાઈ હતી, જ્યારે મૂળ કૃતિ **દિક્પ્રદા** નામની સ્વોપજ્ઞ વૃત્તિ સહિત "વિજયદેવસૂર સંઘ સંસ્થા, ગોડીજી ઉપાશ્રય" તરફથી મુંબઈથી ઇ. સ. ૧૯૨૯ માં પ્રકાશિત કરાઈ હતી.

૨. આ પ્રકાશિત છે. જૂઓ ટિ૦.

૩. પ્રત્યેક પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત છે.

૪. આનો તેમ જ મૂળ કૃતિનો પરિચય મેં **અ૦ જ૦ પ૦** (ખંડ ૨)ના મારા અંગ્રેજી ઉપોદ્ઘાત (પૃ. ૩૮–૪૧)માં તેમ જ **મહત્તરાયાકિનીના ધર્મ-સૂનુ શ્રી હરિભદ્રસૂરિ : જીવન અને કવન** નામના મારા પુસ્તકમાં આપ્યો છે.

સન્માર્ગ, કુમાર્ગ અને ઉન્માર્ગનો બોધ કરાવનારા આ હારિભદ્રીય મહામૂલ્યશાળી ગ્રન્થના ૭૦૧ પદ્યોને ન્યાયાચાર્યે ૧૧ સ્તબકમાં વિભક્ત કર્યાં છે. એ સ્તબકદીઠ પદ્યસંખ્યા નીચે મુજબ છે :—

૧૧૨, ૮૧, ૪૪, ૧૩૭, ૩૯, ૬૩, ૬૬, ૧૦, ૨૭, ૬૪ અને ૫૮.

પ્રથમ સ્તબકનાં પદ્યો ૨–૨૯ ઉપક્રમરૂપ છે અને એ ઉત્તમ ઉપદેશની ગરજ સારે છે.

દ્વિતીય સ્તબક કાળ વગેરે પાંચ કારણોના વિશદ નિરૂપણરૂપ છે.

ત્રીજા સ્તબકમાં નિરીશ્વરવાદી સાંખ્ય દર્શન અને પાતંજલ યોગદર્શનની સમીક્ષા છે. જગત્કર્તૃત્વવાદને જૈન દૃષ્ટિએ સુસંગત બતાવવાનો પ્રયાસ કરાયો છે અને કપિલ અને પતજલિનો આદરપૂર્વક ઉલ્લેખ કરાયો છે.

સ્તબક ૪–૬ માં બૌદ્ધ દર્શનના મનનીય વિચારોનું – ક્ષણિકવાદ અને વિજ્ઞાનવાદનું વિવેચન છે.

સાતમા સ્તબકમાં જૈન દર્શનના સિદ્ધાન્તો આલેખાયા છે. એમાં સ્યાદ્વાદ અને સપ્તભંગીને સ્થાન અપાયુ છે.

આઠમો સ્તબક વેદાન્ત દર્શનને અંગે છે.

નવમો સ્તબક મુક્તિમાર્ગ ઉપર મહત્ત્વનો પ્રકાશ પાડે છે.

દસમો સ્તબક મીમાંસા દર્શનની મીમાંસારૂપ છે. સર્વજ્ઞની સિદ્ધિ અને વેદની અપૌરુષેયતાનું ખંડન એ બે વિષયો અહીં હાથ ધરાયા છે.

અગિયારમા સ્તબકમાં અર્થ અને શબ્દ વચ્ચેનો સંબંધ અને મુક્તિમાં સુખ એ બાબતો વિચારાઈ છે.

**સ્યાદ્વાદકલ્પલતામાં** મંગલવાદને અંગે પુષ્કળ યુક્તિઓ અપાઈ છે. એમાં કેટલીક સૂક્ષ્મ તેમ જ નવીન પણ છે.

પ્રથમ સ્તબકમાં પ્રસંગવશાત્ નૈયાયિકોને અંગે તમોવાદની મીમાંસા છે.

ચતુર્થ (?) સ્તબકમાં સૌત્રાન્તિકોનો સૂત્રાન્તક કહીને ઉપહાસ કરાયો છે.

સ્તબક ૪–૬ માં બૌદ્ધ દર્શનનાં વિવિધ મંતવ્યો રજૂ કરાયાં છે. એના સાંગોપાંગ અભ્યાસ માટે ઉદયનકૃત **આત્મતત્ત્વવિવેક** અને ન્યાયાચાર્યકૃત **ન્યાયખંડનખાદ્ય**નું પરિશીલન કરવું ઘટે.

આઠમા સ્તબકમાં સ્યાદ્વાદનો મહિમા વર્ણવાયો છે.

નવમા સ્તબકમાં સચેલકતા અને સ્ત્રીની મુક્તિ વિષેનાં દિગંબરોનાં મંતવ્યોની મીમાંસા કરાઈ છે.

દસમા સ્તબકમાં કેવલીના કવલાહારની ચર્ચા છે.

અગિયારમા સ્તબકમાં અપોહવાદની ચર્ચા છે.

**મુદ્રિત સ્યાદ્વાદકલ્પલતામાં ત્રુટિ**—અસ્પૃદ્ગતિવાદના અંતમાં વિશેષ માહિતી માટે **સ્યાદ્વાદકલ્પલતા** જોવાની ભલામણ કરી છે, પણ એમાં તો શાસ્ત્રવાર્તાસમુચ્ચયના સ્ત૦ ૯, શ્લો. ૨૧ની ટીકામાં કશું વિશેષ નિરૂપણ નથી. એથી તેમ જ પહેલા દસે સ્તબકો પૈકી પ્રત્યેક પૂર્ણ થતાં સારગર્ભિત કાવ્યો અને સ્વકીય ગુરુના નામ ઇત્યાદિ સબંધી પ્રશસ્તિ છે તેમ અગ્યારમા સ્તબક અંગે નથી તેમ જ એ સ્તબકના અંતિમ શ્લોકોની ટીકા પણ નથી તેથી મુદ્રિત ટીકાનો કેટલોક ભાગ ખૂટે છે એમ અનુમનાય છે.[1]

[2]**સ્યાદ્વાદવાટિકા—શાસ્ત્રવાર્તાસમુચ્ચય**ની ઉપર્યુક્ત બંને ટીકાનો

૧. જુઓ ઉત્પાદાદિ. ચતુષ્ટયીનું પ્રાસ્તાવિક નિવેદન ( પત્ર ૬ અ ).

૨. પ્રથમ સ્તબક શ્લો. (૧–૧૧૨) પૂરતી આ ટીકા પ્રથમ સ્તબક, એનાં પદ્યોની અકારાદિ ક્રમે સૂચી, ટીકાના સંસ્કૃત વિષયાનુક્રમ તેમ જ પ્રથમ સ્તબકના પં. સુશીલવિજયજી ગણિએ ગુજરાતીમાં કરેલા સક્ષિપ્ત ભાવાર્થ સહિત "વિજય લાવણ્યસૂરીશ્વરજ્ઞાનમંદિર" તરફથી બોટાદથી વિ. સં. ૨૦૧૦ માં પ્રકાશિત કરાઈ છે.

ઉપયોગ કરી આ **સ્યાદ્વાદવાટિકા** નામની સંસ્કૃત ટીકા શ્રી વિજય-લાવણ્યસૂરિજીએ રચી છે. એ કટકે કટકે છપાય છે.

[1]**કલ્પલતાવતારિકા**—સ્વોપજ્ઞ વૃત્તિ સહિત મૂળ અને એને અંગેની **સ્યાદ્વાદકલ્પલતા**નો સુગમ બોધ કરાવવાના ઉદ્દેશથી આ ટીકા શ્રી વિજયામૃતસૂરિજીએ રચી છે. એઓ શ્રી વિજયનેમિસૂરિજીના એક મુખ્ય શિષ્ય થાય છે. પ્રસ્તુત કૃતિમાં ન્યાયાચાર્યે દર્શાવેલા ૧૧ સ્તબક વિભાગોને સ્થાન અપાયુ છે. **સ્યાદ્વાદકલ્પલતા**ગત સૂક્તોની સાથે સાથે **શાસ્ત્રવાર્તાસમુચ્ચય**નાં ઉપર્યુક્ત પદ્યો આપી પ્રાસગિક દાર્શનિક વિચારો અહીં રજૂ કરાયા છે એટલે એ મૂળ અને **સ્યાદ્વાદકલ્પલતા**ના પ્રવેશ-દ્વારની ગરજ સારે તેમ છે, કેમકે એમાં અપાએલાં પદ્યોનો અન્વય અપાયો છે અને એનુ વિવરણુ પણુ કરાયુ છે.

**લતા**—પાતંજલ **યોગદર્શન**ના ત્રીજા પાદના અંતિમ (?) સૂત્ર ઉપરની **યશોવિજયગણિ**કૃત સંક્ષિપ્ત વ્યાખ્યા (પૃ. ૪૫)માં **લતા** વિષે નીચે મુજબ ઉલ્લેખ છે :—

**“ पतञ्जैनेश्वरप्रवचनामृतमापीय ‘ उपचरितभोगाभावो मोक्षः ’ इत्यादिमिथ्यादृग्वचनवासनाविषमनादिकालनिपीतमुद्वमन्तु सहृदयाः ! । अधिकं लतादौ । ”**

કહેવાની મતલબ એ છે કે ઉપચરિત ભોગનો અભાવ તે મોક્ષ છે એ વાત યુક્તિયુક્ત નથી વાસ્તે એને જતી કરવી જોઈએ. આ વિષયની વિશેષ માહિતી **લતા** વગેરેમાં અપાઈ છે. આ લતા તે

---

૧. આ ટીકા મૂળ તેમ જ **સ્યાદ્વાદકલ્પલતા**ના કેટલાક અંશો સહિત “જૈન સાહિત્યવર્ધક સભા” તરફથી શિરપુરથી વિ. સ. ૨૦૧૪ માં પ્રકાશિત કરાઈ છે.

યશોવિજયગણિની પોતાની[1] કૃતિ હોવાનું પં. સુખલાલે **યોગદર્શન તથા યોગવિંશિકા** ( પૃ. ૧૪૩ )માં કહ્યું છે, પણ એ બાબત મને શંકા રહે છે. એનાં કારણ નીચે મુજબ છે :—

( ૧ ) જ્યાં સુધી મને ખ્યાલ છે ત્યાં સુધી **યશોવિજયગણિ** પોતાની કોઈ કૃતિ જોવાની ભલામણ કરે છે ત્યારે **અસ્મત્કૃત, મત્કૃત** કે એવી મતલબના ઉલ્લેખપૂર્વક તેમ કરે છે. **પ્રસ્તુતમાં** તેમ **નથી.** આ સંક્ષિપ્ત વ્યાખ્યાની અન્ય કોઈ હાથપોથીમાં અસ્મત્કૃત કે મત્કૃત જેટલો અધિક અંશ હોય તો તો પ્રશ્ન જ રહેતો નથી.

( ૨ ) ઉપાધ્યાયજીએ અન્ય કોઈ ગ્રન્થમાં **લતા**ના નામથી પોતાની એ કૃતિનો ઉલ્લેખ કર્યો જણાતો નથી.

'લતા' એ ઉપાધ્યાયજીની જ કૃતિ હોય તો એ **વૈરાગ્યકલ્પલતા** અને **સ્યાદ્વાદકલ્પલતા** પૈકી એક છે કે કેમ એ પણ એક સવાલ છે. ઉપર્યુક્ત વ્યાખ્યામાં દાર્શનિક ચર્ચાના પ્રસંગે **લતા**નો ઉલ્લેખ છે એ જોતાં **સ્યાદ્વાદકલ્પલતા** અભિપ્રેત હોય તો ના નહિ.

**લતાદ્વય**—આ નામથી ઉપાધ્યાયજીની કૃતિનો નિર્દેશ કેટલાંક વર્ષોથી કરાતો આવ્યો છે, પણ આ નામથી કોઈ કૃતિ મળી આવી નથી. **વૈરાગ્યકલ્પલતા** અને **સ્યાદ્વાદકલ્પલતા**ના એ બંનેના અંતમાં 'લતા' શબ્દ છે તો [2]'લતાદ્વય'થી એ બે સુચવાતી હશે એમ ભાસે છે.

---

૧. 'લતા' સ્વતંત્ર નામ નથી. લતાની બે કૃતિઓનો સંકેતસૂચક પ્રયોગ છે.–**સંપા૦**

૨. 'લતાદ્વય'થી સ્યાદ્વાદકલ્પલતા અને વૈરાગ્યકલ્પલતા જ અભિપ્રેત છે. જે સ્થળે જે અભીષ્ટ હોય તે લેવું. –**સંપાદક**

[૧]**સ્યાદ્વાદમંજરીની ટીકા અને સ્યાદ્વાદમંજૂષા**—'કલિ૦' હેમચન્દ્રસૂરિજીએ [૨]**અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા** નામની કૃતિ ૩૨ પદ્યમાં સંસ્કૃતમાં રચી અજૈન દર્શનોની સમાલોચના કરી છે. એના ઉપર મલ્લિષેણજીએ **શક** સંવત્ ૧૨૧૪ માં [૩]**સ્યાદ્વાદમંજરી** નામની મનનીય ટીકા સંસ્કૃતમાં રચી છે.

**સ્યાદ્વાદમંજૂષા** એ **સ્યાદ્વાદમંજરી** ઉપરની યશોવિજયજી-ગણિએ રચેલી ટીકાનું નામ હોવાનું મનાય છે. આ કૃતિ હજી સુધી તો મળી આવી નથી.

[૪]**ન્યાયાલોક**—આ સંસ્કૃત ગ્રન્થના પ્રારંભમાં એક પદ્ય છે.

---

૧. આ ટીકા મૂળ સહિત **મોતીલાલ** લાધાજીએ (હાલ મુનિશ્રી કેવલવિજયજીએ) વીર સવત્ ૨૪૫૨માં છપાવી હતી. ત્યાર બાદ આ ટીકા મૂળ સહિત "બોમ્બે સસ્કૃત સિરીઝ"માં ઇ. સ. ૧૯૩૩ મા પ્રસિદ્ધ કરાઇ છે. વળી **સ્યાદ્વાદમંજરીની** હિન્દી અનુવાદ **સહિતની** બીજી આવૃત્તિ "રાયચન્દ્ર જૈન શાસ્ત્રમાલા"માં ઇ. સ. ૧૯૩૫ માં પ્રકાશિત કરાઇ છે. **સમૂળ સ્યાદ્વાદમંજરીનું** ગુજરાતી ભાષાંતર **હીરાલાલ** હંસરાજે ઇ. સ. ૧૯૦૩ માં બહાર પાડયુ હતું. ભાષાંતરકાર એઓ પોતે છે.

૨–૩. આ બંનેને અગે કેટલીક વિગતો મેં **દ્વાત્રિંશિકાદ્વયીની** મારી પ્રસ્તાવનામા આપી છે.

૪. આ ગ્રન્થ તીર્થોદ્ધારક શ્રી **વિજયનેમિસૂરિજીએ** રચેલી **તત્ત્વપ્રભા** નામની સંસ્કૃત વિવૃતિ સહિત "જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૭૪ માં છપાવાયો છે. એમા મૂળ તેમ જ વિવૃતિના વિષયોની વિસ્તૃત અનુક્રમણિકા ભેગી અપાઈ છે ખરી, પરતુ એ બે જુદી જાણી શકાય તે માટે મૂળ સબંધી અને વિવૃતિ સબધી વિષયોની આગળ સકેત ચિહ્નો તરીકે મૂ૦ અને ટી૦ નો ઉલ્લેખ કરાયો છે. આની સંસ્કૃત પ્રસ્તાવના (પત્ર ૨ અ–૨ આ) ઉપરથી જાણી શકાય છે કે **મનસુખભાઈ ભગુભાઈએ** કેવળ મૂળ ગ્રન્થ આ અગાઉ (વિ. સં.       માં) છપાવ્યો હતો.

એમાં કર્તાએ પોતાને માટે 'ધીમાન્' પ્રયોગ કર્યો છે. સાથે સાથે એમણે ન્યાયવિશારદ નામની પોતાની પદવીનો પણ ઉલ્લેખ કર્યો છે. અંતમાં છ પદ્યોની પ્રશસ્તિ છે. એ પૈકી દ્વિતીય પદ્યમાં આ ગ્રન્થ વિજયસિંહસૂરિજીના રાજ્યમાં રચાયાનું કહ્યું છે. અંતિમ પદ્યમાં કર્તાએ નમ્રતાદ્યોતક એ વાત કહી છે કે અમારા જેવા પ્રમાદગ્રસ્ત અને ચરણ-કરણથી હીન જનોને માટે પ્રવચનનો રાગ એ ભવસાગર તરી જવાનો શુભ ઉપાય છે. આવી નમ્રતાથી વિભૂષિત વ્યક્તિ પોતાને 'ધીમાન્' કહે ?

ઉપર્યુક્ત સાત પદ્યોને બાદ કરતાં બાકીનો ભાગ ગદ્યમાં રચાયેલો છે. સમગ્ર ગ્રન્થ ત્રણ પ્રકાશમાં વિભક્ત છે. પ્રથમ પ્રકાશમાં મોક્ષના સ્વરૂપ સંબંધી નૈયાયિક, પ્રાભાકર, ત્રિદંડી, બૌદ્ધ, સાંખ્ય, ચાર્વાક, તૌતાતિક અને વેદાન્તના મતોનું નિરસન કરાયું છે. તેમ કરતી વેળા ચિન્તામણિકાર ( પત્ર ૧૪ આ ) અને ઉદયન ( પત્ર ૨૩ આ ) ના મતની આલોચના કરાઈ છે.

આ પ્રકાશનો બીજો મુદ્દો તે આત્મવિભુત્વવાદનું એટલે કે નૈયાયિકો આત્માને સર્વવ્યાપક માને છે એ મતનું ખંડન છે. પ્રસંગવશાત્ શબ્દ પૌદ્ગલિક છે એ જૈન માન્યતાનું પ્રતિપાદન કરાયું છે અને 'કદંબ–ગોલક' ન્યાયથી તેમ જ 'વીચી–તરંગ' ન્યાયથી શબ્દની ઉત્પત્તિ દ્વારા, નહિ કે ગમન દ્વારા કર્ણપ્રાપ્તિ છે એ ન્યાયમત દર્શાવી તેનું નિરસન કરાયું છે.

આકાશનો ગુણ શબ્દ છે એમ ઉચ્છૃંખલ નૈયાયિકોનો મત દર્શાવી એનું પણ ખંડન કરાયું છે.

ત્રીજા મુદ્દા તરીકે ચાર્વાકના મતનું ખંડન છે. ભૂતોમાંથી ચૈતન્ય ઉદ્ભવે છે એ વાતનું નિરસન કરાયું છે.

ચોથો મુદ્દો તે 'જ્ઞાનનું સમવાયિકારણ શરીર જ છે' એમ માનનારા ઉચ્છૃંખલ નૈયાયિકોના આ મતની સમાલોચના છે. પ્રસંગોપાત્ત અનુમિતિ વિષે વિચાર કરતી વેળા ઉદયનનો મત (પત્ર ૭૬ અ) દર્શાવાયો છે.

પાંચમા મુદ્દા તરીકે પરપ્રકાશનું ખંડન છે. પત્ર ૮૩ 'આ' માં પક્ષધરમિશ્રનો મત દર્શાવી તેનું નિરસન કરાયુ છે.

છઠ્ઠો મુદ્દો તે સ્વપ્રકાશવાદીનું પ્રતિવિધાન છે. અહીં **સમ્મઇ-પયરણ**ના ટીકાકારના મતની ગ્રાહ્યતાને અને ચિન્તામણિકારના મત (પત્ર ૯૩ અ)ની આલોચનાને સ્થાન અપાયું છે.

દ્વિતીય પ્રકાશમાં યોગાચારના મતનો શરૂઆતમાં વિચાર કરાયો છે અને સમવાયનું ખંડન કરાયું છે. આગળ જતાં નેત્રને પ્રાપ્યકારી માનનારના મતનું તેમ જ અભાવવાદનું નિરસન કરાયું છે.

તૃતીય પ્રકાશમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ, જીવ અને પુદ્ગલનાં લક્ષણો અને સ્વરૂપ દર્શાવાયાં છે. આમ છ દ્રવ્યના નિરૂપણ બાદ પર્યાયનું વિવેચન હાથ ધરાયું છે. અંતમાં પ્રશસ્તિ છે.

[1]**તત્ત્વપ્રભા**—આ વિવૃતિ શ્રી **વિજયનેમિસૂરિજી**એ વિ. સં. ૧૯૭૨ માં રચી છે. એમાં ચૌદ ગુણસ્થાનકો અને સમુદ્ઘાત વિષે વિસ્તારથી વિચાર કરાયો છે.

**ન્યાયબિન્દુ**—આનો ઉલ્લેખ **યશોવિજયગણિ**એ પ્રામાણ્યની ચર્ચા કરતાં **અષ્ટસહસ્રીવિવરણ** (પત્ર ૭૨ આ)માં કર્યો છે તો પણ આ કૃતિ અનુપલબ્ધ હોવાથી એના વિષય વિષે ચોક્કસ માહિતી હું આપી શકું તેમ નથી. આમાં કાં તો **ન્યાયાલોક**ની જેમ પરમત-

૧. આ પ્રકાશિત છે.

સમીક્ષા હશે અથવા શુદ્ધ ન્યાયનાં અંગ રૂપ પ્રમાણાદિનું નિરૂપણ હશે.

A His. of Ind. Logic (પૃ. ૨૧૯)માં નિમ્નલિખિત ગ્રંથકારો અને ગ્રંથો વિષે **ન્યાયાલોક**માં ઉલ્લેખ છે એમ કહ્યું છે :—

**આચાર્ય, ધર્મકીર્તિ, મણિકૃત્, ચિન્તામણિકૃત્, મિશ્ર, વર્ધમાન** અને **પક્ષધરમિશ્ર.**

**સ્યાદ્વાદરહસ્ય, જ્ઞાનાર્ણવ, સ્યાદ્વાદરત્નાકર** અને **સમ્મતિ-ટીકા.**

[1]**વીરસ્તોત્ર કિંવા ન્યાયખંડખાદ્ય**—આ ૧૧૦ પદ્યની સંસ્કૃત કૃતિનું નામ કર્તાએ આ કૃતિમાં તો દર્શાવ્યું નથી. એથી મેં એના આદ્ય અને ૧૦૬ મા પદ્યને લક્ષ્યમાં રાખી **વીર-સ્તોત્ર** નામ યોજ્યું છે. આને કેટલાક **મહાવીર સ્તવ** કહે છે એટલું જ નહિ પણ એના નામાંતર તરીકે ન્યાયખંડખાદ્યનો તેમ જ [2]ન્યાયખંડનખાદ્યનો ઉલ્લેખ કરે છે. **જિ૦ ર૦ કો૦** (વિ. ૧, પૃ. ૨૧૯)માં તો **ખંડનખાદ્ય**નો પણ નામાંતર તરીકે ઉલ્લેખ છે. વળી કેટલાક આ કૃતિના સ્વોપજ્ઞ વિવરણનું નામ [3]**ન્યાયખંડનખાદ્ય** હોવાનું કહે છે.

---

૧. આ કૃતિ "ન્યાયખડખાદ્યાપરનામ—મહાવીર સ્તવ પ્રકરણમ્"ના નામથી **મનસુખભાઈ ભગુભાઈ**એ સ્વોપજ્ઞ વિવરણસહિત છપાવી છે, પરંતુ એમાં પ્રકાશનવર્ષનો ઉલ્લેખ નથી. ત્યાર બાદ આ જ નામથી આ મૂળ કૃતિ શ્રી વિજય-નેમિસૂરિજી કૃત **ન્યાયપ્રભા** નામની વિવૃતિ સહિત **માણેકલાલ** મનસુખભાઇએ ઇ સ. ૧૯૨૮ માં પ્રકાશિત કરી છે અને આ જ નામથી આ કૃતિ શ્રી વિજય-દર્શનસૂરિજી કૃત **કલ્પલતિકા** સહિત બે ખંડમાં શ્રી તારાચદ મોતીજી તરફથી એક જ વર્ષમા—વિ. સ. ૧૯૯૩ માં પ્રસિદ્ધ કરાઇ છે. આ બને પ્રકાશનમાં સસ્કૃતમા વિષયાનુક્રમણિકા છે.

૨. આ નામ શ્રી વિજયપદ્મસૂરિજીના **ન્યા૦ ય૦ સ્મૃ૦** માં છપાયેલા લેખ (પૃ. ૧૯૯) મા છે.

૩ આ નામ મૂળ કૃતિની સ્વોપજ્ઞ વિવૃતિનું છે એમ **ન્યા૦ ય૦ સ્મૃ૦** (પૃ. ૧૯૩) મા ઉલ્લેખ છે પરતુ એના આમુખ (પૃ. ૮)માં એમ નથી.

છંદ—પદ્ય ૧-૯૯ વસન્તતિલકામાં, ૧૦૦-૧૦૫ અને ૧૦૮ શિખરિણીમાં, ૧૦૬ મું પદ્ય હરિણીમાં, ૧૦૭ મું શાલિનીમાં અને પદ્ય ૧૦૯ અને ૧૧૦ શાર્દૂલવિક્રીડિતમાં છે.

**વિષય**—આ કૃતિનો મુખ્ય વિષય **મહાવીરસ્વામીની** વાણીની-સ્યાદ્વાદની સ્તુતિ છે. એના આદ્ય પદ્યમાં કહ્યું છે કે ઐંકારનો ઉત્તમ જાપ કે જે કવિત્વ અને વિત્તની અભિલાષાને પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ છે અને જેનો રંગ અભંગ છે એ જાપને ગંગાની સમીપમાં પ્રાપ્ત કરીને હે વીર! હું સુખદાતા એવા તારાં ચરણકમળની સૂક્તરૂપ વિકસ્વર પુષ્પો વડે પૂજા કરું છુ.

પ્રસ્તુત કૃતિમાં સ્યાદ્વાદને અંગે દૂષણો જે અન્યજનો તરફથી દર્શાવાય છે તેનું નિરસન કરાયું છે. વિજ્ઞાનવાદની આલોચના કરાઈ છે.

[1]**સ્વોપજ્ઞ વિવરણ**—આનું પરિમાણ ૫૫૦૦ શ્લોક જેવડું છે. એ ન્યાયાલોકની જેમ નવ્ય ન્યાયની પદ્ધતિએ રચાયેલ છે.

આમાં [2]પાંચ સ્થળે ગુણાનન્દ વિદ્યાવાગીશનો ઉલ્લેખ કરી કરી એમની વિચારણાની આલોચના કરાઈ છે. તેમાં **નારાયણાચાર્યનો** અને શિરોમણિનો ઉલ્લેખ છે.

**ન્યાયપ્રભા**—આ સંસ્કૃત વિવૃતિ શ્રી **વિજયનેમિસૂરિજીએ** રચી છે. એની પૂર્ણાહુતિ અમદાવાદમાં વિ. સં. ૧૯૭૦માં કરાઈ છે. એ મૂળ કૃતિ તેમ જ એના સ્વોપજ્ઞ વિવરણના સ્પષ્ટીકરણરૂપ છે.

---

૧. આ પ્રકાશિત છે.

૨. A His. of Indian Logic હાથપોથીનાં પત્ર ૨, ૧૧, ૫૬, ૭૦ અને ૮૦ એમ પાચ સ્થળ દર્શાવાયા છે

કલ્પલતિકા—આ શ્રી વિજયનેમિસૂરિજીના પટ્ટધર શ્રી વિજયદર્શન-સૂરિજીની રચના છે. એ ચાર ભાગમાં વિભક્ત છે. એમાં અનુક્રમે પદ્ય ૧–૨૨, ૨૩–૩૪, ૩૫–૫૧ અને ૫૨–૧૧૦ ની વિવૃતિને સ્થાન અપાયુ છે. પ્રથમના બે ભાગનો પ્રથમ ખંડ તરીકે અને બાકીના બે ભાગનો દ્વિતીય ખંડ તરીકે ઉલ્લેખ છે. દ્વિતીય ખડના અંતમાં મૂળ તેમ જ કલ્પલતિકાનો વિષયાનુક્રમ ભેગો અપાયો છે.

પ્રમેયમાલા—આની ૪૨ પત્રની એક [1]હાથપોથી મળે છે. એમાં ૨૫મુ પત્ર નથી. આ લગભગ [2]૩૩૦૦ શ્લોક જેવડી કૃતિના આરંભમાં નીચે પ્રમાણે ત્રણ પદ્ય છેઃ—

" ऐन्द्रश्रेणिनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।
प्रमेयमाला बालानामुपकाराय तन्यते ॥ १ ॥

स्वसिद्धान्तदिशा क्वापि प्रसङ्गापादनात् क्वचित् ।
अत्रान्यदर्शनार्थानां क्वापि व्यालोडनं मिथः ॥ २ ॥

अधीत्य ग्रन्थमेनं ये भावयन्ति मुहुर्मुहुः ।
जायन्ते पारदृश्वानस्तर्काब्धेर्लीलयैव ते ॥ ३ ॥ "

આના પછી ગદ્યમાં લખાણ છે. એની શરૂઆત નીચે પ્રમાણે છેઃ—

---

૧. આની શરૂઆતમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

९८० । श्री गुरुभ्यो नम॰ । ऐं नमः । अर्हं ।

આના પત્ર ૧ અ ના ડાબા હાથ તરફના હાસિયામાં 'वादमाल नवीन' એવો ઉલ્લેખ છે અને પત્ર ૫ અ, ના હાંસિયામા 'वादमाला' છે. પત્ર ૪૨ આ, કોરુ છે.

૨. $\frac{૪૨ \times ૨ \times ૨૧ \times ૬૦}{૩૨} = ૩૩૦૭\frac{૧}{૨}$

"तत्र स्वत्वमतिरिक्तं प्रतिग्रहादिजन्यस्य यथेष्टविनियोगजनकस्य व्यापारविशेषस्य धनमिष्टस्य स्वामिनरूप्यस्य कल्पनादिति के चित्, तन्न"

આ કૃતિમાં નીચે પ્રમાણેનાં પ્રકરણ છે :—

| ક્રમાંક | પત્ર | પ્રકરણનું નામ |
|---|---|---|
| ૧ | ૧ અ – ૩ આ | સ્વત્વ |
| ૨ | ૩ આ – ૫ અ | વિષયતા |
| ૩ | ૫ અ – ૬ આ | સંસ્કારરસવિષયકલા |
| ૪ | ૬ આ – ૯ આ | સ્વપ્રકાશતા |
| ૫ | ૯ આ –[1]૧૧ અ | [2]નિર્વિકલ્પ |
| ૬ | ૧૧ અ – ૧૨ આ | સ્મૃતિપ્રામાણ્ય |
| ૭ | ૧૨ આ – ૧૩ આ | વિશેષણોપલક્ષણ |
| ૮ | ૧૪ અ – ૧૭ અ | સંશયલક્ષણ |
| ૯ | ૧૭ અ – ૨૧ અ | મનસ્ |
| ૧૦ | ૨૧ અ – ૨૬ અ | પૃથિવી |
| ૧૧ | ૨૬ અ – ૨૮ આ | જલ |
| ૧૨ | ૨૮ આ – ૩૨ અ | તેજસ્ |
| ૧૩ | ૩૨ અ – ૩૫ અ | વાયુ |
| ૧૪ | ૩૫ અ – ૪૨ અ | શરીર |

આ પૈકી છેલ્લું પ્રકરણ અપૂર્ણ છે. પત્ર ૪૨ અ ગત અંતિમ લખાણ નીચે પ્રમાણે છે :—

૧. આ પત્ર ઉપર ' અન્યત્ર ' એવો ઉલ્લેખ છે.

૨. આ પ્રકરણમાં અવગ્રહાદિની બાબત અપાઈ છે.

" पाणिकर्मणैवोक्तप्रत्ययाद्युपपत्त्याऽतिरिक्तशरीरकर्मकल्पनाया एव बाधकत्वात् कल्पनाभावस्त्वन्यत्र क्लृप्त एव शरीरेऽकल्प्यत इति न गौरवम् । न चैवं कर्मणोऽणुमात्रगतत्वं त्रुटिमात्रगतत्वं वा स्यात् । तत् कर्मणैवान्यत्र प्रत्ययोपपत्ते"

**પૌર્વાપર્ય**—પત્ર ૧૭ અ માં **નયરહસ્ય** જોવાની ભલામણ કરાઈ છે. એ હિસાબે **પ્રમેયમાલા** એ **નયરહસ્ય** પછી રચાયાનું ફલિત થાય છે.

**ઉલ્લેખ**—પત્ર ૩૫ આ માં **લી**લાવતીકાર અને દેવર્ષિનો ઉલ્લેખ છે.

આ કૃતિમાં શરીરનું ત્રૈવિધ્ય વર્ણવાયું છે.

[1]**વાદમાલા**—આ નામની [2]ત્રણ કૃતિ છે. એમાની એક કૃતિની યશોવિજયગણિએ સ્વહસ્તે લખેલી હાથપોથી મળે છે અને એ મુદ્રિત છે. એમાં નિમ્નલિખિત સાત વાદોનું નિરૂપણ છે :—

( ૧ ) ચિત્રરૂપ—વાદ, ( ૨ ) લિંગોપહિત લૈંગિકભાન-વાદ, ( ૩ ) દ્રવ્યનાશહેતુતાવિચાર-વાદ, ( ૪ ) સુવર્ણતૈજસત્વાતૈજસત્વ-વાદ, ( ૫ ) અન્ધકારભાવ-વાદ, ( ૬ ) વાયુસ્પાર્શનપ્રત્યક્ષ-વાદ અને ( ૭ ) શબ્દનિત્યત્વાનિત્યત્વ વાદ.

આ પ્રમાણેના વિવિધ વાદોને આ કૃતિમાં સ્થાન અપાયું હોવાથી એનું 'વાદમાલા' નામ સાર્થક ઠરે છે. કર્તાએ આ કૃતિ સાત જ વાદોથી

---

૧. આ કૃતિ **ઉત્પાદાદિસિદ્ધિવિવરણ** ઇત્યાદિ સહિત "જૈન ગ્રંથ પ્રકાશક સભા" તરફથી વિ સં. ૨૦૦૦ માં પ્રકાશિત કરાયો છે. એ માટે કર્તાએ જાતે લખેલી હાથપોથીનો ઉપયોગ કરાયો છે.

૨. જુઓ **ન્યા૦ ય૦ સ્મૃ૦** (પૃ. ૧૯૩).

પૂરી કરી હશે કે વિશેષ વાદો રચવાની એમની ઇચ્છા હશે [1]તેનો નિર્ણય કરવા માટે કોઈ સાધન હજી સુધી તો મને મળી આવ્યું નથી.

**વિષય**—પ્રથમ વાદમાં 'ચિત્ર'ને અંગે વિચારણા છે.

અનુમિતિના વિષયરૂપ લિંગી(પક્ષ)માં લિંગ(હેતુ) હોવો જ જોઈએ કે નહિ એ બીજા વાદનો વિષય છે.

દ્રવ્યના નાશનો હેતુ શો છે એ ત્રીજા વાદનો વિષય છે. પ્રાચીન નૈયાયિકોના મતે નિમિત્તથી ભિન્ન કારણના નાશથી દ્રવ્યનો નાશ થાય છે, જ્યારે નવ્ય નૈયાયિકોના મતે ફક્ત **અસમવાયિ-કારણના જ નાશથી** દ્રવ્યનો નાશ થાય છે. આ બાબત અહીં ચર્ચા કરાઈ છે. સુવર્ણ એ તૈજસ દ્રવ્ય છે કે પાર્થિવ ખનિજ પદાર્થ છે એ વાત ચોથા વાદમાં વિચારાઈ છે. નૈયાયિકો સુવર્ણને તૈજસ દ્રવ્ય માને છે. પાંચમા વાદમાં અંધકાર એ ભાવરૂપ છે કે અભાવરૂપ એ પ્રશ્ન ચર્ચાયો છે. ભાટ્ટ મીમાંસકો અંધકારને ભાવરૂપ માને છે. વાયુ સ્પાર્શન છે કે નહિં એ બાબતની ચર્ચા છઠ્ઠા વાદમાં કરાઈ છે. શબ્દ નિત્ય છે કે અનિત્ય એ વાત સાતમા વાદમાં ચર્ચાઈ છે. મીમાંસકો શબ્દને નિત્ય માને છે તો નૈયાયિકો એને અનિત્ય માને છે.

**સન્તુલન**—**શાસ્ત્રવાર્તાસમુચ્ચય**(સ્તબક ૬, શ્લો. ૩૭)ની ટીકા નામે **સ્યાદ્વાદકલ્પલતા**( પત્ર )માં ન્યાયાચાર્યે ચિત્રરૂપવાદની ચર્ચા પ્રૌઢ યુક્તિઓ આપવાપૂર્વક કરી છે. એના વિસ્તાર માટે **સ્યાદ્વાદરહસ્ય** જોવાની ભલામણ આ ટીકા( પત્ર )માં કરાઈ છે. આ ચિત્રરૂપવાદની ચર્ચા **સમ્મઇ પયરણ** મહાકાય ટીકા નામે વાદમહાર્ણવમાં જોવાય છે.

---

૧. આ પ્રમાણે પ્રશ્ન ઉઠાવવાનું કારણ એ છે કે **વાદમાલા**ના અંતમાં ગ્રંથની સમાપ્તિ સૂચવનારું કોઈ વાક્ય નથી.

ઉલ્લેખ—ત્રણ **વાદમાલા** પૈકી કોઈ એકનો ઉલ્લેખ **અષ્ટ-સહસ્રીવિવરણ** ( પત્ર ૨૪૭ અ )માં છે.

[1]વિવૃતિ—**વાદમાલા** ઉપર 'તીર્થોદ્ધારક' શ્રી વિજયનેમિસૂરિએ [2]૭૨ પત્ર પૂરતી વિસ્તૃત વિવૃતિ સસ્કૃતમાં ગદ્યમાં વિ. સં. ૧૯૯૮ માં ભાવનગરમાં રચી છે. પ્રારંભમાં મંગલાચરણરૂપે એક [3]પદ્ય છે અને એ દ્વારા **મહાવીરસ્વામીને** વંદન કરાયું છે. અંતમાં સાત પદ્યોની [4]પ્રશસ્તિ છે. એ પૈકી બીજાથી ચોથા પદ્યમાં ઉપર્યુક્ત સાત વાદો અનુક્રમે દર્શાવાયા છે.

**વાદમાલા** — આ નામથી ઓળખાવાતી એક સંસ્કૃત કૃતિની ૭ પત્રની હાથપોથી મળે છે. નવ્ય ન્યાયની શૈલીએ રચાયેલી આ કૃતિનો પ્રારંભ નિમ્નલિખિત પદ્યથી કરાયો છે :—

"ऐन्द्रश्रेणिनतं नत्वा सर्वज्ञं तत्त्वदेशिनम् ।
बालानामुपकाराय वादमाला निबध्यते ॥ १ ॥"

---

૧. આ વિવૃતિ **વાદમાલા ટીકા**ના નામથી "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં. ૨૦૦૮ મા પ્રકાશિત કરાઈ છે. પત્ર ૭૨ આ ઉપરનું લખાણ વિવૃતિકારના કોઈ ભક્તનું હોવું જોઈએ; કેમકે એમા વિવૃતિકારને વિવિધ વિશેષણોથી વધાવેલા છે. "પ્રાસ્તાવિક નિવેદન"માં સાતે વાદને લગતા મુદ્દાઓ સંક્ષેપમાં જણાવાયા છે.

૨. ૧ અ – ૩૦ અ, ૩૦ અ – ૪૨ અ, ૪૨ અ – ૪૬ અ, ૪૬ અ – ૫૦ આ, ૫૦ આ – ૬૨ આ, ૬૨ આ – ૬૮ આ અને ૬૯ અ – ૭૨ અ માં સાત વાદો અનુક્રમે ચર્ચાયા છે.

૩–૪. આ પદ્યમાં તેમ જ પ્રશસ્તિના પાંચમા પદ્યમાં પણ 'વિવૃતિ' શબ્દ વપરાયો છે.

આના પછી "**तथा प्राचां गुम्फो**" થી શરૂ થતુ બીજું પદ્ય અને ત્યાર બાદ "**वादमालामिमां बालाः**" થી શરૂ થતુ પદ્ય છે. ત્યાર પછીનું લખાણ ગદ્યમાં છે.

'સ્વત્વવાદ' એ આ **વાદમાલા**ગત પ્રથમ વાદ છે. સ્વત્વ એટલે સ્વામિત્વ, નહિ કે અન્ય પદાર્થ, એમ કેટલાક માને છે એમ પત્ર ૨ અ માં કહ્યું છે.

લગભગ [1]ચારસો શ્લોક જેવડો આ 'સ્વત્વવાદ' **પ્રમેયમાલા**માં પણ જોવાય છે. આ સ્વત્વવાદ પત્ર ૩ આ સુધી લંબાયો છે. [2]પછી એ જ પત્ર ઉપર "**अथ सन्निकर्षः**" એવો ઉલ્લેખ છે. એ ઉપરથી સન્નિકર્ષ–વાદ અપાયો હોય એમ લાગે છે. અંતમાં પત્ર ૬ આ માં નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

"**अत्र द्रव्यचाक्षुषे चक्षुःसंयोगस्य हेतुकार्यतावच्छेदकः सम्बन्धो न विषयत्वमात्रं चैत्रस्यायं पुत्र इत्यादि चाक्षुषे चैत्राद्यंशे व्यभिचारात् किन्तु लौकिकत्वाख्ये (?) विषयताविशेषः अवच्छेदकधर्मविषये वाऽवच्छेदकसम्बन्धविषयाऽपि पदार्थसिद्धेः**"

આના પછી પુષ્પિકા કે પ્રશસ્તિ નથી. આથી આ અપૂર્ણ લાગે છે.

---

૧. $\frac{૬ \times ૨ \times ૨૧ \times ૫૦}{૩૨} = ૩૯૩\frac{૩}{૪}$

૨. એના અંતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે :—

"तदुभयभेदेऽपि तयोरवश्यं पुरुषधननिष्ठविशेषणताभेदाभ्युपगमादित्याहुः"

આ લગભગ [1]૨૮૫ શ્લોક જેવડી કૃતિના અંતમાં નીચે મુજબની પંક્તિ છે :—

" तत्स्थलीयप्रतिबन्धकतायां प्रतिबध्यतावच्छेदककोटौ प्रत्यक्षान्यत्वमापत्यन्यत्वं निवेशनीयमिति गौरवमित्यादि परास्तमिति कृतं पल्लवितेन ॥ श्री "

કહેવાની મતલબ એ છે કે તે સ્થળને લગતી પ્રતિબન્ધકતામાં પ્રતિબધ્યતાવચ્છેદકની કોટિમાં પ્રત્યક્ષાન્યત્વ અને ( ? ) આપત્યન્યત્વ ઉમેરવુ ઘટે તો ગૌરવ ઇત્યાદિ દોષ આવે એમ જે કહે છે તેનું આથી નિરસન થયું.

[2]આત્મખ્યાતિ—આની ૫૬ પત્રની એક હાથપોથી મળે છે. આની શરૂઆતમાં સૌથી મથાળે નીચે મુજબનું પદ્ય છે :—

" ऐन्द्रव्र(वृ)न्दनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।
आत्मख्याति करोत्युच्चैर्यशोविजयवाचकः ॥ १ ॥ "

ત્યાર બાદ " ऐं नमः " છે. આ[3] ૨૨૦૦ શ્લોક જેવડી અને અપૂર્ણ જણાતી કૃતિમાં પ્રારંભમાં કહ્યું છે કે આત્મા એ જ્ઞાન, ઇચ્છા ઇત્યાદિનો આશ્રય છે અને પૃથ્વી વગેરે દ્રવ્યથી ભિન્ન છે એમ સૌ કોઈ આસ્તિકો માને છે, પરંતુ એ આત્મા વિભુ છે કે મધ્યમ પરિણામવાળો છે એ બાબત મતભેદ છે. નૈયાયિકો વગેરે આત્માને વિભુ માને છે તે

---

૧. $\frac{૫ \times ૨ \times ૧૯ \times ૪૮}{૩૨} = ૨૮૫.$

૨. આ કૃતિનો ઉલ્લેખ પહેલા કામળ( પૃ ૯૮ )માં છે.

૩. $\frac{૫૬ \times ૨ \times ૧૫ \times ૪૨}{૩૨} = ૨૨૦૫.$

અમે સહન ન કરીએ એમ કહી એના ખંડનથી આ કૃતિની શરૂઆત કરાઈ છે.

રામભદ્ર સાર્વભૌમે મૂર્તતા તેજ દ્રવ્ય છે એમ જે કહ્યું છે (પત્ર ૫ અ) તે બરાબર નથી એમ યશોવિજયજીએ જણાવ્યુ છે.

આ કૃતિમાં નિમ્નલિખિત મતોનું ખંડન કરાયું છે :—

મિશ્રના (પત્ર ૭ આ), ચિન્તામણિકૃત્‌ના (પત્ર ૮ અ), સમવાયનું ખંડના (પત્ર ૮ આ), મહાપ્રલયવાદીના (પત્ર ૧૪ અ), અવતારવાદ માનનારના (પત્ર ૧૪ અ), વર્ધમાનના (પત્રં ૧૪ આ), નવ્ય નાસ્તિકના (પત્ર ૧૬ આ), ઉદ્દ્યોતકરના (પત્ર ૧૮ અ), શંકરસ્વામીના (પત્ર ૧૮ અ) અને સ્વતંત્રના (પત્ર ૨૧ અ).

[1]વાચક ચક્રવર્તીએ કહ્યું છે એવા ઉલ્લેખપૂર્વક નીચે મુજબનું અવતરણ પત્ર ૬ અ માં અપાયું છે :—

"द्रव्यात्म इति उपचारः सर्वद्रव्येषु नयविशेषेण"

સમ્મતિમાંથી ચાર અવતરણ પત્ર ૧૦ આ મા આપી એની વ્યાખ્યા કરાઈ છે. પત્ર ૧૨ આ માં [2]**પદાર્થરત્નમાલા**ના ઉલ્લેખ-પૂર્વક એમાંથી નિમ્નલિખિત અવતરણ અપાયુ છે :—

"पक्षां( ? )ड(?)रे तु तन्नाश्रय एक एव प्रत્यभिज्ञानात्"

પત્ર ૩૧ આ માં 'પારમર્ષ'ના ઉલ્લેખપૂર્વક નિમ્નલિખિત પંક્તિ રજૂ કરાઈ છે :—

---

૧. આથી ઉમાસ્વાતિ અભિપ્રેત છે.

૨. આ કોઈ અજૈન કૃતિ હોય એમ લાગે છે. એના કર્તાનું નામ જાણવું બાકી રહે છે.

વાદમાલા (બીજી)
વાદમાલા (ત્રીજી)

આ બંનેની હાથપોથી મળી છે ખરી પરંતુ મારા હાથ પર આવી નથી જેથી આ કૃતિઓ વિષેની વિગતો શી રીતે આપી શકાય ? પણ નામ ઉપરથી ન્યાયાદિક દર્શનને લગતા વાદોની ચર્ચાઓ હશે.

[1]**અસ્પૃશદ્ગતિવાદ**—આ મુખ્યતયા ગદ્યાત્મક કૃતિના પ્રારંભમાં નીચે મુજબનું પદ્ય છે :—

" अस्पृशद्गतिमतीत्य शोभते
सिद्ध्यतो न हि मतिः सुमेधसाम् ।
इत्यखण्डतमपण्डपण्डिता-
चारमण्डणमलावुपक्रमः ॥ १ ॥ "

આ પદ્ય પછી એમ કહ્યું છે કે કેટલાક સ્થૂળ બુદ્ધિવાળા જનો એમ માને છે કે સિદ્ધ થતી વેળા મોક્ષે જનારની ગતિ, વચ્ચેના પ્રદેશોને સ્પર્શ્યા વિના, ઉપરના ભાગના પ્રદેશનો સ્પર્શ સંભવતો હોવાથી 'સ્પર્શન્તી' છે. વળી તેઓ, જે સૂત્રોમાં સિદ્ધ થનારની ગતિને 'અસ્પૃશત્' કહી છે તેનું સમર્થન, બંને બાજુના પ્રદેશોને સ્પર્શ્યા વિનાની એમની ગતિ છે એમ કહી કરે છે. આ બાબતની પ્રસ્તુત કૃતિમાં સમીક્ષા કરાઈ છે.

---

[1] આ કૃતિ **ગુરુતત્ત્વવિનિશ્ચય**ના નામથી પ્રસિદ્ધ કરાયેલા પુસ્તકના અંતમાં (પત્ર ૧ અ – ૨ અ માં) અપૂર્ણ છપાયેલી છે. હવે તો આ કૃતિ પૂરેપૂરી મળે છે અને એ **ઉત્પાદાદિ૦ ચતુષ્ટયી**માં (પત્ર ૩૧ આ – ૩૬ અ માં) વિ.સં. ૨૦૦૦ માં છપાવાઈ છે. **ન્યા૦ ય૦ સ્મૃ૦** (પૃ. ૧૯૩)માં **અસ્પૃશદ્ગતિવાદ** એ **વાદમાલા**નું એક પ્રકરણ છે એવો ઉલ્લેખ છે.

અંતમાં વિશેષ માહિતી માટે સ્યાદ્વાદકલ્પલતા જોવાની ભલામણ કરાઈ છે ખરી, પરતુ શાસ્ત્રવાર્તાસમુચ્ચય(સ્ત૦ ૯, શ્લો. ૨૧)ની આ ટીકામાં આ વિષયના નિરૂપણાર્થે એકાદ પંક્તિ જ છે. એથી આ મુદ્રિત ટીકા અપૂર્ણ હોય એમ અનુમનાય છે.

ઉલ્લેખ—મહાવીર સ્તવને લગતી સ્વોપજ્ઞ વૃત્તિમાં અસ્પૃશદ્ગતિવાદ જોવાની ભલામણ કરાઈ છે. પ્રસ્તુત ઉલ્લેખ નીચે મુજબ છે :—

**"इत्यादि समर्थितं महता प्रबन्धेनास्पृशद्गतिवादेऽस्माभिरिति किमतिपल्लवितेन ? ।"**

**અવતરણો—અસ્પૃશદ્ગતિવાદમાં આવસ્સયની** ચુણ્ણિ, **પણ્ણવણા** અને **વિસેસા૦, આવસ્સય** અને કર્મગ્રંથની મલયગિરીય ટીકા, **સમયસાર**ની વૃત્તિ અને **તત્ત્વાર્થ**ની વૃત્તિમાંથી અવતરણ અપાયાં છે. વિશેષમાં 'વાદિવેતાલ' તેમ જ **શાન્તિસૂરિ**એ કરેલાં વિધાનનો, વૈશેષિક મતનો તેમ જ દર્શનાન્તરીયનો ઉલ્લેખ પણ છે. આ ઉપરાંત ભાષ્યકાર, **અભયદેવસૂરિ** અને **સમ્મતિ**કારનો નિર્દેશ કરાયો છે.

**વિષયતાવાદ**—આની પાચ પત્રની કર્તાએ જાતે લખેલી હાથપોથી મળે છે નવ્ય ન્યાયની શૈલીએ રચાયેલી આ જટિલ કૃતિનો પ્રારંભ "**ऐं नमः**"થી છે. જ્ઞાન વગેરેની વિષયમાં જે વિષયતા છે તે એક પ્રકારનો સ્વરૂપ સંબંધ છે, નહિ કે એ વિષયતા વિષયથી ભિન્ન છે, કેમકે ભિન્નતા માટે કોઈ પ્રમાણ નથી એમ પ્રાચીનો માને છે. તેના ખડનથી આ કૃતિની શરૂઆત કરાઈ છે.

ઉદ્દેશ્યત્વ અને વિધેયત્વ એ બને પણ એક જાતની વિષયતા છે એમ કેટલાક માને છે. એ મતથી વિરુદ્ધ મત **યશોવિજયજી** ગણિએ અહીં દર્શાવ્યો છે.

આ લગભગ [1]૨૮૫ શ્લોક જેવડી કૃતિના અંતમાં નીચે મુજબની પંક્તિ છે :—

" तत्स्थलीयप्रतिबन्धकतायां प्रतिबध्यतावच्छेदककोटौ प्रत्यक्षान्यत्वमाप्तत्वन्यत्वं निवेशनीयमिति गौरवमित्यादि परास्तमिति कृतं पल्लवितेन ॥ श्री "

કહેવાની મતલબ એ છે કે તે સ્થળને લગતી પ્રતિબન્ધકતામાં પ્રતિબધ્યતાવચ્છેદકની કોટિમાં પ્રત્યક્ષાન્યત્વ અને ( ? ) આપ્તત્વન્યત્વ ઉમેરવું ઘટે તો ગૌરવ ઇત્યાદિ દોષ આવે એમ જે કહે છે તેનું આથી નિરસન થયું.

[2]આત્મખ્યાતિ—આની ૫૬ પત્રની એક હાથપોથી મળે છે. આની શરૂઆતમાં સૌથી મથાળે નીચે મુજબનું પદ્ય છે :—

" ऐन्द्रव(वृ)न्दनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।
आत्मख्याति करोत्युच्चैर्यशोविजयवाचकः ॥ १ ॥ "

ત્યાર બાદ " ऐं नमः " છે. આ[3] ૨૨૦૦ શ્લોક જેવડી અને અપૂર્ણ જણાતી કૃતિમાં પ્રારંભમાં કહ્યું છે કે આત્મા એ જ્ઞાન, ઇચ્છા ઇત્યાદિનો આશ્રય છે અને પૃથ્વી વગેરે દ્રવ્યથી ભિન્ન છે એમ સૌ કોઈ આસ્તિકો માને છે, પરંતુ એ આત્મા વિભુ છે કે મધ્યમ પરિણામવાળો છે એ બાબત મતભેદ છે. નૈયાયિકો વગેરે આત્માને વિભુ માને છે તે

---

૧. $\frac{૫ \times ૨ \times ૧૯ \times ૪૮}{૩૨} = ૨૮૫.$

૨. આ કૃતિનો ઉલ્લેખ પહેલા કાગળ( પૃ. ૯૮ )માં છે.

૩. $\frac{૫૬ \times ૨ \times ૧૫ \times ૪૨}{૩૨} = ૨૨૦૫.$

અમે સહન ન કરીએ એમ કહી એના ખંડનથી આ કૃતિની શરૂઆત કરાઈ છે.

રામભદ્ર સાર્વભૌમે મૂર્તતા તેજ દ્રવ્ય છે એમ જે કહ્યું છે (પત્ર ૫ અ) તે બરાબર નથી એમ યશોવિજયજીએ જણાવ્યું છે.

આ કૃતિમાં નિમ્નલિખિત મતોનું ખંડન કરાયું છે :—

મિશ્રના (પત્ર ૭ આ), ચિન્તામણિકૃતના (પત્ર ૮ અ), સમવાયનું ખંડના (પત્ર ૮ આ), મહાપ્રલયવાદીના (પત્ર ૧૪ અ), અવતારવાદ માનનારના (પત્ર ૧૪ અ), વર્ધમાનના (પત્રં ૧૪ આ), નવ્ય નાસ્તિકના (પત્ર ૧૬ આ), ઉદ્દ્યોતકરના (પત્ર ૧૮ અ), શંકરસ્વામીના (પત્ર ૧૮ અ) અને સ્વતંત્રના (પત્ર ૨૧ અ).

[1]વાચક ચક્રવર્તીએ કહ્યું છે એવા ઉલ્લેખપૂર્વક નીચે મુજબનું અવતરણ પત્ર ૬ અ માં અપાયુ છે :—

"द्रव्यात्म इति उपचारः सर्वद्रव्येषु नयविशेषेण"

સમ્મતિમાંથી ચાર અવતરણ પત્ર ૧૦ આ મા આપી એની વ્યાખ્યા કરાઈ છે. પત્ર ૧૨ આ માં [2]**પદાર્થરત્નમાલા**ના ઉલ્લેખપૂર્વક એમાંથી નિમ્નલિખિત અવતરણ અપાયુ છે :—

"पक्षां(?)ड(?)रे तु तन्नाश्रय एक एव प्रत्यभिज्ञानात्"

પત્ર ૩૧ આ માં 'પારમર્ષ'ના ઉલ્લેખપૂર્વક નિમ્નલિખિત પંક્તિ રજૂ કરાઈ છે :—

---

૧. આથી ઉમાસ્વાતિ અભિપ્રેત છે.

૨. આ કોઈ અજૈન કૃતિ હોય એમ લાગે છે. એના કર્તાનું નામ જાણવું બાકી રહે છે.

## द्रव्यद्रियाए पगो हं

ઉપર્યુક્ત મતોના નિરસન પ્રસંગે તે તે મતના પ્રરૂપકનું નામ અપાયું છે. એ ઉપરાંત વિશેષ નામ નીચે મુજબ છે:—

આચાર્ય ( પત્ર ૩૩ અ, ૪૩ આ ), દીધિતિકૃત્, ભાષ્યકૃત્, મહાવાદી, [1]શિરોમણિ, સમ્મતિટીકાકાર અને સાર્વભૌમ.

પત્ર ૧૯ આ માં **क्रियमाणं कृतं** ને અંગે અને પત્ર ૨૪ આ માં વિભાગ વિષે વિચાર કરાયો છે. પત્ર ૨૮ આ માં ઘટરૂપને લક્ષીને સપ્તભંગીનો નિર્દેશ છે. પત્ર ૩૩ અ – ૩૩ આ મા અપેક્ષાબુદ્ધિજન્ય અને અપેક્ષાબુદ્ધિવ્યંગ્ય પરત્વે ચર્ચા કરાઈ છે.[2] પત્ર ૩૫ અ માં અવયવ અને અવયવીના ભેદાભેદ વિષે ઊહાપોહ છે. પરમાણુમાં પાકથી ઉદ્ભવતા રૂપાદિનો અભાવ છે એમ **યશોવિજયે** પોતાનો મત પત્ર ૩૯ આ માં દર્શાવ્યો છે. પત્ર ૪૭ આ થી કોઈક વાદનો ઉત્તરપક્ષ શરૂ કરાયો છે. પત્ર ૪૯ આ માં યૌક્તિકનો મત દર્શાવાયો છે. પત્ર ૫૬ આ માં વેદાન્તીઓનો જ્ઞાનને લગતો મત દર્શાવાયો છે.

પત્ર ૩૫ અ માં **વિશેષાવશ્યકનો** અને પત્ર ૪૮ અ માં **સ્યાદ્વાદરત્નાકરનો** ઉલ્લેખ છે. અંતમાં નીચે મુજબની પંક્તિદ્વારા આ હાથપોથી પૂર્ણ કરાઈ છે :—

**"वस्तुत आत्मा ज्ञानद्वारा ज्ञानानन्द एवेति तद्द्वारा [3]स्वसंविदितत्वं ज्ञानातिरिक्तपर्यायद्वारा तु न तथात्वमिति स्याद्वाद एवानाविल इति सर्वमवदातम् "**

---

૧. પત્ર ૩૦ આ મા શિરોમણિએ નઞ્–દીધિતિમા કહ્યુ છે એવો ઉલ્લેખ છે.

૨. આ ચર્ચા **અનેકાન્તવ્યવસ્થા**( ? )નું સ્મરણ કરાવે છે.

૩. આત્મા આત્મા વડે જણાય એ આત્માનું સ્વસંવિદિતત્વ છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે ખરી રીતે આત્મા જ્ઞાન દ્વારા જ્ઞાનથી અનન્ય–અભિન્ન જ છે એટલે એ દ્વારા સ્વસંવિદિતત્વ છે, જ્યારે જ્ઞાનથી અતિરિક્ત પર્યાય દ્વારા તેમ નથી. આમ સ્યાદ્વાદ જ નિર્દોષ છે.

**ચિત્રરૂપપ્રકાશ** — **સ્યાદ્વાદરહસ્ય**( પત્ર ૩૩ અ )માં આ કૃતિ જોવાની ભલામણ **યશોવિજયજી** ગણિએ કરી છે, એટલે આ એમની જ કૃતિ છે એ વાત નિઃશંક છે, પણ એ સંસ્કૃતમાં છે કે કેમ અને એ કોઈ **વાદમાલા** જેવી કૃતિનો એક ભાગ તો નથી એનો નિર્ણય કરવો બાકી રહે છે.

**ન્યાયવાદાર્થ** ( ઉ. વિ. સં. ૧૭૦૧ ) — **યશોવિજયજી** ગણિએ આ જોવાની ભલામણ **લઘુ સ્યાદ્વાદરહસ્ય**( પત્ર ૩ અ )માં તેમ જ **બૃહત્ સ્યાદ્વાદરહસ્ય**( પત્ર ૩૨ અ )માં કરી છે. વિશેષમાં **બૃહત્ સ્યાદ્વાદરહસ્ય** ( પત્ર ૩૩ અ ) જોતાં જણાય છે કે એમાં ચિત્રરૂપ સંબંધી વિચારણા કરાઈ છે.

**વાદરહસ્ય** — આ **યશોવિજયજી** ગણિની કૃતિ હોવાનું મનાય છે, પણ એમ માનવા માટે મને કોઈ સબળ પ્રમાણ મળ્યું નથી. એ કૃતિ અનુપલબ્ધ છે એટલે એમાં શું હરિભદ્રસૂરિકૃત **વાદાષ્ટક** જેવી બાબત ચર્ચાઈ હશે કે કેમ તે જાણવું બાકી રહે છે.

**વાદાર્ણવ** — આના પ્રણેતા **યશોવિજયજી** ગણિ છે એમ નિઃશંકપણે માનવા માટે મને કોઈ કારણ જણાતું નથી એ અનુપલબ્ધ કૃતિનું નામ વિચારતાં એમાં અનેક વાદોનું વિસ્તૃત અને વેધક વર્ણન હશે એમ લાગે છે.

[1]**આલોકહેતુતાવાદ**[2], **મંગલવાદ અને વિધિવાદ** — આ ત્રણે કૃતિઓ યશોવિજયજી ગણિએ રચ્યાનું અને અનુપલબ્ધ હોવાનું મનાય છે, પણ એ યશોવિજયજી ગણિની જ કૃતિઓ છે એમ માનવા માટે એમની કોઈ કૃતિમાં એનો ઉલ્લેખ હોય તો એ સબળ પુરાવો ગણી હું એ વાત સ્વીકારું. આવો પુરાવો **મંગલવાદ** માટે તો **ભાસારહસ્સ**ના આદ્ય પદ્યના સ્વોપજ્ઞ વિવરણ( પત્ર ૨ અ )માં એનો ઉલ્લેખ હોવાથી મળે છે એટલે એ તો યશોવિજયગણિની કૃતિ છે જ.

મંગલવાદમાં મંગલનાં સ્વરૂપ, એની આવશ્યકતા ઇત્યાદિનો વિચાર કરાયો હશે. આ સંબંધી વિશિષ્ટ અને વિસ્તૃત માહિતી **વિસેસા૦** ( ગા. ૧૨–૭૮ )માં અપાયેલી છે. એનો ઉપયોગ આ **મંગલવાદ**ની રચનામાં કરાયો હશે.

પં. સુખલાલની કલ્પના — મંગલવાદ અને વિધિવાદ એ નામ માટે પં. સુખલાલે નીચે મુજબ કથન કર્યું છે :–

"મંગલવાદ અને વિધિવાદ એ નામના હાલ અનુપલબ્ધ ગ્રંથોના નામમાં 'વાદ' શબ્દ વાપરવાની સ્ફુરણા તેમના સમકાલીન નવ્ય ન્યાયના વિદ્વાન ગદાધરે રચેલ વ્યુત્પત્તિવાદ, શક્તિવાદ આદિ ન્યાય ગ્રંથ પરથી થઈ લાગે છે."[3]

---

૧. આ ત્રણે કૃતિઓ સ્વતંત્ર ગ્રંથ રૂપ છે કે એક યા બીજા ગ્રંથના અંશ રૂપ છે તે જાણવું બાકી રહે છે.

૨. આલોકહેતુતાવાદની કૃતિ જોવામાં આવી નથી. માત્ર તે કૃતિનું એક શ્લોકનું મંગલાચરણ તેઓશ્રીના હસ્તે લખાયેલું મળ્યું છે. – **સંપાદક.**

૩. જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦( પૃ. ૬૩૬ ).

## પ્રકરણ ૫

## પરમત સમીક્ષા (ચાલુ)

આપણે ગત પ્રકરણમાં અજૈન દર્શનકારોના અને એમના અનુયાયીઓનાં એટલે કે પરયૂથિકોનાં કેટલાંક મંતવ્યોની સમીક્ષા રૂપ જે મૌલિક તેમ જ વિવરણાત્મક કૃતિઓ યશોવિજયગણિએ રચ્યાનું મનાય છે તે વિષે વિચાર કર્યો. હવે અહીં જૈનોનાં—સ્વયૂથિકોનાં કેટલાંક મંતવ્યોની ચકાસણી રૂપે આ ગણિએ રચેલી મનાતી કૃતિઓ વિચારીશું. તેમાં દિગંબરોને ઉદ્દેશીને રચાયેલી કૃતિઓ નીચે મુજબ છે :—

**અજ્ઝપ્પમયપરિક્ખા** અને એની સ્વોપજ્ઞ વૃત્તિ તેમ જ બાલાવબોધ, આધ્યાત્મિક મતખંડન તેમ જ **દિક્પટ ચૌરાસી બોલ પ્રત્યુક્તિ.**

આનો હું પરિચય આપું તે પૂર્વે 'લોંકા' મતના અનુયાયીઓને—અમૂર્તિપૂજકોને લક્ષીને રચાયેલી કૃતિઓ નોંધું છું :—

**પ્રતિમાશતક** અને એની સ્વોપજ્ઞ વૃત્તિ, **પ્રતિમાસ્થાપનન્યાય**, [1]**જિનપ્રતિમાસ્થાપનની સજ્ઝાય**, **દોઢસો ગાથાનું હુંડીનું સ્તવન** અને એનો બાલાવબોધ, તેમ જ દેવધર્મપરીક્ષા.

ઉપાધ્યાય ધર્મસાગરગણિએ સંવણ્ણુસયગ (સર્વજ્ઞશતક)માં જે કેટલાક વિચારો દર્શાવ્યા છે તેના નિરસનાર્થે યશોવિજયગણિએ **ધમ્મપરિક્ખા** અને એનું સ્વોપજ્ઞ વિવરણ રચ્યાં છે.

---

૧. આ નામની ત્રણ કૃતિ છે.

**[1]વર્ધમાનજિનેશ્વરનું સ્તવન યાને [2]દસ મતનું સ્તવન*** (વિ. સં. ૧૭૩૨ કે ૧૭૩૪) — આ ગુજરાતી કૃતિનો પ્રારંભ ત્રણ દુહાથી કરાયો છે. ત્યાર બાદ છ ઢાલ છે અને અંતમાં ત્રણ કડીનો 'કલશ' છે. છ ઢાલની કડીઓની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે :—

૧૦, ૧૬, ૮, ૧૦, ૨૧ અને ૭.

આમ એકંદરે આ સ્તવનમાં ૭૮ (૩ + ૭૨ + ૩) કડી છે.

પહેલી ઢાલમાં, મહાવીરસ્વામીનું શાસન ૨૧૦૦૦ વર્ષ ચાલનાર છે, **અનુયોગદ્વાર**માં આગમના ત્રણ પ્રકાર દર્શાવાયા છે, તેમ જ દુઃપ્રસહસૂરિ સુધી સૂરિપરંપરા ચાલવાની છે એમ વિવિધ બાબતોનો ઉલ્લેખ કરી બકુશ અને કુશીલના પચ્ચીસ ભેદ અને 'ભસ્મ' ગ્રહનો પ્રભાવ એ બેનો બાધિભારે નિર્દેશ કરાયો છે.

બીજી ઢાલમાં કહ્યું છે કે **વીર** નિર્વાણથી ૬૦૯ વર્ષે 'દિગંબર' મત નીકળ્યો. એ મત સ્ત્રીની સ્ત્રીદેહે મુક્તિ માનતો નથી, પરંતુ **ગોમ્મટસાર**ની વૃત્તિમાં તો એથી વિપરીત વાત દર્શાવાઈ છે એમ અહીં કહ્યું છે.

વિ. સં. ૧૧૬૯ માં 'પુનમિયા'(પૂર્ણિમા) પંથ નીકળ્યો. એના અનુયાયી ચૌદસને બદલે પૂર્ણિમાને મહત્ત્વ આપે છે તેનું વિવિધ આગમાદિકના ઉલ્લેખપૂર્વક ખંડન કરાયું છે.

વિ. સં. ૧૨૦૪ માં 'ખરતર'ની ઉત્પત્તિ થઈ. એ મતમાં સ્ત્રીને પૂજાનો અધિકાર નથી એવી પ્રરૂપણા કરાઈ છે. એ મત પ્રમાણે મહાવીર-

૧. આ સ્તવન **જૈન પ્રાચીન પૂર્વાચાર્યો વિરચિત સ્તવન સંગ્રહ**માં પત્ર ૧૩૭ આ – ૧૪૨ આ માં છપાયું છે. *શું આ કૃતિ ઉપાધ્યાયજીની છે ખરી ? સં **પા૦**

૨. ધર્મસાગરગણિએ વિ. સં. ૧૬૨૯ માં જે **પવયણપરિક્ખા** રચી છે તેમાં દસ મતોનું નિરૂપણ છે.

સ્વામીનાં છ કલ્યાણક છે અને માસકલ્પ નથી.

ત્રીજી ઢાલમાં જિનપ્રતિમા પૂજનીય છે એ વાત કેટલાક દાખલા આપી દર્શાવાઇ છે.[1]

ચોથી ઢાલમા કહ્યું છે કે શાહ કડુએ(કડવે) વિ. સં ૧૫૬૪ માં 'ગુરુ 'તત્ત્વને ઉથાપી નવો મત કાઢ્યો. દ્રવ્યાદિક ચારના ભેદ **મહાનિસીહ**માં કહ્યા છે, દેશવૃતિ( દેશવિરત)ના એકવીસ ભેદ છે તેમ જ સાધુ વિના શ્રાવક હોય એ આશ્ચર્ય ગણાય એમ બીજી કેટલીક બાબતો રજૂ કરાઈ છે.

પાચમી ઢાલમા એવો ઉલ્લેખ છે કે વિ. સં. ૧૫૭૦ માં લુકામાંથી 'વિજયા' મત નીકળ્યો. વળી 'નાગોરીતપ 'ગચ્છમાથી 'પાયચંદ' ગચ્છ ઉદ્ભવ્યો અને **શાન્તિદાસ** કલિયુગમા કલંકી સમાન થયો એમ અહીં કહી 'તપ'ગચ્છમાં **નયવિમલે** નવી રીત દાખલ કરી અને [2]**જ્ઞાનવિમલ**-

---

૧. શું આ પ્રરૂપણા વિ. સં. ૧૫૦૮ મા અમદાવાદમા લોંકાશાહ નામના લહિયાને સાધુ પ્રત્યે અણુમમો થતાં અને એમને વિ. સ. ૧૫૩૦ મા લખમસી નામનો શિષ્ય મળતા બનેએ જે જિનપ્રતિમાનો નિષેધ કર્યો અને વિ. સ. ૧૫૩૩ માં સીરોહી પાસેના અરઘટ્ટપાટકના વાસી પ્રાગ્વાટ જ્ઞાતિના ભાણાએ એ પ્રતિમાનિષેધના વાદને જોર આપ્યુ ( જુઓ **પવયણપરિક્ખા**, વિશ્રામ ૭) તેને ઉદ્દેશીને છે ? આ વાદને માનનારને મૂર્તિપૂજક જૈનો 'લુંપક' કહે છે. જુઓ જૈ૦ સા૦ સ૦ ઇ૦ ( પૃ. ૫૦૮ ).

૨. પટ્ટાવલી સમુચ્ચય( ભા. ૨, પૃ. ૨૧૬ )માં કહ્યુ છે કે જ્ઞાનવિમલસૂરિએ વિ. સ ૧૭૪૯ માં 'સંડેર' ગામમાં મહોપાધ્યાય યશોવિજયગણિની આજ્ઞા પ્રમાણે ક્રિયોદ્ધાર કરી 'સંવેગી' માર્ગ સ્વીકાર્યો હતો. આથી એમ ભાસે છે કે એ સૂરિએ વિ. સ. ૧૭૩૪ માં કે તે પહેલાં કોઇ નવો પંથ કાઢ્યો હશે એટલે ઉપાધ્યાયજીએ એમની ઝાટકણી કાઢી છે.

સૂરિ નામ ધારણ કર્યું અને તેર બોલની પ્રરૂપણા કરી એ વાત દર્શાવાઈ છે.

છઠ્ઠી ઢાલમાં મત હોય ત્યાં ધર્મ નથી એ વાત સૂચવી જિનેશ્વરની આજ્ઞાના પાલનનું મહત્ત્વ દર્શાવાયું છે. ત્યાર બાદ મહાવીરસ્વામીની કૃપાથી કુમત ત્યજાતાં અને નયવિજયનો પ્રસાદ થતાં ‘ આજે મારે દિવાળી થઈ’ એમ કર્તાએ કહ્યું છે.

“ કલશ”માં મહાવીરસ્વામીને વિનતિરૂપ આ કૃતિ “ યુગ–ભવન–સંયમ ” વર્ષમાં એટલે કે વિ. સં. ૧૭૩૨ કે ૧૭૩૪ માં રચાયાનો ઉલ્લેખ છે.

[1]**અજ્ઝપ્પમયપરિક્ખા**(અધ્યાત્મમતપરીક્ષા)—આ જ૦ મ૦ મા ૧૮૪ ગાથામાં રચાયેલી કૃતિ છે. એના મુખ્ય વિષયો તે ધર્મોપકરણ રાખવાથી પરિગ્રહ થાય એનું, તેમ જ કેવલિ–ભુક્તિ અને સ્ત્રી–મુક્તિનો ઇન્કાર કરનારા દિગંબરોના મતનું તેમ જ નામધારી આધ્યાત્મિકોનું ખંડન છે. પ્રસંગવશાત્ નિમ્નલિખિત મુદ્દાઓ દાખલાપૂર્વક રજૂ કરાયા છે :—

---

૧. આ કૃતિ ગુજરાતી અનુવાદ સહિત **અ૦ ૨૦** ( ભા ૨, પૃ ૨૭૩–૩૪૪)મા ઇ. સ. ૧૮૭૬ માં છપાવાઇ છે. વળી આ કૃતિ સસ્કૃત છાયા અને સ્વોપજ્ઞ સસ્કૃત વૃત્તિ સહિત “ દે૦ લા૦ જૈ૦ પુ૦ ” તરફથી ઇ સ. ૧૯૧૧ મા પ્રકાશિત કરાઈ છે. એમાં વૃત્તિગત વિશેષ નામોની કે અવતરણોની સૂચી અતમાં અપાઇ નથી, પરંતુ મૂળ કૃતિ અતમાં અપાઈ છે. વિશેષમાં “ અધ્યાત્મમત પરીક્ષા ” એ નામથી મૂળ કૃતિ કોઈકના ગુજરાતી ભાષાંતર સહિત “ જૈ૦ આ૦ સ૦ ” તરફથી **વીર** સંવત્ ૨૪૪૪ માં પ્રસિદ્ધ કરાઈ છે, પણ મૂળ કૃતિમાં અનેક અશુદ્ધિઓ છે. વિશેષમાં મુખપૃષ્ઠ ઉપર પ્રકાશન-વર્ષનો ઉલ્લેખ નથી.

અધ્યાત્મના નામાદિ ચાર નિક્ષેપ, ધ્યાન, ઉત્સર્ગ અને અપવાદની સમજણ, રાગ અને દ્વેષને અંગે ચાર નિક્ષેપ, ક્રોધાદિકની નયો પ્રમાણે વિચારણા તેમ જ જિનકલ્પ અને સ્થવિરકલ્પનું નિરૂપણ તથા નિશ્ચય-નય અને વ્યવહાર-નયની સમજણ (ગા. ૬૧, ૬૮ ઇત્યાદિ).

**વિદૂષક**—પંદરમા પદ્ય 'વિદૂસગ' નો ઉલ્લેખ છે.

**વૃત્તિ**—પ્રસ્તુત કૃતિ ઉપર કર્તાએ જાતે સંસ્કૃતમાં વૃત્તિ રચી છે. પ્રારંભમાં એક પદ્ય છે અને અંતમાં પ્રશસ્તિ રૂપે સોળ પદ્યો છે. પ્રશસ્તિમાંના બીજા પદ્યમાં 'ભસ્મક' રોગનો અને ચોથા પદ્યમાં મોગલ સમ્રાટ **અકબ્બર**નો ઉલ્લેખ છે પ્રશસ્તિમા હીરવિજયસૂરિજીથી માંડીને ગુરુપરંપરા કર્તાએ વર્ણવી છે.

**અવતરણો**—વૃત્તિમાં અવતરણો અપાયાં છે. તેમ કરતી વેળા કોઈ કોઈ વાર ગ્રંથનો ઉલ્લેખ પણ કરાયો છે. દા.ત. સૂત્રકૃતાંગવૃત્તિના ઉલ્લેખપૂર્વક એક અવતરણ ૪૮ અ પત્રમાં અપાયું છે. એવી રીતે આ જ પત્રમાં **ગુણસ્થાનકમારોહ** માટે પણ જોવાય છે. ૩૯ અ પત્રમા પ્રભાચન્દ્રનો ઉલ્લેખ છે અને એમની એક કૃતિમાંથી અવતરણ અપાયુ છે પત્ર ૫ આ, - ૬ અ માં **પ્રવચનસાર**(પવયણસાર)ના નિર્દેશપૂર્વક એમાંથી છ ગાથા ઉદ્ધૃત કરાઈ છે. એવી રીતે ૩૭ અ પત્રમાં **સમયસાર** માટે છે. આત્માના બહિરાત્મા વગેરે ત્રણ પ્રકારો ૬૬ અ પત્રમાં દર્શાવતી વેળા **યોગશાસ્ત્ર**ના ઉલ્લેખપૂર્વક એમાંથી બે પદ્ય અપાયાં છે.

**ન્યાય**—૩૩ અ પત્રમાં નિમ્નલિખિત ન્યાય રજૂ કરાયો છે :—

**" दासेण मे खरो कीओ दासो वि मे खरो वि "**

**બાલાવબોધ**—ન્યાયાચાર્યે જે બે ગુજરાતી કાગળ લખ્યા છે તેમાં પહેલામાં નીચે મુજબ ઉલ્લેખ છે :—

"હવે તે યુગતિ જાણ્યારી ઇચ્છા છઈ સા ગદાધર મહારાજ હસ્તે **અધ્યાત્મમતપરીક્ષાનો** બાલાવબોધ લિખાવી આપસ્યાં તેથી સર્વ પ્રીછચો"

આ ગુજરાતી બાલવબોધનો પ્રારંભ......

[1]**ભાષાંતર—અજ્ઝપ્પમયપરિક્ખાનું** ગુજરાતીમાં ભાષાન્તર કોઈએ કર્યું છે. એ અક્ષરશઃ નથી પરંતુ ભાવવાહી છે.

[2]**દિક્પટ ચૌરાસી બોલ પ્રત્યુક્તિ યાને ચૌરાસી બોલ વિચાર**[3]—કર્તાએ આ કૃતિનું નામ આ કૃતિમાં દર્શાવ્યું નથી. એથી મેં પહેલું નામ યોજ્યું છે. બીજું નામ કર્તાના એક કાગળમાં છે. આ હિન્દી કૃતિમાં ગૂ૦ સા૦ સં૦ પ્રમાણે ૧૬૧ પદ્યો છે, જ્યારે કોઈક હાથપોથીમાં તેરમુ પદ્ય નથી.

છંદ—આ કૃતિના છંદનાં નામ એને લગતા પદ્યાંક તેમ જ તે તે પદ્યની કુલ સંખ્યા સહિત નીચે મુજબ હું દર્શાવુ છું :—

અડલ્લ ( અરિલ્લ ) ૫૫, ૭૭–૭૯. [ ૪ ]
ચોપાઈ ૨૪–૩૨, ૯૩–૧૦૧. [ ૧૮ ]

---

૧. આ પ્રકાશિત છે.

૨. આ કૃતિ છંદોના નામ સાથે **પ્ર૦ ર૦** (ભા. ૧, પૃ. ૭૬૬–૭૭૫)માં ઇ. સ. ૧૮૭૬ માં અને આ કૃતિ છંદોનાં નામ, વિષયોનાં શીર્ષક અને થોડાંક ટિપ્પણ સહિત **ગૂ૦ સા૦ સ૦** (વિ. ૧, પૃ. ૫૭૨–૫૯૭)માં પ્રકાશિત કરાઈ છે.

૩. આ કૃતિનો પરિચય મે " દિક્પટ ચૌરાસી બોલ પ્રત્યુક્તિ ( ૮૪ બોલ વિચાર ) : રેખાદર્શન " નામના લેખમાં આપ્યો છે. આ લેખ " **જૈ૦ સ૦ પ્ર૦** " ( વ. ૨૧, અ. ૧૧ )મા છપાયો છે.

છપ્પય ૧, ૧૯.　[ ૨ ]

દોહરો ૩–૧૧, ૧૩–૧૭, ૨૦–૨૩, ૩૪–૩૯, ૪૬–૫૪, ૫૬–૬૯, ૭૨–૭૫, ૮૦–૮૭, ૧૦૩–૧૪૧, ૧૪૪–૧૫૧, ૧૫૩–૧૬૧.　[ ૧૧૫ ]

સવૈયો ૨, ૧૨, ૧૮, ૩૩, ૪૫, ૭૦, ૭૧, ૭૬, ૧૪૨, ૧૫૨.　[ ૧૦ ]

સોરઠી દોહરો ૮૮, ૮૯, ૧૦૨, ૧૪૩.　[ ૪ ]

સોરઠો ૪૦, ૯૦–૯૨.　[ ૪ ]

હરિગીત (ગીતા) ૪૧–૪૪.　[ ૪ ]

ઉદ્‌ભવ — પ્રસ્તુત કૃતિનો ઉદ્‌ભવ દિ. પંડિત હેમરાજ પાંડેએ શ્વેતાંબર મતની સમીક્ષા રૂપે કરેલી પ્રરૂપણાને આભારી છે એમ ૧૫૮ મું પદ્ય જોતાં જણાય છે. એમણે શ્વેતાંબરોથી દિગંબરો ચોર્યાસી બાબતમાં ભિન્ન મત ધરાવે છે એમ પ્રતિપાદન કર્યું છે. આ જાતની એમની કૃતિ તે મારી નમ્ર સમજ પ્રમાણે [1]**સિતપટ ચોરાસી બોલ** છે. એના પ્રત્યુત્તર રૂપે શ્વેતાંબરોને ઉદ્દેશી પ્રસ્તુત કૃતિ યોજાઈ છે.

**રચના-સ્થળ** — પ્રસ્તુત કૃતિ "કાશીથી આવતાં રચેલ" એવો ઉલ્લેખ મુનિ(હાલ સૂરિ) પ્રતાપવિજયજીએ સવૃત્તિક **પ્રતિમા-શતક**ના "કિંચિત્ પ્રાસ્તાવિક"(પત્ર ૧૦)માં કર્યો છે, જો કે એ

૧. આ કૃતિ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થઈ હોય એમ જાણવામાં નથી. એનો થોડોક ભાગ મે એક લેખમાં આપ્યો છે. આથી આ સંપૂર્ણ કૃતિ યશોવિજયની પ્રસ્તુત કૃતિ સહિત છપાવાય તો શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચેના તાત્વિક તેમ જ આજની પરિસ્થિતિમાં 'નજીવા' એવા મત ભેદો ક્યા છે તે જાણી બંને ફિરકા-વચ્ચેનું વૈમનસ્ય ઓછું કરી શકાય.

બાબત કોઈ આધાર દર્શાવ્યો નથી. આ પરિસ્થિતિમાં પ્રસ્તુત કૃતિ ક્યાં રચાઈ તે જાણવું બાકી રહે છે. એના રચના વર્ષ વિષે પણ આપણે અંધારામાં છીએ.

**વિષય** — પ્રસ્તુત કૃતિનો પ્રારંભ **વર્ધમાન** નામના જિનેશ્વરની હૃદયંગમ સ્તુતિ દ્વારા કરાયો છે. આ વર્ધમાન તે મહાવીરસ્વામી છે એમ સહજ ભાસે, પણ આ કૃતિની રચના એવી છે કે ઋષભ, ચન્દ્રાનન, વારિષેણ અને વર્ધમાન એમ જે જિનેશ્વરોનાં ચાર શાશ્વત નામ ગણાવાય છે તેમાના હરકોઈ વર્ધમાન જિનેશ્વરને અંગે ઘટી શકે છે. આ સ્તુતિ પછી શ્વેતાંબરોના ગ્રંથોની ખૂબ પ્રશંસા કરાઈ છે અને ત્યાર બાદ દિગંબર મત **વીર** સવત ૬૦૯(ઈ. સ. ૮૨ કે ૮૩)માં આર્યકૃષ્ણના શિષ્ય સહસ્ત્રમલ્લથી નીકળ્યો એ બાબત દર્શાવાઈ છે. એના પછી આ કૃતિના મધ્યબિન્દુરૂપ શ્વેતાંબર અને દિગંબર વચ્ચેના મતભેદનું વિસ્તૃત નિરૂપણ [1]દાખલા [2]દલીલપૂર્વક કરાયુ છે. એની આછી રૂપરેખા હું નીચે મુજબ આલેખું છું :—

જિનેશ્વરમાં અઢાર દોષોના અભાવની ગણતરી પરત્વે મતભેદ, વલિભુક્તિ (શ્વે૦), તીર્થંકરનો દેહ સાત ધાતુઓથી યુક્ત હોવાની માન્યતા (શ્વે૦), તીર્થંકરનું પરમ ઔદારિક શરીર (દિ૦), નોકર્માહારે જિનના શરીરની સ્થિતિ (દિ૦), કેવલીનાં બળેલી દોરડી જેવાં કર્મ (દિ૦), તીર્થંકરને ૧૧ પરીષહ (શ્વે૦, દિ૦), જિનનું ક્ષાયિક સુખ તે કેવલજ્ઞાન (દિ૦), દેવની પ્રેરણાથી તીર્થંકરનું બેસવું-ઊઠવુ (દિ૦), કેવલજ્ઞાની થતાં જિનનું આકાશમાં આંકડાના રૂની માફક પરિભ્રમણ (દિ૦), જિનની વાણીની સાક્ષરતા (શ્વે૦), શલાકાપુરુષોમાં નિહારનો અભાવ (દિ૦), અપ્રમત્ત સાધુને આહાર–વિહારનો અસભવ (દિ૦), માનુષોત્તર પર્વતની બહાર

૧–૨. આ બંનેની પ્રાચીનતા તેમ જ ન્યાય્યતા વિચારવી ઘટે.

જનાર સાધુના વ્રતનો ભંગ (દિ૦), ભરતને ગૃહસ્થપણામાં કેવલજ્ઞાન (શ્વે૦), ભાવની મુખ્યતા (દિ૦), વ્યવહાર–નયની આવશ્યકતા (શ્વે૦), અધિગમ વિના સમ્યક્ત્વની પ્રાપ્તિ (દિ૦), કેવલીના મસ્તક ઉપર વસ્ત્ર મૂકાતાં કેવલજ્ઞાનનો હ્રાસ (દિ૦), સિદ્ધના પંદર ભેદ (શ્વે૦), સ્ત્રીલિંગે સિદ્ધિ (શ્વે૦), મલ્લિનાથનું સ્ત્રીત્વ (શ્વે૦), દ્રૌપદીનું પંચભર્તૃત્વ (શ્વે૦), બાહુબલિએ કરેલો કેવલીનો વિનય (શ્વે૦), તીર્થંકરનું વાર્ષિક દાન (શ્વે૦), પરહિત કરવાથી પુણ્ય (શ્વે૦), કપિલ કેવલીનું નૃત્ય (શ્વે૦), મલ્લિનાથ અને નેમિનાથ સિવાયના તીર્થંકરની પરિણીત દશા (શ્વે૦), સાધુનું ભિક્ષાગ્રહણ (શ્વે૦), કસ્તૂરી વગેરેથી પૂજા (શ્વે૦), જિનપ્રતિમાની અંગપૂજા (શ્વે૦), સમવસરણમાં જિનની અચેલકતાનું અદર્શન (શ્વે૦), ગૌતમસ્વામીએ પરિવ્રાજકનો કરેલો સત્કાર (શ્વે૦), જિનપ્રતિમાનું પ્રક્ષાલન (શ્વે૦) ગુરુની સ્થાપના (શ્વે૦), શત્રુંજયનો તીર્થ તરીકે સ્વીકાર (શ્વે૦), શુદ્ધ ઉપયોગમાં સાધુ દ્વારા ઉપદેશ અને દીક્ષા (શ્વે૦), વસુદેવની ૭૨૦૦૦ પત્ની (શ્વે૦), મહાવીરસ્વામીના જમાલિ જમાઈ (શ્વે૦), ચંડરુદ્રાચાર્યના શિષ્યને કેવલજ્ઞાન (શ્વે૦), વ્યવહારની સ્થાપના (શ્વે૦), દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ ઉભય નયની મુખ્યતા (શ્વે૦), પર્યાયનો ગુણ તરીકે ઉલ્લેખ (શ્વે૦), ગુણાર્થિક નયની અનુપપત્તિ (શ્વે૦), નયની સાતની સખ્યા (શ્વે૦), સમયપર્યાયની કાલદ્રવ્યતા (દિ૦), વીર દ્વારા મેરુનું કંપન (શ્વે૦), મુનિસુવ્રતસ્વામીના ગણધર અશ્વ (શ્વે૦), અડસઠ અક્ષરનો નવકાર મંત્ર (શ્વે૦), તીર્થંકરની દેશના અ૦ મા૦ મા (શ્વે૦), સ્વર્ગમાં તીર્થંકરની દાઢાની પૂજા (શ્વે૦), નીચ કુળમાં ઉત્પન્ન થનારને પણ મોક્ષની પ્રાપ્તિ (શ્વે૦), મહાવીર-સ્વામીનો ગર્ભાપહાર (શ્વે૦), એમના બે પિતા (શ્વે૦), ત્રિશલાનું સતીત્વ (શ્વે૦), કેવલી બાહુબલિએ તીર્થંકરની કરેલી પ્રદક્ષિણા (શ્વે૦), વીરે ખાધેલી છીંક (શ્વે૦), હરિવર્ષ ક્ષેત્રાદિમાં યુગલિકનું

આનયન (શ્વે૦), ચમર ઇન્દ્રનો ઉત્પાત (શ્વે૦), વીરનો અનાર્ય દેશમાં વિહાર (શ્વે૦), દેવ-મનુષ્ય વચ્ચે ભોગ (શ્વે૦), વીરના પ્રથમ વ્યાખ્યાનની વિફળતા (શ્વે૦), તીર્થંકરની માતાને ચૌદ સ્વપ્ન (શ્વે૦), બત્રીસ અતિશયની અપૃથક્તા (શ્વે૦), ચામડાના પાત્રમાં જળપાન કરવામાં સદોષતા (દિ૦), પાકા ઘીની કલ્પતા ( શ્વે૦ ), નાભિ અને મરુદેવાનું યુગલિકત્વ ( શ્વે૦ ), તેમના એ યુગલિકના પુત્ર ઋષભદેવ ( શ્વે૦ ), ધર્મોપકરણની અપરિગ્રહતા ( શ્વે૦ ) અને જિનાગમનો ઉચ્છેદ ( દિ૦ ).

ઉલ્લેખ—આ કૃતિમાં નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ છે :—

આવશ્યક ( ૪ ), ગોમટસાર ( ૧૦૩ ), જ્ઞાતાસૂત્ર ( ૧૪૨ ), તત્ત્વારથ ( ૨૫, ૮૩, ૯૨ ), તન્ત્રસમાધિ ( ૧૧૧ ), નયચક્ર (૮૩), પ્રવચનસાર ( ૨૯, ૪૪, ૬૦, ७७ ), વ્યવહારભાષ્ય (७૪), શત્રુંજય માહાતમ (૧૦૦), સમયસાર (૪૨), સમ્મતિ ( ७૯, ૮૨ ) અને સૂયડાંગ (૧૧૪).

ગ્રંથકારોનાં નામ નીચે પ્રમાણે છે :—

દેવસેન (૮૩), સિદ્ધસેન( દિવાકર ) (७૯) અને હેમરાજ પાંડે (૧૫૮). આ ઉપરાંત પૃ ૯૨ માં તત્ત્વારથના જે વૃત્તિકારનો ઉલ્લેખ છે તેઓ સિદ્ધસેનગણિ હશે.

અવતરણ—પ્રસ્તુત કૃતિમાંથી ૨૬ મું પદ્ય એક કાગળ(પૃ. ૯૦)માં તેમ જ પદ્ય ૧૮, ૧ અને ૪૫ જૈનધર્મવરસ્તોત્રના શ્લો. ૨૮, ૩૦ અને ૩૬ ની સ્વોપજ્ઞ વૃત્તિમાં કંઈક ફેરફાર સાથે જોવાય છે.

મહત્ત્વ—આ કૃતિનું મહત્ત્વ અનેક રીતે છે કેમકે એ લગભગ

પોણીત્રણસો વર્ષ ઉપરની હિન્દી પદ્યાત્મક ભાષાના અભ્યાસ માટે ઉપયોગી છે. વળી જૈનોના બને ફિરકાઓની એ સમયની મનોદશા જાણવા માટેનું એ એક અનુપમ સાધન છે વિશેષમાં શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચેના મતભેદોનો શૃંખલાબદ્ધ ઇતિહાસ તૈયાર કરવામાં આ કૃતિ કામ લાગે તેમ છે.

**આવશ્યકતા**—પ્રસ્તુત કૃતિની ભાષા જોતાં એનો ગુજરાતી અનુવાદ થવો ઘટે.

**[1]બે કાગળ[2]** ( પ્રથમ કાગળ વિ. સં. ૧૭૩૧ કે બારબાદ )—ગુજરાતીમાં ‘ કાગળ ’ શબ્દના બે અર્થ કરાય છે : ( ૧ ) વાંસ, ઘાસ, ધાગા ઇત્યાદિમાંથી કરાતી અને લખવા વગેરે કામમાં લેવાતી બનાવટ અને ( ૨ ) સંદેશવાહક પત્ર. અત્ર બીજો અર્થ પ્રસ્તુત છે. પત્ર લખવાની પ્રથા ઘણી જૂની છે. એક બીજાને ઝટ મળી શકાય તેમ ન હોય અને કોઈ બાબત જણાવવી કે પૂછવી હોય તો તે માટે પત્રનો ઉપયોગ કરાય છે. પત્રમાં એ લખનારનું નામ, એના નગર કે ગામનું નામ, મિતિ ( તિથિ કે તારીખ ), જેના ઉપર પત્ર લખાયો હોય તેનાં નામઠામ ઇત્યાદિ બહિરંગ બાબતો ઉપરાંત લખાણના મુખ્ય

૧. આ બને કાગળ ગૂ૦ સ્વા૦ ગ્રં૦ ( વિ. ૨)ના લગભગ અંતમાં પૃ. ૮૪–૧૧૫ મા છપાયા છે. પહેલો કાગળ ૧૧૨ મા પૃષ્ઠ ઉપર પૂરો થાય છે. અ૦ ૨૦ ( ભા. ૩, પૃ. ૬૯૭–૭૧૦ )મા ઉપાધ્યાયજીએ લખેલો જે કાગળ છપાયો છે તે આ પહેલા કાગળ સાથે લગભગ મળતો આવે છે. એ બેમા જે થોડાક ફરક છે તે પૃ ૧૧૫–૧૧૯ માં દર્શાવાયો છે.

૨. આને અંગે “ પત્રમાં તત્ત્વજ્ઞાન ” નામનો લેખ પં ધુરંધરવિજય-ગણિએ લખ્યો છે. એ જૈ૦ ધ૦ પ્ર૦ (પુ ૭૩, અ. ૧, ૨–૩, ૪, ૫, ૯, ૧૧)માં તેમ જ ( પુ. ૭૪. અ. ૧, ૩–૪ )મા કટકે કટકે છપાયો છે.

મુદ્દારૂપ અતરંગ બાબત હોય છે.

ન્યાયાચાર્ય યશોવિજયગણિ જેવા બહુશ્રુત મુનિવર પાસેથી તાત્ત્વિક બોધ મેળવવા સુશ્રાવકો લલચાય એ સ્વાભાવિક છે. આને લઈને આવા કેટલાક શ્રાવકો અને ન્યાયાચાર્ય વચ્ચે પત્રવ્યવહાર થયેલ હોવો જોઈએ કોઈ શ્રાવકે એમના ઉપર લખેલો પત્ર – કાગળ હજી સુધી કોઈ મળી આવ્યો નથી, પરંતુ ન્યાયાચાર્યે લખેલા બે ગુજરાતી કાગળ અને એક [1]સંસ્કૃત પત્ર મળી આવ્યા છે. એ પૈકી પહેલો કાગળ ઘણો લાંબો છે. ગૂ૦ સા૦ સં૦ માં છપાયેલા પ્રથમ કાગળનો પ્રારંભ "॥ ॐ ॥ श्रीजेसलमेरुदुर्गे उ० श्री जशविजयगणिदत्तोत्तरप्रश्नः" થી કરાયો છે, જ્યારે પ્ર૦ ર૦ માં તો બીજા કાગળના પ્રારંભિક ભાગ સાથે મોટે ભાગે સમાન જણાતો પહેલા કાગળનો આદિ ભાગ છે. એ લખાણ નીચે મુજબ છે :—

"श्री जिनाय नमः । स्वस्ति श्री स्तम्भनकपार्श्वजिनं प्रणम्य श्री स्तम्भतीर्थनगरतः श्रीजेसलमेरुमहादुर्गे न्यायाचार्योपाध्यायश्रीयशोविजयगणयः सपरिकराः सुश्रावकपुण्यप्रभावक–श्रीदेवगुरुभक्तिकारक–श्रीजिनाज्ञाप्रतिपालक–गीतार्थपरम्पराप्राप्तसामाचारीरुचिधारक–आगमाध्यात्मविवेककारकमोक्षैकतान–सर्वावसरसावधान–शा० हरराज शा० देवराजयोग्यं धर्मलाभपूर्वकं लिखितं"

બીજા કાગળમા "श्री जिनाय नमः" નથી. "स्तम्भनकपार्श्व" ને બદલે "पार्श्व" એવો પાઠ છે. વળી "श्रीजेसलमेरु-

1. આ સંસ્કૃત પત્ર અષ્ટસહસ્રીવિવરણ(પરિ૦ ૩)નો અંતિમ ભાગ છે.

**महादुर्गे** " પાઠ નથી. વિશેષમાં " **प्रतिपालकसंघमुख्यसाह** " એવો પાઠ છે અર્થાત્ હરરાજ અને દેવરાજને લગતા [1]આઠ વિશેષણોને બદલે સુશ્રાવક ઇત્યાદિ ચાર જ વિશેષણ છે. વિશેષમાં બીજા કાગળમાં સંઘમુખ્ય એમ જે કહ્યું છે તે પહેલા કાગળમાં નથી.

**ગૂ૦ સા૦ સં૦** માં છપાયેલા પહેલા કાગળના અંતમાં મિતિ નથી, જ્યારે **પ્ર૦ ૨૦** માં છપાયેલા કાગળમાં મિતિપૂર્વક નિમ્નલિખિત પંક્તિ છે :—

" ફાગણ સુદ તેરશ શ્રી ૧૦૮ શ્રી યશોવિજયોપાધ્યાયકૃત સમ્યગ્ શાસ્ત્રવિચારસાર પત્ર સમાપ્ત "

**ગૂ૦ સા૦ સં૦** માંના પહેલા કાગળમાં એ ક્યાંથી લખાયો તે જણાવાયું નથી. જ્યારે **પ્ર૦ ૨૦** પ્રમાણે એ સ્તંભતીર્થનગરથી (ખંભાતથી) લખાયો છે. વિશેષમાં **ગૂ૦ સા૦ સં૦** પ્રમાણે પહેલો કાગળ જેસલમેરની કોઈ વ્યક્તિને લખાયો છે, જ્યારે **પ્ર૦ ૨૦** પ્રમાણે એ જેસલમેરના સંઘના મુખ્ય શ્રાવકો નામે **હરરાજ** અને **દેવરાજ**ને ધર્મલાભપૂર્વક લખાયા છે.

**પ્ર૦ ૨૦** પ્રમાણે પહેલો કાગળ 'સ્તંભનક' પાર્શ્વને નમસ્કાર-પૂર્વક લખાયો છે, જ્યારે **ગૂ૦ સા૦ સં૦** માં એમને કે કોઈ અન્ય ઇષ્ટદેવને નમસ્કાર કર્યાની વાત નથી.

બીજા કાગળનો પ્રારંભ પાર્શ્વજિનને નમસ્કાર કરી કરાયો છે. એ કાગળ સ્તંભતીર્થથી ઉપાધ્યાયજીએ જેસલમેરના આઠ વિશેષણોથી

---

૧. આ પૈકી છ વિશેષણોના અંત્યાક્ષર સમાન છે—'ક' છે. આમ એ 'પ્રાસ'થી શોભે છે.

વિભૂષિત બે શ્રાવક નામે હરરાજ અને દેવરાજને એમના પ્રથમ ચૈત્ર સુદના કાગળના ઉત્તરરૂપે ધર્મલાભપૂર્વક લખ્યો છે. એમાં 'મિતિ' નથી.

આ બંને કાગળ પૈકી એકેમાં કાગળ કયા વર્ષમાં લખ્યો તેનો ઉલ્લેખ નથી.

**ભાષા**—પ્રશ્નના ઉત્તરરૂપે લખાયેલા આ બંને કાગળના મોટા ભાગનું લખાણ મારવાડી છાંટવાળી ગુજરાતી ભાષામાં છે. સંસ્કૃતમાં લખાયેલા પ્રારંભિક ભાગમાં " **लिखितं** " એમ છે તે " **लिखन्ति** " જોઈએ. એટલે શુદ્ધ સંસ્કૃતની દૃષ્ટિએ આ સ્ખલન ગણાય.

**શૈલી**—કાગળ લખનાર પોતાના નામ આગળ 'શ્રી'નો પ્રયોગ કરે એ સમુચિત ન ગણાય. તો ઉપાધ્યાયજીનાં કાગળમાં એવો ઉલ્લેખ છે તેનું શું કારણ? એમણે પોતાની પદવીઓ જણાવી છે તેમાં તો કંઈ ખોટું નથી. એમણે પોતાને માટે બહુવચન વાપર્યું છે[1] તેવી પ્રથા આજકાલના તંત્રીઓ વગેરેને અંગે જોવાય છે.

**વિષય**—પ્રથમ કાગળમાં અનેક મુદ્દાઓ વિચારાયા છે

( ૧ ) કેવલીના કવલાહાર વિષે લખતાં ગ્રન્થાન્તર થાય એથી એ બાબત લખી ન હતી હવે એને લગતી યુક્તિઓ જાણવા મળે તે માટે **અધ્યાત્મમતપરીક્ષા**નો બાલાવબોધ લખાવી મોકલશું.

( ૨ ) દિગંબરનો નિષેધ હેમચન્દ્રસૂરિજીના પૂર્વેના આચાર્યોએ કર્યો છે. દા. ત. **જિનભદ્રગણિજી** ક્ષમાશ્રમણે **વિસેસા૦** માં આઠમા નિહ્નવ તરીકે સર્વવિસંવાદી દિગંબરનો ઉલ્લેખ કર્યો છે.

( ૩ ) વાચક ઉમાસ્વાતિએ **પ્રશમરતિ**માં સાધુને ધર્મોપકરણ હોય એમ કહ્યું છે.

---

૧. આ પ્રમાણેનો બહુવચનનો પ્રયોગ કરવાનું કારણ વ્યાકરણશાસ્ત્રમાં...

( ૪ ) આગમમા સ્ત્રી મોક્ષે ગયાની અને મલ્લિનાથને સ્ત્રી કહ્યાની વાત છે.

( ૫ ) ૮૪૦૦૦ જેવડો જે **સ્યાદ્વાદરત્નાકર** હતો તેમાં ૪૦૦૦ શ્લોક જેટલો વિભાગ તો સ્ત્રીમુક્તિને લગતી યુક્તિઓ પરત્વે હતો.

( ૬ ) પરીક્ષકે સદ્‌ભૂત અર્થ વિષે સ્પષ્ટ નિર્ણય જાહેર કરવો જોઈએ.

( ૭ ) લાભાંતરાય કર્મના ક્ષયથી કેવલીને દિવ્યપરમાણુ-ચયોપચય રોમેરોમ થઈ રહ્યો છે એ વાતનું ખંડન કરાયું છે. એ પ્રસગે અપાયેલા સાક્ષીપાઠનો ટબ્બો અપાયો છે.

( ૮ ) **एकादश जिने** ( ત૦ સૂ૦ ૯, સૂત્ર ૧૧ )ને અગેની દિગંબરીય વ્યાખ્યાઓમા દોષ બતાવાયા છે.

( ૯ ) મોહનીય કર્મ વિના વેદનીય કર્મ સ્વવિપાક ન દેખાડે એ વાતનુ નિરસન કરાયુ છે.

આ ઉપરાંત બીજી તેર બાબતો આ કાગળમાં અપાઈ છે :—

( ૧ ) સિદ્ધને અગે તેમ જ અલોકાકાશ પરત્વે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યની વિચારણા કરાઈ છે. તેમ કરતી વેળા ઉત્પાદાદિ ત્રણેના પ્રાયોગિક અને વૈસ્રસિક એમ બબ્બે પ્રકારો દર્શાવાયા છે. વળી દ્રવ્યાર્થિક નય પ્રમાણે ત્રણે કાળના સબંધરૂપ સત્તા છે, જ્યારે પર્યાયાર્થિક નય પ્રમાણે તો મધ્યમ ક્ષણરૂપ જ સત્તા છે એ વાત રજૂ કરાઈ છે.

( ૨ ) 'કાળ' દ્રવ્ય વિષેની શ્વેતાંબરો તેમ જ દિગંબરોની માન્યતાનું નિરૂપણ છે.

( ૩ ) 'સ્થાપના' શબ્દની બે વ્યુત્પત્તિ દર્શાવી નયો પ્રમાણે નિક્ષેપોની યોજના કરાઈ છે.

( ૪ ) શ્રાવકે જિનપૂજન કરવું જોઈએ.

( ૫ ) કેવલીને ચન્દ્રની જ્યોત્સ્નાના સમાન જે કહ્યા છે તે 'પરા' નામની આઠમી દૃષ્ટિની અપેક્ષાએ છે. કેવલીના ધ્વનિ બાબત દિગંબરોની જે માન્યતા છે તેનું અહીં નિરસન કરાયું છે.

( ૬ ) દસ આશ્ચર્ય ઉપરાંત બીજાં પણ છે. ચન્દ્ર અને સૂર્ય મૂળ વિમાનમાં આવ્યા હતા એમાં આશ્ચર્ય લાગે તે ' આશ્ચર્ય'ના અર્થની સાર્થકતા દર્શાવે છે.

( ૭ ) માર્ગાભિમુખ, માર્ગપતિત અને માર્ગાનુસારી એ ત્રણના અર્થ અપાયા છે.

( ૮ ) યતિનાં એટલે કે સાધુનાં અધ્યયનાદિ છ કાર્ય ગણાવાયાં છે. એવી રીતે બ્રહ્મન્ ( ? બ્રાહ્મણ )ના પણ અધ્યયનાદિ છ કાર્યનો ઉલ્લેખ કરાયો છે.

( ૯ ) પ્રતિક્રમણનાં દોષસંગ્રહ ઇત્યાદિ છ આવશ્યક કર્મનાં નામ, એના અર્થ અને એને અંગેની વિધિ એ બાબતો અહીં વિચારાઈ છે. અહીં દૈવસિક પ્રતિક્રમણની વિધિનો ઉલ્લેખ છે.

( ૧૦ ) પંચતીર્થી ( પ્રતિમાના ) અને ચતુર્વિંશતિ–પટ્ટકાદિમાં એટલે કે ચોવીસીના પટ્ટ વગેરેમાં સ્નાત્રજળનો પરસ્પર સ્પર્શ થતાં તેમાં દોષ નથી એમ કહી [1]**ધર્મસંગ્રહ**માંથી અવતરણ અપાયું છે.

( ૧૧ ) પુરુષે બે વસ્ત્ર પહેરીને અને સ્ત્રીએ ત્રણ પહેરીને દેવપૂજનાદિ કરવું ઘટે.

---

૧. ચોકસાઈથી કહેવું હોય તો **ધર્મસંગ્રહ**ના ૬૧ મા પદ્યની સ્વોપજ્ઞ વૃત્તિ ( પત્ર ૧૨૯ આ ) એવો ઉલ્લેખ કરાવો જોઈએ.

( ૧૨ ) સાધુને અપ્રાસુકાદિ અશનાદિ વડે પ્રતિલાભતાં પાપ-કર્મ અલ્પ અને નિર્જરા વિશેષ થાય એમ સૂચવતો **ભગવતીનો** પાઠ અપાયો છે.

( ૧૩ ) બે ચરણ ઇત્યાદિ નવ અંગે કપૂર, કેસર વગેરેથી મિશ્રિત ગોશીર્ષચન્દનાદિ વડે પૂજન કરવું એ વાત તેમ જ પહેલાં કપાળે તિલક કરી નવ અંગે પૂજા કરવી એમ કેટલાક કહે છે એ વાત અહીં નિર્દેશાઈ છે.

**ગ્રંથોનો ઉલ્લેખ**—પ્રથમ કાગળમાં નિમ્નલિખિત [1]ગ્રંથોનો ઉલ્લેખ છે :—

*અધ્યાત્મમતપરીક્ષાનો બાલાવબોધ ( પૃ. ૮૫ ), અનુયોગદ્વાર ( પૃ. ૧૦૨ ), *અનેકાન્તવ્યવસ્થા ( પૃ. ૯૮ ), અયોગવ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા ( પૃ. ૮૬ ), *આત્મખ્યાતિ ( પૃ. ૯૮ ), આવશ્યક-નિર્યુક્તિ ( પૃ. ૯૬ ), ઉત્તરાધ્યયન સૂત્ર ( પૃ. ૯૯ ), ઉપાસકાધ્યયન-ટીકા ( પૃ. ૧૦૮ ), ઓઘનિર્યુક્તિ ( પૃ. ૧૦૯ ), કર્મકાંડ ( પૃ. ૯૦ ), ગોમટસાર ટીકા ( પૃ. ૯૩ ), ચિન્તામણિતર્ક ( પૃ. ૯૪ ), *ચોરાસી ( પૃ. ૮૪ ), બોલવિચાર ( પૃ. ૯૦ ), *જૈનતર્કભાષા ( પૃ. ૧૦૩, ૧૦૫ ), તત્ત્વાર્થ ( પૃ. ૮૯ ), તત્ત્વાર્થ ટીકા ( સિદ્ધસેનીય ) ( પૃ. ૮૯ ), તત્ત્વાર્થ સૂત્ર ( પૃ. ૯૯, ૧૦૧ ), *દ્રવ્યગુણપર્યાયરાસ ( પૃ. ૧૦૧ ), દ્વાત્રિંશિકા ( પૃ. ૧૦૦ ), [2]ધર્મસંગ્રહ ( પૃ. ૧૧૧ ), ધર્મસંગ્રહણી ( પૃ. ૧૦૦ ), નયચક્ર ( પૃ. ૧૦૧ ), ન્યાયકુસુમાંજલિ ( પૃ. ૯૩ ), *ન્યાયાલોક ( પૃ. ૧૦૦ ), પંચાશક ( પૃ. ૧૦૭ ),

૧. ઘણાખરા આગમોના તેમ જ અન્ય કોઈ કોઈ ગ્રંથનાં નામ આગળ 'શ્રી' શબ્દ છે, પણ અહીં મેં એ જતો કર્યો છે.

૨. આ ગ્રન્થ વિ. સં. ૧૭૩૧ માં રચાયો છે.

* આ ચિહ્નથી અંકિત ગ્રન્થો ઉપાધ્યાયજીએ પોતે રચ્યા છે.

*પ્રતિમાશતક (પૃ. ૧૦૬), પ્રમેયકમલમાર્તણ્ડ (પૃ. ૮૯), પ્રવચનસાર (પૃ. ૮૭, ૯૦, ૯૨), પ્રશમરતિ (પૃ. ૮૬, ૯૯), ભગવતી (પૃ. ૧૦૩, ૧૧૨), ભગવતી સૂત્ર (પૃ. ૮૯, ૯૫), મહાનિશીથસૂત્ર (પૃ. ૧૦૫, ૧૦૭), [1]યોગદૃષ્ટિ(સમુચ્ચય) (પૃ. ૯૩), યોગદૃષ્ટિ(સમુચ્ચય)ને અગેની સજ્ઝાય (પૃ. ૯૩), રત્નાકરાવતારિકા (પૃ. ૮૯), વિશેષાવશ્યક (પૃ. ૮૫, ૯૬, ૧૦૩, ૧૦૫, ૧૦૯) શાસ્ત્રવાર્તાસમુચ્ચય (પૃ. ૮૮), શ્રાવકાચાર (પૃ. ૧૦૮), ષોડશક (પૃ ૯૫), સમવાયાંગ (પૃ ૯૫), સમ્મતિ (પૃ. ૯૭, ૯૮), સમ્મતિ મહાતર્ક (પૃ. ૮૬), સર્વાર્થસિદ્ધિ (પૃ. ૮૯), *સિદ્ધાન્તતર્ક–પરિષ્કાર (પૃ. ૧૦૦), સૂત્રકૃતાંગ (પૃ. ૯૪), સૂત્રકૃતાંગ–વૃત્તિ (પૃ. ૯૧), *સ્યાદ્વાદકલ્પલતા (પૃ ૮૮) અને સ્યાદ્વાદરત્નાકર (પૃ. ૮૬, ૯૦).

આમાં કેટલાક ગ્રંથો નામભેદ પૂરતા જ ભિન્ન છે.

[2]**આધ્યાત્મિક મત ખંડન**[3] **યાને** [4]**આધ્યાત્મિક મત પરીક્ષા**—

---

* આ ચિહ્નથી અંકિત ગ્રન્થો ઉપાધ્યાયજીએ પોતે રચ્યા છે.

૧. આને અંગે સજ્ઝાય રચાઈ છે.

૨. આ કૃતિ સ્વોપજ્ઞ ટીકા સહિત ન્યા૦ય૦ગ્રં૦મા પત્ર ૫૦ અ – ૭૦ આ માં "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૬૫ માં પ્રકાશિત કરાઇ છે.

૩. આ નામ સ્વોપજ્ઞ ટીકાના પ્રારભગત દ્વિતીય પદ્યમાં જોવાય છે.

૪. આ નામાંતર સઘે આપ્યાનો ઉલ્લેખ મુદ્રિત પુસ્તક (પત્ર ૭૦ આ) માની પુષ્પિકામાં છે. એ પુષ્પિકા નીચે મુજબ છે .—

"इति श्रीसकलपण्डितचक्रचक्रवर्तिपण्डितश्रीजीतविजयगणितीर्थ्यपण्डितश्रीनयविजयगणिशिष्यगणियशोविजयकृतं सङ्घदत्ताध्यात्मिकमतपरीक्षाऽपरनामकमाध्यात्मिकमतखण्डनप्रकरणं सम्पूर्णम् ।"

આ સંસ્કૃત કૃતિનાં બે નામ પૈકી પહેલું નામ કર્તાએ યોજ્યુ છે, જ્યારે બીજું નામ સંઘે આપ્યાનું પુષ્પિકામાં કહ્યુ છે. આથી બે પ્રશ્ન ઉદ્ભવે છે :—

(૧) શું આ પુષ્પિકા યશોવિજયજી ગણિની કૃતિનો એક ભાગ હોઈ એના કર્તા એઓ પોતે છે કે આ પુષ્પિકા તો પ્રસ્તુત કૃતિની નકલ કરનારાએ – લહિયાએ પોતાની તરફથી ઉમેરી છે ?

(૨) પુષ્પિકા સાચી – વિશ્વસનીય હોય તો સંઘે નામાંતર આપ્યું એ બાબતનો શો પુરાવો છે ? પ્રસ્તુત કૃતિમાં ૧૮ પદ્યો છે. એ ભિન્ન ભિન્ન છંદમાં રચાયા છે .—

અનુષ્ટુભ્ ( ૩–૧૩, ૧૬ ), આર્યા ( ૧૪–૧૫, ૧૭, ૧૮ ) અને ઉપજાતિ ( ૧, ૨ ).

**વિષય**—પહેલાં બે પદ્યોમાં જિન વર્ધમાન અને વીરની અનુક્રમે સ્તુતિ કરાઈ છે. ત્રીજા પદ્યમાં કેવલીના કવલાહારનું સ્થાપન કરવાની કર્તા પ્રતિજ્ઞા કરે છે. ચોથા પદ્યમાં કહ્યું છે કે તીર્થંકરોને ૩૪ અતિશય માનનાર દિગંબરો પણ છે તો પછી વિશેષસિદ્ધિ – કેવલિવિશેષ એવા તીર્થંકરની કવલાહારસિદ્ધિ, સામાન્યસિદ્ધિ – સામાન્ય કેવલીઓની પણ કવલાહારસિદ્ધિને કેમ ન સૂચવે ?

સર્વજ્ઞતાની સાથે કવલાહારના વ્યાપક કારણ અને કાર્યનો વિરોધ હોવાથી એ ન ઘટે એવો પૂર્વપક્ષ પાંચમા પદ્યમાં રજૂ કરી છઠ્ઠામાં એનું ખંડન કરાયુ છે સાતમા પદ્યમાં પૂર્વપક્ષ તરીકે એ વાત રજૂ કરાઈ છે કે પરમ ઔદારિક શરીરવાળા કેવલીઓને (૧) પાત્રના અભાવ, (૨) ધ્યાનમા વિઘ્ન, (૩) મોહના અભાવ અને (૪) એ

શરીરની અવૃદ્ધિ એમ ચાર કારણોને લઈને કવલાહાર સંભવતો નથી. એનું આ પછીનાં બે પદ્યોમાં ખંડન કરાયું છે. દસમા પદ્યમાં પરમ ઔદારિકત્વનો નિષેધ કરાયો છે. ૧૧ મા પદ્યમાં કહ્યું છે કે અપ્રમત્ત ગુણસ્થાને રહેલા જીવોને કવલાહાર નથી તો પછી આગળનાને કેમ ? આનું નિરસન, આ તારી પ્રતિબંધી અમારા સિદ્ધાન્તને બાધક નથી એમ કહી કરાયું છે. ૧૨ મા પદ્યમાં કેવલીને કવલાહાર ન હોય એવું અનુમાન રજૂ કરી તેમાં દૂષણ દર્શાવાયું છે. ૧૩ મા પદ્યમાં કહ્યું છે કે કેવલીઓને ક્ષુધાદિ અગિયાર પરીષહો વેદનીયકર્મના ઉદયને આભારી છે અને એ કવલાહારના સાક્ષી છે. **ઉપાસકાધ્યયન**ના ટીકાકારે (પ્રભાચન્દ્રે) બે વિકલ્પ દર્શાવ્યા છે : ( ૧ ) જેમ કેવલીમાં રાગના અભાવની પરાકાષ્ઠા છે તેમ ભુક્તિના અભાવની છે. ( ૨ ) અપ્રમત્ત સાધુ આહારની વાત સાંભળી પ્રમત્ત ન બને. આ બે વિકલ્પો ૧૪ મા પદ્યમાં રજૂ કરી તેનું ૧૫ મામાં ખંડન કરાયુ છે. ૧૬ મા પદ્યમાં હરિદમ્બરોનો પ્રતિષેધ આ પ્રમાણેની યુક્તિઓથી કરવો એમ કહ્યું છે. ૧૭ મા પદ્યમાં આ કૃતિનો ‘ આધ્યાત્મિક મતદમનદક્ષ ’ તરીકે ઉલ્લેખ છે અને ૧૮ મામાં આ કૃતિ વૃદ્ધોનાં વચન અનુસાર રચાયાનો નિર્દેશ છે.

[1]**સ્વોપજ્ઞ ટીકા**—આ સંસ્કૃત ટીકાની શરૂઆતમાં [2]બે પદ્યો અને અંતમાં પ્રશસ્તિરૂપે સાત પદ્યો છે. પ્રસંગવશાત્ ટીકા(પત્ર ૫૦ આ – ૫૨ અ )માં બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા એ ચારેનું એકેક લક્ષણ આપી કર્મની આઠ મૂળ તેમ જ ૧૫૮ ઉત્તરપ્રકૃતિઓ ગણાવાઈ

---

૧. આ પ્રકાશિત છે. જુઓ પૃ.

૨. દ્વિતીય પદ્યમાં ‘ ટીકા ’ એવો ઉલ્લેખ છે જ્યારે પ્રશસ્તિના સાતમા પદ્યમાં ‘ વૃત્તિ ’ ઉલ્લેખ છે.

છે. પત્ર ૫૩ અ માં અવતરણરૂપ [1]આઠ પદ્યો દ્વારા ૩૪ અતિશયો દર્શાવાયા છે. પત્ર ૫૪ અ માં વ્યાપક કારણ અને કાર્યનું એકેક લક્ષણ રજૂ કરાયુ છે. પત્ર ૬૦ આ – ૬૧ અ માં શુક્લધ્યાનના ચાર પ્રકાર ગણાવી એના લક્ષણો ગુણસ્થાનક્રમારોહમાંથી અપાયાં છે. પત્ર ૬૨ અ માં કેવલીની ઉદય આશ્રીને ૪૨ પ્રકૃતિ ગણાવાઈ છે. પત્ર ૬૮ અ માં હરિદંબરનો અર્થ નીચે મુજબ અપાયો છે :—

" **हरिदेवाम्बरं येषां ते हरिदम्बरा नग्नाटाः ।...हरिदिव सूर्योदयावच्छिन्ना प्राचीवाम्बराणि येषां ते हरिदम्बरा रक्तपटा इत्यर्थः ।** "

પત્ર ૬૮ આ – ૬૯ આ માં શિવભૂતિનો વૃત્તાંત આલેખાયો છે.

[2]**પ્રતિમાશતક** ( ઉ. વિ. સં. ૧૭૧૩ )—આ સંસ્કૃત કૃતિમાં ૧૦૪ પદ્યો છે. એ જાતજાતના અલંકારોથી વિભૂષિત છે. દા. ત. અતિશયોક્તિ [3]( ૪, ૫, ૧૧ ), આક્ષેપ ( ૯ ), ઉત્પ્રેક્ષા ( ૨, ૩ ), કલ્પિત ઉપમા ( ૨, ૮ ), કાવ્યરૂપક ( ૧૦ ), કાવ્યલિંગ ( ૫, ૧૦ ), નિદર્શના ( ૧૧ ), રસનોપમા ( ૭૯ ) અને વ્યતિરેક ( ૯ ).

**વિષય**—આ કૃતિનો મુખ્ય વિષય માનવસર્જિત–અશાશ્વત

૧. આ આઠ પદ્યો **અભિ૰** ચિ૰ (કાંડ ૧) માંના શ્લો. ૫૭–૬૪ છે.

૨. આ કૃતિ **ભાવપ્રભસૂરિજી** કૃત વૃત્તિ સહિત " જૈ૰ આ૰ સ૰ " તરફથી વિ. સ. **૧૯૭૧** માં અને આ મૂળ કૃતિ **સ્વોપજ્ઞ** વૃત્તિ સહિત " મુ૰ ક૰ જૈ૰ મો૰ " માં **વીર** સંવત્ ૨૪૪૬ ( વિ. સં. **૧૯૭૬** ) માં પ્રકાશિત કરાઈ છે. વિશેષમાં આ મૂળ કૃતિ એના અને **ભાવપ્રભસૂરિજી**કૃત વૃત્તિના મૂલચંદ નથુભાઈ વકીલે કરેલા ગુજરાતી ભાષાંતર સહિત **ભીમશી માણેકે** વિ. સં. **૧૯૫૯** માં પ્રસિદ્ધ કરી હતી એમાં વિષયોનું સંક્ષિપ્ત નિરૂપણ છે.

૩. આ પદ્યાંક છે.

જિનપ્રતિમાની પૂજ્યતા દાખલાદલીલથી સિદ્ધ કરવાનો છે. આ કૃતિનો આરંભ ઇષ્ટ બીજના પ્રણિધાનપૂર્વક, જિનપ્રતિમાની સ્તુતિથી કરાયો છે. ત્યાર બાદ નામાદિ ત્રણ નિક્ષેપની પ્રશસ્તતા, 'બ્રાહ્મી'લિપિની જેમ જિનપ્રતિમાની પૂજ્યતા, લુંપક સામે પ્રહાર, જિનપ્રતિમાના દર્શનાદિનું ફળ, ચૈત્યના 'જ્ઞાન' અર્થની અનુપપત્તિ, જિનપ્રતિમાની જિન સાથે તુલ્યતા, સૂર્યાભદેવે કરેલી જિનપ્રતિમાની પૂજા, સમ્યગ્દૃષ્ટિ દેવોને 'અધર્મી' કહેનારના મતનું નિરસન (શ્લો. ૧૬), સૂર્યાભદેવની નૃત્ય માટેની અનુજ્ઞા પરત્વે વિચારણા, અનિષેધની અનુમતિ, દ્રવ્યસ્તવ અંગે સાધુની અનુમોદના, દ્રવ્યસ્તવના ગુણો, મુનિનું નદી ઉતરવાનું કાર્ય, સર્પના મુખમાંથી બાળકનુ માતાએ કરેલુ કર્ષણ, ઋષભદેવે પુત્રોને કરેલી દેશોની વહેંચણી અને પ્રજાને આપેલુ શિલ્પાદિનું શિક્ષણ, મહાનિશીથનું પ્રામાણ્ય, યાત્રાનો ઉપદેશ, યજ્ઞને અંગેની હિંસા, કૂવાનું દૃષ્ટાંત, આનન્દ અને પરિવ્રાજક (અંબડ)ની જિનચૈત્યની ઉપાસના, સુવર્ણગુલિકાનો નિર્દેશ, કૃષ્ણા (દ્રૌપદી)નું જિનપૂજન, સિદ્ધાર્થનું જિનાર્ચન, ઇત્યાદિ બાબતો રજૂ કરાઈ છે.

મૂર્તિપૂજાના વિરોધનું નિરસન અને જિનપ્રતિમાના પૂજનની સમુચિતતા ૬૯ મા પદ્ય સુધી વિચારી ત્યાર બાદ નવ પદ્યમાં ધર્મસાગરગણિજીનો નિમ્નલિખિત બાબતને અંગે મત દર્શાવી એનું ખંડન કરાયું છે :—

જે જિનપ્રતિમાની પ્રતિષ્ઠા વિધિપૂર્વક ન કરાઈ હોય તે વન્દનીય ખરી ?

પદ્ય ૭૯–૮૦ માં જિનપ્રતિમાની સ્તુતિ કરાઈ છે.

પદ્ય ૮૧–૯૨ માં પાશચન્દ્રના મતનું ચાર વિકલ્પ રજૂ કરી ખંડન કરાયું છે.

પદ્ય ૯૩-૯૫ માં જિનપૂજન એ પુણ્યનો હેતુ છે, નહિ કે ધર્મનો એમ કહેનારના મતનું નિરસન કરાયું છે.

૯૬ મા પદ્યમાં નય, ભંગ અને હેતુને લઇને ગહન એવા માર્ગમાં ગુરુનું શરણુ લેવા જેવું છે એમ કહ્યું છે.

૯૭ મા પદ્યમાં 'શંખેશ્વર' પાર્શ્વનાથજીને ઉદ્દેશી જિનભક્તિને અંગે વ્યવહાર અને નિશ્ચય નયો વિષે ઉલ્લેખ કરાયો છે.

પદ્ય ૯૮-૧૦૫ માં સર્વજ્ઞની અને તેમની પ્રતિમાની સ્તુતિ કરી, ૧૦૪ (અંતિમ) પદ્ય પ્રશસ્તિરૂપે કર્તાએ રચ્યુ છે.

લુંપક—આ કૃતિમાં 'લુંપક' શબ્દ નિમ્નલિખિત અંકવાળાં પદ્યોમાં વપરાયો છે :—

૪, ૨૩, ૨૪, ૨૫.

**સ્વોપજ્ઞવૃત્તિ**—આ મુદ્રિત કૃતિના પ્રારંભમાં ચાર પદ્યો છે. આદ્ય પદ્યમાં **વીર**નો અને મૂળ કૃતિનો "પ્રતિમાશતક ગ્રંથ" તરીકે ઉલ્લેખ છે. દ્વિતીય પદ્યમાં કર્તાએ પોતાની બે પદવી ન્યાયવિશારદ અને સો ગ્રંથ રચનાર એવા પોતાને અપાયેલી ન્યાયાચાર્યની પદવીનો ઉલ્લેખ કર્યો છે. ત્રીજા પદ્યમાં પ્રતિમાને લગતી આશંકારૂપ કાદવને દૂર કરવામાં કુશળ એવા સંવિગ્ન સમુદાયની પ્રાર્થનાથી વૃત્તિ રચાય છે એમ કહ્યું છે. આ વૃત્તિના અંતમાં ૧૮ પદ્યોની પ્રશસ્તિ છે. એમાં જિન વર્ધમાન, સુધર્મસ્વામી, જંબૂસ્વામી, જગચ્ચન્દ્રસૂરિ, આનન્દવિમલસૂરિ, વિજયદાનસૂરિ, હીરવિજયસૂરિ વગેરેનો ઉલ્લેખ છે.

**સાક્ષીરૂપ ગ્રન્થો**—સ્વોપજ્ઞ વૃત્તિમાં નિમ્નલિખિત ગ્રન્થોની સાક્ષી અપાઇ છે :—

* આ ચિહ્નથી અંકિત કૃતિના પ્રણેતા ન્યાયાચાર્ય પોતે છે.

૧. આ પત્રાંક છે.

* આ ચિહ્નથી અંકિત કૃતિના પ્રણેતા ન્યાયાચાર્ય પોતે છે.

સમવાય (૧૨૭)
સમ્મતિ (૬૨)
સમ્યક્ત્વ પ્રકરણ (૨૪૬)
સૂત્રકૃત (૨૭૧)
સૂયગડાંગ (૭૮, ૧૦૫, ૧૭૧)
સ્થાન (૨૭૩)
સ્થાનાંગ (૫૪, ૬૫, ૬૬, ૧૧૬, ૧૧૯, ૧૨૭)

આ પૈકી કેટલાક ગ્રન્થો અભિન્ન છે, કેમકે એનો નિર્દેશ નામાંતરથી પણ કરાયો છે.

**ગ્રંથકારોનો ઉલ્લેખ**—આ સ્વોપજ્ઞ વૃત્તિમાં નીચે મુજબના જૈન ગ્રંથકારો વિષે ઉલ્લેખ છે :—

અભયદેવસૂરિજી (૧૬૭), ગન્ધહસ્તીજી (૨૯૩), જયચન્દ્રજી (૯૪), જિનભદ્રગણિ ક્ષમાશ્રમણજી (૨૬૬), ધર્મદાસગણિ ક્ષમાશ્રમણજી (૧૫૯), ભદ્રબાહુસ્વામીજી (૨૯૩), ભાષ્યકાર (૧૬૪), મલયગિરિજી (૧૦૨), યોગાચાર્યજી (૨૯૭), [1]વાચક (૭૯, ૨૮૯), [2]વાચક ચક્રવર્તીજી (૧૬૮), સુધર્મસ્વામીજી (૨૦૨), [3]હરિભદ્રસૂરિજી (૪, ૨૮૪), [4]હરિભદ્રાચાર્યજી (૨૮૫), હેમચન્દ્રાચાર્યજી (૧૧).

અજૈન ગ્રન્થકારો તરીકે નિમ્નલિખિત નામો જોવાય છે :—

ઉદયન (૨૯૬), કાવ્યપ્રકાશકાર (૧૧૧), તાન્ત્રિક (૨૯૭), ધર્મશૃગાલક (૧૧), મનુ (૧૭૩) અને રામદાસ (૧૭૧).

પત્ર ૧૫માં 'લુંપક'ગચ્છની સૂરિ પદવી સજી હીરસૂરિજીને ભજનારા મેઘ મુનિની સ્તુતિ કરાઈ છે. પત્ર ૧૩૧–૧૪૪માં સાવદ્યાચાર્યજી અને વજ્રસ્વામીજીના ચરિત્ર **મહાનિશીથ**માંથી અપાયાં છે.

---

૧–૨. આ બંને એક જ છે. એ દ્વારા ઉમાસ્વાતિ અભિપ્રેત છે.

૩–૪. આ બંને અભિન્ન છે.

પત્ર ૨૦૫–૨૪૨ માં **પંચવત્થુગમાંથી થયપરિણ્ણા** ઉદ્ધૃત કરી તેની સંસ્કૃતમાં યશોવિજયજી ગણિએ વ્યાખ્યા કરી છે. આને અંગે મેં નીચે મુજબનો [1]લેખ લખ્યો છે:—

"થયપરિણ્ણા (સ્તવપરિજ્ઞા) અને એની યશો વ્યાખ્યા"

[2]**વૃત્તિ** (વિ. સં. ૧૭૯૩)—આના રચનાર 'પૂર્ણિમા' ગચ્છના **ભાવપ્રભસૂરિજી** છે. આ વૃત્તિને [3]પ્રતિમાશતકવૃત્તિવૃત્તિ તેમ જ [4]લઘુ વૃત્તિ પણ કહે છે. એ વિ. સં. ૧૭૯૩ માં રચાઈ છે.

**ઉદ્ધરણ—પ્રતિમાશતક**માંથી અગિયાર પદ્યો [5]**પ્રતિમાપૂજન** (પૃ. ૩૧૧–૩૧૬) માં ઉદ્ધૃત કરાયાં છે. એના ક્રમાંક એમાં અપાયા નથી એટલે હું એ દર્શાવુ છું :—

૧, ૨, ૫, ૭૯, ૮૦, ૯૮–૧૦૩.

આ અગિયારે પદ્યોનું ગુજરાતી ભાષાંતર **પ્રતિમાપૂજન** (પૃ, ૩૧૧–૩૧૬ )માં અપાયું છે.

[6]**ભાષાન્તર—પ્રતિમાશતક**નું તેમ જ ભાવપ્રભસૂરિ કૃત વૃત્તિનું ગુજરાતી ભાષાંતર મૂલચંદ નાથુભાઈ વકીલે કર્યું છે.

---

૧ આ લેખ "જૈ૦ સ૦ પ્ર૦" (વ. ૧૧, અ. ૧૨)મા છપાયો છે.

૨. આ પ્રકાશિત છે.

૩. જુઓ ઉપર્યુક્ત વૃત્તિનું પ્રારભનું ચોથું પદ્ય (પત્ર ૧ અ).

૪. જુઓ વૃત્તિની પ્રશસ્તિ (શ્લોક ૮).

૫. આ પુસ્તક "પૂજ્ય આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાળા"માં ગ્રન્થાંક ૨૮ તરીકે વિ. સં. ૧૯૯૭ માં પ્રકાશિત કરાયું છે.

૬. આ છપાવાયું છે.

પ્રભાવ—પ્રતિમાશતક(શ્લો. ૪)ગત દલીલ કાને પડતાં, જન્મથી સ્થાનકવાસી-મૂર્તિપૂજા ન માનનારા પં. સુખલાલ મૂર્તિને માનનાર થયા. આ સબંધમાં **દર્શન અને ચિન્તન** (પુ. ૧)માં નીચે મુજબ ઉલ્લેખ છે :—

'પરમાત્માનું સ્મરણ કરવું એ ઉપાસકનું ધ્યેય છે. હવે તે સ્મરણ જો નામથી થતુ હોય તો રૂપથી પણ થાય છે જ. એવી સ્થિતિમાં કોઈ એક સાધનને જ માનવું ને બીજાને તરછોડી કાઢવું એ શું યોગ્ય છે?

આ દલીલ મારે કાને પડી તે જ ક્ષણે મારો જન્મસિદ્ધ કુસંસ્કાર સરી ગયો. શ્રી રાધાકૃષ્ણે મૂર્તિ ન માનનારને સંબોધીને આ જ વસ્તુ બહુ વિસ્તારથી ને અતિ ઝીણવટથી કહી છે."—(પૃ. ૩૨).

**[1]વીરસ્તુતિરૂપ હુંડીનું સ્તવન યાને દોઢસો ગાથાનું 'કુમતિમદગાલન' સ્તવન**[2] (વિ. સં. ૧૭૩૩)—આ ગુજરાતી સ્તવનને **હુંડીનું સ્તવન, વીરસ્તવ** તેમ જ **વીરસ્તવન** પણ કહે છે. એમાં સાત ઢાલ છે અને અંતિમ ઢાલને કેટલાક 'કલસ' ગણે છે. સાત ઢાલની કડીઓની સંખ્યા નીચે મુજબ છે :—

૨૫, ૨૨, ૨૫, ૨૨, ૨૩, ૨૫ અને ૫.

---

૧. 'આ સ્તવન પ્ર૦ ર૦ (ભા. ૩, પૃ. ૫૬૯–૬૯૬)મા પદ્મવિજયજીના વાર્તિક સહિત ઈ.સ. ૧૮૭૮મા, સ૦ સ૦ (પૃ. ૨૮૮–૨૯૯)મા, **ચૈત્ય આદિ સંગ્રહ** (ભા ૩, પૃ. ૩૩૧–૪૪૫)મા વિ સં. મા **શ્રીમદ્ યશોવિજયજી વિરચિત પ્રાચીન સ્તવનો** (પૃ. ૧–૧૧૧)મા પદ્મવિજય કૃત બાલાવબોધ સહિત **ગૂ૦ સા૦ સ૦** (વિ. ૧, પૃ. ૨૨૯–૨૪૭)મા તેમ જ **પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ** (પૃ. )મા છપાવાયું છે. સાક્ષીપાઠ સહિત પણ આ સ્તવન છપાવાયું છે. જુઓ પૃ.

૨. આનો પરિચય "જૈ૦ સ૦ પ્ર૦" (વ. ૨૨, અ. ૭)માં જે નિમ્નલિખિત મારો લેખ છપાયો છે તેમાં આપ્યો છે :—

"ન્યાયાચાર્ય યશોવિજયજી ગણિનાં ત્રણ બૃહત્ સ્તવનો"

આમ આ સ્તવનમાં ૧૪૭ કડી છે. એ ઉપરથી એને **દોઢસો ગાથાનું સ્તવન** કહે છે.

**દેશી અને રાગ**—પહેલી છ ઢાલ માટે ભિન્ન ભિન્ન દેશીનો ઉલ્લેખ છે, પણ એકે માટે રાગનો ઉલ્લેખ નથી. સાતમી ઢાલ માટે દેશીને બદલે 'ધનાશ્રી' રાગનો ઉલ્લેખ છે.

**વિષય**—પંચાંગીના આધારે સ્થાપના-નિક્ષેપની સિદ્ધિ કરવી—જિનપ્રતિમાનું પૂજન સમુચિત છે એમ સાબિત કરવુ એ આ સ્તવનનો મુખ્ય સૂર છે

પહેલી ઢાલમાં નિમ્નલિખિત બાબતો વિચારાઈ છે :—

સ્થાપના-નિક્ષેપનું પ્રામાણ્ય, સત્યના ચાર તથા દસ પ્રકારોનો નિર્દેશ, આવસ્સયનું પ્રામાણ્ય, 'બ્રાહ્મી' લિપિનો સ્થાપના-જ્ઞાન અથવા દ્રવ્ય-શ્રુત તરીકે નિર્દેશ, જિનવાણીનો પણ દ્રવ્ય-શ્રુત તરીકે ઉલ્લેખ, સ્ત્રીનું ચિત્ર જોવાની સાધુને મનાઈ, જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓએ જિનપ્રતિમાને કરેલુ વંદન તેમ જ 'ચૈત્ય' શબ્દના 'જ્ઞાન' એવા અર્થની અનુચિતતા.

બીજી ઢાલમા સૂર્યાભદેવે કરેલી દાઢાની પૂજા, 'પૂરવપચ્છા'નો અર્થ, સમ્યગ્દૃષ્ટિ દેવની આશાતના ન કરવાની હિતશિક્ષા, દેવોમાં મનુષ્યની અપેક્ષાએ અધિક વિવેક હોવાનુ સૂચન ઇત્યાદિ મુદ્દાઓ ચર્ચાયા છે.

ત્રીજી ઢાલમાં અંબડ અને આનંદ એ બે શ્રાવકોના અધિકાર, "ચૈત્ય" શબ્દનો 'પ્રતિમા' એવો અર્થ, વૈયાવૃત્યના દસ પ્રકાર તેમ જ સિદ્ધાર્થ, શ્રેણિક, મહાબલ અને દ્રૌપદીએ કરેલી જિનપૂજા એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે

ચોથી ઢાલમાં જિનપૂજામા પૃથ્વીકાયાદિ છ કાયનો આરંભ માનનારને મુનિને દાન, મુનિનો વિહાર, પ્રતિક્રમણ, શ્રાવક પુષ્કલીનો

પાક્ષિક પૌષધ, કૃષ્ણ વાસુદેવે કરેલી ઉદ્‌ઘોષણા, કૂણિક, ઉદાયન વગેરેએ મહાવીરસ્વામીનું કરેલું સન્માન તેમ જ 'તુંગિયા' નગરીના શ્રાવકનું બલિકર્મ વિચારવાની સૂચના, પ્રથમ ગુણસ્થાનકે દાનાદિકથી શુભ વિપાકની પ્રાપ્તિ, ઋષભદેવે કળાઓનું કરાવેલું દિગ્દર્શન તેમ જ હેતુ-હિંસા, સ્વરૂપ-હિંસા અને અનુબંધ-હિંસાનું સ્વરૂપ એ મુદ્દાઓ રજૂ કરાયા છે.

પાંચમી ઢાલમાં શાશ્વત જિનપ્રતિમાઓનુ તથા જિનેશ્વરોનાં કલ્યાણકોને અવસરે દેવોએ કરેલી જિનપૂજાનું વર્ણન છે.

છઠ્ઠી ઢાલમાં સાધુઓને યોગવહનની અને શ્રાવકોને ઉપધાનની આવશ્યકતા, ગૃહસ્થોને સૂત્રો અર્થાત્ આગમો ભણવાની મનાઈ, અર્થના ત્રણ પ્રકાર અને નિજ્જુત્તિનો સ્વીકાર એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે.

સાતમી ઢાલમાં આ સ્તવન ઈંદિલપુરમાં દોશી મૂલાના પુત્ર મેઘાને માટે વિ. સં. ૧૭૩૩ માં રચાયાનો ઉલ્લેખ છે. વિશેષમાં અહીં કર્તાએ પોતાની ગુરુપરંપરા દર્શાવી છે.

**સાક્ષીરૂપ ગ્રંથો**—આ સ્તવનમાં નિમ્નલિખિત ગ્રંથોનો સાક્ષી તરીકે ઉલ્લેખ છે :—

અનુયોગદુવાર (૬), અનુયોગદ્વાર (૧, ૬), આવશ્યક સૂત્ર (૧, ૬), ઉત્તરાધ્યયન (૨, ૬), ઉવવાઈ (૩), કલ્પ (૩), છઠ્ઠું અગ (૩), જંબૂપણ્ણત્તિ (૨), જ્ઞાતા (૨, ૪), ઠાણ (૬), ઠાણાંગ (૧, ૨, ૬), દશવૈકાલિક (૧, ૨), [1]દસમું અગ (૩, ૬), નંદી (૧, ૬), નિશીથ (૬), પચમ અગ (૬), પઢમ અણુઓગ (૩), પહેલું અંગ (૨), પાંચમુ અંગ (૨), પ્રથમ અંગ (૩), બીજું અંગ (૬), ભગવઇ (૧, ૪, ૬), રાયપસેણી (૨) શક્રસ્તવ (૨, ૩), [2]સપ્તમ અંગ (૩, ૬), સમવાયાંગ

૧. પણ્હાવાગરણ.　　　　૨. ઉવાસગદશા.

(૧) અને સૂયડાંગ (૪).

આ પૈકી જે નામાંતર છે તે સમીકરણ દ્વારા દર્શાવુ છુ :—

| | | |
|---|---|---|
| અનુયોગદ્દુવાર | = | અનુયોગદ્વાર |
| છઠ્ઠું અંગ | = | જ્ઞાતા |
| ઠાણ | = | ઠાણાંગ |
| પંચમ અંગ | = | પાંચમું અંગ = ભગવઈ |
| પહેલું અંગ | = | પ્રથમ અંગ ( આયાર ) |
| બીજું અંગ | = | સૂયડાંગ |

**વિચારણીય સાક્ષી**—બીજી ઢાલની ૧૮ મી કડીમાં પાંચમા અગના દસમા શતકના છટ્ઠા ઉદ્દેશાનો ઉલ્લેખ છે, પરતુ આજે મુદ્રિત આગમમાં તેમ જ **પદ્મવિજયજી**ને ઉપલબ્ધ આગમમાં તો ઇન્દ્રદાઢાની આશાતના ટાળે એ બાબત પાંચમા ઉદ્દેશામાં છે. પદ્મવિજયે આને અનાભોગને લઈ ને કરાયેલું વિધાન ગણ્યું છે.

**મૂલ્યાંકન**—આ સ્તવનના અર્થ ઘણા સૂક્ષ્મ છે, એ ગુરુ પાસે ધારવા તેમ જ બહુશ્રુત, ગીતાર્થ અને આગમને અનુસરનારાને પૂછી સશય ટાળવો એમ "કલશ"માં કર્તાએ કહ્યુ છે. વિશેષમા એમણે કહ્યું છે કે જે મનુષ્ય ભ્રમરની જેમ અર્થી થઈ ને ગુરુની આજ્ઞા માથે ચડાવશે તેને જિનેશ્વરના ગુણરૂપ કલ્પવૃક્ષની સુગંધનો અનુભવ મળશે.

**સન્તુલન**—આ સ્તવનના મુદ્દાઓ **પ્રતિમાશતક** અને એની સ્વોપજ્ઞ વૃત્તિમાં જોવાય છે.

**સ્વોપજ્ઞ બાલાવબોધ**—આ સ્તવન ઉપર **યશોવિજયજી** ગણિએ આલાવારૂપ વાર્તિક રચ્યુ છે એમ **પદ્મવિજયજી**એ પોતાના વાર્તિકમાં કહ્યુ છે, તે વાર્તિક તે જ આ બાલાવબોધ હશે.

**વાર્તિક યાને બાલાવબોધ** ( વિ. સં. ૧૮૪૯ )—પ્રસ્તુત સ્તવન ઉપર ઉત્તમવિજયજીના શિષ્ય **પદ્મવિજયજીએ** વિ. સં. ૧૮૪૯ માં રાજધન્યપુર(રાધનપુર)માં આ વાર્તિક રચ્યું છે. એના પ્રારંભમાં [1]એક પદ્ય અને પ્રશસ્તિમાં તેર પદ્યો સંસ્કૃતમાં છે. બાકીનું લખાણ ગુજરાતીમાં છે. પ્રશસ્તિનાં પહેલાં આઠ પદ્યોમાં પદ્મવિજયજીએ પોતાની ગુરુ-પરંપરા વર્ણવી છે. આ વાર્તિકમાં **મેઘાને** ' સ્થાનકવાસી ' શ્રાવક કહ્યો છે અને એ આ સ્તવન દ્વારા પ્રતિબોધ પામ્યો એમ કહ્યું છે.

**સાક્ષીરૂપ પાઠ**—પ્રસ્તુત સ્તવનમાં નિર્દેશાયેલા ગ્રંથોના પાઠ **ન્યા૦ ય૦ સ્ત૦** ( પત્ર ૧૮-૪૮ )માં અપાયા છે.

[2]**પ્રતિમાસ્થાપનન્યાય**—આ નામ શા આધારે પ્રચારમાં આવ્યું છે એ જાણવું બાકી રહે છે. આ કૃતિનો પ્રારંભ "**पूजा**" એવા પ્રતીકથી કરાયો છે અને એમાં **अनुमतां, सतां, सूत्रोक्तमर्यादया** ઇત્યાદિના પર્યાયો અપાયા છે એ જોતાં આ કૃતિ કોઈ ગ્રંથનું વિવરણ છે. આ કૃતિનો પ્રારંભિક ભાગ અનુપલબ્ધ હોય એમ લાગે છે, કેમકે શરૂઆતમાં કોઈ મંગલશ્લોક નથી. અંતિમ ભાગ પણ ખંડિત છે. જિનપ્રતિમાની પૂજા યુક્તિયુક્ત છે એમ તાર્કિક શૈલીએ અહીં પ્રતિપાદન કરાયું છે. પત્ર ૧ અ માં **નામમાલામાંથી** નિમ્નલિખિત અવતરણ અપાયું છે :—

" **विवर्णस्तु पृथग्जनः**
**इतरः प्राकृतो नीचः पामरो वर्वरश्च सः** "

---

૧. અહીં ' વાર્તિક ' એવો ઉલ્લેખ છે, જ્યારે પ્રશસ્તિના અંતિમ પદ્યમાં ' બાલાવબોધ ' તરીકે ઉલ્લેખ છે.

૨. આ અપૂર્ણ કૃતિ આ નામથી, **પરમજ્યોતિઃપચ્ચવિંશતિકા** અને **પરમાત્મપંચવિંશતિકા** સહિત " મુ૦ ક૦ જૈ૦ મો૦ " માં **વીર** સંવત્ ૨૪૪૬ માં પ્રકાશિત કરાઈ છે. આ કૃતિનો આદિમ તેમજ અંતિમ ભાગ ખૂટે છે તો આની અન્ય હાથપોથી માટે તપાસ થવી ઘટે.

આ અવતરણ **અભિધાન ચિન્તામણિ** (કાંડ ૩, શ્લો. ૫૯૬)માં જોવાય છે એટલે ઉપર્યુક્ત નામમાલા તે આ હૈમ **અભિ૦ ચિ૦** જ હશે એમ લાગે છે.

[1]**જિનપ્રતિમાસ્થાપન**[2]**સજ્ઝાય**—આ નામની [3]ત્રણ ગુજરાતી કૃતિ છે. એમાં અનુક્રમે ૧૫, ૯ અને ૭ કડી છે. પહેલી કૃતિમાં જિન-પ્રતિમા ઉથાપનારને 'કુમતિ' કહી જિનપ્રતિમાની પૂજા શાસ્ત્રસંમત હોવાનું પ્રતિપાદન કરાયું છે. તેમ કરતી વેળા **અંબડે**, **સૂર્યાભે**, **દ્રૌપદી**એ અને **સિદ્ધાર્થે** તેમ જ ચારણ મુનિએ જિનપ્રતિમા પૂજી હતી એમ કહ્યું છે. સમ્યક્ત્વથી રહિત એવી દયા કામ ન લાગે એમ કહી **જમાલિ**નું ઉદાહરણ અપાયું છે. **નંદી**માં દર્શાવાયેલી આગમની સંખ્યાને કુમતિ ગોપવે છે તેમ જ સૂત્ર અને સાથે સાથે નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાની ઉપેક્ષા કરે છે. એ કુમતિ જિનપૂજામાં સ્થાવરની હિંસાનો દોષ દર્શાવે છે, પરંતુ દૂર દેશથી એને આવીને પૂજનારના, પ્રતિક્રમણના, વિહારના અને મુનિને દાન દેવામાં થતા વિશેષ દોષો છે તેનું શું એમ એને પ્રશ્ન પુછાયો છે. અંતમાં કહ્યું છે કે પંચાંગીના જાણકાર જિન-પ્રતિમાને જિનતુલ્ય જાણે છે અને કર્તાએ પોતાને 'કવિ' કહ્યા છે.

આ પહેલી કૃતિમાં નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ છે :—

**આવશ્યક**, **ઉવાઈ**, **કલ્પસૂત્ર**, **છઠ્ઠું અંગ**, **દસમું અંગ**, **નંદી**, **ભગવઈ**, **મહાનિસીથ**, **રાયપસેણી** અને **વ્યવહાર**.

---

૧. આ નામની ત્રણ કૃતિ **ગૂ૦ સા૦ સ૦** (વિ. ૧)માં પૃ. ૪૩૯–૪૪૦, ૪૪૦–૪૪૧ અને ૪૪૧–૪૪૨ માં અનુક્રમે છપાવાઈ છે.

૨. ત્રણે કૃતિ પૈકી એકેનો નિર્દેશ કર્તાએ 'સજ્ઝાય' તરીકે કર્યો નથી.

૩. ત્રીજી કૃતિમાં રચનાર તરીકે યશોવિજયગણિનું નામ નથી, પણ એ એમની હશે એમ લાગે છે.

બીજી કૃતિની શરૂઆત "સત(ત્ત)રભેદ પૂજા સાંભળી"થી કરાઇ છે. અહીં કહ્યું છે કે જિનપ્રાસાદ કરાવ્યાનું ફળ **મહાનિસીથ**માં વખાણ્યું છે. એ ફળ દાન, શીલ, તપ અને ભાવનાના સમાન છે. જિનપૂજા એ મોક્ષનું કારણ છે, નાગ, ભૂત, યક્ષ વગેરેની પૂજા તે હિંસા છે અને મિથ્યાદૃષ્ટિ હરિ અને હરને પૂજે છે, જ્યારે જૈન જિનેશ્વરને પૂજે છે, સૂત્રમા પુષ્ફારોહણાદિક વિધિ છે એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે

આ કૃતિમાં **મહાનિસીથ, રાયપસેણી** અને **સુ(સૂ)ગડાંગ** એમ ત્રણ આગમોનો ઉલ્લેખ છે.

ત્રીજી કૃતિમાં નદી ઊતરવાથી પાપ ખરું કે નહિ એ પ્રશ્ન વિચારાયો છે.

આ કૃતિમાં 'બત્રીસ સૂત્ર' એવો બાંધેભારે ઉલ્લેખ છે. જિનેશ્વરના જન્મ સમયે એમને જળભર્યા એક કરોડ અને સાઠ લાખ કળશો વડે નવડાવે છે એ વાત અહીં કરી છે.

[1]**જિનપ્રતિમાસ્થાપન સ્તવન** (પૂ. વિ. સં. ૧૭૧૮)—આ દસ કડીના પ્રાગ્–ઐતિહાસિક અને ઐતિહાસિક વિગતો રજૂ કરતા સ્તવન દ્વારા જિનપ્રતિમા તે જિનવરની સમાન છે અને જિન–પ્રતિમામાં સદેહ ન રાખવો એમ કહ્યું છે. એમ કરતી વેળા **ભરત** વગેરેએ શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યાનો–**ભરતે** સુવર્ણના પ્રાસાદ કરાવી તેમાં રત્નનાં બિંબ સ્થાપ્યાનો, વિ. સં. ૧૩૭૧ માં **સમરોશા**(          )એ

૧. **ગૂ૦ સા૦ સં૦** (વિ. ૧, પૃ. ૧૧૮–૧૧૯) માં આ સ્તવન છપાયું છે. એમાં એના નામાતર તરીકે "કુમતિફલતા ઉન્મીલન સ્તવન" એવો ઉલ્લેખ કરાયો છે.

અને વિ. સં. ૧૬૭૬ માં બાદરશાહને વારે કરમાશાહે અનુક્રમે પંદરમા અને સોળમા ઉદ્ધાર કર્યાનો ઉલ્લેખ છે. વિશેષમાં કોણે ક્યારે કેટલા પ્રાસાદ કરાવ્યા અને કેટલાં બિંબ સ્થાપ્યાં તે વિષે નીચે મુજબ માહિતી અપાઈ છે :—

| વર્ષ | વ્યક્તિ | પ્રાસાદની સંખ્યા | બિંબની સંખ્યા |
|---|---|---|---|
| વીર સંવત્ ૨૯૦ | સંપ્રતિ રાજા | સવા લાખ | સવા કરોડ |
| વિ. સં. ૯૯૩ | વિમલ મંત્રી[1] | ? | ૨૦૦૦ |
| વિ. સં. ૧૧૯૯ | કુમારપાલ રાજા | ૫૦૦૦ | ૭૦૦૦ |
| વિ. સં. ૧૨૯૫ | વસ્તુપાલ-તેજપાલ | ,, | ૧૧૦૦૦ |

વિ. સં. ૧૨૭૨ માં ધન્ના સંઘવીએ ૯૯ કરોડ દ્રવ્ય ખર્ચી રાણકપુરમાં દહેરાં કરાવ્યાં એ વાત તેમ જ દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી હતી એ વાત છઠ્ઠા અંગની સાક્ષી આપી રજૂ કરાઈ છે.

[2]ધમ્મપરિક્ખા ([3]ધર્મપરીક્ષા) (ઉ. વિ. સં ૧૭૨૬)—

---

૧. એમણે 'આબુ' ઉપર દહેરાં કરાવ્યાં પરંતુ કેટલાં તેનો ઉલ્લેખ નથી.

૨ આ કૃતિ સ્વોપજ્ઞ વિવરણ સહિત પાટણની "હેમચન્દ્રાચાર્ય સભા" તરફથી વિ. સં. ૧૯૭૮ મા અને "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" તરફથી અમદાવાદથી વિ. સં. ૧૯૯૮ માં પ્રકાશિત કરાઈ છે. આમ મૂળ કૃતિ અને એનું સ્વોપજ્ઞ વિવરણ બે વાર છપાવાયા છે દ્વિતીય પ્રકાશનમાં મૂળ કૃતિની ગાથાઓની સસ્કૃત છાયા, ગાથાઓની અકારાદિ ક્રમે સૂચી, સ્વોપજ્ઞ વિવરણગત સાક્ષીરૂપ ગ્રંથોની પત્રાંકના નિર્દેશ વિનાની અને અકારાદિ ક્રમથી અનલંકૃત સૂચી, ઘણાખરા પાઇય અવતરણોની સંસ્કૃત છાયા તેમ જ સ્વોપજ્ઞ વિવરણના પ્રાથમિક અંશ પૂરતું મુનિશ્રી શિવાનંદવિજયજી કૃત ટિપ્પણ અપાયાં છે અને એ રીતે આ દ્વિતીય પ્રકાશન પહેલા કરતાં ચઢિયાતુ છે, પરંતુ એમાં વિષયાનુક્રમ જણાતો નથી તો એ ન્યૂનતા દૂર થવી ઘટે.

૩. આ નામ સ્વોપજ્ઞ વિવરણના ત્રીજા પદ્યમાં જોવાય છે.

ન્યાયાચાર્ય યશોવિજયજીએ આ પાઇય કૃતિ રચી તે પૂર્વે આ નામની પાઇય કૃતિ જયરાયે પદ્યમાં–આર્યામાં રચી હતી અને એના આધારે હરિષેણે અપભ્રંશમાં ૧૧ સંધિમાં આ નામની કૃતિ વિ. સં. ૧૦૪૪ માં પૂર્ણ કરી હતી. વિશેષમાં **અમિતગતિજીએ** વિ. સં. ૧૦૭૦ માં અને **સૌભાગ્યસારે** વિ. સં. ૧૫૭૧ માં સંસ્કૃતમાં **ધર્મપરીક્ષા** રચી છે. આ નામની સંસ્કૃત કૃતિ બીજાઓએ પણ રચી છે. દા. ત. **પાર્શ્વકીર્તિ, દેવસેન, સોમસુન્દરસૂરિજીના** શિષ્ય **જિનમંડનજી** અને **માનવિજયજી** ગણિ.

**યશોવિજયજી** ગણિની **ધમ્મપરિક્ખામાં** ૧૦૪ ગાથા છે અને એ જ૦ મ૦માં રચાયેલી છે. એમાં નિમ્નલિખિત બાબતોને સ્થાન અપાયું છે :—

ધર્મનું લક્ષણ, ધર્મની પરીક્ષાના મૂળ તરીકે માધ્યસ્થ્યનો નિર્દેશ, અનંતસંસારીપણાનો હેતુ, આભિગ્રહિકાદિ પાંચ પ્રકારનાં મિથ્યાત્વ અને આભિગ્રહિકના છ વિકલ્પો, માર્ગાનુસારિતા, જ્ઞાન અને દર્શનથી યુક્તતા અને અયુક્તતાને લક્ષી આરાધક અને વિરાધકની ચતુર્ભંગી, લૌકિક અને લોકોત્તર મિથ્યાત્વની તુલના, ગુણોનું અનુમોદન, સૂત્ર કહેનારને લાભ, કેવલજ્ઞાનીનાં દ્રવ્યહિંસા અને દ્રવ્યપરિગ્રહ વિષે ચર્ચા, જિનાજ્ઞાની સુવર્ણની જેમ કષ, તાપ અને છેદન દ્વારા પરીક્ષા, કષાદિની સમજણ, સુવર્ણની જેમ ભાવસાધુના આઠ ગુણો[1] તેમ જ સદ્‌ગુરુની આજ્ઞાના પાલનથી લાભ.

વિશેષમાં અહીં પુષ્પચૂલા, અર્ણિકાપુત્ર વગેરેનો ઉદાહરણાર્થે નિર્દેશ કરાયો છે.

**સ્વોપજ્ઞવિવરણ** (ઉ. વિ. સં. ૧૭૨૬)—આ સંસ્કૃતમાં રચાયેલા

---

૧. ગા. ૯૦–૯૨ એ હરિભદ્રસૂરિજી જેવા પૂર્વાચાર્યની કૃતિમાંથી ઉદ્ધૃત કરાઈ છે.

સ્વોપજ્ઞ વિવરણના પ્રારંભમાં ત્રણ પદ્યો છે. બીજા પદ્યમાં 'શંખેશ્વર' પાર્શ્વનાથનો અમે આશ્રય લઈએ છીએ એમ કહ્યું છે આ વિવરણના અંતમાં પણ ત્રણ પદ્યો છે. એ પૈકી બીજા પદ્યમાં 'ચારુમતિ' મહોપાધ્યાય વિનયવિજયગણિજીએ કર્તાને પ્રસ્તુત વિવરણને અંગે સહાયતા કર્યાનો ઉલ્લેખ છે. આ વિવરણની એક હાથપોથી પત્તનપુરમાં 'રસાક્ષિસપ્તેન્દુ' વર્ષમાં એટલે કે વિ સં. ૧૭૨૬ મા લખાયેલી મળે છે.[1] આ વિવરણમાં આશરે સાડી પાંચસો અવતરણો અપાયાં છે. યથાચ્છન્દની ચારિત્ર વિષયક ઉત્સૂત્ર પ્રરૂપણા [2](૧૦–૧૪), આઠ યોગદૃષ્ટિ (૬૧–૬૨), મરીચિના વચનની મીમાંસા (૧૩૯–૧૪૧) ઇત્યાદિ બાબતો વિસ્તારથી વિચારાઈ છે.

**સવ્વણ્ણુસયગનું ખંડન**—વિ.સં. ૧૬૨૯ માં **પવયણપરિક્ખા** રચનારા **ધર્મસાગરગણિજીએ** ૧૨૨ પદ્યમાં જ૦મ૦ મા [3]**સવ્વણ્ણુસયગ** (સર્વજ્ઞશતક) નામની કૃતિ રચી છે અને એને સંસ્કૃત સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કરી છે. આમાં એમણે સર્વજ્ઞને અંગે કેટલાંક વિધાનો કર્યાં છે. એ એમના મૌલિક વિચારો છે કે કોઈ પુરોગામીની કૃતિમાં દર્શાવાયેલા વિચારોની રજુઆત છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે. ગમે તેમ આવાં કેટલાંક વિધાનોનુ ખંડન ન્યાયાચાર્યે **ધમ્મપરિક્ખા** અને એના વિવરણમાં કર્યું હોય એમ લાગે છે.[4]

૧. જુઓ દ્વિતીય પ્રકાશન ( પત્ર ૨૯૨ આ ).

૨. આ પત્રાંક છે.

૩. આ કૃતિ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત "મીઠાભાઈ કલ્યાણચંદ જૈન પેઢી" તરફથી કપડવંજથી વિ. સં. ૨૦૧૨ માં છપાવાઈ છે.

૪. **જૈ૦ સા૦ સ૦ ઇ૦** ( પૃ. ૬૩૩ )માં જે નીચે મુજબ ઉલ્લેખ છે તેથી **સવ્વણ્ણુસયગ** અભિપ્રેત હશે એમ લાગે છે :—

"ધર્મસાગર સામે ઉક્ત **પ્રતિમાશતકમાંના** ૯ શ્લોક, પ્રા૦ **ધર્મપરીક્ષા** અને તે પર સંસ્કૃત ટીકા રચેલ છે."

સ્વોપજ્ઞ વિવરણમાં નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ છે :—

અનુયોગદ્વાર બૃહદ્વૃત્તિ
અનુયોગદ્વાર મૂલટીકા
અનુયોગદ્વાર સૂત્ર
અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા ૩
અષ્ટક (હારિભદ્રીય) ૧૮
આઉર પચ્ચક્ખાણ
આઉર પચ્ચક્ખાણ વૃત્તિ
આકર ૧૭
આગમ
આચારાંગ ચૂર્ણિ
આચારાંગ ટીકા ૩૦
આચારાંગ નિર્યુક્તિ ૨૨૧
આચારાંગ સૂત્ર ૧૮
આતુરપ્રત્યાખ્યાન વૃત્તિ
આરાધના પતાકા
આવશ્યક ચૂર્ણિ
આવશ્યક નિર્યુક્તિ ૯
આવશ્યક ભાષ્ય
આવશ્યક વૃત્તિ
ઉત્તરાધ્યયન નિર્યુક્તિ
ઉત્તરાધ્યયન વૃત્તિ
ઉત્તરાધ્યયન સૂત્ર
ઉત્સૂત્ર કંદ કુદ્દાલ ૧૬
ઉપદેશપદ વૃત્તિ ૬૭,૨૦૧
ઉપદેશપદ સૂત્ર ૯૧,૨૦૧
ઉપદેશપદ સૂત્ર વૃત્તિ ૭૧,૯૧
ઉપદેશમાલા
ઉપદેશમાલા કર્ણિકા
ઉપદેશમાલા દોઘટ્ટી
ઉપદેશમાલા લઘુવૃત્તિ
ઉપદેશમાલા વૃત્તિ
ઉપદેશમાલા (સિદ્ધર્ષિયા)
ઉપદેશમાલા હેયોપાદેયા
ઉપદેશરત્નાકર
ઓઘનિર્યુક્તિ ૧૯૪
ઓઘનિર્યુક્તિ વૃત્તિ
કાયસ્થિતિ સ્તોત્ર ૩૫
કાલિકાચાર્ય કથા
ખણ્ડખાદ્ય
ગચ્છાચાર ૧૫
ગુણસ્થાનક્રમારોહ સૂત્ર
ગુણસ્થાનક્રમારોહ સૂત્ર વૃત્તિ ૩૪
ચતુઃશરણ ૨૩
ચતુઃશરણ ટીકા
જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર
જ્ઞાતાસૂત્ર વૃત્તિ
ઠાણાંગસૂત્ર
તત્ત્વાર્થ ભાષ્ય
તત્ત્વાર્થ ભાષ્ય વૃત્તિ ૧૬૩
તત્ત્વાર્થ સૂત્ર

| | |
|---|---|
| સમ્મતિતર્ક ૨૮ | સૂયગડાંગ વૃત્તિ |
| સમ્મતિ વૃત્તિ | સૂયગડાંગ સૂત્ર |
| સમ્યકૃત્વ સપ્તતિ | સ્યાદ્વાદ રત્નાકર |
| સૂયગડાંગ ચૂર્ણિ | હિતોપદેશમાલા |
| સૂયગડાંગ નિર્યુક્તિ | હિતોપદેશમાલા વૃત્તિ |

પ્રસ્તુત વિવરણમાં ગ્રન્થકારોનાં પણ નામ છે. જેમકે ઉપદેશ-પદવૃત્તિકૃત્ (પત્ર ૯૪), જિનભદ્રગણિજી (૪૫), મૂલ ટીકાકાર (૧૯૫), સિદ્ધર્ષિજી (૧૬૧), સિદ્ધસેનજી (૧૨૮) અને હરિભદ્રસૂરિજી (૨૩, ૨૮, ૬૦, ૮૦ અને ૧૦૧).

૩૫ મા પત્રમાં ત્રૈરાશિકનો ઉલ્લેખ છે.

**પૂર્તિ**—ઉપર્યુક્ત વિવરણમાં યશોવિજયજી ગણિએ જાતે ઉમેરો કર્યો છે અને એને લગતી હાથપોથી મળી આવી છે એમ **ન્યા૦ ય૦ સ્મૃ૦**નું આમુખ ( પૃ. ૮ ) જોતાં જણાય છે.

**વિચાર બિન્દુ** ( ઉ. વિ. સં. ૧૭૨૬ )—આની બે હાથપોથીઓ જોવા જાણવામાં છે. એક હાથપોથીના આદ્ય તેમજ અંતિમ (૨૯ મા) પત્રની પહેલી પૂંઠીની પ્રતિકૃતિ **ગૂ૦ સા૦ સં૦** ( વિ. ૧ )માં પૃ. ૪૦ અને ૪૧ ની સામે અનુક્રમે અપાઈ છે. બીજી હાથપોથી [1]૧૮ પત્રની છે, પરંતુ એનું પહેલું પત્ર ખોવાઈ ગયું છે. એ હાથપોથી વિ. સં ૧૭૨૬ માં લખાયેલી છે.

લગભગ [2]૬૪૦ શ્લોક જેવડી પ્રસ્તુત કૃતિનો પ્રારંભ નિમ્નલિખિત પદ્ય દ્વારા કરાયો છે :—

---

૧. પત્ર ૧૮ આ કોરું છે.

૨. $\frac{૧૮ \times ૨ \times ૧૫ \times ૩૮}{૩૨} = ૬૪૧\frac{૧}{૨}$

" ऐन्द्रश्रेणिनतं नत्वा जिनं तत्त्वार्थदेशिनम् ।
कुर्वे धर्मपरीक्षाथ लेशोद्देशेन वार्तिकम् ॥ "

ત્યાર પછીનું લખાણુ ગુજરાતીમાં ગદ્યમાં છે. એનો પ્રારંભિક ભાગ નીચે મુજબ છે :—

" કોઈક કહઈં છઈં જે ઉત્સૂત્રભાષીનઈં અનંત જ સંસાર હોઈં એ નિર્ધાર ન ઘટઈં જે માટિં **जे·णं तित्थंगरादीणं महति आसायणं कुज्जा । से णं अज्झवसायं पडुच्च जाव णं अणंतसंसारिमत्तणं लभिज्जा** એ **મહાનિશીથ** સૂત્રનઈં વચનઈં તીર્થંકરાદિની મોટી આશાતનાઈં પણિ અધ્યવસાયનઈં અનુ સંખાતાદિક સંસાર કહિઓ છઈ ॥"

બીજી [1]હાથપોથીની ત્રીજી લીટીમાં નીચે મુજબ લખાણુ છે :—

જન્માંતરનિ વિપયિ ન હોઇ ઇત્યાદિક કોઈક કહઇ છઈં તિહાં જાવા ઉ૦ સેસં ઇત્યાદિક ઉપદેશમાલાની ગાથાની સંમતિ કહઈં છઈં તે ન ઘટઈં જે માટિં તે ગાથામાંહિ પ્રમાદપરિહારનો અર્થ છઇં પણિ એ અર્થ નથી.

આ વાર્તિકમા કેટલાક ગ્રંથોનો સાક્ષી તરીકે ઉલ્લેખ છે. દા.ત.—

આચારંગ [2]( ૧૫ આ ), ઉપદેશપા( ? ૫ )દ ( ૫ અ ), દશવૈકાલિકચૂર્ણિ (૧૧ અ), ધર્મબિન્દુ વૃત્તિ (૬ અ), ધર્મરત્નપ્રકરણ વૃત્તિ ( ૪ આ ), [3]નવતત્ત્વસૂત્ર ( ૪ અ ), પંચનિર્ગ્રન્થી ( ૧૪ અ ), પંચસૂત્ર ( ૭ આ ), પિણ્ડનિર્યુક્તિ ( ૧૨ આ ), પુષ્પમાલા બૃહદ્વૃત્તિ (૩ આ),

૧. આ જીર્ણશીર્ણ હોવાથી પહેલી બે લીટી બરાબર વાંચી શકાતી નથી.

૨. આ પત્રાંક છે.

૩. આ સસ્કૃતમાં છે.

પ્રવચનસારોદ્ધાર વૃત્તિ ( ૩ આ ), બૃહત્કલ્પ ( ૧૨ આ, ૧૩ અ ), ભગવતીસૂત્ર ( ૫ આ, ૧૩ અ ), યોગબિન્દુ ( ૪ અ, ૪ આ, ૬ આ ), યોગશાસ્ત્ર વૃત્તિ ( ૩ આ, ૮ અ, ૮ આ ), લઘૂપમિતિભવપ્રપંચ ( ૩ આ ), વિસેસા૦ ( ૧૪ અ ), વૃદ્ધોપમિતિભવપ્રપંચા ( ૩ આ ), વ્યવહારભાષ્ય ( ૪ અ ), શ્રાદ્ધજીતકલ્પ ( ૧૮ અ ), શ્રાદ્ધદિનકૃત્ય વૃત્તિ ( ૩ આ ), ષોડશક ( ૬ આ ), સમયસારસૂત્ર ( ૩ આ ), સમ્મતિ ( ૨ આ ), સૂત્રકૃતાંગ ( ૧૨ આ ).

**વિષય**—આ વાર્તિક **ધમ્મપરિક્ખા** અને એના સ્વોપજ્ઞ વિવરણના સારાંશરૂપ છે એટલે એનો વિષય એ બેથી જુદો નથી.

પત્ર ૧૮ અ ઉપર નીચે મુજબ લખાણ છે :—

**" इति श्री'तपा'गच्छाधिराजभट्टारकश्रीहीरविजयसूरीश्वरशिष्योपाध्यायश्रीकल्याणविजयगणिसन्तानीयपं०श्रीनयविजयगणिशिष्योपाध्यायश्रीयशोविजयविरचितं स्वोपज्ञधर्मपरीक्षावृत्तिवार्तिकं समाप्तं ॥**

**एष बिन्दुरिह धर्मपरीक्षावाङ्मयामृतसमुत्थः ।**
**नन्दताद् विषविकारविनाशी व्योम यावदधितिष्ठति भानुः ॥ १ ॥**

**इति विचारबिन्दुः संपूर्णः॥ लिखितश्च संवत् १७२६ सिते पोषमासे चतुर्दश्यां तिथौ रविवारे। श्री स्तंभतीर्थबन्दिरे॥ छ॥ श्रीरस्तु श्रीश्रमणसंघस्य ॥ श्रीः । श्रीः ॥"**

[1]**દેવધર્મ પરીક્ષા**—આ ૪૨૫ શ્લોક જેવડી સસ્કૃત કૃતિનો પ્રારંભ

૧. આ કૃતિ **ન્યા૦ ય૦ ગ્રં૦** માં પત્ર ૩૨ અ – ૪૧ આ માં જૈ૦ ધ૦ પ્ર૦ સ૦ તરફથી અન્ય નવ કૃતિઓની સાથે વિ. સં. ૧૯૬૫ માં પ્રકાશિત કરાઈ છે.

એક પદ્યથી કરાયો છે અને એના અંતમા બે પદ્યો છે. બાકીનો ભાગ ગદ્યમાં છે. પ્રથમ પદ્યમાં કહ્યું છે કે 'દેવો અધર્મી છે' એમ જે કેટલાક કહે છે એ ભ્રમનું હું નિરાકરણ કરું છું. આ કૃતિમાં [1]૨૭ મુદ્દાઓ ચર્ચાયા છે :—

(૧) દેવોને 'અધર્મી' કહેવા તે નિષ્ઠુર વચન છે. એમ બોલવુ સારું નથી, કેમકે આગમમાં દેવોને અસંયત કહેવાનો પણ નિષેધ કરાયો છે.

(૨) દેવોને જેમ 'નોસંયત' કહેવામાં આવે છે તેમ 'નોધર્મી' કહી ન શકાય, કારણ કે ધર્મના શ્રુત-ધર્મ અને ચરિત્ર-ધર્મ એ બે પ્રકારો પૈકી દેવોને શ્રુત-ધર્મ હોય છે.

(૩) દેવો સૂત્રનું પઠન કરતા નથી, વાસ્તે તેમને શ્રુત-ધર્મ નથી એમ કહેવુ વ્યાજબી નથી. કેમકે શ્રુત-ધર્મ સૂત્રથી અને અર્થથી એમ બે પ્રકારનો છે અને પ્રત્યેક સમ્યગ્દૃષ્ટિને શ્રુત-ધર્મ હોય જ છે.

(૪) દેવો 'અધર્મસ્થિત' કહેવાય છે, કેમકે તેઓ સર્વવિરતિરૂપ સંયમને ધારણ કરી શકતા નથી.

(૫) દેવો 'બાળ' છે, કેમકે તેઓ વિશિષ્ટ બોધ વિનાના છે. વ્રતક્રિયાની અપેક્ષાએ સમ્યગ્દૃષ્ટિ દેવો બાળ હોવા છતાં તેમનામાં સમ્યગ્જ્ઞાન હોવાથી એઓ 'બાળ' ન કહેવાય.

(૬) સંયમ વિનાનું એકલું સમ્યક્ત્વ નિષ્ફળ છે એ વિશિષ્ટ

---

૧. આ મુદ્દાઓ ન્યા૦ ય૦ ગ્રં૦ના ઉપોદ્‌ઘાત (પત્ર ૧૩ અ – ૧૩ આ)માં છે. એ ઉપરથી ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ. ૧૯૧ – ૧૯૨)માં એ અપાયા હોય એમ લાગે છે.

સંયમની અપેક્ષાપૂર્વકનું વચન છે. 'બાળ' શબ્દ સાંભળી તાત્પર્ય સમજ્યા વિના વ્યામોહ સંભવે છે.

( ૭ ) દેવો નારકોના જેવા જ છે એ જાલ્મનું વચન છે. એ એમાં વિશેષતાઓ છે. સમ્યગ્દષ્ટિ દેવોને સારી લેશ્યા હોય છે.

( ૮ ) સમ્યગ્દષ્ટિ દેવો સાધુઓનો વિનય કરે છે. એ એમનું 'તપ' છે.

( ૯ ) દેવો સાધુઓનું વૈયાવૃત્ત્યાદિ કરે તો તેમનો ભવ સફળ છે.

(૧૦) શક્ર ઇન્દ્ર સમ્યગ્વાદી છે, જો કે પ્રમાદાદિને લઈને એની ભાષા ચારે પ્રકારની હોવાનો સંભવ છે. એ અનવદ્યભાષી છે, કેમકે હસ્તાદિ વડે મુખ ઢાંકીને એ બોલે છે.

(૧૧) શક્ર મુનિઓને અવગ્રહ આપે છે. તે સાધુઓને વસતિના દાન આપવા રૂપ મહાધર્મ છે.

(૧૨) ચમર વગેરે ઇન્દ્રો અને એમના લોકપાલો (તીર્થંકર) ભગવાનનાં હાડકાંની આશાતના કરતા નથી. એ ભગવાનનો વિનય કરવારૂપ ધર્મ છે.

(૧૩) મહર્ષિને ઉપસર્ગ કરનારને દેવ શિક્ષા કરે. એ વૈયાવૃત્ત્ય ગણાય એટલે એ 'તપ' કહેવાય. હરિકેશીનું વૈયાવૃત્ત્ય યક્ષોએ કર્યું હતું.

(૧૪) સવર એ પણ સમ્યક્ત્વ ગણાય. સમ્યગ્દષ્ટિ દેવોને એ હોય છે.

(૧૫) સૂર્યાભ દેવે ધાર્મિક વ્યવસાય કરીને દેવાધિદેવની પ્રતિમાનું પૂજન ભક્તિપૂર્વક કર્યું છે.

(૧૬) વિજય દેવે પણ તેમ કર્યું છે.

(૧૭) દેવો જે જિનપૂજન કરે છે તે આગળ અને પછી કલ્યાણકારી છે. જિનપૂજન એ વાસ્તવિક ધર્મ છે, નહિ કે કુલાચાર.

(૧૮) 'પછી' શબ્દથી પરભવ સમજવાનો છે, કેમકે તપશ્ચર્યાદિકનું ફળ તેવું જ દર્શાવાયું છે.

(૧૯) જિનપ્રતિમાદિનું દેવોએ કરેલું પૂજન તે સ્થિતિરૂપ જ છે, નહિ કે ધર્મરૂપ એમ જે ધર્મશૃગાલાદિકો બોલે છે તેનું નિરસન આથી થાય છે.

સ્થિતિ પણ ધર્મ જ છે.

(૨૦) જ્ઞાનીઓનો લોકસંગ્રહ યાને લોકોપચાર પણ કર્મ ખપાવવા માટે જ છે.

(૨૧) દેવોએ પ્રભુનું કરેલ વંદનાદિ પણ આગળ અને પછી હિતકારી છે.

(૨૨) વન્દનાધિકારમાં પૂજાધિકારનો સમાવેશ થાય છે.

(૨૩) પ્રભુને વદન એ નિરવદ્ય અને પરલોકમાં હિતકારી છે. એથી તો સૂર્યાભ વગેરે દેવોની વન્દનાદિની પ્રતિજ્ઞા પ્રભુએ સ્વીકારી હતી. નાટકનો નિષેધ કર્યો નથી.

(૨૪) સૂર્યાભની નાટક માટેની માગણી ન સ્વીકારવાથી એની ભક્તિનો ભંગ થાય. આમ નાટક એ ભક્તિનું એક અગ છે.

(૨૫) જેમ દાનનો ઉપદેશ કે નિષેધ કરાય છે તેમ જિનપૂજા માટે ઉપદેશ કે નિષેધ ન કરવો એમ કહેવું ઉચિત નથી, કેમકે જિનપૂજાને અંગે એ અનુબન્ધ-હિંસા નથી.

(૨૬) જિનચૈત્ય કે જિનપ્રતિમાને અંગે થતી દ્રવ્યહિંસાની અર્થદંડ કે અનર્થદંડ તરીકે ગણના કરાઈ નથી.

(૨૭) જિનપૂજાદિમાં જ્યાં સુધી આરંભ છે ત્યાં સુધી અધર્મ છે અને એમાં જેટલી ભક્તિ છે તે ધર્મ છે એવી મિશ્રભાષા બોલવી યોગ્ય નથી.

અંતમાં, જિનપૂજાદિ–દ્રવ્યસ્તવ એ ધર્મકાર્ય છે એમ માનતાં હિંસાનું દૂષણ ક્યાં ગયું એવો પ્રશ્ન ઉઠાવી એ દૂષણ અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ ચારમાંથી કઈ રીતે છે તે પ્રશ્ન કરી એ ચારે વિકલ્પનું ખંડન કરાયું છે. વિશેષમાં દ્રવ્યસ્તવને અગે કૂવો ખોદવાનું ઉદાહરણ રજૂ કરાયું છે.

ઉપર્યુક્ત વિગતો જણાવતી વેળા આગમોમાંથી અવતરણ અપાયાં છે. એ આગમોનાં નામ નીચે પ્રમાણે છે:—

**આવશ્યક** નિર્યુક્તિ ( ૪૦ આ ), ઉત્તરાધ્યયન ( ૩૪ આ ), **ઔપપાતિક** ( ૩૭ આ ), **જંબૂદ્વીપ** પ્રજ્ઞપ્તિ (૩૫ આ), **જીવાભિગમ** ( ૩૫ આ ), બૃહત્કલ્પ ( ૩૬ આ ), **ભગવતી** (૩૨ અ, ૩૨ આ, ૩૩ અ, ૩૭ આ, ૪૦ આ ), દ્વિતીયાંગ ( ૩૯ આ ), **મહાનિશીથ** ( ૪૦ આ ), **મહાભાષ્ય** (૩૯ આ), **રાજપ્રશ્નીય** (૩૫ અ, ૩૭ અ), **સૂત્રકૃતાંગ** ( ૩૯ અ, ૪૦ અ, ૪૧ અ ) તેમ જ **સ્થાનાંગ** (૩૨ અ, ૩૪ આ, ૪૨ અ ).

આ ઉપરાંત **અષ્ટક**( ૩૯ અ )નો પણ ઉલ્લેખ છે. એના પ્રણેતા હરિભદ્રસૂરિ છે.

**એકસો આઠ ( ? એક ) બોલ** ( ઉ. વિ. સં. ૧૭૪૪ )— આ ગુજરાતીમાં ગદ્યમા રચાયેલી કૃતિની એક વીસ પત્રની હાથપોથી

વિ. સં. ૧૭૪૪ માં લખાયેલી મળે છે, પરંતુ એનું પહેલું પત્ર નથી. આ આશરે [1]૪૨૫ શ્લોક જેવડી કૃતિમાં ૧૦૧ બોલ છે છતાં આ હાથપોથીમાં અપાયેલી [2]પુષ્પિકામાં એકસો આઠ બોલ એવો ઉલ્લેખ છે. પત્ર ૨ અ માંનું લખાણ નીચે પ્રમાણે શરૂ કરાયું છે :—

"કોઈ સાખિ નથી । ૩ । છ । યથાચ્છંદનઇં ઉત્સૂત્ર બોલ્યાનો નિર્ધાર નથી એહવું લિખ્યુ છઇં તે ન મિલઇં જે માટઇં **આવશ્યક, વ્યવહારભાષ્યાદિક** ગ્રંથમાં યથાચ્છંદ ઉત્સૂત્રચારીનઇં ઉત્સૂત્રભાષી જ કહિઓ છઇં । ૪ । "

આ કૃતિમાં કર્તાએ સ્વયૂથના વિવાદગ્રસ્ત વિષયોને સ્થાન આપ્યું છે. દા. ત. એમાં નીચે મુજબના મુદ્દા ચર્ચાયા છે :—

અપુનર્બન્ધક, જમાલિનો ઉત્તરભવ( ૭ અ ), વિધિપૂર્વક પ્રતિષ્ઠિત જિનપ્રતિમાની પૂજા ( ૯ આ ), કેવલજ્ઞાનીને દ્રવ્યહિંસા ( ૧૧ આ ), રાત્રિવિહાર ( ૧૩ અ ), ચમર ( ૧૭ અ ), અભયદાન ( ૧૭ અ ), બારમા ગુણસ્થાનમાં મૃષાભાષા ( ૧૮ અ ), તેમ જ માંસાહારથી નરકગતિ ( ૧૯ અ ).

૧૦૧ મો બોલ—અંતિમ બોલ નીચે પ્રમાણે છે :—

---

૧. $\frac{૨૦ \times ૨ \times ૧૦ \times ૩૪}{૩૨} = ૪૨૫$

૨. આ પુષ્પિકા નીચે મુજબ છે :—

"ઇતિ શ્રી એકસો આઠ બોલ ઉપાધ્યાય શ્રી જસવિજયગણિ કૃતં સપૂર્ણઃ ॥ છ ॥ : । સવત્ ૧૭૪૪ વર્ષે ચૈત્ર વદિ ૧૦ વાર રવી દિને લષિત શ્રી રાજનગર મધ્યે મ ગલમસ્તુ ॥ ગણિ શ્રી રુદ્ધિવિમલ તતશિષ્ય મુનિકીર્તિ-વિમલ લષાવીતં ભદ્રમ્ સંઘનઇ ॥ છ ॥ : " આની પ્રતિ મુનિ શ્રી યશોવિજયજી પાસે છે.

૬૯ મંડલનઈં વિષયિ જે સાધુ દીસઈં છઈં તપાગચ્છનાને ટાલી બીજઈં ક્ષેત્રઈં સાધુ નથી એહવું કહઈં છઈં તે ન મિલઈં જે માટઈં મહાનિશીથ, દુઃષમા સ્તોત્રાદિકનઈં અનુસારઈં ક્ષેત્રાંતરઈં । સાધુસત્તા સંભવઈં એહવું પરમ ગુરુનું વચન છઈં। ૧૦૧ ।

ઇત્યાદિક ઘણા બોલ વિચારવાના છઈં તે સુવિહિત ગીતાર્થના વચનથી નિર્ધારીનઈં સમ્યક્ત્વની દૃઢતા કરવી છ ।[1]

સાક્ષીરૂપ ગ્રંથો—પ્રસ્તુત કૃતિમા નિમ્નલિખિત ગ્રંથોની સાક્ષી અપાઈ છે :—

**આ**ચારાંગની નિર્યુક્તિ ( ૧૪ આ ), **આ**ચારાંગની વૃત્તિ (૧૬ અ), ઉત્તરાધ્યયન ( ૭ અ ), ઉપદેશ પદ ( ૪ અ ), ઉપમિતિભવપ્રપંચા ( ૩ અ ), કર્મગ્રંથ ( ૧૮ અ ), ગુણસ્થાનક્રમારોહ ( ૨ અ ), દશવૈકાલિક ( ૬ આ ), દુઃષમા સ્તોત્ર ( ૨૦ આ ), ધર્મબિન્દુ (૫ આ), **પં**ચાશક ( ૬ આ ), **મ**હાનિશીથ ( ૨૦ આ ), યોગબિન્દુ ( ૩ અ ), **વ્ય**વહાર ચૂર્ણિ (૧૭ આ), **ષ**ષ્ઠાંગ સૂત્ર (૧૯ અ) અને **સ**ર્વજ્ઞશતક-(ની ટીકા) (૧૬ અ).

ગ્રંથકાર તરીકે 'સમભાવ ભાવી' હરિભદ્રસૂરિ અને વ્યાખ્યા-વિશારદ **મ**લયગિરિસૂરિનો ઉલ્લેખ છે.

**કર્તૃત્વ**—પ્રારંભનું પત્ર નથી એટલે "ઐન્દ્ર" જેવાથી શરૂઆત થઈ છે કે કેમ તે જાણવું બાકી રહે છે. અંતમાં 'જસવિજય ગણિ' એટલો જ કર્તા માટે ઉલ્લેખ છે. એથી એઓ જ ન્યાયાચાર્ય છે કે અન્ય એવો પ્રશ્ન સંભવે છે.

---

૧. આ પછી પુષ્પિકા છે.

**સિરિપુજ્જલેહ** ( શ્રીપૂજ્યલેખ )—**લઘુ સ્યાદ્વાદરહસ્ય** ( પત્ર ૨ અ )માં તેમ જ **બૃહત્ સ્યાદ્વાદરહસ્ય** ( પત્ર ૬ અ અને ૧૮ આ )માં **શ્રીપૂજ્યલેખનો** ઉલ્લેખ છે.

વળી અહીં એ કૃતિમાંથી એક જ૦મ૦ માં રચાયેલું અવતરણ પણ અપાયું છે.

એક ગાથાનું " **अन्नं घडाउ** " પ્રતીક **લઘુ સ્યાદ્વાદરહસ્યમાં** અપાયુ છે.

આ અવતરણની ભાષા જોતાં સમગ્ર કૃતિ પાઇયમાં હશે એમ માની મેં એનું એ પ્રકારનું નામ યોજ્યું છે. વળી આ અવતરણ વિચારતાં આ કૃતિ દાર્શનિક સાહિત્યને લગતી હશે એમ લાગે છે. એટલે આ કૃતિ શ્રીપૂજ્યને ઉદ્દેશીને લખાયેલો સામાન્ય લેખ નહિ હશે[1]. વિદ્વદ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ પણ કોઈક કારણસર આવુ અનુમાન કર્યું છે એમ **ન્યા૦ ય૦ સ્મૃ૦** ના એમના આમુખ (પૃ. ૭ )માં નિમ્નલિખિત ઉલ્લેખ ઉપરથી જણાય છે :—

" શ્રીપૂજ્યલેખ એ કોઈ સામાન્ય વિજ્ઞપ્તિલેખ નથી. પરંતુ એ એક દાર્શનિક પદાર્થોની ચર્ચા કરતો પ્રાકૃતભાષાનો પત્રરૂપ ગ્રંથ જ હતો."

પ્રસ્તુત કૃતિ જે શ્રીપૂજ્ય ઉપરના પત્રરૂપ છે એ [2]શ્રીપૂજ્ય તે કોણ એનો વિચાર કરતાં એમ ભાસે છે કે ન્યાયાચાર્યના સમયમાંના યતિઓ(જતિઓ યાને ગોરજીઓ)ના નાયક તે આ શ્રીપૂજ્ય હશે અને એમની ગાદી બિકાનેરમાં હશે.

---

૧. **સિરિપુજ્જલેહ**મા અન્યોન્યાભાવ પૃથક્ત્વ ભિન્ન છે કે નહિ એ બાબતની ચર્ચા કરાઈ છે એમ **લઘુ સ્યાદ્વાદરહસ્ય** જોતા જણાય છે.

૨. શ્રીપૂજ્ય થી વિજયપ્રભસૂરિજી અભિપ્રેત હોવાનો સભવ શા માટે ન વિચારવો ? — **સંપાદક.**

# પ્રકરણ ૬

## અધ્યાત્મ

[1]અધ્યાત્મસાર—આ ૯૪૯ પદ્યમાં સંસ્કૃતમાં રચાયેલી કૃતિ સાત પ્રબન્ધમાં વિભક્ત છે. એમા અનુક્રમે ૪, ૩, ૪, ૩, ૩, ૨ અને ૨ અધિકાર છે. આ એકવીસ અધિકારોમાં નીચે મુજબના વિષયને સ્થાન અપાયુ છે :—

અધ્યાત્મશાસ્ત્રનું માહાત્મ્ય, અધ્યાત્મનું સ્વરૂપ, દંભનો ત્યાગ, ભવનું સ્વરૂપ; વૈરાગ્યનો સભવ, એના ભેદ અને વૈરાગ્યનો વિષય; મમતાનો ત્યાગ, સમતા, સદનુષ્ઠાન અને મનની શુદ્ધિ; સમ્યક્ત્વ, મિથ્યાત્વનો ત્યાગ અને અસદ્ગ્રહ યાને કદાગ્રહનો ત્યાગ, યોગ, ધ્યાન અને ધ્યાન (સ્તુતિ); આત્માનો નિશ્ચય; જિનમતની સ્તુતિ, અનુભવ અને સજ્જનતા.

---

૧. આ કૃતિ જૈનશાસ્ત્રકથાસંગ્રહની ઇ. સ. ૧૮૮૪ મા પ્રકાશિત બીજી આવૃત્તિમાં છપાવાઈ છે. આ કૃતિ પ્ર૦ ૨૦ (ભા. ૧, પૃ. ૪૧૫–૫૫૭) મા વીરવિજયના ટબ્બા સહિત ઇ. સ. ૧૯૦૩ મા છપાવાઇ છે વળી એ કૃતિ ગંભીરવિજયગણિની ટીકા સહિત "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી ઈ. સ. ૧૯૧૫ મા પ્રકાશિત કરાઈ છે. એ પૂર્વે મૂળ આ ટીકા સહિત નરોત્તમ ભાણજીએ વિ. સં. ૧૯૫૨ મા પ્રસિદ્ધ કર્યું હતું. વિશેષમા એમણે મૂળ આ ટીકા તેમજ મૂળના ગુજરાતી અનુવાદ સહિત ઇ. સ. ૧૯૧૬ મા છપાવ્યુ છે.

આ ઉપરાત આ મૂળ કૃતિ અધ્યાત્મોપનિષદ્ અને જ્ઞાનસાર સહિત નિમ્નલિખિત નામથી શ્રી. નગીનદાસ કરમચંદે વિ. સં. ૧૯૯૪ માં પ્રકાશિત કરી છે :—

" अध्यात्मसार – अध्यात्मोपनिषद् – ज्ञानसारप्रकरणरत्नत्रयी "

ત્રીજા અધિકારમાં દંભના ત્યાગ વિષે વિચાર કરતાં એ ત્યાગરૂપ શુદ્ધિ તે અધ્યાત્મની જન્મભૂમિ છે એમ પ્રતિપાદન કરાયુ છે. ચોથા અધિકારમાં સંસારને સમુદ્ર, અગ્નિ, કસાઈખાનું, નિશાચર, અટવી, કારાગૃહ, સ્મશાન, વિષવૃક્ષ, ગ્રીષ્મઋતુ અને મોહરાજાની રણભૂમિ એમ વિવિધ ઉપમા અપાઈ છે. 'અનુભવ' અધિકારમાં કર્તાએ જિનપ્રવચન પ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શિત કરી છે. એમણે આ ભક્તિ નિમ્નલિખિત ચાર કાર્યે દ્વારા સૂચવી છે :—

(૧) વિધિનું કથન, (૨) વિધિ ઉપરની પ્રીતિ, (૩) વિધિના અભિલાષીને વિધિમાર્ગમાં પ્રવર્તન કરાવવુ અને (૪) અવિધિને નિષેધ.

કર્તાની ઉપર્યુક્ત ભક્તિ તેમ જ એમને દર્શનપક્ષ એમને અન્ય સમ્પ્રદાયોના – દિગમ્બર જેવા સ્વસમયીનાં મન્તવ્યોનું ખંડન કરવામાં તેમ જ સાંખ્ય, પાતંજલ વગેરે દર્શને સાથે સમન્વય સાધવામાં ઉપયોગી નીવડ્યાં છે. આ કાર્ય એમણે કુશળ તાર્કિકને છાજે તેમ કર્યું છે.

'અનુભવ' અધિકારમાં કર્તાએ પોતાને સાક્ષાત્ અનુભવ ઠાલવ્યો છે.

આ અધિકારના ૨૯ મા પદ્યમાં એમણે કહ્યું છે કે પૂરેપૂરો આચાર પાળવામાં અસમર્થ એવા અમે ઇચ્છાયોગને આશ્રય લઈ મુનિવરોની ભક્તિ વડે તેમના પદવીમાર્ગને અનુસરીએ છીએ

બીજા અધિકારના ૧૬ મા પદ્યમાં તાંબું રસના અનુવેધથી સોનું બને છે એ વાત અને ૨૫ મા પદ્યમાં મંડૂકચૂર્ણની અને ૩૪ મા પદ્યમાં મહામણિ ત્રાસ નામના દોષને લઈને દૂષિત ગણાય એ બીના દર્શાવી છે.

દ્વિતીય પ્રબન્ધના ૪૬ મા પદ્યમાં સંસારમોચકનો અને પ્ર. ૩ ના ૩૪ મા પદ્યમાં 'કઠસ્વણુ' ન્યાયનો, ૩૭ મામાં વાસીચન્દનનો, ૫૭ મામાં કતકક્ષોદનો અને ૭૪ મામાં 'ધર્મયૌવનકાલ'નો ઉલ્લેખ છે.

**વીસ વર્ગ**—પ્રથમ પ્રબન્ધના 'અધ્યાત્મસ્વરૂપ' નામના દ્વિતીય અધિકાર (શ્લો. ૮–૧૧) માં એકેકથી અસંખ્યગુણી નિર્જરા કરનારના વીસ વર્ગ દર્શાવાયા છે. એ નીચે મુજબ છે :—

(૧) પ્રશ્ન પૂછવા માટે જેનામાં સંજ્ઞા ઉત્પન્ન થઈ છે તે, (૨) પૂછવાની ઇચ્છા ધરાવનાર, (૩) સાધુ પાસે જવાની ઇચ્છા રાખનાર, (૪) ક્રિયામા રહી ધર્મ પૂછતો, (૫) સમ્યગ્દર્શનની પ્રાપ્તિનો ઇચ્છુક, (૬) સમ્યક્ત્વને પામેલો, સમ્યક્ત્વને પામેલ, (૭–૯) ત્રણ પ્રકારના શ્રાવકો, (૧૦–૧૨) ત્રિવિધ સાધુઓ, (૧૩) અનન્તાનુબન્ધી કષાયરૂપ મોહનીય કર્મના અંશના ક્ષપક, (૧૪) દર્શનમોહના ક્ષપક, (૧૫) મોહના ઉપશમક, (૧૬) ઉપશાન્ત-મોહ, (૧૭) ક્ષપક, (૧૮) ક્ષીણમોહ, (૧૯) જિન (સયોગી કેવલી) અને (૨૦) અયોગી કેવલી.[૧]

**સંતુલન**—આયાર(સુય. ૧, અ. ૪) અને એને અંગેની નિજ્જુત્તિ (ગા. ૨૨૨–૨૨૩) ને લગતી **શીલાંકસૂરિજી** કૃત ટીકા (પત્ર ૧૬૦ આ) માં ઉપર્યુક્ત વિષય આલેખાયો છે એને આધારે **યશોવિજયજી** ગણિએ પોતાનું વક્તવ્ય રજૂ કર્યું હશે[૨]

---

૧–૨. આ સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ મારો લેખ "મોક્ષાભિમુખ મહાનુભાવોના દસ વર્ગ." આ લેખ "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ. ૭૪, અં. ૩–૪ અને ૫) માં બે કટકે છપાયો છે.

[1]ટીકા (વિ. સ. ૧૯૫૨)- આ સસ્કૃત ટીકા [2]ગંભીરવિજયગણિએ વિ સ. ૧૯૫૨માં રચી છે. એઓ વૃદ્ધિવિજયજી ઉર્ફે વૃદ્ધિચન્દ્રના શિષ્ય થાય છે. એમનો જન્મ વિ. સં. ૧૯૦૦ માં થયો હતો. એમણે વિ. સ. ૧૯૨૪ માં યતિપણાનો ને વિ. સં. ૧૯૩૧ માં સંવેગી દીક્ષાનો સ્વીકાર કર્યો. એઓ વિ. સં. ૧૯૪૮ માં પંન્યાસ બન્યા હતા અને વિ. સં. ૧૯૬૯ માં સ્વર્ગે સિધાવ્યા હતા.

**સ્ખલન** – પ્રસ્તુત ટીકામાં કોઈ કોઈ સ્થળે સ્ખલન છે.

[3]**ટબ્બો** – **વીરવિજયે અધ્યાત્મસાર** ઉપર ગુજરાતીમાં ટબ્બો રચ્યો છે.

[4]**ભાષાન્તર** – મૂળ કૃતિનું ગુજરાતીમાં ભાષાન્તર કરાયેલું છે.

[5]**અધ્યાત્મોપનિષદ્**–"યશઃશ્રી" મુદ્રાથી અંકિત આ સંસ્કૃત કૃતિ ચાર અધિકારમા વિભક્ત છે; એમાં અનુક્રમે ૭૭, ૬૫, ૪૪ અને ૨૩ પદ્યો છે આમ એકંદર મુખ્યતયા 'અનુષ્ટુભ્' છંદમાં રચાયેલી આ કૃતિમાં ૨૦૯ પદ્યો છે.

---

૧. આ પ્રકાશિત છે. જુઓ પૃ.

૨. જુઓ ન્યા૦ ય૦ સ્મૃ૦ ( પૃ ૧૯૦, ટિ૦ ).

૩. આ છપાયેલો છે ( જુઓ પૃ. ) વિશેષમાં "અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ" તરફથી આ ટબ્બો મૂળસહિત વિ. સં. ૧૯૯૪ માં છપાવાયો છે.

૪. આ પ્રકાશિત છે જુઓ પૃ.

૫. આ કૃતિ "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૬૫માં પ્રસિદ્ધ કરાઈ છે. વળી ' શ્રી શ્રુતજ્ઞાન અમીધારા " પૃ. ૪૭–૫૭ માં આ કૃતિ ઇ. સ. ૧૯૩૬ માં પ્રકાશિત કરાઈ છે.

**અધિકારનાં નામ**—શાસ્ત્ર–યોગ–શુદ્ધિ, જ્ઞાન–યોગ–શુદ્ધિ, ક્રિયા–યોગ–શુદ્ધિ અને સામ્ય–યોગ–શુદ્ધિ એમ ચાર અધિકારનાં અનુક્રમે સાન્વર્થ નામ છે.

**વિષય**—પ્રથમ અધિકારના આદ્ય પદ્યમાં કર્તાએ પ્રસ્તુત ગ્રંથનું નામ **અધ્યાત્મોપનિષદ્** દર્શાવ્યું છે. બીજા પદ્યમાં શબ્દયોગાર્થમાં નિપુણ જનોની દૃષ્ટિએ એટલે કે વ્યુત્પત્તિ પ્રમાણે અને ત્રીજા પદ્યમાં રૂઢાર્થમા નિપુણોની દૃષ્ટિએ એટલે કે રૂઢિ અનુસાર અધ્યાત્મનો અર્થ કરાયો છે. પ્રથમ અર્થ દ્વારા કહ્યું છે કે આત્માનું જ્ઞાનાચારાદિ પાંચ આચારોનું વિહરણ તે 'અધ્યાત્મ' છે. બીજો અર્થ એ છે કે બાહ્ય વ્યવહારથી મહત્ત્વ પામેલા ચિત્તને મૈત્રી વગેરે ચાર ભાવનાથી વાસિત કરવું. પ્રથમ અર્થ એવંભૂત નયને લક્ષીને અને બીજો અર્થ વ્યવહાર અને ઋજુસૂત્ર એ બે નયોને અનુસરીને અપાયેલ છે, એમ ચોથા પદ્યમાં કહ્યું છે.

પ્રથમ અધિકારમાં અધ્યાત્મનું સાચું સ્વરૂપ, એ માટેની યોગ્યતાના અધિકારીનો નિર્દેશ, તુચ્છાગ્રહી જીવોની દુર્દશા, શાસ્ત્રનું સામર્થ્ય, શાસ્ત્રની પરીક્ષાની રીતિ, કષ, છેદ અને તાપનું વિસ્તૃત નિરૂપણ અને એની શાસ્ત્રમાં ઘટના, એકાંતવાદીઓએ પણ આડકતરી રીતે સ્યાદ્વાદનો કરેલો સ્વીકાર, નયની શુદ્ધિ તેમજ શ્રુતજ્ઞાન, ચિન્તા–જ્ઞાન અને ભાવના–જ્ઞાનની સમજણ તથા ધર્મવાદ માટેની યોગ્યતા એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે.

દ્વિતીય અધિકારમાં નિમ્નલિખિત મુદ્દાઓ વિચારાયા છે :–

પ્રાતિતીજ્ઞાનનું સ્વરૂપ, આત્મજ્ઞાની મુનિની ઓળખાણ, સાચું વેદ્યપણું, જ્ઞાની પુરુષોની નિર્લેપતા, ચિત્તની શુદ્ધિ માટેનાં સાધનો તેમ જ જ્ઞાન–યોગની વ્યાવહારિક તથા નૈયાયિક દૃષ્ટિએ વિચારણા.

તૃતીય અધિકારમાં ક્રિયાની આવશ્યકતા અને એનાથી નિર્મળ ભાવ ઉત્પન્ન કરવાની રીત, તેમ જ જ્ઞાની પુરુષો દ્વારા ક્રિયાનું સેવન એ બાબતો વિચારાઈ છે.

ચતુર્થ અધિકારમાં સમતાથી વાસિત જીવની સ્થિતિ, સમતા વિનાના સામાયિકનું સ્વરૂપ, પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિમાં સમતાની સહાયતા અને સમતાથી લાભો વર્ણવાયા છે. છેલ્લી બાબત દર્શાવતી વેળા નિમ્નલિખિત વ્યક્તિનાં નામ ગણાવાયાં છે :—

**ભરત, દમદન્તઋષિ, નમિ રાજર્ષિ, સ્કન્દાચાર્યના શિષ્યો, મેતાર્ય, ગજસુકુમાલ, અર્ણિકાપુત્ર, દૃઢપ્રહારી અને મરુદેવા.**

**સન્તુલન—અધ્યાત્મોપનિષદ્**માંનાં નીચે મુજબનાં પદ્યો **જ્ઞાનસાર**માં જોવાય છે :—

| **અધ્યાત્મોપનિષદ્** | | **જ્ઞાનસાર** | |
|---|---|---|---|
| **અધિકાર** | **પદ્ય** | **અષ્ટક** | **પદ્ય** |
| ૧ | ૮ | અનુભવ | ૪ |
| ૧ | ૧૧–૧૪ | શાસ્ત્ર | ૬ (પા૦), ૩ (પા૦), ?, ૪ |
| ૧ | ૭૪ | ,, | |
| ૨ | ૧૨ (ઉત્તરાર્ધ) | નિઃસ્પૃહ | ૮ (ઉત્તરાર્ધ) |
| ૨ | ૧૩–૧૪ | મગ્ન | ૬ (પા૦), ૫ (પા૦) |
| ૨ | ૨૧–૨૫ | અનુભવ | ૩ (પા૦), ૫, ૬ (પા૦), ૭, ૮ |
| ૨ | ૩૦ | વિવેક | ૪ (પા૦) |
| ૨ | ૩૫–૩૯ | નિર્લેપ | ૧–૫ |
| ૨ | ૧૩–૧૮ | ક્રિયા | ૨–૭ |

અધ્યાત્મોપનિષદ્‌ના ચતુર્થ અધિકારનાં નિમ્નલિખિત ક્રમાંકવાળાં પદ્ય **વૈરાગ્યકલ્પલતા**ના પ્રથમ સ્તબકમાં જોવાય છે.

| | |
|---|---|
| ૧ | ૧૪૩ |
| ૪ | ૧૪૬ |
| ૧૭ | ૨૫૬ |
| ૧૮ | ૨૫૭ |
| ૨૧ | ૨૫૮ |
| ૨૨ | ૨૫૫ |

અધ્યાત્મોપનિષદ્‌ના પ્રથમ અધિકારનાં પદ્યો ૪૫–૪૭ અને ૫૨ તે **વીતરાગસ્તોત્ર**ના આઠમા પ્રકાશનાં અનુક્રમે પદ્ય ૧૦, ૮, ૯ અને ૧૧ છે.

[1]**જ્ઞાનસાર**[2], [3]**અષ્ટકપ્રકરણ** કિંવા **અષ્ટકદ્વાત્રિંશત્**—આ સંસ્કૃત કૃતિમાં આઠ આઠ પદ્યના બત્રીસ અષ્ટક છે, અને અંતમાં

---

૧. આ કૃતિ ગંભીરવિજયગણિની ટીકા સહિત "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૬૯ મા છપાવાઈ છે. વળી આ કૃતિ દેવચન્દ્ર કૃત **જ્ઞાનમંજરી** નામની ટીકા સહિત "જૈ૦ આ૦ સ૦" તરફથી ઈ. સ. ૧૯૧૮ મા પ્રકાશિત કરાઈ છે. મૂળ કૃતિ કવિ ધનપાલકૃત **શ્રાવક વિધિ પ્રકરણ** સહિત "મુ૦ ક૦ જૈ૦ મો૦" માં વીર સંવત્ ૨૪૪૭ માં પ્રસિદ્ધ કરાઈ છે. આ ઉપરાંત મૂળ કૃતિ "શ્રી શ્રુતજ્ઞાન અમીધારા" માં પૃ૦ ૧૧૦–૧૨૨ માં ઈ સ. ૧૯૩૬ માં છપાવાઈ છે. વિશેષમાં મૂળ કૃતિ એના પદ્યાત્મક ગુજરાતી અનુવાદ તેમ જ સારાંશ સહિત "શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ યાને શ્રી જ્ઞાનસાર—અષ્ટ પદ્યાત્મક અનુવાદ મૂળ સાથે" ના નામથી "જૈ૦ આ૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૭૫ મા છપાવાઈ છે.

મૂળ કૃતિ ગુજરાતી અનુવાદ તેમ જ સ્વોપજ્ઞ બાલાવબોધના અન્વયના ક્રમે રજૂઆત ( ક્રિયાપદનાં જૂનાં રૂપને બદલે પ્રચલિત રૂપ આપીને ) સહિત

ઉપસંહારરૂપે સત્તર પદ્યો છે. આમ આ કૃતિમાં ૨૭૩ પદ્યો છે. એમાંનાં છેલ્લાં પાંચ પદ્યો શાર્દૂલવિક્રીડિત છંદમાં છે, જ્યારે બાકીનાં બધાં અનુષ્ટુભ્‌માં છે.

**નામ**—ઉપર્યુક્ત બત્રીસ અષ્ટકોનાં નામ ઉપસંહારમાંના પહેલાં ચાર પદ્યોમાં ગૂંથી લેવાયાં છે. 'અષ્ટક' શબ્દને બાદ કરતાં એ અષ્ટકોનાં નામ નીચે પ્રમાણે છે :—

(૧) પૂર્ણ, (૨) મગ્ન, (૩) સ્થિરતા, (૪) મોહ, (૫) જ્ઞાન, (૬) શમ, (૭) ઇન્દ્રિય-જય, (૮) ત્યાગ, (૯) ક્રિયા, (૧૦) તૃપ્તિ, (૧૧) નિર્લેપ, (૧૨) નિઃસ્પૃહ, (૧૩) મૌન, (૧૪) વિદ્યા, (૧૫) વિવેક,

---

નિમ્નલિખિત નામથી "જૈન પ્રાચ્ય વિદ્યાભવન" તરફથી અમદાવાદથી વિ. સં. ૨૦૦૭ (દ્વિતીય આવૃત્તિ) માં પ્રકાશિત કરાઈ છે :—

"જ્ઞાનસાર [ સ્વોપજ્ઞ ભાષાર્થના અનુવાદ સહિત ]"

આની પ્રસ્તાવના (પૃ. ૧૭) માં કહ્યું છે કે "વિદ્યાષ્ટક" માં વિદ્યા અને અવિદ્યાનું સ્વરૂપ યોગસૂત્રને અનુસરીને આપવામા આવ્યુ છે. અવિદ્યા એ મિથ્યાત્વનો પ્રકાર છે, પરંતુ તેના વર્ણનની શૈલી જુદી જ છે. પૂર્ણાષ્ટક **પૂર્ણોપનિષદ્**નું સ્મરણ કરાવે છે અને તેમાં જૈન દૃષ્ટિએ પૂર્ણતાનું સ્વરૂપ બતાવ્યું છે.

આ આવૃત્તિમાં યોગશાસ્ત્રનો આત્મજ્ઞાનનાં સાધનો દર્શાવતો ચોથો પ્રકાશ તેમ જ યોગને અંગે હેમચન્દ્રસૂરિનો સ્વાનુભવ વર્ણવતો આ જ **યોગશાસ્ત્ર**નો બારમો પ્રકાશ એમ બે પ્રકાશો ગુજરાતી અનુવાદ સહિત અપાયા છે. પ્રસ્તાવના (પૃ. ૨૦) માં કહ્યુ છે કે **જ્ઞાનસાર**ના વિષયને એ બે પ્રકાશો પૂરકરૂપ હોવાથી અહીં અપાયા છે.

૨. 'જ્ઞાનસાર' શબ્દ ઉપસંહારનાં પદ્ય ૫-૯ માં વપરાયો છે.

૩. પ્રસ્તુત કૃતિનો અષ્ટકો તરીકે ઉલ્લેખ ઉપસંહારના પાંચમા પદ્યમા જોવાય છે.

(૧૬) માધ્યસ્થ્ય, (૧૭) નિર્ભય, (૧૮) અનાત્મશંસા, (૧૯) તત્ત્વદૃષ્ટિ, (૨૦) સર્વસમૃદ્ધિ, (૨૧) કર્મવિપાકચિન્તન, (૨૨) ભવોદ્વેગ, (૨૩) લોકસંજ્ઞા, (૨૪) શાસ્ત્ર, (૨૫) પરિગ્રહ, (૨૬) અનુભવ, (૨૭) યોગ, (૨૮) નિયાગ, (૨૯) ભાવપૂજા, (૩૦) ધ્યાન, (૩૧) તપસ્ અને (૩૨) સર્વનયાશ્રયણ.[1]

પ્રસ્તુત કૃતિ એ એના નામ પ્રમાણે સાચેજ જ્ઞાનના સાર રૂપ છે. એમાં કર્તાએ સ્વાનુભવ સારી રીતે પીરસ્યો છે. આ કૃતિ નિશ્ચયનયને મુખ્ય ગણી રચાયેલી છે. એ વ્યવહાર અને નિશ્ચય નયના સંધિરૂપ છે આદ્ય અષ્ટક પૂર્ણાત્મા – પરમાત્માને સાધ્ય તરીકે રજૂ કરી બાકીનાં અષ્ટકોની રચના એનાં સાધનો તરીકે કરાઈ છે. સર્વનયાષ્ટકમાં આત્માને સમભાવી બનાવવા પ્રયાસ કરાયો છે. આ કૃતિની શૈલી અને એનો વિષય જોતાં એ **ભગવદ્‌ગીતા**ની જેમ મહત્ત્વનું સ્થાન જૈન જનતામાં ભોગવે તેમ છે.

ઉપસંહારના ૧૫ મા અને ૧૬ મા પદ્યમાં કહ્યું છે કે આ ગ્રંથ પૂર્ણ આનન્દથી ઘન બનેલા ( આનંદઘન ) આત્માના ચારિત્રરૂપ લક્ષ્મી સાથેના લગ્નના મહોત્સવરૂપ છે. આ ગ્રંથમાં ભાવનારૂપ પવિત્ર ગોમયથી ભૂમિ લીંપેલી છે, ચારે બાજુ સમતારૂપ જળ છાંટેલુ છે, માર્ગમાં સ્થળે સ્થળે વિવેકરૂપ પુષ્પમાળાઓ લટકાવેલી છે અને અગ્રે અધ્યાત્મરૂપ અમૃતથી ભરેલા કામકુંભની સ્થાપના કરાઈ છે. આ બધું પૂર્ણાનન્દઘનરૂપ આત્માને 'અપ્રમાદ' નગરમાં પ્રવેશ કરવામાં મંગળરૂપ છે.

---

૧. આ અષ્ટકોની ઝાંખી માટે જુઓ ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ. ૨૦૬–૨૧૩) ગત શ્રી. પી. કે. શાહનો લેખ "જૈન દર્શનનું ચિન્તનકાવ્ય જ્ઞાનસાર."

**રચનાસ્થળ** ઇત્યાદિ—આધ્યાત્મિક અનુભવ પ્રાપ્ત કરાવવામાં અને સ્વસ્વરૂપરમણતા કેળવવામાં ઉપયોગી એવી આ કૃતિ સિદ્ધપુરમાં 'દીપોત્સવ'પર્વને દિવસે પૂર્ણ કરાઈ છે. રચનાવર્ષનો અહીં ઉલ્લેખ નથી.

**દીપિકા**—આ **સ્વોપજ્ઞ ટીકા** છે એમ જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૧૪૯) માં કહ્યું છે અને એનું પરિમાણ ૩૮૦૦ શ્લોકનું દર્શાવાયું છે. વિશેષમાં એની કેટલીક હાથપોથીઓ પણ ઉપલબ્ધ હોવાનો અહીં ઉલ્લેખ છે.

**સ્વોપજ્ઞ અવચૂર્ણિ**—કર્તાએ જાતે **જ્ઞાનસાર** ઉપર અવચૂર્ણિ રચ્યાનું અને એ અનુપલબ્ધ હોવાનું મનાય છે.

[1]**જ્ઞાનમંજરી** (વિ. સં ૧૭૯૬)—આ સંસ્કૃત ટીકા 'ખરતર' ગચ્છના **દીપચન્દ્રજી**ના શિષ્ય **દેવચન્દ્રજી**એ વિ. સં. ૧૭૯૬ માં રચી છે.

**અજ્ઞાતકર્તૃક ટીકા**—આના કર્તાનું નામ જાણવામાં નથી. આની ત્રણ હાથપોથી મળે છે.

[2]**ટીકા**—(વિ. સં ૧૯૫૪)—આ સંસ્કૃત ટીકા **વૃદ્ધિચન્દ્ર**ના શિષ્ય **ગંભીરવિજયજી** ગણિએ વિ. સં. ૧૯૫૪ માં રચી છે. આ ટીકાનું ગુજરાતીમાં ભાષાન્તર શ્રી દીપચંદ છગનલાલ શાહે કરી વિ. સં. ૧૯૫૫ માં પ્રસિદ્ધ કર્યું છે અને એ ભાષાન્તર ઉપરથી બાલચંદ હીરાચંદ ચાંદવડકરે મરાઠીમાં ભાષાન્તર કર્યું છે.[3]

---

૧. આ પ્રકાશિત છે. જુઓ પૃ.

૨. આ છપાયેલી છે. જુઓ પૃ.

૩. આ મરાઠી ભાષાતર મૂળ સહિત "આનંદવિજય જૈન શાળા આલેગાંવ" તરફથી વિ. સં ૧૯૫૬ માં છપાવાયો છે.

[1]સ્વોપજ્ઞ બાલાવબોધ—આને અંગે કર્તાએ નીચે મુજબનો ઉલ્લેખ કર્યો છે :—

"બાલિકાને લાળ ચાટવા જેવો આ બાલાવબોધ નીરસ નથી, પરંતુ ન્યાયમાલારૂપ અમૃતના સમૂહ જેવો છે. એનો આસ્વાદ લઈને મોહરૂપ હલાહલની જ્વાળા શાન્ત થવાથી વિશાળ બુદ્ધિવાળા થાઓ."

આ ગુજરાતી બાલાવબોધ સૂરજીના પુત્ર શાન્તિદાસના હૃદયમાં પ્રમોદ થવાના કારણે વિનોદાર્થે કરાયો છે એમ બાલાવબોધના અંતમાં જે ત્રણ પદ્યો સંસ્કૃતમાં અપાયાં છે તેમાંના અંતિમ પદ્યમાં કહ્યું છે.

ઉપાન્ત્ય પદ્યમાં કહ્યું છે કે પ્રતિભાને અને પ્રીતિને વિસ્તારતી સંસ્કૃત અને પ્રાકૃત પ્રત્યે સરખા આવેશ ( આગ્રહ ) ધરાવતી અમારી ભારતી( વાણી ) યુક્તિરૂપ મૌક્તિકોની જન્મભૂમિરૂપ શુક્તિ ( છીપ ) જેવી સુંદર ઉક્તિવાળી છે. તેથી ભાષાનો ભેદ ખેદ ઉત્પન્ન કરતો નથી. કહેવાની મતલબ એ છે કે છીપો વિવિધ પ્રકારની હોવા છતાં તેમાં મોતી હોવાથી ખેદ થતો નથી તેમ ભાષા વિવિધ જાતની હોવા છતાં તેમાં યુક્તિ હોવાથી કંટાળો ઉત્પન્ન થતો નથી

[2]રહસ્યાર્થ (વિવેચન)—'સન્મિત્ર' કર્પૂરવિજયજીએ જ્ઞાનસાર ઉપર ગુજરાતીમાં રહસ્યાર્થરૂપ વિવેચન રચ્યુ છે.

[3]પદો અને [4]સારાંશ—શ્રી. વેલચંદ ધનજીભાઈ સંઘવીએ

---

૧. આ બાલાવબોધનો પ્રારભ એક સંસ્કૃત પદ્યથી કરાયો છે. એમાં 'જ્ઞાનસારનો અર્થ લોકભાષામા લખું છુ' એમ કહ્યુ છે.

૨. આ રહસ્યાર્થ મૂળ સહિત જૈન હિતોપદેશ (ભા ૩) માં વિ. સં. ૧૯૬૫ માં "શ્રી જૈન શ્રેયસ્કર મંડળ" તરફથી પ્રકાશિત કરાયો છે.

૩–૪. આ પ્રકાશિત છે. જુઓ જ્ઞાનામૃત – કાવ્યકુંજ.

**જ્ઞાનસાર**નો ગુજરાતીમાં પદ્યમાં અનુવાદ કર્યો છે—એકેક અષ્ટકને અંગે એકેક ' પદ ' રચ્યું છે. ઉપસંહારનાં આદ્ય પાંચ પદ્યો માટે પણ તેમ કર્યું છે;[1] જ્યારે એનાં પછીનાં સાત પદ્યો ' હરિગીત'માં અને બાકીનાં પ્રશસ્તિરૂપ પાંચે પદ્યો "સોયણી–ગઝલ"માં રચ્યાં છે. સાથે સાથે ગુજરાતીમાં સારાંશ આપ્યો છે. એ પદ્યાત્મક તેમજ ગદ્યાત્મક રચના અને મૂળ કૃતિનો **જ્ઞાનામૃતકાવ્યકુંજ** તરીકે ઉલ્લેખ છે.

[2]**જ્ઞાનગીતા**—આ **જ્ઞાનસાર**ને અંગે મનહરછંદમાં ગુજરાતીમાં રચાયેલા શતકનું નામ છે. એ ભાવાનુવાદ છે. એના રચનાર શ્રી. અમરચંદ માવજી છે.

**અધ્યાત્મોપદેશ**—આ યશોવિજયજી ગણિની કૃતિ હોવાનું મનાય છે, પણ એમ માનવા માટે મને તો હજી સુધી કોઈ સબળ પુરાવો મળ્યો નથી. આ અદ્યાપિ અનુપલબ્ધ કૃતિ સંસ્કૃતમાં હશે અને એમાં અધ્યાત્મ વિષે ઉપદેશ અપાયો હશે.

**અધ્યાત્મબિન્દુ**—આના પ્રણેતા યશોવિજયજી ગણિ હોવાનું કહેવાય છે, પણ મને તેમ માનવા માટે કોઈ વિશ્વસનીય સાબિતી મળી નથી. આ કૃતિ અનુપલબ્ધ છે. એમાં અધ્યાત્મનું સંસ્કૃતમાં સંક્ષિપ્ત નિરૂપણ હશે.

---

૧. આમ એકંદર ૩૩ પદો છે.

૨. આ કૃતિ વિ. સં. ૨૦૦૧ માં શ્રી. અમરચંદ માવજીએ પ્રસિદ્ધ કરી છે. જુઓ ન્યા૦ ય૦ સ્મૃ૦ ( પૃ. ૧૩૦ ).

**[1]યોગની આઠ દૃષ્ટિની સજ્ઝાય**[2] (ઉ. વિ. સ. ૧૭૩૬)—હરિભદ્રસૂરિજીએ **યોગદૃષ્ટિસમુચ્ચય** નામની મહત્ત્વની અને જૈનોનું ઉપલબ્ધ સાહિત્ય જોતાં અભૂતપૂર્વ એવી કૃતિ રચી છે. એમાં એમણે યોગની નિમ્નલિખિત આઠ દષ્ટિઓનું નિરૂપણ કર્યું છે :—

(૧) મિત્રા, (૨) તારા, (૩) બલા, (૪) દીપ્તા, (૫) સ્થિરા, (૬) કાન્તા, (૭) પ્રભા અને (૮) પરા.

યશોવિજયજી ગણિએ 'વાચક' પદ મળ્યા બાદ આ આઠ દષ્ટિ ઉપર પ્રકાશ પાડતી એકેક ઢાલ રચી છે અને અંતિમ ઢાલના અંતમાં આ કૃતિ [3]**યોગશાસ્ત્રને** આધારે યોજ્યાનું અને **નંદી**માં સભાના ત્રણ પ્રકારો અને શ્રોતાના ગુણો અને અવગુણો વિષે ઉલ્લેખ છે તે જાણીને યોગ્ય વ્યક્તિને આ રચના આપવી એમ કહ્યું છે.

આઠ ઢાલની કડીની સંખ્યા નીચે મુજબ છે :—

૧૫, ૫, ૫, ૨૩, ૬, ૯, ૫ અને ૮.

આમ અહીં એકંદર ૭૬ કડી છે.

---

૧. આ કૃતિ "આઠ યોગ-દષ્ટિની સ્વાધ્યાય" ના નામથી **ગૂ૦ સા૦ સં૦** (ભા. ૧, પૃ ૩૩૦–૩૪૧) મા છપાવાઇ છે.

૨ આની વિ. સં. ૧૭૩૬ મા લખાયેલી એક હાથપોથીમાં આને "આત્મપ્રબોધક જીપક સજ્ઝાય" કહી છે. જુઓ **જૈ૦ ગૂ૦ ક૦** (ભા. ૧, પૃ. ૩૪૧).

૩. આથી **યોગદષ્ટિસમુચ્ચય** અભિપ્રેત હશે એમ લાગે છે, કેમકે હૈમ યોગશાસ્ત્રમા તો આઠ દષ્ટિનું નિરૂપણ નથી

[1]**જોગવિહાણવીસિયા** ( યોગવિધાનવિંશિકા ) અને એનું [2]**વિવરણ**—સમભાવભાવી હરિભદ્રસૂરિજીએ [3]**વીસવીસિયા** જ૦ મ૦ માં રચી છે. આ નામ જ કહી આપે છે તેમ એમાં વીસ વીસ પદ્યની એકેક વિંશિકા (વીસી) છે એ પૈકી સત્તરમી વિંશિકા તે **જોગવિહાણવીસિયા** છે. એમાં યોગનું લક્ષણ, યોગના [4]પાંચ પ્રકારો, એ પ્રત્યેક પ્રકારના ચચ્ચાર ભેદ અને એ દરેક ભેદના ચચ્ચાર પેટાભેદ એમ યોગના ૮૦ પ્રકારોનું નિરૂપણ છે. આઠમા પદ્યમાં અનુકંપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમનો ઉલ્લેખ છે.

આ **જોગવિહાણવીસિયા** ષોડશકનું સ્મરણ કરાવે છે.

[5]**વિવરણ— જોગવીસિયા** ઉપર યશોવિજયગણિએ સંસ્કૃતમાં વિવરણ રચ્યું છે.

**ઉલ્લેખ**—યશોવિજયગણિએ ઉપર્યુક્ત વિવરણમાં નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે :—

**અધ્યાત્મસાર પ્રકરણ** ( પૃ. ૭૯ ), **ગચ્છાચાર પ્રકીર્ણક** (પૃ. ૮૦), **યોગદૃષ્ટિ સમુચ્ચય** ( પૃ. ૭૯ ), **યોગબિન્દુ** ( પૃ. ૭૧ ), [6]**ષોડશકવૃત્તિ** ( પૃ. ૬૧ ), **સંગ્રહશ્લોક** ( પૃ. ૬૬ ) અને **સદ્ધર્મવિંશિકા** ( પૃ. ૬૮ ).

---

૧-૨ આ બંને પ્રકાશિત છે. જુઓ પૃ.　　.

૩. આનો પરિચય મે **અ૦ જ૦ પ૦** ( ખંડ ૨ ) ના મારા અંગ્રેજી ઉપોદ્‌ઘાત ( પૃ. ૩૫-૩૮ ) માં અંગ્રેજીમાં અને **મ૦ યા૦ હ૦** માં ગુજરાતીમાં આપ્યો છે.

૪. પહેલા બે કર્મ-યોગ છે જ્યારે બાકીના ત્રણ જ્ઞાન-યોગ છે.

૫. આ પ્રકાશિત છે. જુઓ પૃ.　　.

૬. આ વૃત્તિના રચનાર યશોભદ્રસૂરિજી છે.

વળી ગ્રંથકારો તરીકે આ વિવરણમાં મહાભાષ્યકાર ( પૃ. ૮૬)નો ઉલ્લેખ છે.

કેટલાંક અવતરણોનાં મૂળ પં. સુખલાલે નીચે મુજબ દર્શાવ્યાં છે :—

જ્ઞાનસાર ( પૃ ૭૮ ), પવયણુસાર ( પૃ. ૮૭ ), પિણ્ડનિજ્જુત્તિ ( પૃ. ૫૮ ), યોગબિન્દુ ( પૃ. ૬૨–૬૪, ૭૨ ), [1]યોગસૂત્ર (પૃ. ૬૧), વિસેસા૦ ( પૃ. ૮૬ ) અને ષોડશક ( પૃ. ૫૬, ૫૭, ૫૯, ૬૧, ૭૭, ૮૧, ૮૨, ૮૩ અને ૮૫ ).

નીચે લખેલાં અવતરણોનાં મૂળ દર્શાવાયાં નથી :—

| | |
|---|---|
| प्रणिधानादिभावेन परिशुद्धः | પૃ. ૬૦ |
| जइ सरणमुवगयाणं | પૃ. ૭૬ |
| अविहिकया वरमकयं | પૃ. ૭૮ |
| जा जा हविज्ज जयणा | પૃ. ૭૯ |
| एकोऽपि शास्त्रनीत्या | પૃ. ૭૮ |
| यत् संविग्नजणाचीर्णं | પૃ. ૭૮ |
| यदाचीर्णमसंविग्नैः | પૃ. ૭૮ |
| तस्माच्छ्रुतानुसारेण | પૃ ૭૮ |
| स्तोका आर्या अनार्येभ्यः | પૃ. ૭૮ |
| आकल्पव्यवहारार्थं | પૃ. ૭૮ |

૧. આના પ્રણેતા પતંજલિ છે.

[1]**વીર સ્તવન**[2]—આ અગિયાર પદ્યોની સંસ્કૃત રચના છે. પહેલાં દસ પદ્યો મન્દાક્રાંતામાં અને અંતિમ માલિનીમાં છે. એ રચના ભક્તિભાવથી ભરપૂર છે. આઠમા અને નવમા પદ્યમાં ભક્તિની પ્રશંસા કરાઈ છે. દસમા પદ્યમાં મહાવીરસ્વામીને માતા, ગુરુ, પિતા ઇત્યાદિ તરીકે સંબોધ્યા છે. અંતિમ પદ્યમાં કર્તાએ પોતાના ગુરુનો ઉલ્લેખ કર્યો છે.

આદ્ય પદ્યમાં મહાવીરસ્વામીનો સમાપત્તિના પાત્ર તરીકે નિર્દેશ છે.

આ કૃતિ યોગની નીસરણી ઉપર આરૂઢ થવામાં ઉપયોગી થઈ પડે એવી ભક્તિનું પ્રતિપાદન કરે છે. એ કૃતિ યોગની વિચારણા માટે કેટલીક સામગ્રી પૂરી પાડે છે. એમાં આલંબન યોગ, નિરાલંબન યોગ, અવંચક યોગ, શાસ્ત્ર યોગ, સામર્થ્ય યોગ અને ઇચ્છા યોગ વિષે ઉલ્લેખ છે વિશેષમાં કર્તાએ પાંચમા પદ્યમાં કહ્યું છે કે ઇચ્છા યોગથી અમને જે સુખ મળે છે તેની આગળ ઇન્દ્રની પદવી અને ચક્રવર્તીના ભોગ કંઈ હિસાબમાં નથી.

**જશવિલાસ**—આ ગ્રન્થ વિવિધ કૃતિઓના સમૂહરૂપ છે. એ કૃતિઓ નીચે મુજબ છે એમ **ગૂ૦ સા૦ સં૦** ( ભા. ૧, પૃ. ૧૮૫ ) જોતાં જણાય છે :—

( ૧ ) નવનિધાન નવ સ્તવનો, ( ૨ ) વિશિષ્ટ જિન-સ્તવનો, ( ૩ ) સામાન્ય જિન-સ્તવનો, ( ૪ ) નેમ-રાજુલનાં ગીતો, ( ૫ ) આધ્યાત્મિક પદો, ( ૬ ) છંદ, ( ૭ ) સ્તુતિ અને ( ૮ ) હરિયાલી.

---

૧. આ નામ મેં આદ્ય પદ્યમા 'વીર' શબ્દને અને અંતિમ પદ્યગત 'સ્તવન' શબ્દને લક્ષ્યમાં રાખીને યોજ્યું છે.

૨. આ લઘુ કૃતિ **માર્ગપરિશુદ્ધિ** ઈત્યાદિ સહિત "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" સ૦ તરફથી વિ. સં. ૨૦૦૩ માં પ્રકાશિત કરાઈ છે.

**આધ્યાત્મિક પદો** — **ગૂ૦ સા૦ સં૦** (વિ. ૧, પૃ. ૧૪૭–૧૮૦) મા આ શીર્ષક દ્વારા છત્રીસ પદો અપાયાં છે. એમાં ૩૩ મુ પદ "હોરી ગીત" અને ૩૫ મુ પદ "હરીઆલી" છે. પૃ. ૨૫૨ ઉપર "સાચા મુનિ" એ નામથી અને "પવન કો કરે તોલ" થી શરૂ થતુ જે પદ અપાયુ છે તે પણ "હરીઆલી" ગણાય. આ પદ તેમ જ પૃ. ૧૫૫ ગત "સાચો ધર્મ" નામનુ પદ ઈ. સ. ૧૯૩૬ પહેલાના કોઈ પ્રકાશનમાં નહિ હોવાનું અને એ રીતે એ સૌથી પ્રથમ ઉપર્યુક્ત **ગૂ૦ સા૦ સં૦** મા જ પ્રથમ અપાયાનું એ પુસ્તકના "પ્રકાશકના બે બોલ" માં સૂચન છે.

**ભીમસિંહ** માણકે **વૈરાગ્યોપદેશક વિવિધ પદસંગ્રહ**ના નામથી જે પુસ્તકની બીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૦૨ માં પ્રકાશિત કરી છે તેમાં **જસવિલાસ, વિનયવિલાસ** અને **જ્ઞાનવિલાસ** તેમ જ **સંયમતરંગ** તથા અંતમા **આનંદઘન** મુનિવરની સ્તુતિ રૂપ **અષ્ટપદી**ને સ્થાન અપાયુ છે. આ **જસવિલાસમા** ૭૫ પદો છે. એ પૈકી ૪૨ પદો સ્તવનો તરીકે અને બાકીનાં આધ્યાત્મિક પદો તરીકે **ગૂ૦ સા૦ સં૦** માં સંપાદકને યોગ્ય જણાય એ ક્રમે અપાયાં છે.

**જસવિલાસ**ની પેઠે વિનયવિજયજી ગણિએ **વિનયવિલાસ** અને જ્ઞાનસારે **જ્ઞાનવિલાસ**ની રચના કરી છે **વિનયવિલાસમા** ૩૭ પદો અને **જ્ઞાનવિલાસમાં** ૭૫ પદો છે. જ્યારે સયમતરંગમાં ૩૭ પદો છે અને એ પદો પણ **જ્ઞાનાનંદ**ની કૃતિ છે.

**ગૂ૦ સા૦ સં૦** (વિ. ૧, પૃ. ૧૪૭–૧૭૮) માં જે ક્રમથી અને જે શીર્ષકપૂર્વક ચોત્રીસ આધ્યાત્મિક પદો અપાયાં છે તે હું નીચે મુજબ દર્શાવું છું :—

| ક્રમાંક | શીર્ષક | પદ | કડી | ક્રમાંક | શીર્ષક | પદ | કડી |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | પ્રભુભજન | ૫૯ | ૪ | ૧૮. | આત્માને ચેતવણી | ૬૨ | ૮ |
| ૨. | પ્રભુનું સાચું ધ્યાન | ૪ | ૬ | ૧૯. | મનઃ સ્થિરતા | ૩૪ | ૬ |
| ૩. | સાચા પ્રભુની પ્રાપ્તિ | ૨૫ | ૮ | ૨૦. | સમતા અને મમતા | ૧૪ | ૬ |
| ૪. | વીરોની પ્રભુભક્તિ | ૫૮ | ૪ | ૨૧. | સમતાનું મહત્ત્વ | ૭૨ | ૧૨ |
| ૫. | પચ મહાવ્રત જહાજ | ૫૬ | ૬ | ૨૨. | [1]ઉપશમ અને શ્રમણત્વ | ૬૮ | ૭ |
| ૬. | સાચા મુનિ | ૨૧ | ૫ | ૨૩. | નયની અપેક્ષાએ સામાયિક | ૩૫ | ૮ |
| ૭. | સાચા મુનિ | નવીન | ૨ | ૨૪. | સુમતિને ચેતનનો વિરહ | ૬૫ | ૫ |
| ૮. | સાચો જૈન | ૩ | ૧૦ | ૨૫. | ચેતના | ૨ | ૬ |
| ૯. | સજ્જન રીતિ | ૫૩ | ૫ | ૨૬. | આત્મદર્શન | ૩૭ | ૬ |
| ૧૦. | સાચો ધર્મ | નવીન | ૯ | ૨૭. | પૂર્ણાનન્દઘન પ્રભુ | ૭૩ | ૪ |
| ૧૧. | દૃષ્ટિરાગ | ૭૧ | ૧૧ | ૨૮. | ચિદાનન્દઘન પ્રભુની જોડી | ૨૦ | ૪ |
| ૧૨. | પરભાવમાં લગની | ૭ | ૫ | ૨૯. | ચિદાનન્દઘનનું સ્વરૂપ | ૬ | ૬ |
| ૧૩. | મોહત્યાગ અને જ્ઞાનસુધા | ૬૭ | ૧૬ | ૩૦. | અવિનાશી ચિદાનન્દ | ૩૯ | ૬ |
| ૧૪. | જ્ઞાનદૃષ્ટિ અને મોહદૃષ્ટિ | ૧ | ૬ | ૩૧. | અવિનાશીમાં મગ્નતા | ૩૮ | ૩ |
| ૧૫. | ચેતન અને કર્મ | ૫ | ૯ | ૩૨. | પરમ બ્રહ્મ પરમાત્મ સ્વરૂપ | ૬૧ | ૪ |
| ૧૬. | જ્ઞાન અને ક્રિયા | ૩૬ | ૮ | ૩૩. | હોરી ગીત | | ૩ |
| ૧૭. | ખોટો છોડી સાચો પંથ લો | ૧૩ | ૬ | ૩૪. | માયાની ભયાનકતા | | ૯ |

1. આના અંતમા 'હેમ' શબ્દ છે તો શું એ હેમવિજય ( યશોવિજયના શિષ્ય ) છે ?

[1]બાલાવબોધ—જશવિલાસના "जैन कहौ क्युं होवे" થી શરૂ થતા ત્રીજા પદ ઉપર [2]ખરતર ગચ્છના જ્ઞાનસાર[3] ગણિજીએ કોઈ કોઈ સ્થળે સંસ્કૃત પંક્તિથી મિશ્રિત ગુજરાતીમાં બાલાવબોધ રચ્યો છે. આ બાલાવબોધના અંતમા "इति तत्त्वार्थगीतम्" એવો ઉલ્લેખ છે. આમ આ પદનું નામ જ્ઞાનસારગણિજીએ આપ્યુ છે કે અન્ય કોઈએ તે જાણવુ બાકી રહે છે. આ બાલાવબોધમાં કોઈ સ્થળે કર્તાએ પોતાના નામ કે પોતાના [4]પરિચય અગર તો રચનાવર્ષ વગેરે વિષે ઉલ્લેખ કર્યો નથી.

આ બાલાવબોધમાં હાર(રી)લ પંખીનુ ઉદાહરણુ અપાયું છે ( જુઓ પૃ. ૩૫–૩૬ ).

---

૧. આ બાલાવબોધ, જશવિલાસનું ત્રીજુ પદ તેમજ જ્ઞાનસારગણિની જીવનરેખા ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ. ૨૬–૪૦) માં છપાયેલ છે.

૨. એજન પૃ. ૨૬.

૩. એજન પૃ. ૩૪.

૪. આ પરિચય માટે જુઓ ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ. ૨૭–૩૩). અહીં કહ્યું છે કે જ્ઞાનાસારગણિનો જન્મ વિ. સં. ૧૮૦૧ મા, એમની જિનલાભસૂરિને હાથે દીક્ષા વિ. સ. ૧૮૨૧ મા અને એમનો સ્વર્ગવાસ ૯૮ વર્ષની વયે વિ.સં. ૧૮૯૯ મા થયેલ છે.

[1]**વિવેચન**—ઉપર્યુક્ત આધ્યાત્મિક પદો પૈકી ૩૭, ૪, ૭૩, ૩૮, ૭૨, ૭, ૧, ૫, ૩૪ અને ૧૪ ક્રમાંકવાળાં પદોનો પદ ૧, ૨ એમ ઉલ્લેખ કરી આ દસ પદોનું ગુજરાતીમાં વિવેચન શ્રી. વસંતલાલ કાંતિલાલ મોરખીયાએ કર્યું છે.

**મૂલ્યાંકન**—નેમિચન્દ્ર શાસ્ત્રીએ [2]**हिन्दी-जैन-साहित्य-परिशीलन** (પૃ ૮૭) માં કહ્યું છે :—

**"यशोविजयजीके पदोंकी भाषा बडी हि सरस है। आत्मनिष्ठा और वैयक्तिक भावना भी इनके पदोंमें विद्यमान है।**

[3]**હરિયાળી**—આ ચૌદ કડીની ગુજરાતી કૃતિ છે. પહેલી કડીમાં હરિયાળીનો ઉત્તર "એ નારી કોણ ?" એવા પ્રશ્નના ઉત્તર રૂપે પુછાયો છે અને એ ઉત્તર વીસ વર્ષમાં આપવાનું કહ્યું છે. ત્યારબાદ હરિયાળીની વિગતો નીચે મુજબ રજૂ કરાઈ છે :—

---

૧. આ વિવેચન ઉપર્યુક્ત દસ પદો તેમ જ ૬૫ મા પદ્ય એમ અગિયાર આધ્યાત્મિક પદોના ઉદ્ધરણપૂર્વક **વાચક 'જસ'ની અનુભવ વાણી**ના નામથી જે પુસ્તિકા "શ્રી યશોવિજય સારસ્વત સત્ર સમિતિ" તરફથી પ્રકાશન વર્ષના ઉલ્લેખ વિના પ્રકાશિત કરાઈ છે તેમા છપાયુ છે. ૬૫ મા પદ્યનું વિવેચન અપાયુ નથી. આની બીજી આવૃત્તિ સાધના પબ્લિકેશન્સ મુંબઈ તરફથી બહાર પડી છે.—**સંપાદક.**

૨. આ પુસ્તક "ભારતીય જ્ઞાનપીઠ, કાશી" તરફથી ઈ. સ. ૧૯૫૬ માં છપાવાયું છે.

૩. આ કૃતિ **ગૂ૦ સા૦ સ૦** (વિ ૧. પૃ. ૧૭૮–૧૮૦) માં છપાઇ છે. પૃ ૧૮૦–૧૮૪ મા ત્રણ ભાવાર્થ અપાયા છે. પહેલા બંને ભાવાર્થમાં ઉકેલ તરીકે 'ચેતના' નો ઉલ્લેખ છે. ત્રીજો ભાવાર્થ (ઉકેલ) ' આ૦ પ્ર૦ " (પૃ. ૫, અ. ૧) માં વિ. સં. ૧૯૯૩ માં છપાયો છે.

એ નારીને બે પિતા છે. કીડીએ હાથીને જન્મ આપ્યો. હાથીની સામે સસલો થયો. દીવા વગર અજવાળું થાય. કીડીના દરમાં હાથી જાય અગ્નિની વૃષ્ટિ થાય અને પાણી દીપે અને કાયર સુભટને હરાવે (?). એ નારીએ પિતાને જન્મ આપ્યો અને એ પિતાએ જમાઈને જન્મ આપ્યો મેઘ વરસતાં રજ ઉડે. લોઢું તરે અને તરણું ડૂબે. તેલ ફરે અને ઘાણી પિલાય દાણાવડે ઘંટી દળાય. બીજ ફળે અને શાખા ઉગે. સરોવરને સમુદ્ર પહોંચે નહિ. કાદવ ઝરે અને સરોવર જામે. માણસ ત્યાં ઘણે વિસામે ભમે. વહાણ ઉપર સમુદ્ર ચાલે. હરણ ડુંગરને હલાવે. આ પ્રમાણે વિરોધાભાસથી ભરપૂર વિગતો કહી હરિયાળીનો ઉકેલ સૂચવવા કર્તા કહે છે અને ન ઉકેલાય તો ફોગટ અભિમાન ન કરવાનું કહે છે. તેરમી કડીમાં કર્તાએ પોતાના ગુરુ નયવિજયનો ઉલ્લેખ કર્યો છે અને આ તેમ જ ચૌદમી (અંતિમ) કડીમાં હરિઆલી અને હરીઆલી એમ છપાયુ છે.

[1]ટબ્બો—આ **હરિયાળી** ઉપર ગુજરાતીમાં ટબ્બો રચાયો છે.

[2]ઉકેલ—આ **હરિયાળી**નો ગુજરાતીમાં ઉકેલ અપાયેલ છે. એ ઉકેલ તરીકે ' દયા ' નો ઉલ્લેખ છે, પણ એ મને સમુચિત જણાતો નથી.

[3]**સમાધિશતક**—આ ૧૦૪ દૂહામાં રચાયેલી કૃતિ છે. એના ૧૦૨ મા પદ્યનો પૂર્વાર્ધ જે નીચે મુજબ છે તે ઉપરથી આ કૃતિના [4]છંદ અને [5]પરિમાણનો બોધ થાય છે અને સાથે સાથે એ શેમાંથી ઉદ્ધૃત કરાયુ છે તે પણ જાણી શકાય છે :—

---

૧. જસવિલાસની કેટલીક હાથપોથીમાં આ જોવાય છે.

૨. આ છપાયો છે. જુઓ ટિ ૧.

૩. આ કૃતિ **ગૂ૦ સા૦ સ૦** (વિ. ૧, પૃ ૪૬૯–૪૭૮)માં છપાવાઈ છે. પૃ. ૪૭૮ માં આ કૃતિનો **સમાધિતંત્ર** તરીકે ઉલ્લેખ છે.

૪–૫. આ બેનો નિર્દેશ ૧૦૪ મા – અન્તિમ પદ્યના પૂર્વાર્ધમાં પણ જણાવાયો છે એ પૂર્વાર્ધ નીચે પ્રમાણે છે :–

" કવિ જશવિજયે એ રચ્યો દોધક શતકપ્રમાણ "

" દોધક શતકે ઉદ્ધર્યું તંત્રસમાધિ વિચાર "

**વિષય**—કર્તાએ પ્રથમ પદ્યમાં કહ્યુ છે તેમ આ ગુજરાતી મિશ્રિત હિન્દી કૃતિનો વિષય 'આત્મબોધ' છે. એમાં બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ દાખલાદલીલપૂર્વક સમજાવાયું છે. ૧૦૩ મા પદ્યમાં મુનિને ઇન્દ્ર કહી 'રૂપક' અલંકારનુ સુંદર ઉદાહરણ પૂરું પડાયુ છે. અહીં જ્ઞાનને વિમાન, ચારિત્રને વજ્ર, સ્વાભાવિક સમાધિને નંદનવન અને સમતાને 'શચી' કહ્યાં છે. ૮૧ મા પદ્યમાં કહ્યુ છે કે પોતાના આત્માથી ભિન્ન એવા પરમાત્માના સેવનથી ભવ્ય જન પરમાત્મા બને. દા. ત. જેમ જ્યોતિથી ભિન્ન એવી વાટ જ્યોતિને–દીપકને સેવતાં જ્યોતિરૂપ બને છે. ( જુઓ પૃ. ૨૭૨ ).

**ઉદ્ધરણ**—પ્રસ્તુત કૃતિ કર્તાએ કહ્યુ છે તેમ **સમાધિતંત્ર**ના ઉદ્ધરણરૂપ છે. દિ. પૂજ્યપાદે જે **સમાધિશતક** તરીકે પણ ઓળખાવાતી [1]**સમાધિતંત્ર** નામની સંસ્કૃત કૃતિ ૧૦૫ પદ્યમાં રચી છે તે જ આ છે. એ સંસ્કૃત કૃતિના પ્રાયઃ ભાવાનુવાદરૂપ પ્રસ્તુત રચના છે. પૂજ્યપાદની કૃતિ મુમુક્ષોને ઘણી ઉપયોગી છે. એટલે ઉપાધ્યાયજીએ સંસ્કૃત કૃતિનો લાભ ન લઈ શકે તેવા જનોને ઉદ્દેશીને જે આ પ્રસ્તુત કૃતિ રચી તે ઉત્તમ કાર્ય ગણાય. પ્રસ્તુત કૃતિ છપાવનારે **સમાધિતંત્ર**, અને **સમાધિતંત્ર** છપાવનારે પ્રસ્તુત કૃતિ ભેગાભેગી છપાવવી ઘટે.

---

૧. આ કૃતિ અન્વયાર્થ અને હિંદી ભાવાર્થ સહિત પં. ફતેહચંદ દેહલીએ વિ. સં. ૧૯૭૮ માં પ્રસિદ્ધ કરી છે. આ કૃતિ ઉપર દિ. **પ્રભાચન્દ્ર**ની સંસ્કૃત ટીકા છે. આ ટીકાનો તેમ જ મૂળનો ગુજરાતી અનુવાદ શ્રી. મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ કર્યો છે અને તે એક જ પુસ્તક રૂપે **સમાધિશતક**ના નામથી "વડોદરા દેશી કેળવણી ખાતુ" તરફથી ઈ. સ. ૧૮૯૧ માં છપાવાયો છે. આના ઉપોદ્ઘાતમા મ૦ ન૦ દ્વિવેદીએ અંતમાં કહ્યુ છે કે " આ '**સમાધિશતક**' ગ્રંથ આ રીતે સર્વધર્મના અનુયાયીને, જૈનમતનો છતાં, પરમ ઉપયોગનો છે."

સંતુલન—વૈરાગ્યકલ્પલતા (સ્તબક ૧, શ્લો. ૧૨૭–૨૫૯)માં સમાધિનુ વિસ્તૃત વર્ણન છે.

[1]વિવેચન—પ્રસ્તુત **સમાધિશતક**નું ગુજરાતીમાં વિવેચન મુનિશ્રી (કાલાંતરે સૂરિ) બુદ્ધિસાગરજીએ કર્યું છે. એમાં એમણે પૂજ્યપાદકૃત **સમાધિતંત્રને** પણ સ્થાન આપ્યુ છે અને સાથે સાથે એના પદાર્થ અને ભાવાર્થ પણ આપી તેમ જ પ્રસગવશાત્ આનંદઘનની તેમ જ ઉપાધ્યાયજીની કોઈ કોઈ કૃતિમાંથી અવતરણ આપી વિવેચનને સમૃદ્ધ અને વિશદ બનાવ્યું છે.

[2]**સમતાશતક યાને સામ્યશતક**—આ ૧૦૫ પદ્યમા દોહામાં રચાયેલી હિન્દી કૃતિ છે. એમાં સમતાનું સ્વરૂપ સમજાવાયું છે. કર્તાએ અતમાં પોતાનો ઉલ્લેખ "કવિ જશવિજય" તરીકે કર્યો છે.

ઉદ્ધરણ–અંતિમ પદ્યમાં કહ્યું છે કે આ કૃતિ મુનિ હેમવિજયને માટે **સામ્યશતક**માંથી ઉદ્ધૃત કરી છે. 'ચંદ્ર' કુળના [3]અભયદેવસૂરિના શિષ્યાણુ [4]સિંહવિજયે ૧૦૬ પદ્યમાં સંસ્કૃતમાં [5]**સામ્યશતક** રચ્યુ છે. એના લગભગ ભાવાનુવાદ રૂપે પ્રસ્તુત કૃતિ યોજાઈ છે.

---

૧. આ વિવેચન મૂળ સહિત **સમાધિશતકમ્ અને આત્મશક્તિ પ્રકાશ**ના નામથી ઈ. સ. ૧૯૦૬ મા પ્રકાશિત પુસ્તકમા છપાવાયુ છે.

૨. આ કૃતિ **ગૂ૦ સા૦ સ૦** (વિ ૧, પૃ. ૪૫૯–૪૬૮)મા છપાવાઈ છે.

૩. એમને અતિમ પદ્યમા છ તર્કરૂપ વિદ્યાના વનમા સિહ અને અધ્યાત્મ-જ્ઞાનશાળી કહ્યા છે.

૪. આને બદલે 'વિજયસિંહ' હોય તો ના નહિ.

૫ આ કૃતિ "એ. એમ. એન્ડ કંપની" તરફથી મુંબઈથી ઈ. સ. ૧૯૧૮ માં પ્રકાશિત કરાઈ છે. એ પૂર્વે આ **સામ્યશતક** મુનિશ્રી બુદ્ધિસાગરજી કૃત ગુજરાતી ભાવાર્થ સહિત "અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ" તરફથી ઈ. સ. ૧૯૦૯ મા આ મુનિશ્રીએ રચેલ જે **પરમાત્મજ્યોતિ** પ્રકાશિત કરાયેલ છે તેમાં પૃ. ૪૪૧–૪૫૯ માં છપાવાયુ છે.

## પ્રકરણ : ૭

# જીવન શોધન

તેર[1]કાઠિયાનો નિબંધ—ન્યા૦ ય૦ સ્મૃ૦ ( પૃ. ૧૯૫ ) માં આ કૃતિની નોંધ છે. એની ભાષા ગુજરાતી છે કે હિન્દી એ વિષે અહીં સ્પષ્ટ ઉલ્લેખ નથી. એટલે આ કૃતિની હાથપોથી જોયા વિના શું કહેવાય ? એનું નામ વિચારતાં, ઉત્તરજ્ઝયણ(અ૦૩)ની નિજ્જુત્તિ ( ગા. ૧૬૦ )માં ધર્મશ્રવણમાં વિઘ્નરૂપ બનતા નિમ્નલિખિત જે તેર નામ ગણાવાયાં છે તેનું નિરૂપણ હશે :—

(૧) આળસ, (૨) મોહ, (૩) અવજ્ઞા, (૪) અહંકાર (૫) ક્રોધ, (૬) પ્રમાદ, (૭) કૃપણુતા, (૮) ભય, (૯) શોક, (૧૦) અજ્ઞાન, (૧૧) ચિત્તનો વિક્ષેપ, (૧૨) કુતૂહલ, અને (૧૩) [2]રમણ.

આ તેરને જૈન દર્શનમાં 'તેર કાઠિયા' કહ્યા છે.

[3]ષોડશક પ્રકરણ[4]—આ સમભાવભાવી હરિભદ્રસૂરિજીની

---

૧ આ કૃતિ ઉપાધ્યાયજી રચિત જ છે કે કેમ ? તે અનિશ્ચિત છે :— **સંપાદક.**

૨. આનો અર્થ **પાઇય ટીકા**( પત્ર )માં 'કૂકડા વગેરેની ક્રીડા' કરાયો છે.

૩. આ સંસ્કૃત કૃતિ **યશોભદ્રસૂરિજી** કૃત વિવરણ તેમ જ ન્યાયાચાર્ય કૃત **યોગદીપિકા** નામની વૃત્તિ સહિત " **દે૦ લા૦ જૈ૦ પુ૦ સંસ્થા** " તરફથી ઇ. સ. ૧૯૧૧ માં પ્રકાશિત કરાઈ છે. એના અંતમાં મૂળ કૃતિ પૃથક્ અપાઈ છે પહેલા આઠ અધિકારો પૂરતું મૂળ ગુજરાતી ભાષાંતર અને વિવેચન સહિત શ્રી કેશવલાલ જૈને ઇ. સ. ૧૯૩૬ માં છપાવ્યું છે.

૪. આનો પરિચય મેં **અ૦ જ૦ પ૦** (ખંડ ૨) ના મારા અંગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ. ૪૪-૪૬ )માં તેમ જ **મ૦ યા૦ હ૦** માં આપ્યો છે.

હૃદયંગમ રચના છે. એ નિમ્નલિખિત સોળ અધિકારમાં વિભક્ત છે :—

(૧) ધર્મ પરીક્ષા, (૨) દેશના, (૩) ધર્મલક્ષણ, (૪) ધર્મેચ્છુલિંગ, (૫) લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ, (૬) જિનમન્દિર, (૭) જિનબિમ્બ, (૮) પ્રતિષ્ઠાવિધિ, (૯) પૂજાસ્વરૂપ, (૧૦) પૂજાફલ, (૧૧) શ્રુતજ્ઞાનલિંગ, (૧૨) દીક્ષા, (૧૩) ગુરુવિનય, (૧૪) યોગભેદ, (૧૫) ધ્યેયસ્વરૂપ અને (૧૬) સમરસ.

પહેલા પંદર અધિકારો સોળ સોળ પદ્યના છે, જ્યારે અંતિમ અધિકાર સત્તર પદ્યનો છે, પરંતુ એ તમામ પદ્યો આર્યામાં છે.

[૧] **વિવરણ**—આ કૃતિ ઉપર યશોભદ્રસૂરિએ સસ્કૃતમાં વિવરણ રચ્યું છે.

**યોગદીપિકા**—**ષોડશક પ્રકરણ** ઉપર ન્યાયાચાર્યે સંસ્કૃતમાં જે વ્યાખ્યા યાને વૃત્તિ રચી છે તેનો એના અતમાંની પુષ્પિકામાં **યોગદીપિકા** તરીકે ઉલ્લેખ છે. એની રચનામાં ઉપર્યુક્ત વિવરણનો સવિશેષ ઉપયોગ કરાયો છે. કોઈ કોઈ નવીન બાબત પણ અપાઈ છે. દા. ત અંતિમ અધિકારનું અંતિમ પદ્ય કર્તાના શિષ્યે રચ્યુ છે એમ બીજાઓ કહે છે એ વાત ઉપર્યુક્ત વિવરણમાં નથી

આઠમા અધિકારના ચોથા પદ્યનું સામાન્ય અને સક્ષિપ્ત સ્પષ્ટીકરણ વિવરણમાં છે, જ્યારે એનું વિસ્તૃત અને તાર્કિક દૃષ્ટિએ સ્પષ્ટીકરણ યોગદીપિકામાં છે એમાં મીમાંસકના, [૨]મણિકૃતના તેમ જ પ્રતિષ્ઠાની વિધિ ઉપર વિશેષ ભાર મૂકનારના મતોની આલોચના કરાઈ છે.

[૩]**ભાષાંતર**—ષોડશકના પહેલા આઠ અધિકારનું ગુજરાતીમાં વિવેચન સહિત ભાષાંતર કરાયુ છે.

---

૧. આ પ્રકાશિત છે.

૨. જુઓ પત્ર ૪૨ અ.

૩. આ પ્રકાશિત છે.

[1]**સમકિતના સડસઠ બોલની**[2]**સજ્ઝાય**—સમભાવભાવી **હરિ**-ભદ્રસૂરિજીએ **દંસણસુદ્ધિ** યાને **દરિસણસત્તરી** નામની સિત્તેર ગાથાની કૃતિ જ૦મ૦ માં રચ્યાનું મનાય છે. એના ઉપર **સંઘતિલકસૂરિજીએ** વિ. સં. ૧૪૨૨ માં આ કૃતિ ઉપર સંસ્કૃતમાં જે વૃત્તિ રચી છે તેમાં પ્રારંભમાં પત્ર ૨ આ માં આ કૃતિને **સમ્યક્ત્વ સપ્તતિકા** તરીકે અને એ વૃત્તિની પ્રશસ્તિ ( શ્લો. ૯ ) માં આ કૃતિનો **સમ્યક્ત્વસપ્તતિ** તરીકે ઉલ્લેખ છે આ મૂળ કૃતિની ગા. ૫–૬ એ કોઈ પૂર્વકાલીન મુનિવરની રચના છે – એ અવતરણ રૂપ છે./ એમાં સમ્યક્ત્વને અંગે નિમ્નલિખિત સડસઠ બાબતો (બોલ) ગણાવાયેલ છે : –

૪ શ્રદ્ધાન, ૩ લિંગ, ૧૦ વિનય, ૩ શુદ્ધિ, ૫ દોષ, ૮ પ્રભાવક, ૫ ભૂષણ, ૫ લક્ષણ, ૬ યતના, ૬ આકાર ( આગાર ), ૬ ભાવના અને ૬ સ્થાન.

આમ જે બાર વિષયો અહીં દર્શાવાયા છે તેની સમજણ એકેક ઢાલ દ્વારા ઉપર્યુક્ત સજ્ઝાયમાં અપાઈ છે.[3] આમ જે બાર ઢાલ રચાઈ છે તેની કડીઓની સંખ્યા નીચે મુજબ છે :—

---

૧. આ કૃતિ **ગૂ૦ સા૦ સ૦** ( વિ. ૧ પૃ ૩૧૭ ૩૨૯ )મા અને એ પૂર્વે ગુજરાતી સ્પષ્ટીકરણપૂર્વક આ કૃતિની ત્રીજી આવૃત્તિ મહેસાણાથી "યશોવિજયજી જૈન સસ્કૃત પાઠશાળા" તરફથી ઈ. સ ૧૯૦૮ મા પ્રકાશિત કરાઈ છે.

૨. કર્તાએ 'સજ્ઝાય' શબ્દ આ કૃતિમા કોઈ સ્થળે વાપર્યો નથી.

૩ મેં આ બાબત **વૈરાગ્યરસમંજરી**ના પાચમા ગુચ્છક (શ્લો. ૧૨૧–૧૫૮)ના સ્પષ્ટીકરણ (પૃ ૩૯૯–૪૬૯)માં રજૂ કરી છે એ પૂર્વે આને અગેનું મારું વક્તવ્ય મે **જૈન તત્ત્વપ્રદીપ**ના મારા વિસ્તૃત વિવેચન નામે **આર્હત-દર્શનદીપિકા** (પૃ. ૧૩૧–૧૪૪) માં આપ્યું છે.

૬, ૪, ૫, ૩, ૫, ૮, ૫, ૫, ૫, ૫, ૬ અને ૭.

આમ એકંદર ૬૮ કડી છે. શરૂઆતમાં ચાર કડી દુહામાં છે. તે ઉમેરતાં ૭૨ કડી ગણાય.

આ સજઝાયના અંતમાં કર્તાએ પોતાનો પરિચય વિબુધ નયવિજયજીના ચરણના સેવક વાચક જસ તરીકે આપ્યો છે.

બીજી ઢાલની તેરમી કડીમાં 'ઘેબર' નો ઉલ્લેખ છે.

છઠ્ઠી ઢાલમાં આઠ પ્રભાવકો પૈકી નિમ્નલિખિત છ નામ રજૂ કરાયાં છે :—

**નંદિષેણ**[1] (૨), **મલ્લવાદી** (૩), **ભદ્રબાહુ** (૪), **વયર** યાને **વજ્રસ્વામી** (૬), **કાલિક** (૭) અને **સિદ્ધસેન (દિવાકર)** (૮)

બારમી ઢાલમાં નીચે મુજબ છ સ્થાનક ગણાવાયાં છે :—

(૧) ચેતન છે. (૨) આત્મા નિત્ય છે. (૩) ચેતન કર્તા છે (૪) ચેતન ભોક્તા છે. (૫) પરમપદ યાને મોક્ષ છે. (૬) મોક્ષના ઉપાય સંયમ અને જ્ઞાન છે.

વિશેષમાં આ ઢાલના અંતમાં જ્ઞાન-નય અને ક્રિયા-નયનું નિરૂપણ સંક્ષેપમાં છે.

[2]**સમકિત-સુખલડીની**[3]**સજ્ઝાય**—યશોવિજયગણિએ આ છ કડીની નાનકડી કૃતિ દ્વારા રૂપકોની પરંપરા પૂરી પાડી છે. એમાં એમણે જિનશાસનને ચૌટું, સિદ્ધાંતને થાળ અને સમ્યક્ત્વને સુખડી કહ્યાં છે. વિશેષમાં એના ૬૭ બોલના જે બાર વર્ગ પડે છે તેનો અનુક્રમે નીચે મુજબની વાની તરીકે ઉલ્લેખ કર્યો છે :—

---

૧ આ પ્રભાવકનો અંક છે.

૨. આ કૃતિ **ગૂ૦ સા૦ સ૦** (વિ. ૧, પૃ. ૪૪૫-૬)મા પ્રસિદ્ધ કરાઇ છે.

૩. કર્તાએ આ શબ્દ વાપર્યો નથી.

સેવઇયા લાડુ, ફેણાં ( ? સૂતરફેણી )[1], દહુઠા ( ? દહીંથરા ), સખર સુહાળી (     ), ×[2], ×[3], જલેબી, ખાજા, ઘેબર, ગુંદવડાં નાગોરી પીડા ( પેંડા ) અને પૂરી.

[4]**હેતુગર્ભ પડિક્કમણની** [5]**સજ્ઝાય** ( વિ. સ. ૧૭૨૨ કે ૧૭૪૪ )—આ ગુજરાતી કૃતિનો પ્રારંભ દુહામાં રચાયેલી પ્રસ્તાવ રૂપ ચાર કડીથી કરાયો છે. ત્યાર બાદ ૧૯ ઢાલ છે. એની ગુજરાતીમાં રચાયેલી કડીઓની સંખ્યા નીચે મુજબ છે :—

૧૦, ૬, ૯, ૭, ૧૧, ૯, ૧૧, ૮, ૫, ૯, ૧૯, ૧૧, ૬, ૭, ૪, ૪૧, ૧૧, ૮ અને ૬[6].

૧૮ મી ઢાલ પછી ચાર દુહા છે. ૧૫ મી ઢાલમાં ત્રીજી કડી પછી એક પદ્ય પાઇયમાં છે. ૧૭ મી ઢાલમા સાતમી કડી પછી " यतः " ઉલ્લેખપૂર્વક એક પદ્ય સસ્કૃતમાં છે. આઠમી ઢાલમાં ઢાલ અને ત્રૂટક એમ અનુક્રમે ઉલ્લેખ છે. પ્રસ્તાવમાં કહ્યું છે કે જેને હેતુની રુચિ હોય તેને ઉદ્દેશીને હેતુ દેખાડાય છે.

---

૧. પુષ્ટિમાર્ગીય જનો સૂતરફેણીને 'ફેણીણી' કહે છે.

૨–૩ આઠ પ્રભાવક અને યતના માટે કોઈ મીઠાઇનો ઉલ્લેખ નથી.

૪. આ કૃતિ **પ્રતિક્રમણ હેતુગર્ભિત સ્વાધ્યાય**ના નામથી **ગૂ૦ સા૦ સં૦** ( વિ. ૧, પૃ. ૩૬૭–૩૯૯ )મા છપાવાઇ છે.

૫. કર્તાએ આદ્ય પદ્યમાં ' સજ્ઝાય ' શબ્દ વાપર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે :—

" હેતુગર્ભ પડિક્કમણનો, કરશુ સરસ સઝાય. "

અહીં ' સઝાય 'નો નરજાતિ તરીકે પ્રયોગ છે.

૬. આમ એકંદર ૧૯૮ કડી છે.

૧૯ ઢાલના વિષય અનુક્રમે નીચે પ્રમાણે છે :—

( ૧ ) પડિક્કમણ( પ્રતિક્રમણ )ના સામાયિકાદિ છ અધિકાર છે. અને એ દ્વારા ચારિત્રાદિકની શુદ્ધિ થાય છે. દૈવસિક અને રાત્રિક પ્રતિક્રમણના ઉત્સર્ગથી તેમજ અપવાદથી સમય દર્શાવાયા છે ઉત્સર્ગથી સૂર્ય અડધો ડૂબે–અસ્ત પામે એ દૈવસિક પ્રતિક્રમણનો સમય છે. અપવાદથી દૈવસિક પ્રતિક્રમણનો સમય મધ્યાહ્નથી માંડીને અર્ધરાત્રિ ( મધરાત ) સુધીનો છે, જ્યારે રાત્રિક પ્રતિક્રમણનો સમય અર્ધરાત્રિથી મધ્યાહ્ન સુધીનો છે. અંતમાં જિનેશ્વરને ' નૃપતિ ' કહ્યા છે અને ગુરુને ' મંત્રી ' કહ્યા છે.

( ૨ ) બાર અધિકારે ભાવ–જિન, દ્રવ્ય–જિન ઈત્યાદિને અનુક્રમે વંદના કહી છે. છેલ્લી કડીમાં ચાર ખમાસમણ ( ખમાસમણાં ) દઈને શ્રાવકને વંદન કરવાની વાત કહી છે.

( ૩ ) અતિચારોની શુદ્ધિ કેમ કરવી–કયુ સૂત્ર ક્યારે બોલવુ તે દર્શાવી અંતમાં પ્રતિક્રમણ એટલે સ્વસ્થાનકથી બહાર ગયેલાનું પાછા ( સ્વસ્થાને ) આવવું એવો અર્થ સૂચવી ' પ્રતિક્રમણ ' અર્થવાળા નિમ્નલિખિત આઠ પર્યાય ગણાવાયા છે :—

પડિક્કમણ ( પ્રતિક્રમણ ), પડિઅરણ ( પ્રતિચરણ ), પવત્તિ ( પ્રવૃત્તિ ), પરિહરણા ( પરિહરણા ), વારણા ( વારણા ), નિવત્તિ ( નિવૃત્તિ ), નિન્દા ( નિન્દા ), ગરહા ( ગર્હા ) અને સોહી ( શુદ્ધિ ).

( ૪–૬ ) આ ત્રણ ઢાલમાં દૈવસિક પ્રતિક્રમણની વિધિ દર્શાવાઈ છે.

પાંચમી ઢાલના અંતમાં કહ્યું છે કે દૈવસિક પ્રતિક્રમણમાં ગુરુ એક થુતિ ( સ્તુતિ ) કહે, જ્યારે પાક્ષિકાદિમાં ત્રણ કહે. સાધુ અને શ્રાવક સહુ સાથે ઊંચે સ્વરે થુઈ કહે.

છઠ્ઠી ઢાલની પહેલી કડીમાં કહ્યું છે કે શ્રાવિકા અને સાધ્વી "સંસારદાવાનલ"ની ત્રણ ગાથા બોલે.

અંતમાં 'પ્રતિક્રમણ' પદથી ક્રિયા, કર્તા અને કર્મ કેવી રીતે સમજવાં તે દર્શાવાયું છે.

( ૭ ) આ ઢાલમાં રાત્રિક પ્રતિક્રમણની વિધિ બતાવાઈ છે.

( ૮ ) આ ઢાલમાં પાક્ષિક, ચાતુર્માસિક અને વાર્ષિક એમ ત્રણ પ્રકારનાં પ્રતિક્રમણોની વિધિ દર્શાવાઈ છે.

( ૯ ) આ ઢાલમાં 'પડિક્કમણ' એટલે શું તે સૂચવાયું છે.

( ૧૦ ) આ ઢાલમાં પ્રતિક્રમણને અંગે માર્ગનું દૃષ્ટાંત આપી તેનો ઉપનય દર્શાવાયો છે.

( ૧૧ ) મનની ચંચળતા દર્શાવવા [૧]અનેક ઉદાહરણો અપાયાં છે. પ્રતિચરણાને સમજાવવા પ્રાસાદનું દૃષ્ટાંત આપી તેનો ઉપનય સમજાવાયો છે.

( ૧૨ ) પ્રતિહરણા સમજાવવા માટે દુગ્ધ-કાય યાને દૂધની કાવડનું દૃષ્ટાંત ઉપનયપૂર્વક અપાયું છે.

( ૧૩ ) વારણાને અંગે વિષથી મિશ્રિત તળાવનું ઉદાહરણ રજૂ કરી એનો ઉપનય દર્શાવાયો છે.

---

૧. દા. ત.–નદીને બાંધી શકાય, નહિ કે સમુદ્રને; નાનો પર્વત હોય તો ચઢાય, નહિ કે મેરુ; શરીરે બાથ ભીડાય, નહિ કે ગગનને; સરોવર તરી જવાય, નહિ કે સામી ગંગા; તેમ જ વચન અને શરીર બાંધી શકાય, નહિ કે મન.

(૧૪) નિવૃત્તિ પરત્વે રાજકન્યાનુ દૃષ્ટાંત ઉપનયસહિત અપાયું છે.

(૧૫) નિવૃત્તિને અંગે એક સાધુનું દૃષ્ટાંત અપાયુ છે. અને એક ગાથા પાઈયમાં અપાઈ છે. આમ નિવૃત્તિ પરત્વે બે દૃષ્ટાંત છે.

(૧૬) નિન્દા માટે [૧] ચિત્રકારની પુત્રીનું દૃષ્ટાંત સવિસ્તર અપાયુ છે. એ પુત્રી રાજાને પોતાને મહેલે રાખવા માટે દાસીને કોયડો રોજ એક રાતે પૂછે અને બીજી રાતે પોતે તેનો ઉત્તર આપે. આવા નીચે મુજબના કોયડા અહીં અપાયા છે :—

(૧) કોણ પરણે ?, (૨) રાત છે કે દિવસ ?, (૩) પેટીને કેટલા દિવસ થયા ?, (૪) રત્નો કેવી રીતે જાણ્યા ?, (૫) અગ્નિમાં કોણ પેસે ? અને (૬) સોનાનાં કડાં.

(૧૭) ગર્હા માટે પતિમારિકાનું એક દૃષ્ટાંત ઉપનયપૂર્વક અપાયુ છે. અહીં એક પદ્ય સંસ્કૃતમાં છે.

(૧૮) શુદ્ધિને અંગે વસ્ત્રનું દૃષ્ટાંત આપી એનો ઉપનય રજૂ કરાયો છે. વળી શોધિ માટે રાજા અને વૈદ્યનુ એક બીજું દૃષ્ટાંત અપાયું છે.

**રચના-વર્ષ અને રચના-સ્થળ**—છેલ્લી ઢાલમાં છેલ્લી કડીમાં પ્રસ્તુત સજ્ઝાય સૂરતમાં યુગ-યુગ-મુનિ-વિધુ વર્ષે એટલે કે વિ. સં. ૧૭૨૨ કે ૧૭૪૪ માં રચાયાનો ઉલ્લેખ છે, કેમકે ‘યુગ’થી બે તેમ જ ચાર એમ બે અંક દર્શાવાય છે.

**દૃષ્ટાંતો**—પ્રતિક્રમણથી માંડીને શોધિ માટે એકંદર દસ દૃષ્ટાંત અપાયા છે. તેમાં નિવૃત્તિ અને શોધિ માટેનાં બબ્બે દૃષ્ટાંતમાથી બીજું

૧. આ સબધમા મેં “મૂર્ખાસનનો ચોથો પાયો” નામના લેખમાં કેટલીક માહિતી આપી છે. આ લેખ “ગુજરાતી”મા તા. ૧૦-૪-’૪૯ ના અંકમા છપાયો છે.

બીજું દૃષ્ટાંત બાજુએ રાખતાં બાકીનાં આઠ દૃષ્ટાંતોનો નિર્દેશ **આવસ્સયની** નિજ્જુત્તિ( ગા. ૧૨૪૨ )માં કરાયો છે, જ્યારે એનું સંક્ષિપ્ત વિવેચન આ આગમની ચુણ્ણિ( ભા. ૨, પત્ર ૫૦–૬૨ )માં છે.

આ આઠે દૃષ્ટાંતો થોડાઘણા વિસ્તારથી શ્રાવકોને લગતાં પ્રતિક્રમણસૂત્રોને અંગેનાં કેટલાંક પુસ્તકોમાં અપાયાં છે. દા. ત. **શ્રી પ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધ-ટીકા** ( ભા. ૨, પરિશિષ્ટ ૩, પૃ. ૬૩૭–૬૪૯ ).

[1]**ધર્મસંગ્રહ** ( વિ. સં. ૧૭૩૧ )—આ ૧૫૯ પદ્યમાં સંસ્કૃતમાં અનુષ્ટુભ્‌મા રચાયેલી કૃતિ છે. એ ચાર અધિકારમાં વિભક્ત છે. એના નામ તેમ જ એની પદ્યસંખ્યા નીચે પ્રમાણે છે :—

---

૧. આ કૃતિ સ્વોપજ્ઞ વૃત્તિ તેમ જ ન્યાયાચાર્ય કૃત વૃત્તિને અંગેનાં ટિપ્પણો કે જે ચોખડા કૌંસમા અપાયા છે તે સહિત બે ભાગમાં “ દે૦ લા૦ જૈ૦ પુ૦ સસ્થા ” તરફથી ઈ. સ. ૧૯૧૫ અને ૧૯૧૮ મા અનુક્રમે પ્રસિદ્ધ કરાઈ છે. આ પૂર્વે આ કૃતિના પહેલા ૨૯ પદ્યો એને લગતી સ્વોપજ્ઞ વૃત્તિ તેમ જ એ બનેના ગુજરાતી ભાષાન્તર સહિત “જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ” તરફથી પાલીતાણાથી ઈ. સ. ૧૯૦૫ મા “ શ્રી ધર્મસગ્રહ ભાગ ૧ લો ” તરીકે છપાવાયાં હતાં. કાલાતરે આ કૃતિના પહેલા બે અધિકારોનું તેમ જ એની સ્વોપજ્ઞ વૃત્તિ પૂરતું અને એ વૃત્તિગત ન્યાયાચાર્યનાં ટિપ્પણોનું ભાષાન્તર મુનિશ્રી ભદ્રકરવિજયજીએ ( શ્રી વિજયસિદ્ધિસૂરિજીના શિષ્ય શ્રી વિજય-મેઘસૂરિજીના પ્રશિષ્યે ) કર્યું છે. એ મૂળના ૭૦ પદ્યો સહિત શ્રી. નરોત્તમદાસ મયાભાઇ શાહે વિ. સ. ૨૦૦૯ મા પ્રકાશિત કર્યું છે. એમાં અતમા સ્વોપજ્ઞ વૃત્તિની પ્રશસ્તિ ભાષાતર સહિત અપાઈ છે. મૂળના બાકીનાં પદ્યો ૭૧–૧૫૯ એના તેમ જ સ્વોપજ્ઞ વૃત્તિના શ્રી ભદ્રકરવિજયજીએ ગુજરાતીમા ટિપ્પણ-પૂર્વક કરેલા ભાષાંતર સહિત શ્રી અમૃતલાલ જેસિંગભાઇએ અમદાવાદથી વિ. સ. ૨૦૧૪ મા છપાવી છે. એમા સ્વોપજ્ઞ વૃત્તિમા જે ગ્રન્થોની સાક્ષી અપાઈ છે એ પૈકી ૧૫૧ ગ્રથોની નામાવલિ અપાઈ છે.

( ૧ ) સામાન્ય-ગૃહસ્થધર્મ ( ૧-૨૦ ), ( ૨ ) વિશેષ-ગૃહસ્થધર્મ ( ૨૧-૭૦ ), ( ૩ ) સાપેક્ષ યતિ(સાધુ)ધર્મ ( ૭૧-૧૫૩ ) અને ( ૪ ) નિરપેક્ષ યતિધર્મ ( ૧૫૪-૧૫૯ ).

આ કૃતિના રચનાર ઉપાધ્યાય માનવિજયગણિ છે. એઓ વિજયાનન્દસૂરિના શિષ્ય પંડિત શાન્તિવિજયના શિષ્ય થાય છે.

**સ્વોપજ્ઞવૃત્તિ**—આ નાનકડી કૃતિ ઉપર સંસ્કૃતમાં ગદ્યમાં ( પ્રશસ્તિનાં ૨૨ પદ્યોને બાદ કરતાં ) કર્તાએ જાતે વૃત્તિ રચી છે. એનું પરિમાણ ૧૪૪૪૩ ( ૧૪૬૦૨-૧૫૯ ) શ્લોક જેવડું છે. એની રચના અમદાવાદના વણિક ભતી( ? ની )આના પુત્ર શાન્તિદાસની પ્રાર્થનાથી કરાઈ હતી. એની પૂર્ણહુતિ વિ. સ. ૧૭૩૧ માં થઈ હતી. અને એનો પ્રથમાદર્શ કાન્તિવિજયજી ગણિએ તૈયાર કર્યો હતો.

આ વૃત્તિમાં માર્ગાનુસારીના ૩૫ ગુણો, ધર્મદેશના, શ્રાવકના ૨૧ ગુણો, સમ્યક્ત્વનું સ્વરૂપ, શ્રાવકોનાં બાર વ્રતો અને એના ૧૨૪ અતિચારો, શ્રાવકની દિનચર્યા, ભક્તિ-ચૈત્યાદિનું સ્વરૂપ, જિનપ્રતિમાની પૂજનવિધિ, પ્રતિક્રમણનાં સૂત્રોના અર્થ, દૈવસિકાદિ પ્રતિક્રમણની વિધિ, શ્રાવકનાં ચાતુર્માસિક અને વાર્ષિક કૃત્યો, જિનમંદિરને લગતી વિગતો, શ્રાવકની ૧૧ પ્રતિમા, સ્થવિરકલ્પીના તેમ જ જિનકલ્પી વગેરેના આચાર એમ વિવિધ બાબતો અનેક સાક્ષીપાઠપૂર્વક વિસ્તારથી વિચારાઈ છે. ચોથા અધિકારને અંગેની સ્વોપજ્ઞ વૃત્તિનું પરિમાણ સૌથી ઓછું છે. પ્રશસ્તિના ૧૦મા અને ૧૧મા પદ્યમા ન્યાયાચાર્યની પ્રશંસાપૂર્વક એમણે આ વૃત્તિનું સંશોધન કર્યા બદલ અને પાઠાંતર પ્રમાણે યોજનાદિ કર્યા બદલ ઉપકાર પ્રદર્શિત કરાયો છે. સામાચારીના નિરૂપણમાં એમણે સહાયતા કર્યાની વાત બારમા પદ્યમાં નિર્દેશાઈ છે. તેરમા પદ્યમાં સિદ્ધાન્તાદિમાં નિષ્ણાત "વાચક શક" લાવણ્યવિજયે આ શાસ્ત્રનું (વૃત્તિનુ) સશોધન કર્યાનો ઉલ્લેખ છે. આ જોતાં પ્રસ્તુત વૃત્તિના બે સંશોધક છે.

[1]ટિપ્પણ ( ઉ. વિ. સં. ૧૭૩૧ )—યશોવિજયગણિએ ઉપર્યુક્ત સ્વોપજ્ઞ વૃત્તિ ઉપર સંસ્કૃતમાં ટિપ્પણો રચ્યાં છે એમ મનાય છે. એનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયેલ છે.[2] આ ટિપ્પણનું પરિમાણ એક હજાર શ્લોક જેટલું હશે.[3]

[4]**માર્ગપરિશુદ્ધિ**—આ સંસ્કૃત ગ્રંથ ૨૭૦ પદ્યમાં રચાયેલો છે.

---

૧. આ ટિપ્પણો ન્યા૦ ય૦ સ્મૃ૦ ( પૃ ૨૦૦ )મા ન્યાયાચાર્યનાં હોવાનો ઉલ્લેખ છે. આ ટિપ્પણો "જૈ૦ આ૦ સ૦" તરફથી છપાયાનું અહીં કહ્યું છે તો તે શું ખરુ છે? "દે૦ લા૦ જૈ૦ પુ૦ સંસ્થા" તરફથી પ્રકાશિત પૂર્વભાગના તેમજ ઉત્તરભાગના પણ પત્ર ૧ અ, ઉપર નીચે મુજબ ઉલ્લેખ છે —

धर्मसंग्रहः ॥ [ न्यायविशारदन्यायाचार्यश्रीमद्यशोविजयप्रणीतान्तर्गतटिप्पणीसमेतः ]

એ મુજબ એવા ટિપ્પણો અપાયા છે. આમ આગમોદ્ધારક આનન્દસાગરસૂરિજી ટિપ્પણોના રચનાર યશોવિજયગણિ હોવાનુ માને છે

૨. જુઓ પૃ.

૩. જુઓ મારો લેખ નામે "ધર્મસગ્રહની સ્વોપજ્ઞ વૃત્તિના સશોધકો અને ટિપ્પણકાર." આ લેખ "આ૦ પ્ર૦" (પૃ. ૫૫, અ. ૯)મા છપાયો છે

૪. આ નાનકડો ગ્રથ "મુ૦ ક૦ જૈ૦ મો૦"માં પુષ્પાક ૯ તરીકે વિ. સ ૧૯૭૬ માં પ્રકાશિત કરાયો હતો. એનુ સપાદન પ. મોહનવિજયજી (પાછળથી મોહનસૂરિજી)એ કર્યું હતું. ત્યાર બાદ આ ગ્રથ "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સ. ૨૦૦૩ માં **જઈલક્ખણ સમુચ્ચય** અને **વીર સ્તવન** સહિત છપાવાયો છે. એમાં ૧૮ મા પદ્યથી ૨૮૬ મા પદ્ય સુધીના ૨૬૭ પદ્યો પૈકી પ્રાયઃ પ્રત્યેકના પ્રારભમા **પંચવત્થુગની** સવાદી ગાથાનો અક અપાયો છે અને ૧૭૮ મા પદ્ય માટે તો 'ટીકા' એવો પણ ઉલ્લેખ કરાયો છે. આમ જે અકો અપાયા છે તેથી આ પ્રકાશન સમૃદ્ધ અને વિશેષ ઉપયોગી બન્યું છે. હવે પછીના પ્રકાશનમાં સવાદી ગાથાઓ અપાશે તો એ વધારે લાભદાયી બનશે.

એના આપણે મુખ્ય પાંચ વિભાગ પાડી શકીએ :—

(૧) ગ્રંથની પીઠિકા[1] (૧-૪૮), (૨) દીક્ષાની વિધિ (૪૯-૮૮), (૩) ઉપસ્થાપનાની વિધિ (૮૯-૧૨૯), (૪) અનુયોગાનુજ્ઞા અને ગણાનુજ્ઞાની વિધિ (૧૩૦-૨૮૭), અને (૫) ઉપદેશનું રહસ્ય (૨૮૮-૩૧૮).

**સંતુલન**—સમભાવભાવી હરિભદ્રસૂરિજીએ [2]**પંચવત્થુગ** નામના પદ્યાત્મક ગ્રંથ દ્વારા મુનિમાર્ગની શરૂઆતથી તે એમની અંતિમક્રિયા—એમના વ્યવહારના ઉપર વેધક પ્રકાશ પાડ્યો છે. એમણે (૧) પ્રવ્રજ્યા, (૨) પ્રવ્રજિતોની રોજની ક્રિયા, (૩) ક્રિયાનિષ્ઠ મુનિને અંગેની ઉપસ્થાપના-વિધિ, (૪) અનુયોગ અને ગણની અનુજ્ઞાની વિધિ તેમ જ (૫) સંલેખનાની વિધિ. એમ પાંચ વસ્તુઓ—બાબતો વિસ્તારથી રજૂ કરી છે. એ પૈકી સંલેખનાને છોડી દઈને અને પ્રતિદિન ક્રિયાનો નામ માત્ર ઉલ્લેખ કરીને અને બાકીની ત્રણ બાબતો વિસ્તારથી દર્શાવી અને તેમ કરવા માટે **પંચવત્થુગ**નો ભારોભાર ઉપયોગ કરીને આ **માર્ગપરિશુદ્ધિ** નામનો ગ્રંથ તૈયાર કરાયો છે. અંતિમ બે પદ્યોમાં કર્તાની ગુરુપરંપરાનો નિર્દેશ છે.

૩૧૮ મા પદ્યમાં 'પરમાનન્દ' શબ્દનો પ્રયોગ કરાયો છે. પાંચમા પદ્યમાં સોમિલનો અને બારમામાં **માષતુષ**નો ઉલ્લેખ છે.

સ્યાદ્વાદ, નિશ્ચય અને વ્યવહાર વિષે કેટલીક માહિતી લગભગ શરૂઆતમાં અપાઈ છે.

---

૧. આ પદ્યાંક છે.

૨. આની માહિતી માટે જુઓ અ૦ જ૦ ૫૦ (ખંડ ૨) નો મારો અંગ્રેજી ઉપોદ્ઘાત (પૃ. ૨૭-૨૮) તેમ જ મ૦ યા૦ ઉ૦.

[1]**સામાચારી પયરણ**[2] ( સામાચારી પ્રકરણ )—આ પ્રકરણમાં જ૦ મ૦ માં રચાયેલાં ૧૦૧ પદ્યો છે. પ્રથમ પદ્યમાં કર્તાએ કહ્યું છે કે હે વર્ધમાન સ્વામી ! હું તારી સ્તુતિ કરીને કૃતાર્થ થાઉં. અંતિમ પદ્યમા પણ **વીર**નું સ્મરણ કરી કર્તાએ એમની પાસે સમ્યક્ત્વની યાચના કરી છે. બીજા પદ્યમાં આત્માને 'સામાચારી' તરીકે નિર્દેશ છે. ત્રીજા પદ્યમાં કહ્યું છે કે નિશ્ચયનય પ્રમાણે ઇચ્છાકારાદિથી ગ્રાહ્ય પરિણામ એ સામાચારી છે[3], જયારે વ્યવહારનય પ્રમાણે દશવિધ શબ્દ-પ્રયોગ 'સામાચારી' છે[4] ચોથા અને પાંચમા પદ્યમાં દશવિધ સામાચારીનાં નામ ગણાવાયાં છે. એ નામો એના નિરૂપણને લગતી પદ્યસંખ્યા સહિત હું નીચે મુજબ દર્શાવું છું :—

( ૧ ) ઇચ્છાકાર ( ૬–૧૯ ), ( ૨ ) મિથ્યાકાર ( ૨૦–૨૯ ), ( ૩ ) તથાકાર (૩૦–૩૫), (૪) આવશ્યકી (૩૬–૪૦), (૫) નૈષેધિકી ( ૪૧–૪૫ ), ( ૬ ) આપૃચ્છા ( ૪૬–૫૦ ), ( ૭ ) પ્રતિપૃચ્છા ( ૫૧–૫૪ ), ( ૮ ) છન્દના (૫૫–૬૧), ( ૯ ) નિમન્ત્રણા (૬૨–૬૮) અને ( ૧૦ ) ઉપસંપદ્ ( ૬૯–૯૭ ).

સોમા પદ્યમાં હિતકારી ઉપદેશ અપાયો છે.

પ્રસ્તુત કૃતિમાં દશ પ્રકારની સામાચારી ઉપર વેધક પ્રકાશ પડાયો છે. એ માટે નયોનો પણ ઉપયોગ કરાયો છે.

---

૧. આ કૃતિ સ્વોપજ્ઞ વિવરણસહિત, **આરાધક વિરાધક ચતુર્ભંગી** ( સટીક ) ની સાથે " જૈ૦ આ૦ સ૦ " તરફથી વિ. સ. ૧૯૭૩ માં પ્રકાશિત કરાઈ છે.

૨. આ નામ સ્વોપજ્ઞ વિવરણના પ્રારમ્ભના-આદ્ય પદ્યમાં અપાયુ છે.

૩. આ ભાવ-સામાચારી છે.

૪. આ દ્રવ્ય-સામાચારી છે.

[1]**સ્વોપજ્ઞ વિવરણ**—આ સંસ્કૃત વિવરણના પ્રારંભમાં એક પદ્ય છે, જ્યારે અંતમાં ગુરુપરંપરાના નિર્દેશપૂર્વકની અઢાર પદ્યોની પ્રશસ્તિ છે. બાકીનું લખાણ ગદ્યમાં છે. એમાં[2] અવારનવાર અવતરણો અપાયાં છે.

**સંતુલન અને મૂલ્યાંકન**—દશવિધ સામાચારી ઉત્તરજ્ઝયણ-( અ. ૨૬ )માં ૫૩ પદ્યોમાં સૌથી પ્રથમ જોવાય છે. એને અંગે ભદ્રબાહુસ્વામીજીએ, ચૂર્ણિકારે તેમ જ સમભાવભાવી હરિભદ્રસૂરિજી વગેરેએ એનું નિરૂપણ કર્યું છે, પરંતુ એ વિસ્તૃત નથી. ન્યાયાચાર્યે પૂર્વાચાર્યોની સામગ્રીનો યથેષ્ટ ઉપયોગ કરી એના દોહનરૂપે નવીન શૈલીમાં સાત નયો અનુસાર સામાન્ય સામાચારીનું નિરૂપણ કરી નિશ્ચય અને વ્યવહાર એ બે નયો પ્રમાણે એનાં વિશિષ્ટ લક્ષણો આપ્યાં છે.

સામાચારી એ ચારિત્રનો અંશ છે. એના [3]ઓઘ-સામાચારી, [4]પદવિભાગ-સામાચારી અને દશવિધ-સામાચારી એમ ત્રણ પ્રકાર છે. તેમાંના અંતિમ પ્રકારને અહીં સ્થાન અપાયું છે. એનો ક્રમ **પંચાસગ**માંના 'સામાયારી' નામના બારમા પંચાસગ પ્રમાણે છે. **ઉત્તરજ્ઝયણ**-( અ. ૨૬ )મા તો આવશ્યકી ઇત્યાદિ ક્રમે એ રજૂ કરાઈ છે.

---

૧. આ પ્રકાશિત છે

૨. પ્રકાશિત આ વૃત્તિમાં આનાં મૂળ સ્થળોનો નિર્દેશ નથી તેમ જ અંતમા પરિશિષ્ટ તરીકે અવતરણોની અકારાદિ ક્રમે સૂચી નથી.

૩. આના નિરૂપણ માટે જુઓ **ઓહનિજ્જુત્તિ**.

૪. આ વિષય નવમા પુવ્વમાથી લઈ છેયસુત્તરૂપે રચાયેલા ગ્રંથમાં ચર્ચાયો છે.

[1]જઇલક્ખણ( સમુચ્ચય ) ( યતિલક્ષણસમુચ્ચય )—આ જ૦ મ૦ માં રચાયેલા [2]પ્રકરણમાં ૨૨૭ પદ્યો આર્યામાં છે. પ્રથમ પદ્યમાં, સિદ્ધાર્થ નૃપતિના પુત્રને એટલે કે ભગવાન્ મહાવીરસ્વામીજીને પ્રણામ કરીને સૂત્રોમાં કહેલી નીતિ અનુસાર યતિનાં અર્થાત્ સાધુનાં લક્ષણ હુ કહીશ એમ કર્તાએ કહ્યું છે. બીજા પદ્યમાં પૂર્વાચાર્યોએ યતિનાં સાત લક્ષણ કહ્યાનો ઉલ્લેખ છે. ત્રીજા અને ચોથા પદ્યમાં સાત લક્ષણો નીચે મુજબ ગણાવાયાં છે :—

(૧) માર્ગાનુસારી ક્રિયા, (૨) પ્રજ્ઞાપનીયત્વ યાને શિક્ષા ગ્રહણ કરવાની યોગ્યતા, (૩) ઉત્તમ શ્રદ્ધા, (૪) ક્રિયાઓને વિષે અપ્રમાદ, (૫) શક્ય અનુષ્ઠાનનો આરંભ (આદર), (૬) ગુણોનો તીવ્ર અનુરાગ અને (૭) ગુરુની આજ્ઞાનું પરમ આરાધન.

આ સાત લક્ષણોનાં નિરૂપણરૂપ પદ્યોની સંખ્યા અનુક્રમે નીચે પ્રમાણે છે :—

૫–૩૦, ૩૧–૯૮, ૯૯–૧૦૦, ૧૦૧–૧૧૯, ૧૨૦–૧૩૫, ૧૩૬–૧૩૮, ૧૩૯–૨૨૫.

આમ જે સાત વિભાગો–અધિકારો પડે છે તેમાંના [3]વિષયો હું નીચે મુજબ દર્શાવુ છુ :—

---

૧. આ પ્રકરણ "ન્યા૦ ય૦ ગ્રં૦"( પત્ર ૭૧ અ– ૭૮ )માં વિ.સ. ૧૯૬૫ માં છપાવાયુ છે. ત્યાર બાદ સંસ્કૃત છાયા સહિત એ માર્ગપરિશુદ્ધિ ઇત્યાદિની સાથે સાથે એક જ પુસ્તકરૂપે ' જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સ. ૨૦૦૩ માં પ્રસિદ્ધ કરાયુ છે.

૨. ૨૧૩ મા પદ્યમા ' પગરણ ' શબ્દ કર્તાએ વાપર્યો છે.

૩. આની રૂપરેખા ન્યા૦ ય૦ ગ્રં૦ ના ઉપોદ્ઘાત ( પત્ર ૧૪ આ–૧૫ અ ) માં અને એને આધારે ન્યા૦ ય૦ સ્મૃ૦ (પૃ. ૧૯૬)માં આલેખાઈ છે.

( ૧ ) માર્ગની વ્યાખ્યા, સિદ્ધાન્તની રીતિ; સત્ અને અસત્ આચરણાનું સ્વરૂપ અને ગુરુની આજ્ઞા અનુસારના વર્તનથી કલ્યાણ.

( ૨ ) વિધિ-સૂત્ર, ઉદ્યમ-સૂત્ર, સ્તુતિ-સૂત્ર, ભય-સૂત્ર, ઉત્સર્ગ-સૂત્ર, અપવાદ-સૂત્ર, ઉત્સર્ગાપવાદ-સૂત્ર એમ સાત પ્રકારનાં સૂત્રોનો ઉલ્લેખ અને દેશનાની રીતિ.

( ૩ ) વિધિનુ બહુમાન, વિધિનુ જ્ઞાન, પ્રત્યાખ્યાન પાળવાની લાયકાત, તેમ જ વધની અને દયાની તરતમતા.

( ૪ ) મોક્ષદાયક સાધનોની સાધના કરવાની—અનુષ્ઠાનો કરવાની તીવ્ર અભિલાષા, ઉપદેશ કરવા યોગ્ય ગુણો તેમ જ દાન, પાત્ર ઇત્યાદિનું નિરૂપણ.

( ૫ ) સહનનાદિકની હીનતાને—નિર્બળતાને લક્ષ્યમાં લઈને અનુષ્ઠાન કરવાની રીત અને શુભ અધ્યવસાય-ભાવનુ રક્ષણ.

( ૬ ) ગુણીજનની પ્રશંસાની રીત.

( ૭ ) ગુરુકુળવાસની આવશ્યકતા, એકલવિહારીને લાગતાં દૂષણો, વિહારની રીતિ, ગુરુ અને શિષ્યના વાસ્તવિક ગુણો, સત્ય પ્રરૂપકની પ્રશંસા અને 'દુ.ષમા' કાળમા સાધુઓની વિદ્યમાનતા.

૨૨૧ મા પદ્યમાં કહ્યુ છે કે જે એમ કહે કે ધર્મ નથી, સામાયિક નથી અને વ્રતો પણ નથી તેને સર્વ સંઘે શ્રમણુસંઘની બહાર કાઢવો.

**ઉલ્લેખ**—આ કૃતિમા પાંચમા પદ્યમાં **ધમ્મરયણ**નો, ૮૦ મામાં **ભગવઈ**નો અને ૧૧૮ મા તેમ જ ૨૦૫ મામાં **ગચ્છાયાર**નો ઉલ્લેખ છે. ૭૧ મા પદ્યમાં **સંમઇ**નો ઉલ્લેખ કરી એ પછીનું ૭૨ મું પદ્ય એમાંથી અવતરણરૂપે અહીં અપાયુ છે.

**સન્તુલન**—સાધુનાં લક્ષણો દર્શાવતી પ્રાચીન કૃતિઓ આ સંબંધમાં વિચારી શકાય.

**છાયા**—પ્રસ્તુત કૃતિની સંસ્કૃત છાયા રચાઈ છે અને એ પ્રકાશિત છે.[1]

**વિવરણ**—પ્રસ્તુત કૃતિ ઉપર કોઈએ પાઇયમાં કે સંસ્કૃતમાં ટીકા રચી હોય કે કોઈએ પણ એનો ગુજરાતીમાં અનુવાદ કર્યો હોય એમ જણાતું નથી.

[2]**યતિધર્મ બત્રીસી**—આ કૃતિને કેટલાક **સંજમ બત્રીસી** કહે છે. આ બંને નામમાં જે 'બત્રીસી' શબ્દ છે તે આ કૃતિની પદ્યસંખ્યા જે બત્રીસની છે તેનું દ્યોતન કરે છે. પ્રસ્તુત કૃતિ [3]ગુજરાતીમાં 'દોહા'માં રચાયેલી છે એમાં જૈન યતિના એટલે કે મુનિના નિમ્નલિખિત [4]દસ ધર્મોનું નિરૂપણ છે :—

(૧) ક્ષમા, (૨) માર્દવ (મૃદુતા), (૩) આર્જવ (ઋજુતા યાને સરળતા), (૪) મુક્તિ યાને લોભનો ત્યાગ, (૫) તપ, (૬) [5]સંયમ, (૭) સત્ય, (૮) શૌચ યાને નિરતિચારતા, (૯) અકિંચનતા અને (૧૦) બ્રહ્મચર્ય.

---

૧. જુઓ પૃ. .

૨ આ ગૂ૦ સા૦ સં૦ (વિ ૧, પૃ. ૪૫૫–૪૫૮ માં પ્રકાશિત કરાઈ છે.

૩. ક્વચિત્ હિન્દીની છાંટ જોવાય છે.

૪ જુઓ **સમવાય** (સુત્ત ૧૦), ત૦ સૂ૦ (અ. ૯, સૂ. ૬) અને **પવયણસારુદ્ધાર** (ગા. ૫૫૪).

૫. આના સત્તર ભેદનો અહીં બાધેસારે ઉલ્લેખ છે. એ ભેદો **પવયણ-સારુદ્ધાર** (ગા. ૫૫૫) માં ગણાવાયા છે.

આ દસ ધર્મની બાબત પદ્ય ૨-૧૨ માં દર્શાવાઈ છે. એમાં ક્ષમાના તેમજ વચન-ધર્મના બબ્બે ભેદ સમજાવાયા છે: પહેલા અને ૨૬ મા પદ્યમાં ભાવ-યતિનું અને ભાવ-નિગ્રંથનું એકેક લક્ષણ અપાયું છે. પાપ-શ્રમણ વિષે કેટલુંક કથન છે. ૨૮ મા પદ્યમાં કહ્યું છે કે જનમનરંજન ધર્મનું મૂલ્ય એક બદામ જેટલું પણ નથી. અંતમાં કર્તાએ 'વાચક' તરીકે પોતાનો નિર્દેશ કર્યો છે.

**સાક્ષીરૂપ ગ્રંથો**—આ કૃતિમાં નિમ્નલિખિત ગ્રંથોની સાક્ષી અપાઈ છે:—

ઉત્તરાધ્યયન (૧૬), [1]ઉપદેશમાલા (૧૯), ગચ્છાચાર (૧૮), પંચાશક (૨૩), બૃહત્કલ્પભાષ(ષ્ય) (૨૦) અને સૂયગડાંગ (૧૫).

[2] **યતિદિનચર્યા**—આ કૃતિના કર્તા તરીકે 'તપા' ગચ્છના યશોવિજયનો ઉલ્લેખ કરી એની બે હાથપોથીઓની નોંધ જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૩૧૭) માં લેવાઈ છે. શું આ ન્યાયાચાર્યની કૃતિ[3] છે?

પ્રસ્તુત કૃતિ સંસ્કૃતમાં હશે. એની ભાષા એ હો યા નહિ, પરંતુ એનું નામ વિચારતાં એમાં જૈન મુનિઓની દિવસ પૂરતી ચર્યાનુ-કાર્યવાહીનું નિરૂપણ હોવું જોઈએ

**પાંચ મહાવ્રતોની ભાવનાની સજ્ઝાય**—આ કૃતિનો ઉલ્લેખ **ન્યા૦ ય૦. સ્મૃ૦** (પૃ ૨૦૩) માં છે, પરંતુ આ સજ્ઝાય મારા જોવામાં આવી નથી. જો એ સાચે જ ન્યાયાચાર્યની કૃતિ હોય તો એમાં પાચ મહાવ્રતોને અગેની ભાવનાઓનુ નિરૂપણ હશે.

---

૧. જુઓ ગા૦ ૪૧૨-૪૧૫.

૨. આ કૃતિ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થઈ હોય એમ જણાતુ નથી.

૩. ઉપાધ્યાયજીના નામે ચઢેલી આ નામની કૃતિ છે અને તે સસ્કૃત-પદ્યમય છે. એ અમુદ્રિત છે, પણ એમના નામે સાચી રીતે ચઢેલી છે કે કેમ? તે નિર્ણય કરવો બાકી છે—**સ પાદક.**

[1]**દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા**—આ સંસ્કૃત કૃતિ જે બત્રીસ પદ્યોવાળી એકેક એવી બત્રીશ દ્વાત્રિંશિકા ( બત્રીસી ) છે. તેમાં પહેલી એકત્રીસ દ્વાત્રિંશિકા 'અનુષ્ટુભ્' માં અને છેલ્લી 'રથોદ્ધતા' માં છે. એ પ્રત્યેકનુ નામ તે તે બત્રીસીના અંતમાની પુષ્પિકામાં છે એમ પ્રકાશિત આવૃત્તિ જોતાં જણાય છે આ નામો કર્તાએ યોજ્યાં છે કે અન્ય કોઈ એ- લહિયાએ તે જાણવું બાકી રહે છે. ગમે તેમ એ નામો તે તે દ્વાત્રિંશિકાના વિષયનું દ્યોતન કરે છે એ નામો 'દ્વાત્રિંશિકા' શબ્દને બાજુએ રાખી હું અહીં રજૂ કરું છું અને સાથે સાથે તે તે દ્વાત્રિંશિકાનો સંક્ષિપ્ત પરિચય પણ આપું છું :—

( ૧ ) **દાન૦**—આમાં અનુકંપા-દાન અને સુપાત્ર-દાન વિષે માહિતી અપાઈ છે. કયા દાનથી એકાંતે નિર્જરા થાય અને કયાથી અલ્પ નિર્જરા થાય એ વિષે અહીં સમજણ અપાઈ છે. લુબ્ધક અને કૂવાના દૃષ્ટાંતોનો તેમ જ **પ્રજ્ઞપ્તિ** અને **સૂત્રકૃત**નો અહીં ઉલ્લેખ જોવાય છે.

આને લગતી **ત૦દી૦**માં આધાકર્મિકનું સ્વરૂપ દર્શાવાયું છે.

---

૧. આ કૃતિ **તત્ત્વાર્થદીપિકા** નામની સ્વોપજ્ઞ વિવૃતિ સહિત "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦ "તરફથી વિ. સં. ૧૯૬૬ માં પ્રકાશિત કરાઈ છે **જિ૦ ર૦ કો૦** (વિ. ૧, પૃ. ૧૮૩)મા **અર્થદીપિકા**નો **તત્ત્વદીપિકા** તરીકે પણ ઉલ્લેખ છે. ઉપર્યુક્ત પ્રકાશનમાં સંસ્કૃત પ્રસ્તાવના દ્વારા બત્રીસ બત્રીસીઓના વિષયની ઝાંખી કરાવાઇ છે. **તત્ત્વદીપિકા**માંના અવતરણ પૈકી કોઇ કોઇના મૂળ દર્શાવાયા છે, પરંતુ મૂળ પદ્યોની અનુક્રમણિકા, અવતરણોની સૂચી ઇત્યાદિ વિશિષ્ટ સામગ્રીનો અભાવ છે. એ જોતાં તેમ જ આ પ્રકાશન મળતું નથી એથી એની સમીક્ષાત્મક આવૃત્તિ પ્રસિદ્ધ થવી ઘટે.

આના તેમ જ ૨૯મી સિવાયની બીજી બધી દ્વાત્રિંશિકાનાં અંતિમ પદ્યમાં 'પરમાનન્દ'[1] શબ્દ નજરે પડે છે ૨૯મીમાં આ અર્થવાચક પ્રયોગ છે.[2]

( ૨ ) **દેશના૦**—અહીં દેશનાને માટે યોગ્ય કોણ ગણાય અને શ્રોતાના ભેદ કેટલા છે એ દર્શાવી શ્રુત-જ્ઞાન, ચિન્તા-જ્ઞાન અને ભાવના-જ્ઞાનનું સ્વરૂપ સમજાવાયું છે. બાળ વગેરે જીવોને કેવી અને કયા ક્રમે દેશના આપવી એ બાબત પણ અહીં રજૂ કરાઈ છે **ત૦ દી૦** માં સજીવની-ચારના દૃષ્ટાંતનું સ્પષ્ટીકરણ છે.

( ૩ ) **માર્ગ૦**—માર્ગના આગમ અને આચરણા એમ બે ભેદ પાડી આચરણાની પ્રશસ્તતા અને અપ્રશસ્તતાનું, ધાર્મિકાભાસ મુનિનું અને સવિજ્ઞપાક્ષિકનું સ્વરૂપ દર્શાવાયુ છે. કેટલાક શ્રાવકો પણ ગુણવાન હોય એ બાબત નિર્દેશી સાધુ, શ્રાવક અને સંવિગ્નપક્ષી એ મોક્ષના ત્રણ માર્ગ છે, જ્યારે બાકીના સસારના છે એમ કહ્યું છે.

( ૪ ) **જિનમહત્ત્વ૦**—આ દ્વાત્રિંશિકામાં **આપ્તમીમાંસાના** આદ્ય પદ્યના ભાવાર્થરૂપ પ્રથમ પદ્ય છે અર્થાત્ એ દ્વારા કહ્યું છે કે બાહ્ય વિભૂતિ તો માયાવીમાં પણ સભવે છે એટલે એ દૃષ્ટિએ તીર્થંકર મહાન્ નથી. તીર્થંકરની વાણીની પ્રશંસા કરાઈ છે અને હરિભદ્રસૂરિજીના[3]

---

૧. આ શબ્દ **ત૦ દી૦** ની પ્રશસ્તિના નવમા પદ્યમાં પણ વપરાયો છે.

૨. " परस्य रतिसम्पद: "

૩. " पक्षपातो न मे वीरे " થી શરૂ થતુ પદ્ય ત્રીજા પદ્ય તરીકે ગૂંથી લેવાયુ છે.

વચન દ્વારા એનું સમર્થન કરાયું છે. તીર્થંકર જગતના કર્તા નથી વાસ્તે મહાન્ નથી એમ કહેવું ઉચિત નથી. એ વાત અસંખ્ય દાનને અંગે તેમ જ નિત્યનિર્દોષતા માટે પણ સમજવાની છે. ટૂંકમાં ઔદયિક ભાવો કરતાં ક્ષાયિક ભાવો–જ્ઞાનાદિને લઇને તીર્થંકરની મહત્તા છે એમ પ્રતિપાદન કરાયું છે. ૨૭મું પદ્ય અશુદ્ધ જણાય છે. **पदार्थ** ને બદલે **परार्थ** અને **अगूढ** ને બદલે **अमूढ** જોઈએ.

ત૦ દી૦ (પત્ર ૨૦ અ)માં જગત્કર્તૃત્વવાદનું નિરસન કરાયું છે.

(૫) **ભક્તિ૦**— જિનચૈત્ય અને જિનબિંબ તૈયાર કેવી રીતે કરવાં, એ માટે જમીનની શુદ્ધિ, અપ્રીતિનો પરિહાર, ભૃત્યોને આપવો જોઈતો સંતોષ ઇત્યાદિ બાબતો અહીં વર્ણવાઈ છે. પાંચ અને આઠ અંગે પૂજા, પૂજાર્થે સ્નાનની આવશ્યકતા વગેરે વિગતો પણ વિચારાઈ છે. આમ અહીં દ્રવ્યસ્તવરૂપ દ્રવ્યભક્તિનો વિષય ચર્ચાયો છે.

(૬) **સાધુસામગ્ર્ય૦**—આમાં વિષયપ્રતિભાસ, તથાત્મપરિણામમત્ અને તત્ત્વસંવેદન એમ જ્ઞાનના ત્રણ પ્રકારો અને એના અધિકારી તથા એનાં લિંગો, સર્વસંપત્કરી, પૌરુષઘ્ની અને વૃત્તિ એમ ત્રણ પ્રકારની ભિક્ષા, દુઃખાદિગર્ભિત એમ ત્રણ પ્રકારનો વૈરાગ્ય, ભાવની વિશુદ્ધિ અને મલિનતાનો પરિહાર એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે.

(૭) **ધર્મવ્યવસ્થા૦**—આના આદ્ય પદ્યમાં કહ્યું છે કે ધર્મની વ્યવસ્થા ભક્ષ્યાભક્ષ્યના વિવેકથી, ગમ્યાગમ્યના વિવેકથી, તપ અને વિશિષ્ટ દયાથી થાય છે, માંસભક્ષણ એ સ્વતંત્ર સાધનની તેમ જ પ્રસંગસાધનની એમ બંને અપેક્ષાએ અનુચિત છે. માંસ એ પ્રાણીનું અંગ હોવાથી અભક્ષ્ય છે એમ નહિ, પરંતુ માંસની પેશીમાં નિગોદના જીવો ઉત્પન્ન થાય છે એથી એ અભક્ષ્ય છે, [1]**મનુસ્મૃતિ** વગેરે વૈદિક ગ્રંથોમાં

૧. મૂળમાં આ નામ નથી. બાકી એમાંથી પદ્યો ગૂંથી લેવાયા છે.

તેમ જ બૌદ્ધ ગ્રન્થ નામે [1]લંકાવતારસૂત્ર માં માંસભક્ષણનો નિષેધ છે, ઈત્યાદિ બાબતો દ્વારા સાધુએ માસભક્ષણ ન કરવુ જોઈએ એમ અહીં કહેવાયું છે. મદિરાસેવનનો અને અબ્રહ્મનો નિષેધ કરી અને તપની આદરણીયતા દર્શાવી વ્યવહારથી અને નિશ્ચયથી અહિંસાનું સ્વરૂપ રજૂ કરાયું છે.

**ત૦ દી૦** (પત્ર ૧૪૦ અ) મા [2]**શીલપટલ** નામના બૌદ્ધ ગ્રન્થનો અને પત્ર ૩૯ અ માં ગમ્યાગમ્યના વિવેકની અનાવશ્યકતા માનનાર મંડલતંત્રવાદી વિષે ઉલ્લેખ છે. અહી કહ્યું છે કે એ મતનું ખંડન અન્યત્ર ખૂબ કરાયુ છે અને આગળ થોડુંક કરાશે.

( ૮ ) **વાદ૦**—આમાં શુષ્કવાદ, વિવાદ અને ધર્મવાદ એમ વાદના ત્રણ પ્રકારો, એના લક્ષણ અને ફળ દર્શાવાયાં છે. વિશેષમા એકાન્ત નિત્ય અને એકાન્ત અનિત્ય એ બે પક્ષ અસ્વીકાર્ય છે અને નિત્યાનિત્ય પક્ષ સ્વીકારવાથી અહિંસાની ઉત્પત્તિ છે, સત્ય વગેરે મહાવ્રતો અહિંસાની વાડરૂપ છે, પીડાના કર્તૃત્વથી અર્થાત્ પીડા માટે સ્વતંત્ર

---

૧. આનો ઉલ્લેખ હરિભદ્રસૂરિ કૃત **અષ્ટક પ્રકરણ**માના 'માસ ભક્ષણ દૂષણ' નામના સત્તરમા અષ્ટકના આઠમા પદ્યમાં છે. આ સંબંધમા વિશેષ માહિતી મેં મારા નિમ્નલિખિત લેખમાં આપી છે :—

"લંકાવતાર સૂત્ર અને શીલપટલ સબધી જૈન ઉલ્લેખો"

આ લેખ "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ. ૭૪, અ. ૧૦ અને ૧૧) મા બે કટકે છપાયો છે

૨ આનો ઉલ્લેખ **અષ્ટક પ્રકરણ**ની જિનેશ્વરસુરિ કૃત વૃત્તિ (પત્ર ૬૫ આ ) મા છે. આ સબધમા મે ABORI (VOL XXXVIII, PTS 3–4) મા છપાયેલા મારા લેખ નામે "A NOTE ON S'ILAPATALA" માં વિચાર કર્યો છે.

પ્રવૃત્તિ કરવાથી દેહના વિનાશથી અને દુષ્ટ આશયથી એટલે કે સંકલેશથી એમ હિંસાના ત્રણ પ્રકાર છે, ઇત્યાદિ બાબતો રજૂ કરાઈ છે.

ત૦ દી૦ (પત્ર ૪૭ આ–૪૮ અ) માં કહ્યું છે કે જેમ જૈનો પાંચ મહાવ્રતો ગણાવે છે તેમ ભાગવતો પાંચ વ્રતો અને પાંચ ઉપવ્રતો ગણાવે છે. વ્રતો તે પાંચ યમ છે અને પાંચ ઉપવ્રતો તે પાંચ નિયમ છે. પાશુપતો નીચે પ્રમાણે દશ ધર્મ ગણાવે છે :—

(૧) અહિંસા, (૨) સત્યવચન, (૩) અચૌર્ય, (૪) અકલ્પના, (૫) બ્રહ્મચર્ય, (૬) અક્રોધ, (૭) આર્જવ, (૮) શૌચ, (૯) સન્તોષ અને (૧૦) ગુરુની શુશ્રૂષા.[1]

વ્યાસના મતના અનુયાયી સાંખ્યો અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અવ્યવહાર એમ પાંચ યમ અને અક્રોધ, ગુરુની શુશ્રૂષા, શૌચ, આહારનુ લાઘવ અને અપ્રમાદ એમ પાંચ નિયમ ગણાવે છે. બૌદ્ધો નીચે મુજબ દશ 'અકુશલ' ગણાવે છે :—

(૧) હિંસા, (૨) ચોરી, (૩) અન્યથાકામ એટલે પારદાર્ય (પરસ્ત્રી–પણું), (૪) પૈશુન્ય, (૫) કઠોર, (૬) અસત્ય, (૭) સંભિન્ન આલાપ અર્થાત્ અસબદ્ધ ભાષણ, (૮) વ્યાપાદ યાને પરની પીડાનુ ચિન્તન, (૯) અભિધ્યા યાને ધનાદિ વિષે અસંતોષ અને (૧૦) દૃગ્વિપર્યય યાને મિથ્યાભિનિવેશ.[2]

( ૯ ) કથા૦—અર્થકથા, કામકથા, ધર્મકથા અને મિશ્રકથા એમ કથાના ચાર પ્રકારો દર્શાવી, ધર્મકથાના આક્ષેપણી ઇત્યાદિ ચાર ભેદો અને આક્ષેપણીના આચાર, વ્યવહાર, પ્રજ્ઞપ્તિ અને દૃષ્ટિવાદને

૧ આને લગતું અવતરણ ત૦ દી૦ માં અપાયું છે.

૨. આને લગતું અવતરણ કોઈ બૌદ્ધ ગ્રંથમાંથી અપાયુ છે

આશ્રીને ચાર અવાંતર ભેદો તેમ જ સાધુ કેવી કથા કહે અને કેવી ન કહે એ બાબતો અહીં વિચારાઈ છે.

(૧૦) **યોગલક્ષણ૦**—આના પ્રારંભમાં જૈન દૃષ્ટિએ યોગનું [1]લક્ષણ દર્શાવાયું છે. ત્યાર બાદ ભવાભિનંદીનું અને લોકપંક્તિનું સ્વરૂપ, ક્રિયાના પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ એ પાંચ આશયોનાં લક્ષણ તેમ જ ભાવથી શુદ્ધ ક્રિયાની મહત્તા એ બાબતો રજૂ કરાઈ છે. ૧૮ મા પદ્યમાં ગોપેન્દ્રનો અને ૨૬મા માં મંડૂકચૂર્ણનો ઉલ્લેખ છે.

(૧૧) **પાતંજલ યોગલક્ષણ વિચાર**—આનો પ્રારંભ પતંજલિ પ્રમાણે [2]યોગનુ, ચિત્તનુ અને ચિત્તની માન, ભ્રમ, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એ પાંચે વૃત્તિનુ એકેક લક્ષણ આપીને કરાયો છે. નિરોધના હેતુરૂપ અભ્યાસ અને વૈરાગ્યનાં લક્ષણ, આત્માને અપરિણામી-કૂટસ્થ અને પ્રકૃતિની એકતા માનવાથી ઉદ્‌ભવતા દોષો, કર્તાને મતે નિત્યોદિત અને અભિવ્યંગ્ય એમ બે પ્રકારની ચિચ્છક્તિ, પચ્ચીસ તત્ત્વના જ્ઞાનથી મુક્તિની અપ્રાપ્તિ, ઇત્યાદિ બાબતો વર્ણવાઈ છે

ત૦ દી૦માં પ્રસંગવશાત્ પતંજલિકૃત **યોગાનુશાસનમાંથી** કેટલાક સૂત્રો અવતરણ રૂપે અપાયાં છે. ૨૧ મા પદ્યમાં કૈવલ્યપાદનો જે ઉલ્લેખ છે એના સ્પષ્ટીકરણ તરીકે 'યોગાનુશાસનનો ચતુર્થ પાદ' એમ કહ્યું છે

પત્ર ૬૫ અ માં **ભોજના** ઉલ્લેખપૂર્વક એમની કોઈ કૃતિમાંથી નિમ્નલિખિત અવતરણ અપાયું છે :—

---

૧. મોક્ષની સાથે જોડનાર જ 'યોગ' છે.

૨. ચિત્તની વૃત્તિનો નિરોધ તે 'યોગ' એમ પતંજલિએ કહ્યુ છે.

" वस्तुनस्तथात्वमनपेक्षमाणो योऽध्यवसायः स विकल्प इत्युच्यते "

(૧૨) **પૂર્વસેવા૦**—પ્રારંભમાં યોગની પૂર્વસેવા તરીકે ગુરુ, દેવ વગેરેનું પૂજન, સદાચાર, તપ અને મુક્તિ પ્રત્યે અદ્વેષનો ઉલ્લેખ છે. એ તમામનું ત્યાર બાદ સ્પષ્ટીકરણ[1] છે. ચાન્દ્રાયણ, કૃચ્છ્ર, મૃત્યુઘ્ન અને પાપસૂદન એ ચાર પ્રકારના તપની સમજણ અપાઈ છે. દિદૃક્ષા, ભવબીજ, અવિદ્યા અને અનાદિ વાસના એ અનુક્રમે સાંખ્ય, શૈવ, વેદાન્તી અને બૌદ્ધની પરિભાષા છે.

(૧૩) **મુક્ત્યદ્વેષ પ્રાધાન્ય૦**—પૂર્વસેવાના પ્રકારોમાં મુક્તિ પ્રત્યે અદ્વેષ પ્રશંસનીય છે, એમ કહી, નવમા ગ્રૈવેયકની પ્રાપ્તિ પણ મુક્ત્યદ્વેષને આભારી છે એમ પ્રતિપાદન કરાયું છે. મુક્તિ, મુક્તિના ઉપાયો અને એ ઉપાયો યોજનાર એ ત્રણે પ્રત્યે અદ્વેષ રાખનાર ગુરુ વગેરેનુ પૂજન ન્યાય્ય છે, વિષાનુષ્ઠાન વગેરેમાં પહેલાં ત્રણ વર્જ્ય છે તેમ જ ફળની આશા ખરી રીતે ન રાખવી ઘટે ઇત્યાદિ બાબતો રજૂ કરાઈ છે.

**ત૦ દી૦( પત્ર ૭૮ અ )માં જે કલ્પલતાનો ઉલ્લેખ છે તે જ સ્યાદ્વાદકલ્પલતા છે ?**

(૧૪) **અપુનર્બન્ધક૦**—આમા અપુનર્બન્ધક જીવનું સ્વરૂપ સમજાવાયુ છે. તેમ કરતી વેળા કહ્યું છે કે અપુનર્બન્ધકની જ પૂર્વ સેવા મુખ્ય છે, જ્યારે અન્યની ઔપચારિક છે. ઈદૃશી અર્થાત્ સંક્લેશના અયોગને લઈને વિશિષ્ટ અને એષ્યદ્ભદ્રા એટલે કે કલ્યાણના અનુબન્ધ-વાળી પુરુષની પ્રકૃતિને આશ્રીને વ્યવહાર પ્રસિદ્ધ છે અને એ પ્રકૃતિથી જ

૧. શ્લો. ૧૩–૧૬ માં સદાચારો ગણાવાયા છે. આ વિષે વિશેષ માહિતી મેં " ન્યાયાચાર્યે નિર્દેશેલા સદાચાર " નામના લેખમાં આપી છે.

શાન્ત અને ઉદાત્ત થવાય છે અને તેમ થતાં સંસાર અને મોક્ષનાં બીજ, સ્વરૂપ અને ફળ વિચારાય છે ઇત્યાદિ બાબતો અહીં રજૂ કરાઈ છે.

પંદરમા પદ્યમાં ગોપેન્દ્રનો અને ૨૪ મામાં દર્દુરચૂર્ણનો ઉલ્લેખ છે.

(૧૫) **સમ્યગ્દૃષ્ટિ૦**—આમાં સમ્યગ્દૃષ્ટિનાં શુશ્રૂષા, ધર્મનો રાગ અને ગુરુ વગેરેનું પૂજન એમ ત્રણ લિંગ દર્શાવાયાં છે. યથાપ્રવૃત્તિ ઇત્યાદિ ત્રણ કરણ, સમ્યગ્દૃષ્ટિની બોધિસત્ત્વ સાથે તુલના, શિષ્ટત્વના લક્ષણની મીમાંસા તેમ જ સમ્યક્શ્રુતનું લક્ષણ એ બાબતો પણ વિચારાઈ છે.

ત૦ દી૦—(પત્ર ૯૧ અ)માં પીઠ અને મહાપીઠનો 'મુણ્ડકેવલી' તરીકે ઉલ્લેખ છે.

(૧૬) **ઈશાનુગ્રહવિચાર૦**—પતંજલિના મત મુજબનું મહેશનું લક્ષણ, આજ્ઞાના પાલનરૂપ અનુગ્રહનું નિરાકરણ, વ્યાધિ વગેરે વિઘ્નોનો નિર્દેશ, જપનું ફળ, અને માધ્યસ્થ્ય ગુણોનું રાગપૂર્વકનું અનુષ્ઠાન એમ અનેક બાબતો અહીં વિચારાઈ છે. શ્લો. ૧૬ માં કાલાતીતનો અને શ્લો. ૨૭ માં વ્યાસનો ઉલ્લેખ છે

ત૦ દી૦ માં પાતંજલ યોગદર્શનમાંથી કેટલાંક સૂત્રો અપાયાં છે.

(૧૭) **દૈવપુરુષકાર૦**—અહીં કહ્યું છે કે દૈવ એટલે પોતાનું કર્મ અને પુરુષાકાર એટલે પોતાનો પ્રયત્ન. નિશ્ચય-નય અને વ્યવહાર-નય પ્રમાણે આ બેનુ સ્વરૂપ અહીં આલેખાયુ છે. નિશ્ચય-નય પ્રમાણે બંને સ્વતંત્ર છે, જ્યારે વ્યવહાર-નય પ્રમાણે સાપેક્ષ છે. અન્તિમ

પુદ્ગલપરાવર્તમાં દૈવ ઉપર પુરુષકાર [1]પ્રાયઃ વિજય મેળવે છે, અને એથી નવ પલ્યોપમ બાકી હોય ત્યારે ચારિત્ર મળે છે એ બાબતો તેમ જ ચારિત્રનાં લિંગો વિષે અહીં નિરૂપણ છે.

(૧૮) યોગભેદ૨—અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિનો ક્ષય એમ યોગના પાંચ પ્રકારો ગણાવી અહીં એના લક્ષણ આપી ફળ દર્શાવાયાં છે. મૈત્રી વગેરે ચાર ભાવના, ધ્યાન અને એના દોષાદિ તેમ જ સમિતિ અને ગુપ્તિ વિષે કેટલુક નિરૂપણ છે.

(૧૯) યોગવિવેક૦—આમાં નિમ્નલિખિત બાબતોને સ્થાન અપાયું છે :—

ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એમ યોગના ત્રણ પ્રકારોનાં લક્ષણ અને એના અધિકારી, પ્રાતિભજ્ઞાનનો શ્રુત અને કેવલ-જ્ઞાનથી ભેદાભેદ, એ જ્ઞાનનો [2]ઋતુંભર તરીકે નિર્દેશ, સામર્થ્યયોગના ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ એવા બે પ્રકારોનું નિરૂપણ[3], કુલયોગી અને પ્રવૃત્તચક્રયોગીનાં લક્ષણ, યોગાવંચક, ક્રિયાવંચક અને ફલાવંચક એમ અવંચકના ત્રણ પ્રકારો તેમ જ ઇચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થૈર્યયમ અને સિદ્ધિયમ એમ ચતુર્વિધ યમનાં લક્ષણ.

નવમા પદ્યમાં વ્યાસનો ઉલ્લેખ છે.

---

૧. આથી નંદિષેણ અપવાદરૂપ છે એમ ત૦ ટી૦ (પત્ર ૧૦૭ અ)માં કહ્યું છે.

૨. આ નિર્દેશ પાતંજલ યોગદર્શનને આશ્રીને કર્યો છે. જુઓ ऋतुम्भरा तत्र प्रज्ञा ॥ १•४८ ॥ —સંપાદક

૩. વ્યવહારનય અને નિશ્ચયનયને લક્ષીને તાત્ત્વિકતાનો અહીં વિચાર કરાયો છે.

(૨૦) યોગાવતાર૯—અહીં પતંજલિના મતે યોગના સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એવા બે પ્રકારો દર્શાવી સંપ્રજ્ઞાતના વિતર્કાદિને લઈને ચાર ઉપપ્રકારો વર્ણવ્યા છે. ત્યાર બાદ સમાપત્તિનું લક્ષણ અને એના પ્રકારો તેમ જ આત્માના બહિરાત્મા વગેરે ત્રણ પ્રકારો દર્શાવાયા છે. ત્યાર પછી સાચી શ્રદ્ધાથી યુક્ત બોધ તે દૃષ્ટિ એમ કહી એના મિત્રા વગેરે આઠ પ્રકારો, એને અંગે તૃણાદિની ઉપમા, એના અધિકારીઓ ઇત્યાદિ બાબતો રજૂ કરાઈ છે.

ત૦ દી૦—( પત્ર ૧૨૫ અ ) માં ભદન્તભાસ્કરનો ઉલ્લેખ છે.

ત૦ દી૦ માં પાતજલ યોગદર્શનમાંથી કેટલાક સૂત્રો અપાયાં છે.

આ વીસમી દ્વાત્રિંશિકામાંના વીસમા પદ્યમાં "महर्षिभिरुक्तम्" એવો ઉલ્લેખ કરી ત૦ દી૦ ( પત્ર ૧૨૩ અ ) માં ન્યાયાચાર્યે દિગંબર ગ્રન્થમાંથી[1] સાક્ષી આપી છે અને એને અંગે એમણે નીચે મુજબનું વિધાન કર્યું છે :—

"'न चैतद्गाथाकर्तृदिगम्बरत्वेन महर्षित्वाभिधानं न निरवद्यम्' इति मूढधिया शङ्कनीयम्, सत्यार्थकथनगुणेन व्यासादीनामपि हरिभद्राचार्यैस्तथाऽभिधानादिति ।"

કહેવાની મતલબ એ છે કે આ ગાથાના કર્તા દિગંબર છે તો પછી એમને 'મહર્ષિ' કહેવા તે નિરવદ્ય ન ગણાય એવી શંકા મૂઢમતિએ ન કરવી જોઈએ, કેમકે વ્યાસ વગેરેએ સત્ય અર્થનું કથન કરેલું હોવાથી એટલે કે તાત્ત્વિક વસ્તુને કહેવાના ગુણને લક્ષ્યમાં રાખીને હરિભદ્રસૂરિજીએ એમને 'મહર્ષિ' કહ્યા છે

---

૧. जो जाणइ(दि) अरहन्ते(न्त) दव्वत्तगुणत्तपज्जयत्तेहिं ।
सो जाणइ(दि) अप्पाणं मोहो खलु जाइ(दि) तस्स लयं ॥"

આ **પવયણસાર**ના પ્રથમ અધિકારનું ૮૦ મું પદ્ય છે.

( ૨૧ ) મિત્રા૦—આમાં મિત્રાનું લક્ષણ, અહિંસાદિ પાંચ યમ, ૨૭ ( ૩ × ૩ × ૩ ) વિતર્કો, યોગનાં બીજ અને એનો લાભ એમ વિવિધ બાબતો આલેખાઈ છે.

ત૦ દી૦માં પાતંજલ યોગદર્શનમાંથી કેટલાક સૂત્રો અપાયાં છે.

( ૨૨ ) તારાદિત્રય૦—આમાં તારા, બલા અને દીપ્રા એ ત્રણ દૃષ્ટિનું નિરૂપણ છે. સાથે સાથે શૌચાદિ પાંચ નિયમો અને એનાં ફળ, તત્ત્વના શ્રવણની ઇચ્છા ( તત્ત્વશુશ્રૂષા ) અને પ્રણિધાનનું સ્વરૂપ, બહિર્વૃત્તિ, અન્તર્વૃત્તિ અને સ્તમ્ભવૃત્તિનો રેચક, પૂરક અને કુંભક તરીકે નિર્દેશ, પતંજલિએ દર્શાવેલા પ્રાણાયામની કોઈકને ઉપયોગિતા, ધર્મનું પ્રાણો–જીવન કરતાં મહત્ત્વ તેમ જ વેદ્યસંવેદ્ય પદ અને અવેદ્યસંવેદ્ય પદની સમજણ એમ વિવિધ વાનગી પિરસાઈ છે.

( ૨૩ ) કુતર્કગ્રહનિવૃત્તિ૦—આમાં કુતર્કનું સ્વરૂપ, એની હેયતા, બુદ્ધિ, જ્ઞાન અને અસંમોહ એમ બોધના ત્રણ પ્રકારો,' સદનુષ્ઠાનનું લક્ષણ, કાળ, નય વગેરેને લઈને દેશનાઓમાં ભિન્નતા ઇત્યાદિ બાબતો ચર્ચાઈ છે.

( ૨૪ ) સદ્દૃષ્ટિ૦—પ્રત્યાહાર અને ધારણાનાં લક્ષણ તેમ જ સ્થિરા, કાન્તા અને પ્રભા એ ત્રણ દૃષ્ટિનું સ્વરૂપ, ધર્મના ફળરૂપ ભોગની હેયતા, 'પ્રભા'દૃષ્ટિમાં અસંગાનુષ્ઠાન અને નિર્વૃતિથી થતો લાભ એમ વિવિધ બાબતો અહીં નિરૂપાઈ છે.

ત૦દી૦માં પાતંજલના યોગદર્શનમાંથી કેટલાંક સૂત્ર અપાયાં છે.

( ૨૫ ) ક્લેશહાનોપાય૦—અહીં કહ્યું છે કે ક્લેશનો નાશ નિર્મળ જ્ઞાન અને શુદ્ધ ક્રિયાથી થઈ શકે, નહિ કે નૈરાત્મ્યદર્શનથી, વિવેક-ખ્યાતિથી અથવા અંતિમ દુઃખના નાશથી.

આમ અહીં અજૈન ઉપાયોનું નિરસન કરાયું છે.

ત૦દી૦માં પાતંજલ **યોગદર્શન**માંથી અવતરણો અપાયાં છે.

(૨૬) **યોગમાહાત્મ્ય૦**—આમાં યોગનો મહિમા વર્ણવાયો છે. વિશેષમાં ધારણાદિ સંયમથી **પાતંજલિ**ના મતે જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે ગણાવાઇ છે. અંતમાં શુદ્ધ સંયમનું સ્વરૂપ સમજાવાયું છે. આગળ જતાં યોગના પ્રભાવે ચિલાતીપુત્ર, દૃઢપ્રહારી અને મરુદેવા મોક્ષે ગયા અને **ભરત**ને કેવલજ્ઞાન થયું એમ કહ્યુ છે.

ત૦ દી૦માં પાતંજલ **યોગદર્શન**માથી કેટલાક સૂત્રો અપાયાં છે. એના પત્ર ૧૫૭ આ માં **ભોજ**નો ઉલ્લેખ છે.

(૨૭) **ભિક્ષુ૦**—આમાં ભાવ-ભિક્ષુ અને દ્રવ્ય-ભિક્ષુનું સ્વરૂપ દર્શાવાયું છે. વળી ભિક્ષુના પર્યાયો પણ અપાયા છે.

(૨૮) **દીક્ષા૦**—આમાં દીક્ષાની વ્યુત્પત્તિ, દીક્ષા આપવાની વિધિ, વચનક્ષાન્તિ અને ધર્મક્ષાન્તિ એમ ક્ષાન્તિના (ક્ષમાના) બે પ્રકાર, ક્ષાન્તિના ઉપકાર, અપકાર, વિપાક, વચન અને ધર્મની અપેક્ષાએ પાંચ પ્રકાર, પ્રીતિ વગેરે ચાર અનુષ્ઠાનો અને પહેલાં બે અનુષ્ઠાનમાં ત્રણ પ્રકારની ક્ષાન્તિ અને છેલ્લાં બેમાં બાકીની બે જાતની ક્ષાન્તિ, અતિચારો, સદ્દીક્ષાનું સ્વરૂપ તથા દીક્ષા પરત્વે દિગંબરોની ભ્રાન્તિ (શ્લો. ૪૧) એમ વિવિધ બાબતો વિચારાઈ છે. શ્લો. ૧૩ માં વસન્તનૃપનો અર્થાત્ હોળીના રાજાનો ઉલ્લેખ છે.

(૨૯) **વિનય૦**—વિનયની વ્યુત્પત્તિ, વિનયના જ્ઞાનાદિની અપેક્ષાએ પાંચ પ્રકાર, કાયિક, વાચિક અને માનસિક વિનયના અનુક્રમે આઠ, ચાર અને બે પ્રકારો અને અરિહંત, સિદ્ધ, કુળ, આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, ગણ, સંઘ, ક્રિયા, ધર્મ, જ્ઞાન, જ્ઞાની અને ગણિ એ તેર પૈકી

પ્રત્યેકના ભક્તિ, બહુમાન, પ્રશંસા અને અનાશાતનાને લક્ષીને ચચ્ચાર ઉપપ્રકાર[1], પર્યાયહીન પાઠકની વન્દ્યતા અને વિનયનાં વિવિધ ફળ એમ અનેક બાબતો અહીં આલેખાઈ છે.

( ૩૦ ) કેવલિભુક્તિવ્યવસ્થાપન૦—આનાં પ્રારંભનાં પાંચ પદ્યોમાં કેવલીને કવલાહાર ન હોઇ શકે એ માટે દિગંબરો તરફથી રજૂ થતી દલીલો અપાઈ છે અને ત્યાર બાદ પ્રત્યેક દલીલનું યુક્તિપૂર્વક ખંડન કરાયું છે.

ત૦ દી૦ (પત્ર ૧૭૭ અ) મા **परद्रव्यम्मि**વાળું પદ્ય ન્યાયાચાર્યે પોતાની એક કૃતિમાંથી આપ્યું છે. વિશેષમા અહી સમન્તભદ્રના ઉલ્લેખપૂર્વક **अनात्मार्थं विना** થી શરૂ થતું પદ્ય પણ આપ્યુ છે.

( ૩૧ ) મુક્તિ૦—આમાં મુક્તિના સ્વરૂપ સબધી નિમ્નલિખિત અજૈન મંતવ્યો રજૂ કરી કેટલાકનાં પ્રરૂપકોનો ઉલ્લેખ કરી તે તે મંતવ્યનું નિરસન કરાયું છે અને પ્રસંગવશાત્ જૈન મતનું સ્થાપન કરાયું છે :—

(१) **"परो दुःखध्वंसो मुक्तिः"**
(२) **परमात्मनि जीवात्मलयो मुक्तिः** — ત્રિદંડી
(३) **आलयविज्ञानसन्ततिर्मुक्तिः** — બૌદ્ધ
(४) **स्वातन्त्र्यं मुक्तिः**
(५) **पुंसः स्वरूपावस्थानं मुक्तिः** — સાંખ્ય
(६) **अग्रिमानुत्पादसङ्गता पूर्वचित्तनिवृत्तिर्मुक्तिः**
(७) **आत्महानं मुक्तिः** — ચાર્વાક

---

૧. એકંદર બાવન ઉપપ્રકારો.

(૮) नित्योत्कृष्टसुखव्यक्तिर्मुक्तिः — तौतातिक

(૯) अविद्यायां निवृत्तायां विविक्तता मुक्तिः — વેદાંતી

૧૯ મા પદ્યમાં નયોનું નિરૂપણ છે.

ત૦ દી૦ (પત્ર ૧૮૨ અ) માં ન્યાયાલોકનો ઉલ્લેખ છે, જ્યારે ૧૮૦ અ માં વર્ધમાનગ્રન્થનો છે.

(૩૨) સજ્જનસ્તુતિ—આના પહેલાં અઢાર પદ્યોમાં સજ્જનના ગુણો, દુર્જનના દોષો, ખલ(દુર્જન)ના વચનોનુ નિરસન અને સજ્જનનુ કાર્ય એ બાબતો વિચારાઇ છે. ત્યાર બાદ વિજયદેવસૂરિથી માંડીને મુનિવરોની પ્રશસ્તિ, કાશીમાં પઠન, ગુરુનું સ્મરણ ઇત્યાદિ વિષયો પણ હાથ ધરાયા છે.

તત્ત્વાર્થદીપિકા—આ દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા ઉપરની સ્વોપજ્ઞ સંસ્કૃત વિવૃતિનુ નામ છે એમ એ વિવૃતિની પ્રશસ્તિનુ છઠ્ઠું પદ્ય જોતા જણાય છે. એ પ્રશસ્તિના અંતિમ–દસમા પદ્યમાં સસૂત્ર તત્ત્વાર્થદીપિકાનુ પરિમાણુ નીચે મુજબ દર્શાવાયુ છે :—

> "प्रत्यक्षरं ससूत्राद्या अस्या मानमनुष्टुभाम् ।
> शतानि च सहस्राणि पञ्चपञ्चाशदेव च ॥ १० ॥"

આ ઉપરથી તત્ત્વાર્થદીપિકાનું પરિમાણુ ૫૫૦૦–૧૦૨૪ અર્થાત્ ૪૪૭૬ શ્લોકનું ગણાય છે.

પત્ર ૨૧ અ માં સ્યાદ્વાદ કલ્પલતા જોવાની ભલામણુ કરાઈ છે.

તત્ત્વાર્થદીપિકા મૂળ કૃતિના[1] મોટા ભાગના સ્પષ્ટીકરણની ગરજ સારે છે. એમાં કેટલીક વાર નવ્ય ન્યાયની છાંટ જોવાય છે. કોઈ કોઈ અવતરણો અપાયાં છે. અંતમાં દસ પદ્યની પ્રશસ્તિ દ્વારા કર્તાએ હીરવિજયસૂરિથી માંડીને પોતાની ગુરુપરંપરા વર્ણવી છે.

**ક્રમની સકારણતા**—બત્રીસ દ્વાત્રિંશિકાઓ જે ક્રમે રજૂ કરાઈ છે તે ક્રમ કેવી રીતે યુક્તિયુક્ત છે એ બાબત ત૦ દી૦ માં વિચારાઈ છે. બીજી દ્વાત્રિંશિકાને અગેની ત૦ દી૦ ના પ્રારંભમાં એ દ્વાત્રિંશિકાનો પહેલી સાથેનો સંબંધ દર્શાવાયો છે. એવી રીતે ત્રીજીનો બીજી સાથેનો સંબંધ ત્રીજીને લગતી ત૦ દી૦ ના પ્રારંભમાં જણાવાયો છે. આમ ઉત્તરોત્તર કાર્ય કરાયું છે.

**યોગદર્શન**—દ્વા૦ ૧૬, ૨૦, ૨૧ અને ૨૪–૨૬ ને અગેની ત૦ દી૦ માં યોગદર્શનમાંથી સૂત્રો ઉદ્ધૃત કરાયાં છે.

**ટિપ્પણ**—"જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી પ્રકાશિત સવિવૃતિ મૂળ કૃતિની પ્રથમ દ્વાત્રિંશિકાના આદ્ય અઢાર પદ્યો ઉપર તેમ જ ૨૧ મી અને ૨૫ મી દ્વાત્રિંશિકાના એકેક પદ્ય ઉપર આનન્દસાગરસૂરિજીએ સંસ્કૃતમાં ટિપ્પણો રચ્યાં છે. એ મુદ્રિત પ્રતિ અહીંના જૈનાનન્દ પુસ્તકાલયમાં છે.

**અનુવાદ**—મૂળ કૃતિનું મહત્ત્વ જોતાં એનો ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષામાં અનુવાદ ક્યારનોએ પ્રસિદ્ધ થવો જોઈતો હતો પણ તેમ થયેલું જણાતું નથી એથી આશ્ચર્ય થાય છે.

---

1. અંતિમ દ્વાત્રિંશિકાને અંગે કશું સ્પષ્ટીકરણ નથી. આવી હકીકત કેટલીક દ્વાત્રિંશિકાના કોઈ કોઈ પદ્ય પરત્વે પણ જોવાય છે.

[1]ગુરુતત્તવિણિચ્છય[2] (ગુરુતત્ત્વવિનિશ્ચય) (ઉ. વિ. સં. ૧૭૩૩)—આ પ્રાસાદિક કૃતિ જ૦ મ૦ માં ચાર ઉલ્લાસમાં રચાઈ છે. એની પદ્યસંખ્યા અનુક્રમે નીચે મુજબ છે —

૨૦૮, ૩૪૩, ૧૮૮ અને ૧૬૬.

આમ એકંદર ૯૦૫ ગાથામાંથી કેટલીક તો પૂર્વાચાર્યોએ રચેલી કૃતિઓમાંથી અહીં વણી લેવાઈ છે અને એનો ઉલ્લેખ સ્વોપજ્ઞ વૃત્તિમાં કરાયો છે.

**વિષય**—પ્રથમ ઉલ્લાસમાં વ્યવહાર-દૃષ્ટિનું અને નિશ્ચય-દૃષ્ટિનું સ્વરૂપ દાખલાદલીલથી સમજાવાયું છે.

બીજા ઉલ્લાસમાં આગમાદિ પાંચ વ્યવહારોનું નિરૂપણ કરાયું છે. તેમ કરતી વેળા તર્ક અને સિદ્ધાન્તનું સમતોલપણું સચવાયું છે.

ત્રીજા ઉલ્લાસમાં પાર્શ્વસ્થાદિ કુગુરુઓનું વિસ્તૃત વર્ણન છે. એમાં ઉપસંપદ્ લેવાની એટલે કે ગચ્છાન્તર કરવાની પરિપાટીનું વર્ણન એટલું બધું વિશદ, વ્યવસ્થિત અને વિશાળ સ્વરૂપે અપાયું છે કે જૈન સંઘનો અને ખાસ કરીને શ્રમણસંઘનો સમુચિત બંધારણનો ઇતિહાસ એ પૂરો પાડે છે.

---

૧. આ કૃતિ ૭૦૦૦ શ્લોક જેવડી સ્વોપજ્ઞ સંસ્કૃત વૃત્તિ, ગુજરાતી પ્રસ્તાવના, વિસ્તૃત વિષયાનુક્રમણિકા અને ચાર પરિશિષ્ટો તેમ જ **અસ્પૃશદ્‌ગતિવાદ** (અપૂર્ણ) તથા **કમ્મપયડિ**ની સાત ગાથા અને એની લઘુવૃત્તિ સહિત "જૈ૦ આ૦ સ૦" તરફથી ઇ. સ. ૧૯૨૫ માં છપાવાઇ છે.

૨. આ **ગુરુતત્તવિણિચ્છય**ની સ્વોપજ્ઞ વૃત્તિની બે હાથપોથીઓ વિ. સં. ૧૭૩૩ માં લખાયેલી મળે છે અને એનો ઉપયોગ સવૃત્તિક મૂળના પ્રકાશનાર્થે કરાયો છે.

ચોથા ઉલ્લાસમાં સુગુરુના સ્વરૂપનું નિરૂપણ છે. પુલાકાદિ પાંચ નિર્ગ્રન્થોનું સ્વરૂપ ૩૬ દ્વાર દ્વારા એટલા બધા વિસ્તારથી અપાયુ છે કે એને લઈને એ એક વિશિષ્ટ પ્રકરણ બની જાય છે.

ટૂંકમાં કહું તો આ સવૃત્તિક કૃતિ ભારતીય સંપ્રદાયોમા ગુરુ વિષે તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવા માટેનું ઉત્તમ સાધન છે.

**ગુરુતત્ત્વવિનિશ્ચયની સ્વોપજ્ઞ ટીકા**—મલયગિરિસૂરિજીએ આવશ્યક અને એની નિજ્જુત્તિ ઉપરની પોતાની વૃત્તિ (પત્ર ૩૭૧ અ)માં એવુ વિધાન કર્યું છે કે નયવાક્યમા 'સ્યાત્ શબ્દનો પ્રયોગ કરાતા એ શેષ ધર્મોનો સગ્રહ થઈ જાય છે અને આમ એ સમસ્ત વસ્તુનું ગ્રાહક બનતાં એ નય મટીને પ્રમાણ જ બની જાય છે, કેમકે નય તો એક જ ધર્મનો ગ્રાહક છે આ માન્યતા અનુસાર સર્વ નયો એકાન્તના ગ્રાહક હોવાથી મિથ્યારૂપ છે.

આ માન્યતાની આલોચના **ગુરુતત્ત્વવિનિશ્ચય**ની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૧૭ આ) મા નીચે મુજબ કરાઈ છે :—

નયાન્તર સાપેક્ષ નયનો પ્રમાણમા અંતર્ભાવ કરવાથી વ્યવહારનયને પ્રમાણ ગણવો પડશે, કેમકે એ વ્યવહાર નય નિશ્ચયની અપેક્ષા રાખે છે. એ રીતે ચારે નિક્ષેપને વિષય બનાવનાર 'શબ્દ' નય પણ ભાવવિષયક શબ્દનયની અપેક્ષા રાખતો હોવાથી પ્રમાણ બની જશે. ખરી વાત તો એ છે કે નયવાક્યમાંનુ 'સ્યાત્'પદ પ્રતિપક્ષી નયના વિષયની સાપેક્ષતા ઉપસ્થિત કરે છે, નહિ કે અન્ય અનંત ધર્મોનો પરામર્શ કરે છે. જો એમ ન હોય તો અનેકાન્તમાં સમ્યગ્ એકાન્તનો અંતર્ભાવ જ નહિ થઈ શકશે. સમ્યગ્ એકાન્ત એટલે પ્રતિપક્ષી ધર્મની અપેક્ષા રાખનાર એકાન્ત. એથી કરીને 'સ્યાત્' એ અવ્યયને

અનેકાન્તતાનો દ્યોતક માન્યો છે, નહિ કે અનંત ધર્મનો પરામર્શ કરનાર. એથી પ્રમાણ વાક્યમાં 'સ્યાત્' પદ અનંત ધર્મોનો પરામર્શ કરે છે, જ્યારે નયવાક્યમાં એ પદ પ્રતિપક્ષી ધર્મની અપેક્ષા જણાવે છે. જુઓ પ્રો. મહેન્દ્રકુમાર ન્યાયાચાર્યકૃત જૈન દર્શન (પૃ. ૫૪૮).

ગુરુતત્ત્વવિનિશ્ચય (ગા. ૨૦)ની સ્વોપજ્ઞવૃત્તિ (પત્ર ૫ આ–૬ અ)માં **સમયસાર**નાં નિમ્નલિખિત પદ્યો અવતરણરૂપે અપાયાં છે :—

"**ववहारऽभूयत्थो भूयत्थो देसिओ दु सुद्धणओ ।**
**भूयत्थमासिओ खलु सम्मद्दिट्ठी हवइ जीवो ॥११॥**"–પત્ર ૫ આ

"**सुद्धो सुद्धादेसो णायगो परमभावदरिसीहिं ।**
**ववहारदेसिदा पुण जे उ अपरमे ठिया भावे ॥१२॥**"–પત્ર ૬ અ

"**जह ण वि सक्कमणज्जो अणज्जभासं विणा उ गाहेउं ।**
**तह ववहारेण विणा परमत्थुवएसणमसक्कं ॥ ८ ॥**

**जो हि सुएणऽहिगच्छइ अप्पाणमिणं तु केवलं सुद्धं ।**
**तं सुअकेवलिमिसिणो भणन्ति लोगप्पईवयरा ॥ ९ ॥**

**जो सुअनाणं सव्वं जाणइ सुअकेवलिं तमाहु जिणा ।**
**नाणं आदा सव्वं जम्हा सुअकेवली तम्हा ॥१०॥**"–પત્ર ૬ અ

**ઉલ્લેખો**—સ્વોપજ્ઞ વૃત્તિમાં નિમ્નલિખિત નામથી સાક્ષીરૂપ ગ્રંથોનો ઉલ્લેખ છે :—

| | |
|---|---|
| *અધ્યાત્મમત પરીક્ષા[1] ૨૦ અ | આચારાંગ ૩ અ |
| આગમ ૧૯૧ અ | આવશ્યક ૧૧ અ |

* આ સ્વરચિત છે.

૧. ફક્ત પહેલી જ વાર જે પત્ર ઉપર ઉલ્લેખ છે તેની જ અહીં નોંધ લીધી છે.

આવશ્યકવૃત્તિ ૧૫ અ
ઉત્તરાધ્યયન ૧૮૭ અ
ઉત્તરાધ્યયન નિર્યુક્તિ ૧૮૦ અ
ઉત્તરાધ્યયન બૃહદ્દવૃત્તિ ૧૯૬ અ
ઉત્તરાધ્યયન વિવરણ ૧૯૩ અ
ઉત્તરાધ્યયન વૃત્તિ ૧૮૯ અ
ઉત્તરાધ્યયન વૃદ્ધ વિવરણ ૧૮૧ અ
ઉપદેશપદ ૩ અ
ઉપદેશમાલા ૧૫૪ અ
*ઉપદેશ રહસ્ય ૩ અ
ઓઘનિર્યુક્તિ ૫ અ
કલ્પભાષ્ય ૧૪ અ
કલ્પસૂત્ર ૧૩૯ અ
કલ્પાધ્યયન ૨૦૯ અ
કાવ્યપ્રકાશ ૧૫૨ અ
ગચ્છાચાર ૩ અ
ચૂર્ણિ ૯૬ અ
જમ્બૂદ્રીપપ્રજ્ઞપ્તિ ૪૨ અ
જીતકલ્પવૃત્તિ ૬૧ અ
જીતવૃત્તિ ૧૨૦ અ
દ્વાત્રિંશિકા ૧૯૪ અ
ધર્મબિન્દુ ૨૩ અ
ધર્મસંગ્રહણી ૧૮ અ
*નયરહસ્ય ૧૫ અ
નિર્યુક્તિ ૧૯૧ અ
નિશીથચૂર્ણિ ૧૪૯ અ
નિશીથભાષ્ય ૧૪ અ
ન્યાયાવતારવિવૃતિ ૧૭ અ
પંચનિર્ગ્રન્થી પ્રકરણ ૧૮૫ અ
પંચવસ્તુ ૪૧ અ
પંચાશક ૩ અ
પારમર્ષ ૧૭ અ
પિણ્ડનિર્યુક્તિ ૩૬ અ
પિણ્ડનિર્યુક્તિ ભાષ્ય ૩૭ અ
પ્રકલ્પ વ્યવહાર ૧૫૦ અ
પ્રકલ્પાધ્યયન ૧૪૫ અ
પ્રજ્ઞપ્તિ ૫૩ અ
પ્રજ્ઞપ્તિવૃત્તિ ૧૮૬ અ
પ્રજ્ઞાપનાસૂત્ર ૨૦૩ અ
પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર ૧૫ અ
બન્ધસ્વામિત્વ ૨૦૪ અ
બૃહદ્બન્ધસ્વામિત્વ ૨૦૪ અ
ભગવતી ૧૮૫ અ
ભગવતીચૂર્ણિ ૨૦૮ અ
ભગવતીવૃત્તિ ૧૮૧ અ
*ભાષારહસ્ય ૧૭૭ અ
ભાષ્ય ૭૬ અ
મહાનિશીથ ૩ અ
*યતિલક્ષણ સમુચ્ચય ૩ અ
યોગદૃષ્ટિ સમુચ્ચય ૭ અ

* આ સ્વરચિત છે.

લલિત વિસ્તરા ૫ અ
વન્દનકભાષ્ય ૧૫૩ અ
વિશેષાવશ્યક ૧૮ અ
વ્યવહાર ૨૫ અ
વ્યવહારચૂર્ણિ ૧૪ અ
વ્યવહાર પીઠિકા ૮૮ અ
વ્યવહાર પ્રકલ્પાદિ ૧૪૯ અ
વ્યવહારભાષ્ય ૪ અ
વ્યવહારવૃત્તિ ૬૧ અ
વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ ૧૯ અ
શાસ્ત્રવાર્તા સમુચ્ચય ૨૦૮ અ
શાસ્ત્રવાર્તા સમુચ્ચયવૃત્તિ ૨૦૮ અ
ષડશીતિકા ૨૦૪ અ
સપ્તતિકાચૂર્ણિ ૨૦૯ અ
સમયસાર ૫ અ
સમ્મતિ ૧૨ અ
સાધુધર્મવિધિ પંચાશક ૨૦૮ અ
સૂત્રકૃત ૨૦ અ
સ્થાનાંગ ૧૬ અ
*સ્યાદ્વાદ કલ્પલતા ૧૫ અ

[1]**સીમન્ધર સ્વામીનું સ્તવન યાને સાડીત્રણસો ગાથાનું સિદ્ધાન્ત વિચાર રહસ્યગર્ભિત સ્તવન**[2]—આ ગુજરાતી સ્તવનમાં સત્તર ઢાલ અને અંતમાં ચાર પંક્તિના એક પદ્યરૂપ "કલસ" છે. સત્તર ઢાલની કડીઓની સંખ્યા અનુક્રમે નીચે પ્રમાણે છે :—

૨૪, ૧૮, ૧૫, ૧૯, ૨૩, ૨૬, ૧૨, ૨૭, ૨૯, ૨૧, ૨૨, ૧૭, ૧૯, ૧૯, ૨૪, ૨૫ અને ૧૩.

---

* આ સ્વરચિત છે.

૧. આ સ્તવન પદ્મવિજયના વાર્તિક સહિત પ્ર૦૨૦ (ભા. ૧, પૃ. ૧–૧૩૮)માં ઇ. સ. ૧૮૭૬માં, **સ૦ સ૦** (પૃ. ૨૫૯–૨૮૮)માં, **શ્રીમદ્ યશોવિજયજી વિરચિત પ્રાચીન સ્તવનો** (પૃ. ૧–૧૨૭) મા, ગૂ૦ સા૦ સ૦ (પૃ. ૨૪૮–૨૯૩)મા, તેમ જ **પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ**મા છપાવાયું છે. વિશેષમા આ સ્તવન સાક્ષીપાઠ સહિત પણ પ્રકાશિત કરાયુ છે.

૨. આનો પરિચય મેં "ન્યાયાચાર્ય યશોવિજયજી ગણિના ત્રણ બૃહત્ સ્તવનો" નામના મારા લેખમાં આપ્યો છે. એ લેખ "જૈ૦ સ૦ પ્ર૦" (વ. ૧૨ અ. ૭) મા છપાયો છે.

આમ એકંદર ૩૫૩ કડી છે. એમાં "કલસ"ની એક કડી ઉમેરી, કડીઓને ગાથા ગણતાં ૩૫૪ ગાથા થાય છે. એ ઉપરથી આ સ્તવનને **સાડી ત્રણસો ગાથાનું સ્તવન** કહે છે.

**દેશી**—ચૌદમી ઢાલ સિવાયની ઢાલો માટે દેશીનો ઉલ્લેખ છે. એ દેશીઓ ભિન્ન ભિન્ન છે. ઢાલ ૧૧, ૧૨ અને ૧૭ માટે અનુક્રમે દુહા, ચોપાઈ અને કડખાની દેશીનો ઉલ્લેખ છે.

રાગ—બીજી ઢાલના રાગનું નામ 'આશાઉરી' અને પાંચમીના 'રામગ્રી' છે. બાકીની કોઈ ઢાલ માટે રાગનો ઉલ્લેખ નથી.

વિષય—આ સ્તવનનો પ્રારંભ **સી**મન્ધરસ્વામીને વિજ્ઞપ્તિરૂપે કરાયો છે અને એની પૂર્ણાહુતિ પણ એ જ પ્રમાણે કરાઈ છે. ઢાલ દીઠ મુદ્દાઓ નીચે પ્રમાણે છે :—

પહેલી ઢાલમાં સૂત્રવિરુદ્ધ પ્રરૂપણા કરનારા અને વર્તનારાને, ખોટા આલંબન દર્શાવનારા, 'જેમ ચાલે તેમ ચાલવા દેવું' એમ કહેનારા, મહાજન જેમ ચાલે તેને જ સન્માર્ગ માનનારા તેમ જ લોચાદિક કષ્ટને અને દ્રવ્યલિંગને ખૂબ જ મહત્ત્વ આપનારાને સદુપદેશ અપાયો છે.

આ ઢાલની નિમ્નલિખિત ચૌદમી કડી રચવા બદલ યશોવિજય-ગણિને માફીપત્ર લખી આપવું પડ્યું હતું એમ કહેવાય છે, પણ મને એ વાત ખરી જણાતી નથી.

"જિમ જિમ બહુશ્રુત બહુજનસંમત, બહુ શિષ્યે પરિવરિઓ;
તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરિયો રે.
જિનજી૦ ૧૪"

બીજી ઢાલમાં પોતે નિર્ગુણ હોવા છતાં ગુરુથી તરી જઈશું એમ

માનનારાને, ગચ્છમાં રહેલા નિર્ગુણ સાધુને સાધુ માનનારાને તેમ જ પાપકર્મ પ્રતિક્રમણથી છૂટે એમ માનનારાને હિતશિક્ષા અપાઈ છે.

ત્રીજી ઢાલમાં સાધુઓને નિયતવાસ, ચૈત્યપૂજા અને સાધ્વીએ લાવેલો આહાર કલ્પે એમ બોલનારાને તેમ જ વિકૃતિઓનો (વિગઇઓનો) નિત્ય ઉપયોગ કરનારાને શિખામણ અપાઈ છે.

ચોથી ઢાલમાં આત્માની સાક્ષીએ વ્રત પાળવાં પરંતુ ધર્મદેશના ન આપવી, શ્રાવકને ગૂઢ ભાવ ન સમજાવવા તેમ જ નવીન ગ્રંથો રચવાની ના પાડનારાને હિતકારી ઉપદેશ અપાયો છે.

પાચમી ઢાલમાં ગુરુકુલવાસની આવશ્યકતા અને મહત્તા દર્શાવાઈ છે.

છઠ્ઠી ઢાલમાં જ્ઞાનીની–ગીતાર્થની સેવા કરવી જોઈએ એમ કહ્યું છે. વળી અગીતાર્થને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, પ્રતિસેવા, યોગ્ય, અયોગ્ય, સચિત્ત, અચિત્ત, મિશ્ર, કલ્પ્ય, અકલ્પ્ય ઇત્યાદિનો બોધ હોતો નથી એ બાબત રજૂ કરાઈ છે

સાતમી ઢાલમાં આજકાલ કોઈ ગીતાર્થ મુનિવર નથી વાસ્તે એકાકી વિહાર કરવામાં કશો વાંધો નથી, એમ કહેનારાને હિતશિક્ષા અપાઈ છે. વળી આ ઢાલમાં એકાકી વિહારથી થતા ગેરલાભ દર્શાવાયા છે. વિશેષમાં આ પંચમ કાળમાં ગીતાર્થને ગુરુકુલવાસ કરવો ઘટે એમ કહ્યું છે.

આઠમી ઢાલમાં કહ્યુ છે કે ધર્મનો સાર અહિંસા છે વાસ્તે એનું જ સેવન કરવુ અને પૂજાદિ ન કરવાં એમ કહેવુ ઉચિત નથી. ત્યાર બાદ અહિંસાના હેતુ–અહિંસા, સ્વરૂપ–અહિંસા અને અનુબધ–અહિંસાનુ નિરૂપણ કરાયું છે. અતમાં નૈગમાદિ નય અનુસાર હિસાની વિચારણા કરાઈ છે.

નવમી ઢાલમાં કહ્યું છે કે એકલાં સૂત્રને અર્થાત્ મૂળને જ સ્વીકારવાં અને એના અર્થને એટલે કે વૃત્તિ વગેરેને જતાં કરવાં એ

ઠીક નથી. અહીં અર્થના ત્રણ પ્રકાર દર્શાવાયા છે. જેમ અર્થમાં ભેદ જણાય છે તેમ સૂત્રમાં પણ છે એવુ વિધાન કરી સૂત્રગત કેટલાક મતભેદનો ઉલ્લેખ કરાયો છે. સૂત્રને રાજા અને અર્થને મન્ત્રી કહી આ ઢાલ પૂરી કરાઈ છે.

દસમી ઢાલમાં જ્ઞાન વિનાની એટલે કે યથાર્થ સમજણ વિનાની ક્રિયામાં જ મગ્ન રહેનારની દુર્દશાનું વર્ણન કરાયુ છે.

અગિયારમી ઢાલમાં દ્રવ્ય-શ્રાવકના એકવીસ ગુણોનું નિરૂપણ છે.

બારમી ઢાલમાં ભાવ-શ્રાવકનાં છ લક્ષણોનું સ્વરૂપ વિસ્તારથી રજૂ કરાયુ છે. વિશેષમાં અહી પ્રતિસેવાના અને ઋજુ વ્યવહારના ચચ્ચાર પ્રકારો દર્શાવાયા છે.

તેરમી ઢાલમાં ભાવ-શ્રાવકના સત્તર ગુણોનું વર્ણન છે.

ચૌદમી ઢાલમાં ભાવ-સાધુતાને વરેલા ભાવ-શ્રાવકનાં સાત લક્ષણો દર્શાવાયાં છે.

પંદરમી ઢાલમાં સુશ્રમણનું સ્વરૂપ સમજાવી એની પ્રશંસા કરાઈ છે. અહીં પાપ-શ્રમણનું સ્વરૂપ રજૂ કરાયુ છે. આ ઢાલની અગિયારમી કડીમાં હરિભદ્રસૂરિનાં ગુણગાન કરાયાં છે.

સોળમી ઢાલમાં ચેતનાની-જીવની બહુશયન, શયન, જાગરણ અને ચોથી (તુરીય) એ ચાર દશા,[1] જીવની દેહથી-પુદ્ગલથી ભિન્નતા, શુદ્ધ વ્યવહાર અને શુદ્ધ નયનું સ્વરૂપ, [2] 'તપ' ગચ્છનાં

૧. આ બાબત દ્વાદશારનયચક્રના સ્વોપજ્ઞ ભાષ્યમાં તેમ જ આનંદ-ઘનકૃત એક સ્તવનમાં છે.

૨. આને અંગે મેં "તપગચ્છનાં છ નામ અને એની ઉત્પત્તિ" નામના લેખમાં માહિતી આપી છે આ લેખ "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ. ૭૩, અં. ૬-૭ ભેગા)માં છપાયો છે.

નિર્ગ્રન્થાદિ ૭ નામ અને એની સાર્થકતા તેમ જ જ્ઞાનની સાથે ક્રિયાનો આદર કરવાની આવશ્યકતા એમ વિવિધ મુદ્દાઓને સ્થાન અપાયુ છે.

સત્તરમી ઢાલમાં ગ્રંથકારે જિનેશ્વરની આજ્ઞા પ્રત્યે – વચન પ્રત્યે રાગ દર્શાવી અંતમાં પોતાની ગુરુપરંપરા વર્ણવી છે.

**સન્તુલન**–શાન્તિસૂરિએ રચેલા **ધમ્મરયણપગરણ**માં ધર્મરત્નના અર્થીઓને ઉપદેશ આપતી વેળા ગા ૫-૭ મા દ્રવ્ય–શ્રાવકના ૨૧ ગુણો ગણાવી ગા ૮–૨૮ માં એ ગુણોની સમજણ અપાઈ છે અને ગા. ૩૦ માં મધ્યમ અને અધમ કેને કહેવા તે દર્શાવાયું છે. આમ અગિયારમી ઢાલની બધી બાબતો આ પાઇય કૃતિમા જોવાય છે. એવી રીતે બારમી ઢાલ ગા. ૩૩–૫૫ ના, તેરમી ઢાલ ગા. ૫૭–૭૬ ના અને ચૌદમી ઢાલ ગા ૭૮–૮૨ અને ૯૦ ઇત્યાદિની છાયારૂપે જણાય છે. તેરમી ઢાલની ત્રીજી કડી ઉપર્યુક્ત કૃતિની ગા. ૬૧ સાથે મળતી આવે છે. આ ગાથા **ઇન્દ્રિયપરાજયસયગ**મા જોવાય છે.

**ઉદ્ધરણ**—સોળમી ઢાલમાં ચેતનાની જે ચાર દશાનો નિર્દેશ **નયચક્ર**માં હોવાનો ઉલ્લેખ કરાયો છે તે દશાઓ **મલ્લવાદી**કૃત **નયચક્ર** ગત બીજા અરમાના પુરુષવાદમા તેમ જ એના ઉપરની સિંહસૂરિ-ગણિવાદિ ક્ષમાશ્રમણે રચેલી **ન્યાયાગમાનુસારિણી** નામની [1]ટીકા (પૃ. ૧૮૧)માં જોવાય છે.[2] એમાં જાગ્રત્, સુપ્ત, સુષુપ્ત અને તુરીય (સર્વજ્ઞતા) એમ ચાર દશા વર્ણવાઈ છે.

---

૧. જુઓ આ૦ સ૦ તરફથી પ્રકાશિત થનારી અને મુનિશ્રી જંબુવિજયજી દ્વારા સંપાદિત આવૃત્તિ.

૨. પ્રસ્તુત અવતરણ માટે જુઓ ન્યા૦ ય૦ સ્મ૦ (પૃ. ૩૬ અને ૩૭).

**સાક્ષીરૂપ ગ્રન્થો**—અનુયોગદ્વાર[1] (૯), **આચાર** (૬), **આવશ્યક** (૧, ૨, ૩, ૯, ૧૬), આવશ્યક-નિર્યુક્તિ (૫), ઉત્તરાધ્યયન (૫, ૭, ૯, ૧૫), ઉપદેશપદ (૧, ૨, ૫), ઉપદેશમાલા (૧, ૬, ૧૫), ઓઘનિર્યુક્તિ (૧૬), ઓઘવૃત્તિ (૮), કમ્મપયડિ (૬), કલ્પભાષ્ય (૨, ૯), ગચ્છાચાર (૨), જંબુપણ્ણત્તિ (૯), જ્ઞાતા (૯), ઠાણુંગ (૯) દશવૈકાલિક (૭), દસવૈકાલિક (૫, ૬), ધર્મરત્ન (૫), [2]નયચક્ર (૧૬), પંચકલ્પ (૯), પંચકલ્પ ભાષ્ય (૭), પંચવસ્તુ (૧, ૨), પંચાશક (૫, ૬), પન્નવણા (૯), પહેલી વીશી (૪), પ્રથમ અંગ (૨, ૧૫), પ્રવચનસાર (૭), બીજું અંગ (૪, ૮), ભગવઈ (૨, ૯), મહાનિશીથ (૪), યોગવીશી (૧), સમ્મતિ (૧, ૧૬) અને સૂયગડ (૯).

આમાંનાં કેટલાંક નામાંતર છે તે હું સમીકરણ દ્વારા દર્શાવું છું :—

આચાર = પ્રથમ અંગ; દશ વૈકાલિક = દસ વૈકાલિક; અને બીજું અંગ = સૂયગડ.

**સાક્ષીપાઠ**—સાક્ષીરૂપ ગ્રંથોને અંગેના પાઠ **ન્યા૦ ય૦ સ્ત૦** (પત્ર ૪૯-૯૬)માં અપાયા છે.

**સ્વોપજ્ઞ બાલાવબોધ**—આ સ્તવન ઉપર કર્તાએ જાતે ગુજરાતીમાં બાલાવબોધ રચ્યો છે.

**ટબ્બો**—જ્ઞાનવિમલસૂરિએ પ્રસ્તુત સ્તવન ઉપર ટબ્બો રચ્યો છે. એનો ઉપયોગ પદ્મવિજયે આ સ્તવન ઉપર રચેલા વાર્તિકમાં કર્યો છે.[3]

---

૧ આ ઢાલનો ક્રમાંક છે.

૨. આનો ઉલ્લેખ **દ્રવ્યઅનુયોગવિચાર**ના સ્વોપજ્ઞ ટબ્બામાં (પૃ. ૩૭ અને ૭૩)માં પણ છે.

૩. જુઓ **પ્રાચીન સ્તવનો**ની પ્રસ્તાવના (પૃ. ૪).

વાર્તિક (વિ. સ. ૧૮૩૦)—ઉત્તમવિજયના શિષ્ય **પદ્મવિજયજીએ** આ વાર્તિકનો પ્રારંભ એક સસ્કૃત પદ્યથી કર્યો છે અને પ્રશસ્તિરૂપ સાત પદ્યો રચ્યા છે. બાકીનું લખાણ ગુજરાતીમાં છે. પ્રશસ્તિના ત્રીજાથી પાંચમા પદ્યમાં **પદ્મવિજયજીએ** પોતાની ગુરુપરંપરા દર્શાવી છે અને અંતિમ પદ્યમાં આ વાર્તિક વિ. સ. ૧૮૩૦ માં રચ્યાનું કહ્યું છે.

**સુગુરુની સજ્ઝાય**—આ કૃતિ ચાર ઢાલમાં [1]ભિન્ન ભિન્ન દેશીમાં અનુક્રમે ૯, ૯, ૧૪ અને ૮ કડીમાં રચાયેલી છે. આમ કુલ્લે કડી ૪૦ છે. કોઈપણ ઢાલના અંતમાં સીધી કે ગર્ભિત રીતે કર્તાએ પોતાનું નામ ન દર્શાવતાં અંતમાં એક પાઠ્ય પદ્ય દ્વારા તેમ કર્યું છે એ આ કૃતિની [2]વિશેષતા ગણાય. આ પદ્યમાં એમણે પોતાના ગુરુનું નામ રજૂ કરી તેમની કૃપાથી સુગુરુના ગુણ ગાયા એમ કહ્યું છે.

આ કૃતિમાં સદ્ગુરુનાં વિવિધ લક્ષણો અપાયાં છે—સુસાધુનો માર્ગ વર્ણવાયો છે. તેમ કરતી વેળા નિમ્નલિખિત ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે:—

દશ વૈકાલિક (અ. ૧૦), ઉત્તરાધ્યયન, બીજું અંગ (અ ૧૧), વ્યવહારભાષ્ય, ઠાણુંગ, ષષ્ટિશતક[3] અને ઉપદેશમાલા

**ગુરુસદ્દહણા સજ્ઝાય**—(ગુરુશ્રદ્ધાન સ્વાધ્યાય)—આ ન્યાયાચાર્યે ગુજરાતીમા (?) પદ્યમાં રચેલી સજ્ઝાય છે. એની હાથપોથી જોવા મળ્યે વિશેષ કહી શકાય.

બાલાવબોધ—આને અંગે બાલાવબોધ રચાયાનું કહેવાય છે.

---

૧. બીજી ઢાલ ચોપાઈમાં છે.

૨. આવી વિશેષતાનું એક ઉદાહરણ **કુગુરુની સજ્ઝાય** પૂરુ પાડે છે.

૩. આના કર્તા જૈન ગૃહસ્થ નામે ભાંડાગારિક **નેમિચન્દ્ર** છે.

[1]કુગુરુની [2]સજ્ઝાય—આ સજ્ઝાય અનુક્રમે ૬, ૫, ૫, ૫, ૮ અને ૯ કડીમાં રચાયેલી છ ઢાલમાં વિભક્ત છે. અંતમાં અહીં પણ સુગુરુની સજ્ઝાયની જેમ એક પદ્ય પાઇયમાં છે અને એ જ આ કૃતિના કર્તાનું નામ જણાવે છે. સાથે સાથે એમાં આ કૃતિનો "कुगुरु सज्झाओ" તરીકે ઉલ્લેખ પણ છે.

દેશી—છ ઢાલ પૈકી પહેલી ચોપાઈની દેશીમાં છે. બીજી ઢાલ સિવાયની બાકીની માટે ભિન્ન ભિન્ન દેશીનો ઉલ્લેખ છે.

કુગુરુના પાસત્થો (પાર્શ્વસ્થ), ઉસન્નો (અવસન્ન), કુશીલ (કુશીલ), સસત્ત (સંસક્ત) અને યથાછંદ (યથાચ્છંદ) એમ પાંચ પ્રકારો છે. આ એકેક પ્રકારનું વર્ણન એકેક ઢાલ દ્વારા કરાયું છે અને અંતિમ ઢાલ ઉપસંહારરૂપ છે. ત્રીજી ઢાલમાં કુશીલના જ્ઞાન, દર્શન અને ચારિત્રની અપેક્ષાએ ત્રણ ભેદ દર્શાવાયા છે. છેલ્લી ઢાલમાં કહ્યું છે કે આવશ્યકમાં કહ્યા મુજબ કુગુરુના પાંચ પ્રકારો ઉપર પ્રકાશ પડાયો છે. આ ઢાલમાં નીચે મુજબની કૃતિઓનો ઉલ્લેખ છે:—

[3]ઉત્તરાધ્યયન, ઉપદેશમાલા, કલ્પભાષ્ય, ગચ્છાચાર, પહિલો અંગ, મહાનિશીથ, યોગબિન્દુ અને [4]સમકિત-પ્રકરણ.

આ સજ્ઝાયનો, સુગુરુની સજ્ઝાયની સાથે સાથે વિચાર કરતાં સુગુરુ અને કુગુરુનો સચોટ અને સંપૂર્ણ ખ્યાલ આવે તેમ છે.

---

૧. આ સજ્ઝાય ગૂ૦ સા૦ સં૦ (વિ. ૧, પૃ. ૪૨૦-૪૨૫)માં નજરે પડે છે. અહીં પાસત્થા વિચારભાસ એવું આ કૃતિનું નામાંતર અપાયું છે.

૨. આ શબ્દ કર્તાએ જાતે વાપર્યો છે.

૩. આના પાવ-સમણ (પાપ-શ્રમણ) અજ્ઝયણનો અહીં ઉલ્લેખ છે.

૪. આથી કઈ કૃતિ અભિપ્રેત છે?

[1]**ચક્કા પક્કાની સજ્ઝાય, હિતશિક્ષાની સજ્ઝાય કિંવા** [2]**સંવિગ્નપક્ષીય વદન-ચપેટા**—આ ૪૧ કડીની કૃતિનાં આમ ત્રણ નામ છે. પહેલુ નામ આ કૃતિ "ચક્કા પક્કા"થી શરૂ થતી હોવાથી પડ્યુ જણાય છે. બીજુ નામ અંતમાંની ૪૧ મી કડીમાં કર્તાએ જે 'શીખ' શબ્દ વાપર્યો છે તેને આભારી જણાય છે. ત્રીજું નામ આ કૃતિના વિષયને લક્ષીને કોઈકે યોજ્યું હશે એમ લાગે છે.

**દેશી**—આ કૃતિ માટે દેશીનો ઉલ્લેખ છે.

**વિષય**—આ કૃતિ દ્વારા સમપરિણામમાં રહેવાની અને અન્યના અલ્પ ગુણની પણ અનુમોદના કરવાની શિખામણ અપાઈ છે. બાહ્ય કષ્ટથી ઊંચું ચડવુ તે જડના ફાંફા છે, જયારે સંયમશ્રેણિના શિખરે ચડવુ તે ખરું છે, જો કે એ માટે સાચી બાહ્ય ક્રિયાની જરૂર છે. પાસત્થાદિનુ-ક્રિયામૂઢનું સ્વરૂપ આ કૃતિમાં આલેખાયું છે. પાસત્થાનું લક્ષણ ૧૭ મી કડીમાં અપાયું છે. કુસુમપુરમાં એક શેઠને ઘેર રહેલા સંવેગી અને સંવરગુણમાં હીન એવા મુનિમાં સંવેગીને જ્ઞાનીએ ઉતરતી કોટિનો કહ્યો છે. 'કલિ' યુગમાં શુદ્ધ ચારિત્ર પાળનાર તેમ જ શુદ્ધ પ્રરૂપક પણ ઓછા છે, જયારે સ્વેચ્છાચારીની સંખ્યા મોટી છે. પાપ-શ્રમણનું લક્ષણ ૨૯ મી કડીમાં દર્શાવ્યુ છે. ૩૦ મી કડીમાં હરિભદ્ર-સૂરિજીની પ્રશંસા છે. કયા મુનિની બલિહારી ગણાય તે વાત ૩૨ મી કડીમાં દર્શાવાઈ છે.

જ્ઞાનાધિકની દીક્ષા લેખે ગણાય, જયારે અન્યની તો હોળીના રાજા જેવી જણાવી છે માટે જ્ઞાનાધિકના ઉપદેશને અનુસરવાની હિતશિક્ષા અપાઈ છે.

---

૧. આ કૃતિ **ગૂ૦ સા૦ સં૦** (વિ. ૧, પૃ. ૪૨૮-૪૩૩)માં છપાઈ છે.
૨. આ નામ માટે જુઓ ઉપર્યુક્ત કૃતિનું પૃ. ૪૩૩.

**ઉલ્લેખ**—આ કૃતિમાં નિમ્નલિખિત નામથી સાક્ષીરૂપ ગ્રંથોનો ઉલ્લેખ છે :—

આચાર (૧૫), આવશ્યક (૩૪), ઉત્તરાધ્યયન (૨૯), ઉપદેશપદ (૨૪), ઉપદેશમાલા (૯), પંચાસક (૩૬), વ્યવહાર-ભાષ્ય (૧૪), ષોડશક (૩૮).

**શઠ પ્રકરણ**—આ ન્યાયાચાર્યની કૃતિ હોવાનું મનાય છે. એ વાત સાચી ઠરે તો પણ આ કૃતિની ભાષા સંસ્કૃત હશે કે કેમ એ એક પ્રશ્ન છે. વળી બીજો પ્રશ્ન તે આ કૃતિના વિષય પરત્વેનો છે. શું આ કૃતિમાં શઠનું યાને ધૂર્તનું સ્વરૂપ વિચારાયું હશે? જો એમ જ હોય તો એ હરિભદ્રસૂરિએ રચેલા મનાતા [1]ધુત્તક્ખાણ જેવી કૃતિ હોય તો ના નહિ.

[2]**પંચનિયંઠસંગહણી** ( પંચનિર્ગ્રન્થસંગ્રહણી )—**વિવાહપણ્ણત્તિ** ( સયગ ૨૫, ઉદ્દેસગ ૬ )ના આધારે નવાંગીવૃત્તિકાર **અભયદેવસૂરિએ** આ નામની કૃતિ જ૦ મ૦માં ૧૦૭ પદ્યોમા રચી છે. એમાં એમણે (૧) પુલાક, (૨) બકુશ, (૩) કુશીલ, (૪) નિર્ગ્રન્થ અને (૫) સ્નાતક એમ પાંચ પ્રકારના નિર્ગ્રન્થોનું પ્રજ્ઞાપના, વેદ, રાગ ઇત્યાદિ ૩૬ દ્વારો દ્વારા નિરૂપણ કર્યું છે.

---

૧. આનો પરિચય મે **અ૦ જ૦ પ૦** ( ખડ ૨ )ના મારા અગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ. ૧૬, ૨૭ તેમ જ ૧૨૩-૧૨૭ )માં તેમ જ **મ૦ યા૦** હ૦ માં મે આપ્યો છે.

૨. આ કૃતિ **પ્રજ્ઞાપનોપાંગ તૃતીયપદ સગ્રહણી** તેમ જ એ બંનેની અવચૂરિ(અવચૂર્ણિ) સહિત "જૈ૦ આ૦ સ૦" તરફથી વિ. સ૦ ૧૯૭૪ માં પ્રકાશિત કરાઈ છે. મુદ્રિત આવૃત્તિમાં પ્રસ્તુત કૃતિનાં ૧૦૬ પદ્યો છે.

અવચૂરિ—કોઈ કે આ સંગ્રહણી ઉપર મોડામાં મોડા વિ. સ. ૧૪૯૫ માં અવચૂરિ રચી છે.[1] વળી અન્ય કોઈએ પણ [2]અવચૂરિ (અવચૂર્ણિ) રચી છે.

**વ્યાખ્યા યાને બાલબોધ**—યશોવિજયગણિએ ઉપર્યુક્ત **સંગ્રહણી** ઉપર લોકગિરામાં એટલે કે ગુજરાતીમાં વ્યાખ્યા યાને બાલબોધ (બાલાવબોધ)ની રચના કરી છે. પ્રારંભમાં સંસ્કૃતમાં એક પદ્ય અને અન્તમાં બે પદ્યો નીચે મુજબ છે :—

"श्रीनयविजयगुरूणां प्रसादमासाद्य सकलकर्मकरम् ।
व्याख्यां कुर्वे काञ्चिल्लोकगिरा पञ्चनिर्ग्रन्थ्याः ॥ १ ॥"[3]

"श्रीनयविजयगुरूणां चरणाब्जोपासनादुदितपुण्यः ।
पुण्याय यशोविजयो व्यातेने वालबोधमिमम् ॥ १ ॥
यद्यपि गनि ?)मसेय(?)करणाभरणं पचेलिममतीनाम् ।
तदपि प्रवचनभक्तेः पदक्कि्ङ्किणिका भवत्येषा ॥ २ ॥"[4]

આ પદ્યોને બાદ કરતા બાકીનુ લખાણુ[5] ગુજરાતીમાં છે. એ ઉપર્યુક્ત **સંગ્રહણી**ના સ્પષ્ટીકરણરૂપ છે.

યશોવિજયગણિની આ વ્યાખ્યાની એક હાથપોથી ભાં૦ પ્રા૦ સ૦ મં૦માં છે અને એને આધારે મે આ પરિચય આપ્યો છે.

---

૧. જુઓ DCGCM ( Vol XVII, Pt. 1, No. 115 ).

૨. આ પ્રકાશિત છે જુઓ પૃ ૩૪૪નું ટિ૦ ૧.

૩. જુઓ DCGCM ( XVII, Pt. 1, pp. 108 ).

૪. એજન પૃ. ૧૦૯.

૫. એજન પૃ. ૧૦૮–૧૦૯.

આ ઉપરાંત બીજે સ્થળે આની હાથપોથી હોય તો તેનો ઉપયોગ કરીને, નહિ તો આ એક જ હાથપોથી ઉપરથી આ વ્યાખ્યા છપાવવી ઘટે, કેમકે આ વ્યાખ્યા કોઈએ પ્રસિદ્ધ કરી હોય એમ જાણવામાં નથી.

[1]**કૂવદિટ્ઠન્તવિસઈકરણ** (કૂપદૃષ્ટાન્તવિશદીકરણ)—આ જ૦મ૦માં પદ્યમાં રચાયેલી કૃતિ છે. એ એક વેળા તો સાત પદ્ય પૂરતી જ મળી હતી. આજે એ પૂરી મળી આવી છે.[2] સ્તવના દ્રવ્ય–સ્તવ અને ભાવ–સ્તવ એવા જે બે પ્રકાર છે તેમાં દ્રવ્ય-સ્તવના અધિકારી ગૃહસ્થો જ છે. એને અંગે કૂવાના દૃષ્ટાન્તનું સ્પષ્ટીકરણ તાર્કિક શૈલીએ કરાયું છે. કૂવાના દૃષ્ટાન્તનો ઉલ્લેખ **પંચાસગ** ( પંચાસગ ૪)ના દસમા પદ્યમાં છે. એની વૃત્તિ ( પત્ર ૭૪ અ)માં **અભયદેવસૂરિએ** કહ્યું છે કે કૂવો ખોદવામાં શ્રમ પડે, તરસ લાગે, કાદવથી અંગ ખરડાય ઇત્યાદિ દોષો છે પરંતુ પાણી નીકળતાં એ દોષો દૂર કરાતાં સ્વપરનો ઉપકાર થાય તેમ સ્નાનાદિકને લગતા આરંભ–દોષ માટે સમજવું. **અષ્ટક પ્રકરણના** સ્નાનાષ્ટક નામના દ્વિતીય અષ્ટકની વૃત્તિમાં પણ કૂવાનું દૃષ્ટાંત છે.

**તત્ત્વવિવેક**—આ ઉપર્યુક્ત પાઇય કૃતિનું સંસ્કૃતમાં રચાયેલું સ્વોપજ્ઞ વિવરણ છે એમાં પ્રારંભમાં બે પદ્યો છે. બીજા પદ્યમાં ‘ ન્યાયાચાર્ય ’ યશોવિજય એવો ઉલ્લેખ છે. ત્યાર બાદ ગદ્યાત્મક લખાણ છે. અંતમાં પ્રશસ્તિ હશે તો તે પદ્યમાં હશે. એક વેળા સાત પદ્યો પૂરતું એ પૂરું મળ્યું નહિ હોવાથી ખૂટતા અંશો સંપાદકે યોજ્યા હતા.[3]

---

૧. આ કૃતિના આદ્ય સાત પદ્યો એ પૂરતા **તત્ત્વવિવેક** સહિત, **ભાસરહસ્સ** ઇત્યાદિ સહિત "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૯૭ માં પત્ર ૫૩ આ – ૫૮ અ માં છપાવાયા છે. વિશેષમા પત્ર ૫૮ અ – ૫૮ આ માં કોઈ પ્રાચીન પુરુષે નવ પદ્યમાં સંસ્કૃતમાં રચેલો **કૂપદૃષ્ટાન્તોપનય** અપાયો છે.

૨. જુઓ **ન્યા૦ ય૦ સ્મૃ૦** નું આમુખ ( પૃ. ૭ )

૩. આજે એ પૂરુ મળે ખરું ?

પત્ર ૫૪ અ માં સાધુને ભાવ-સ્તવ જ હોય એમ કહી, 'આ અર્થ અન્ય પ્રકરણમાં પોતે જ કહેશે' એવુ જે કથન કર્યું છે તે કયા પ્રકરણમાં છે?

[1]**આરાધક-વિરાધક-ચતુર્ભંગી**[2]—આ સંસ્કૃતમાં પાંચ પદ્યોમાં રચાયેલી લઘુ કૃતિનો પ્રારંભ નિમ્નલિખિત પદ્ય દ્વારા કરાયો છે :—

**"श्रुतशीलव्यपेक्षायामाराधकविराधकौ ।**
**प्रत्येकसमुदायाभ्यां चतुर्भङ्गी श्रितौ श्रुतौ ॥ १ ॥"**

આ કૃતિમાં શ્રુત અને શીલને લક્ષીને આરાધક અને વિરાધકનું નિરૂપણ કરાયું છે. એને અંગેના ચાર ભંગો ક્રમશઃ બીજાથી પાંચમા પદ્યમાં વિચારાયા છે.

**સન્તુલન**—આ વિષય **ધમપરિક્ખા**માં જોવાય છે.

**સ્વોપજ્ઞ ટીકા**—આ સસ્કૃત ગદ્યાત્મક રચના દ્વારા મૂળ કૃતિનું વિવરણ કરાયુ છે. એમાં **યોગદૃષ્ટિ સમુચ્ચય** વગેરેમાથી અવતરણો અપાયાં છે.

---

૧ આ કૃતિને "જૈ૦ આ૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૭૩મા "સામાચારી પ્રકરણ" ના નામથી પ્રકાશિત કૃતિની સાથે સ્થાન અપાયું છે. સાથે સાથે પ્રસ્તુત કૃતિની સ્વોપજ્ઞ ટીકા પણ અપાઈ છે.

૨. આ કૃતિના પ્રારંભમા ऐं નથી તેમ અંતમાં '**यशःश्री**' જેવો પ્રયોગ નથી તો આ કૃતિ ન્યાયાચાર્યની જ છે એમ કહેવા માટે કોઈ વિશિષ્ટ પ્રમાણ છે ખરું ?

[1]ભાસરહસ્સ (ભાષારહસ્ય)—યશોવિજયગણિએ 'રહસ્ય' પદથી અંકિત ૧૦૮ કૃતિઓ રચવાની અભિલાષા સેવી હતી તે મુજબ એમણે રચેલી અત્યાર સુધીમાં નિમ્નલિખિત ચાર કૃતિઓ ઉપલબ્ધ થઈ છેઃ-

ઉવએસ રહસ્સ, નયરહસ્ય, ભાસરહસ્સ અને સ્યાદ્વાદરહસ્ય (લઘુ, મધ્યમ અને બૃહત્).

આ પૈકી ઉપાંત્ય કૃતિ અત્ર પ્રસ્તુત છે. એમાં જ૦મ૦માં રચાયેલાં ૧૦૧ પદ્યો છે.

વિષય—વાણી એ માનવ જાતિની વિશિષ્ટ સંપત્તિ છે. એનો સદુપયોગ થવો ઘટે. એક કવિએ કહ્યું છે કે "વિચારીને યાર ! ઉચ્ચાર વાણી." વાત ખરી છે. શ્રમણોની વાણી-ભાષા ભાષાસમિતિ અને વચનગુપ્તિથી સદા યે વિભૂષિત હોવી જોઈએ. એમની ભાષા કેવી હોવી જોઈએ એ વિષે અનેક પ્રાચીન ગ્રંથોમાં નિરૂપણ કરાયું છે. દા.ત. પણ્ણવણાનું 'ભાસા' પય, દસવેયાલિયનું 'વક્કસુદ્ધિ' નામનું સાતમું અજ્ઝયણ અને એનાં નિજ્જુત્તિ, ચુણ્ણિ અને હારિભદ્રીયાદિ વૃત્તિ, આયારનું 'ભાસા જાય' અજ્ઝયણ તેમ જ આવસ્સયની નિજ્જુત્તિ ( ગા. ). આ વિવિધ ગ્રન્થોના સારરૂપે ભાષાનું રહસ્ય પ્રસ્તુત કૃતિમા ઉપસ્થિત કરાયું છે.

ભાસારહસ્સમાં નીચે મુજબના વિષયોને સ્થાન અપાયું છે :-

ભાષાના નામ-ભાષા ઇત્યાદિ ચાર નિક્ષેપ, દ્રવ્ય-ભાષાના ગ્રહણ, નિસરણ અને પરાઘાત એ ત્રણ પ્રકારો, ગ્રાહ્ય ભાષાની દ્રવ્યાદિની

---

૧. આ કૃતિ સ્વોપજ્ઞ વિવરણ તેમ જ અન્ય ત્રણ કૃતિઓ તથા ભાસારહસ્સની સંસ્કૃત છાયા સહિત "જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦" તરફથી અમદાવાદથી વિ.સં. ૧૯૯૭મા પ્રસિદ્ધ કરાઈ છે. એ પૂર્વે મૂળ કૃતિ સ્વોપજ્ઞ વિવરણ સહિત મનસુખભાઈ ભગુભાઈ તરફથી અમદાવાદથી વિ.સં.... મા છપાવાઈ હતી.

અપેક્ષાએ વિચારણા, ભાષા-દ્રવ્યનાં સ્પૃષ્ટ, અવગાઢ ઇત્યાદિ નવ દ્વાર, નિસૃત ભાષાના ખંડ ઇત્યાદિ પાંચ ભેદ અને એનાં ઉદાહરણ, પરાઘાતનું સ્વરૂપ, ભાષાના દ્રવ્ય, શ્રુત અને ચરિત્રને લક્ષીને ત્રણ પ્રકાર, દ્રવ્ય આશ્રીને ભાષાના સત્યા, અસત્યા, મિશ્રા અને અનુભયા એમ ચાર પ્રકાર, વ્યવહાર-નય પ્રમાણે આ ચાર પ્રકાર અને નિશ્ચય-નય પ્રમાણે પહેલા બે જ પ્રકાર, પણ્ણવણામાં ભાષાના આજ્ઞાપની ઇત્યાદિ ચાર પ્રકારનો ઉલ્લેખ, આરાધનાને આશ્રીને ભાષાના ચાર પ્રકાર, સત્યા ભાષાના દસ પ્રકારનાં લક્ષણ, એ દસે પ્રકારના ચચ્ચાર ઉપપ્રકાર, અસત્યા ભાષાના દ્રવ્યાદિની અપેક્ષાએ ચાર ભેદ, આ ભાષાના તેમ જ અસત્યામૃષાના દસ દસ પ્રકારો, અસત્યામૃષાના બાર પ્રકારો, કયા જીવને કઈ ભાષા સભવે ? તેમ જ સાધુઓનો ભાષા પરત્વે વિવેક—એમણે કેવું વચન ઉચ્ચારવું અને કેવું નહિ ?

[1]**સ્વોપજ્ઞ વિવરણ—ભાસરહસ્સ** ઉપર કર્તાએ જાતે સસ્કૃતમાં વિવરણ રચ્યું છે. એમાં ૬૭ સાક્ષીપાઠો[2] નજરે પડે છે. અંતમાં નવ પદ્યની પ્રશસ્તિ છે. અને એ દ્વારા કર્તાએ પોતાની ગુરુપરંપરાનો સક્ષિપ્ત પરિચય આપ્યો છે.

આ વિવરણમાં યશોવિજયજી ગણિએ પોતાની નિમ્નલિખિત કૃતિનો ઉલ્લેખ કર્યો છે :—

**અધ્યાત્મમત પરીક્ષા** ( પત્ર ૧૦ આ-૧૩ આ ), **નય રહસ્ય** ( પત્ર ૧ આ ), **પ્રમારહસ્ય** ( પત્ર ૧ આ ), **મંગલવાદ** ( પત્ર ૨ અ ), **વાદમાલા** ( પત્ર ૧૫ આ ) અને **સ્યાદ્વાદરહસ્ય** ( પત્ર ૧ આ ).

૧. આ પ્રકાશિત છે.

૨ આ મૂળ સ્થળ અને પાઇય અવતરણની સંસ્કૃત છાયા વિ. સં. ૧૯૯૭ ની આવૃત્તિમા જોવાય છે.

આ ઉપરાત અન્યકર્તૃક ગ્રંથો નીચે મુજબ છે :—

દશવૈકાલિક ( પત્ર ૨ આ ), પંચસગ્રહ ટીકા ( પત્ર ૯ આ ), પ્રજ્ઞાપના ( પત્ર ૩ આ ), ભાષ્ય ( પત્ર ૪ આ ), વાક્યશુદ્ધિચૂર્ણિ ( પત્ર ૭ આ, ૯ અ ).

ગ્રન્થકાર તરીકે નિમ્નલિખિત નામો અપાયાં છે :—

આવશ્યકનિર્યુક્તિકૃત્ ( ૬ આ ), ગૌતમ (　　　), ભદ્રબાહુ ( ૧૬ અ, ૩૧ આ ) અને શકરસૂનુ ( ૧૧ અ ).

[1]**નિશાભક્ત દુષ્ટત્વવિચાર**—આ કૃતિ અત્યારસુધી તો પૂરેપૂરી મળી આવી નથી એટલે એનુ પરિમાણ જાણવુ બાકી રહે છે. એનો પ્રારંભ નિમ્નલિખિત પદ્ય દ્વારા કરાયો છે :—

**“ ऐन्द्रश्रेणिनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।**
**स्वरूपेणैव दुष्टत्वं निशाभक्ते विभाव्यते ॥ १ ॥ ”**

આના પછીનુ લખાણ ગદ્યમાં છે.

આ કૃતિનો વિષય એ છે કે રાત્રિભોજનમાં જે દોષ છે તે સ્વરૂપથી છે. જેમકે હિંસા, અસત્ય ઇત્યાદિમાં. આ ચર્ચા તાર્કિક શૈલીએ કરાઈ છે. એમાં **તત્ત્વાર્થસૂત્ર** ( અ ૭, સૂ. ૨ ) ની સિદ્ધસેનસૂરિકૃત વૃત્તિ, **નિશીથભાષ્ય** અને **યોગશાસ્ત્ર** ( પ્રકાશ ૩, શ્લો. ૫૨–૫૩ ) ની વૃત્તિમાંથી અવતરણ અપાયાં છે.

---

૧. આ કૃતિ અપૂર્ણ સ્વરૂપે **ભાસરહસ્સ** ઇત્યાદિ સહિત “ જૈ૦ ગ્ર૦ પ્ર૦ સ૦ ” તરફથી અમદાવાદથી વિ. સં. ૧૯૯૭ માં પ્રકાશિત કરાઈ છે. એ કૃતિને આ પ્રકાશનમાં અંતમાં પત્ર ૫૮ આ – ૬૦ આ માં સ્થાન અપાયુ છે.

**વિજયપ્રભસૂરિ-ક્ષામણક-વિજ્ઞપ્તિપત્ર**—આ કૃતિ સપૂર્ણ મળે છે ખરી, પણ એ અપ્રકાશિત હોઈ એનો પરિચય હું આપી શકું તેમ નથી. એના નામ ઉપરથી એ વિજયપ્રભસૂરિને ઉદ્દેશીને લખાયેલું અને ક્ષામણકને લગતું વિજ્ઞપ્તિપત્ર છે.

[1]**આહાર-અનાહારની સજ્ઝાય યાને ચતુર્વિધ આહારની સજ્ઝાય**—આ ગુજરાતી કૃતિમાં વીસ અને પ્રત્યન્તર પ્રમાણે એકવીસ કડી છે. દુવિહારમા એટલે કે દ્વિવિધ આહારના ત્યાગરૂપ પ્રત્યાખ્યાનમાં વિવિધ 'સ્વાદિમ' વસ્તુઓમા કઈ કઈ કલ્પે એ બાબત કડી ૩-૮ મા દર્શાવાઈ છે. ત્યારબાદ પાણીના કેટલાક પ્રકારો, 'ખાદિમ' તરીકે કલ્પે એવી ચીજો અને ચઉવ્વિહાર યાને ચતુર્વિધ આહારના ત્યાગરૂપ પ્રત્યાખ્યાનમાં અનાહાર તરીકે કઈ કઈ વસ્તુ કલ્પે તેનુ નિરૂપણ કરાયુ છે. ૧૮ મી કડીમાં અનાહારનું લક્ષણ અપાયુ છે.

---

૧. આ કૃતિ ગૂ૦ સા૦ સં૦ માં છપાવાઇ છે.

## પ્રકરણ ૮

## પ્રકીર્ણક

**પિસ્તાળીસ આગમોનાં નામની સજ્ઝાય** ( પૂ. વિ. સં. ૧૭૧૮ )—આ તેર કડીની લઘુ કૃતિ એના નામ પ્રમાણે ૪૫ આગમોનાં નામ રજૂ કરે છે. અહીં ૪૫ આગમો તરીકે ૧૧ અંગ, ૧૨ ઉવંગ (ઉપાંગ), ૬ છેય(છેદ), ૧૦ પઇણ્ણગ(પ્રકીર્ણક), નંદી, અણુઓગદ્દાર ( અનુયોગદ્વાર ) અને ૪ મૂલનો ઉલ્લેખ છે. અહી છ છેય તરીકે કપ્પ, વવહાર, નિસીહ, પંચકપ્પ, મહાનિસીહ અને વવહાર એટલે કે છયકપ્પ ગણાવાયાં છે, જ્યારે દસ પઇણ્ણગ તરીકે નિમ્નલિખિત આગમોનો નિર્દેશ કરાયો છે :—

ચઉસરણ, આઉરપચ્ચક્ખાણ, વીરત્થય, ભત્તપચ્ચક્ખાણ, તંદુલવેયાલિય, ચંદાવેજ્ઝય, ગણિવિજ્જા, મરણસમાહિ, દેવિંદત્થય, અને સંથારગ.

ચાર મૂલ તરીકે દસવેયાલિય, ઓહનિજ્જુત્તિ, આવસ્સય અને ઉત્તરજ્ઝયણ ગણાવાયાં છે.

અહી જે ૪૫ આગમોનાં નામ અપાયાં છે તેમાંના ઘણાખરા પાઇય ભાષામાં છે અને એ પૈકી કેટલાંક તો એના ગુજરાતી રૂપાંતરરૂપ છે. છયકપ્પને બદલે વવહારનો ઉલ્લેખ છે એ વિલક્ષણ ગણાય પાંચમા અંગમાં ૩૬૦૦૦ પ્રશ્નો હોવાનું કહ્યું છે. **નંદી** અને **અણુઓગદ્દાર** એ બે આગમોને સૂત્રરૂપ રત્નની પેટીની કુંચી તરીકે ઓળખાવાયા છે.

**અગિયાર અંગની સજ્ઝાય**—જૈન આગમોમાં ૧૧ અંગો મહત્તા અને પ્રાચીનતાની દૃષ્ટિએ અગ્રસ્થાન ભોગવે છે. એ ૧૧ અંગોનાં[1] નામ નીચે મુજબ છે :—

આયાર( આચાર ), સૂયગડ(સૂત્રકૃત ), ઠાણ( સ્થાન ), સમવાય, વિવાહપણ્ણત્તિ( વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ) યાને ભગવઈ (ભગવતી), નાયાધમ્મકહા(જ્ઞાતાધર્મકથા), ઉવાસગદસા(ઉપાસકદશા), અંતગડદસા(અંતકૃદ્દશા), અણુત્તરોવવાઇયદસા(અનુત્તરોપપાતિકદશા), પણ્હાવાગરણ(પ્રશ્નવ્યાકરણ) અને વિવાગસુય( વિપાકશ્રુત ).

એકેક અંગના પરિચયાર્થે એકેક ઢાલ રચાઇ છે અને અંતમાં " કલશ "રૂપે છ કડીનું લખાણ છે. ૧૧ ઢાલોની કડીઓની સખ્યા નીચે મુજબ છે :—

૫, ૬, ૭, ૬, ૧૫, ૫, ૫, ૫, ૫, ૫ અને ૯.

આમ ૭૩ કડી છે.

**દેશી**—દરેક ઢાલને મથાળે દેશીનો નિર્દેશ કરાયો છે.

**વિષય**—જે જે અંગના સુયક્ખંધરૂપ વિભાગ અને અજ્ઝયણ કે ઉદ્દેસગરૂપ ઉપવિભાગ છે તેની સંખ્યાનો ઉલ્લેખ કરી કર્તાએ અતિસંક્ષેપમાં પ્રત્યેક અંગના વિષયનો ખ્યાલ આપ્યો છે.

પહેલી ઢાલમાં સિદ્ધાંતનું એ શ્રવણ સુરતરુ, સુરમણિ, સુરગવી ( કામધેનુ ) અને સુરઘટ કરતાં ચઢિયાતું છે એમ કહ્યું છે.

---

૧. કર્તાએ તમામ નામો પાઇયમાં આપ્યાં નથી.

